श्री

# ॥ विविध बोल रत्नाकर. ॥

## भाग २ जो.

ઘણા ભવ્ય જીવોને જૈનમાર્ગનું

જાણપણું થવાને અર્થે.

છપાવી પ્રસિદ્ધ કરાવનાર.


શા. મગનલાલ મૂળચંદના તરફથી,

શા. મગનલાલ નગીનદાસ.



અમદાવાદમાં.

ધીકાંટે રોડ મોતીલાલ અમરતલાલના ડેહેલામાં

ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

શા. ઘેલાભાઈ નરસિંહદાસે છાપ્યો.

(આ પુસ્તક સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવ્યું છે.)

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦.

# પ્રસ્તાવના.

આ પુસ્તક સર્વે, ધર્મના અર્થી ભાઇઓને સિદ્ધાંતનુ જાણપણુ થવા માટે પ્રકટ કર્યુંછે. કેમકે, આ પંચમ કાળમાં સિદ્ધાંતનુ અજાણપણુ ઘણું છે. તથા સિદ્ધાંતોના અર્થ પોત પોતાની મતિ કલ્પનાથી ભિન્ન ભિન્ન કરવામાં આવે છે. તેથી. જે રીતે સિદ્ધાંતમાં જિનપૂજાવિધિ તથા પ્રતિષ્ઠાવિધિ તથા મુનિઓનાં લક્ષણ ઇત્યાદિ કહ્યાં છે. તે રીતે બરોબર ન જાણવાથી તે બીચારા અજાણ લોકો અવિધિ માર્ગે વર્ત્તેછે. તેવા અજાણ પુરૂષોને યથાર્થ બોધ થવા માટે આ ગ્રંથ કર્યો છે, પરંતુ કોઇના ઉપર ઇર્ષ્યાભાવથી કર્યો નથી; માટે આ પુસ્તક આદિઅંત પર્યંત સાપેક્ષપણે વિચારી જોજ્યો. તથા આ પુસ્તક મધ્યે કોઇ વાર્ત્તા સિદ્ધાંતથી વિરૂદ્ધ જણાય તો સુધારીને વાંચશો

* *

*

અસ્તુ.

## पत्रम्. ॥ ग्रन्थस्थविषयानुक्रमः ॥

# शुद्धिपत्रम्.

| પૃષ્ટ. | ઓલી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૬ | કરાવા. | કરવા. |
| ૬ | ૧૦ | કહ્મા. | કહ્યા. |
| ,, | ૧૧ | ખોલવો. | ખોલવો. |
| ,, | ૧૮ | શમકિત. | સમકિત. |
| ૭ | ૧૫ | પરિશ્રુદ્ધ. | પરિશુદ્ધ. |
| ૯ | ૮ | त्रिपरीतो मतो. | त्रिपरीतमतो. |
| ૯ | ૨૩ | शंसयम्. | संशयम्. |
| ૧૪ | ૬ | वुद्दी. | वुड्ढी. |
| ,, | ૧૮ | કદાચિત્ત. | કદાચિત્. |
| ૧૬ | ૨૮ | અર્થાજ. | અર્થાત્. |
| ,, | ,, | કાળેત્. | કાલેજ. |
| ૨૨ | ૧ | સબ્દ | શબ્દ. |
| ૨૪ | ૨૬ | પણ. | પણું. |
| ૩૧ | ૨ | શર્પાદિકથી. | સર્પાદિકથી. |
| ૩૨ | ૧૮ | ઉતર. | ઉત્તર. |
| ,, | ૧૯ | સમવું. | સમજવું. |
| ૩૪ | ૨૫ | ફરીને. | કરીને. |
| ૩૮ | ૨૭ | માડે. | માટે. |
| ૩૯ | ૭ | કરીતે. | કરીને. |
| ,, | ૧૭ | એડલે. | એટલે. |
| ૫૨ | ૧૪ | त्रिलोक. | तिलोक. |
| ૫૪ | ૨ | अन्ये. | अन्ने. |
| ,, | ૧૪ | અટલે. | એટલે. |
| ૫૫ | ૨૬ | बिकहं | विजह कहं. |
| ૬૦ | ૩ | સામાર્થ્ય. | સામર્થ્ય. |
| ,, | ૧૩ | છાક્યા. | છોક્યા. |
| ,, | ૧૬ | રત્નાત્ર | સ્નાત્ર |
| ૬૧ | ૭ | વિધિને. | વિધિ તેને. |
| ૬૩ | ૩૨ | એને. | અને. |
| ૬૪ | ૧૭ | અટલે. | એટલે. |
| ૬૯ | ૧૦ | -छाणणाइ. | च्छाणणाइ. |
| ૭૦ | ૯ | નિમરો. | નિમિત્તે. |
| ૭૧ | ૭ | અપ્રસ્ત. | અપ્રશસ્ત. |
| ૭૨ | ૬ | દ્રવ. | દ્રવ્ય. |
| ,, | ૨૬ | ,, | ,, |
| ૭૮ | ૨૯ | અંતરંગતનું. | અંતરગતનુ. |
| ૮૩ | ૨ | સામાર્થ્ય. | સામર્થ્ય. |
| ૮૪ | ૨૪ | सव्वणू. | सव्वण्णू. |
| ,, | ૩૦ | ઉત્કુષ્ટ. | ઉત્કૃષ્ટ. |
| ૯૩ | ૩૨ | પ્રાર્થત. | પ્રાર્થન. |
| ૧૦૦ | ૧ | ચરિત્ર. | ચારિત્ર. |
| ૧૦૦ | ૧૩ | लोग्ग | लोग. |
| ૧૦૧ | ૨૩ | ફૂલ. | મૂલ. |
| ૧૦૩ | ૧૩ | સગ્યક. | સમ્યક્. |
| ૧૦૬ | ૪ | ચતુરસ્ત્ર. | ચતુરસ્ત્ર |
| ૧૦૮ | ૩ | थयं. | त्थयं. |
| ,, | ૪ | ,, | ,, |
| ,, | ૧૬ | દ્રવસ્તવ. | દ્રવ્યસ્તવં. |
| ,, | ૨૭ | શાસની. | શાસનની. |
| ,, | ૩૧ | પ્રવર્ત્તા. | પ્રવર્ત્યા. |
| ૧૧૦ | ૧૦ | અને તે. | અને જે. |
| ૧૧૨ | ૧૪ | यदुषितं. | यदूषितं. |
| ,, | ૨૧ | એડકેલુ. | અડકેલુ. |
| ૧૧૩ | ૨૯ | એવા. | એવો. |
| ૧૧૪ | ૩૧ | સ્તુસ્તિ. | સ્તુતિ. |
| ૧૧૫ | ૨૭ | નિમત્તનુ. | નિમિત્તનુ. |
| ૧૧૭ | ૯ | શિવાઈ. | શિવાય. |
| ૧૨૪ | ૨૫ | દ્રવ્નની. | દ્રવ્યની. |
| ૧૨૬ | ૨૯ | परुप्परं. | परुप्परं. |
| ૧૨૭ | ૩ | પ્રસાદ. | પ્રાસાદ. |
| ૧૨૮ | ૧૬ | શમકિત. | સમકિત્. |
| ,, | ૨૧ | હેવાં. | એવાં. |
| ૧૨૯ | ૧૭ | असक्लिष्ट. | असंक्लिष्ट. |
| ૧૩૦ | ૧૯ | પ્રવર્ત્તા. | પ્રવર્ત્યા. |
| ૧૩૪ | ૭ | છૌદિવસ. | ૭ દિવસ. |
| ૧૪૦ | ૮ | જીતીને રાખી. | જીતીને જીવતી રાખી. |
| ૧૪૫ | ૨૨ | વાલી. | વાહાલી. |
| ૧૫૧ | ૧૯ | ચહિત. | સહિત. |
| ૧૫૨ | ૨૫ | તષ્ણા. | તૃષ્ણા. |
| ૧૫૫ | ૯ | મટડવાને. | મટાડવાને. |
| ૧૫૬ | ૨૦ | બ્રહ્મચૈર્ય. | બ્રહ્મચર્ય. |
| ૧૬૦ | ૧૦ | કુણ. | કોણ. |
| ,, | ૨૫ | એકવત્વ. | એકત્વ. |
| ,, | ૨૬ | પ્રતે. | પ્રત્યે. |
| ૧૬૧ | ૨૭ | પ્રેપ્તિનું. | પ્રાપ્તિનું. |
| ૧૬૨ | ૨૭ | અજુગત. | અયુક્ત. |
| ૧૬૩ | ૨ | આમગમાં. | આગમમાં. |
| ૧૬૪ | ૧૦ | પણીનું. | પાણીનું. |
| ,, | ૧૬ | રાજા વિયોગ. | રાજાભિયોગ. |
| ૧૬૪ | ૧૭ | રાજા વિયોગ. | રાજાભિયોગ. |
| ૧૬૫ | ૩૩ | પૂજી ૭. | પૂજી છે. |

| પૃષ્ટ. | ઓલી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૬ | ૫ | મથ્યા. | મિથ્યા. |
| ,, | ૧૯ | પ્રણી. | પ્રાણી. |
| ૧૭૦ | ૧૦ | ક્રીને. | કરીને. |
| ૧૭૧ | ૧૧ | બાજું. | બીજું. |
| ૧૭૪ | ૩૧ | અહતને. | અર્હતને |
| ૧૭૬ | ૨ | પગ્ગહિયાણી. | પરિગ્ગહિયાણી. |
| ,, | ૧૭ | પ્રર્યુપાસના. | પર્યુપાસના. |
| ૧૭૭ | ૨૫ | નિર્યુક્આ-દિકે. | નિર્યુક્તિઆ-દિકે. |
| ૧૭૭ | ૨૭ | નિર્યુકિ. | નિર્યુક્તિ. |
| ૧૮૫ | ૧૧ | अप्पाणमत्र. | अप्पाणमेव. |
| ૧૮૮ | ૨૪ | શ્રાવક. | શ્રાવક તે. |
| ૧૮૯ | ૨૦ | વસ્રોનું. | વસ્ત્રોનું. |
| ,, | ૨૬ | અર્થાત્. | અર્થાત્. |
| ૧૯૩ | ૨ | પ્રસ્ત્રવણ. | પ્રસ્રવણ. |
| ૧૯૬ | ૧૨ | अथि. | अत्थि. |
| ૨૦૦ | ૧૫ | શ્રુતે. | શ્રુતે. |
| ૨૦૪ | ૧૭ | વિષેધ. | નિષેધ. |
| ૨૦૭ | ૯ | જિનપ્રમાનું. | જિનપ્રતિમાનું. |
| ૨૦૮ | ૧૩ | પ્રાણધાનન. | પ્રણિધાન. |
| ,, | ૨૧ | વંદદનાઓ. | વંદનાઓ. |
| ૨૧૧ | ૩૨ | જનરે. | નજરે. |
| ૨૧૪ | ૬ | દેખાડો છે. | દેખાડ્યો છે. |
| ,, | ૩૦ | મહાજની | મહારાજની. |
| ૨૧૬ | ૯ | ઠાણાજી. | ઠાણાંગજી. |
| ૨૨૩ | ૧૧ | સૂમ્મ કુશીલ. | સૂક્ષ્મ કુશીલ. |
| ૨૨૯ | ૨૩ | ક્ષેત્રોનો. | ક્ષેત્રોને. |
| ૨૩૧ | ૩ | ઉત્કુષ્ટપણાએ. | ઉત્કૃષ્ટપણાએ. |
| ,, | ૨૨ | ઇયાદિ. | ઈત્યાદિ. |
| ૨૩૨ | ૧૦ | સ્નાત. | સ્નાતક. |
| ,, | ૨૯ | મહૂર્ત. | મુહૂર્ત. |
| ૨૩૪ | ૧૧ | શૈલશીકરણ. | શૈલેશીકરણ. |
| ,, | ૨૭ | નિયમાએ. | નિયમાએ. |
| ૨૩૭ | ૧૭ | કષાક | કષાય |
| ૨૪૦ | ૪ | પાશ્વવર્ત્તિ. | પાર્શ્વવર્ત્તિ. |
| ,, | ૨૭ | કોટીસહસ્ત્ર. | કોટીસહસ્ત્ર. |
| ૨૪૩ | ૯ | પ્રકાનો. | પ્રકારનો. |
| ૨૪૫ | ૨૪ | સંજ. | સંજત. |
| ૨૪૭ | ૨૪ | અવર્પિણી. | અવસર્પિણી. |
| ૨૫૦ | ૧૯ | અંતર્મુહૂત્ત. | અંતર્મુહૂર્ત. |
| ,, | ૨૦ | અંતર્મુહૂત્ત. | અંતર્મુહૂર્ત. |
| ૨૫૧ | ૨૩ | પ્રન્યે. | પ્રત્યે. |
| ૨૫૧ | ૩૦ | હજર. | હજાર. |
| ૨૫૬ | ૨૫ | ગતપ્રથકૂત્વ. | શતપ્રથકૂત્વ. |
| ૨૫૭ | ૮ | સંખ્તાતગુણા | સંખ્યાતગુણા |
| ,, | ૧૨ | સજમ. | સમજ. |
| ૨૭૨ | ૪ | અતે. | અને. |
| ૨૮૦ | ૧૮ | वद्धिए. | वद्धिए चिण्पए. |
| ૨૮૧ | ૧૨ | કષકયરૂપ. | કષાયરૂપ. |
| ૨૮૨ | ૧૮ | પ્રણાતિપાત. | પ્રાણાતિપાત. |
| ,, | ૨૨ | સમહ. | સમૂહ. |
| ૨૯૭ | ૨૨ | સ્થવિર કહેતાં. | સ્થવિર કહેતાં વૃદ્ધ |
| ,, | ૨૪ | દેશ. | દશ. |
| ૨૯૯ | ૨૮ | અતિયારોનું. | અતિચારોનું. |
| ૩૦૦ | ૨૭ | સ્ત્રીલ્લિંગ. | સ્ત્રીલિંગ. |
| ૩૦૭ | ૩૩ | બોલા. | બોલાવે. |
| ૩૧૧ | ૯ | છડં. | છઠ્ઠું. |
| ,, | ૨૯ | નિગ્રહ. | નિગ્રહ. |
| ૩૧૭ | ૮ | अभिकख. | अभिकंख. |
| ૩૧૯ | ૧૫ | अच्छत्ति. | अत्थित्ति. |
| ૩૨૩ | ૮ | થોહો. | થોડો. |
| ૩૨૪ | ૯ | દુવિનીત. | દુર્વિનીત. |
| ૩૨૫ | ૨૧ | શાધુની. | સાધુની. |
| ૩૨૯ | ૯. | છદ્. | છઠ્ઠ. |
| ૩૩૧ | ૨૪ | ળાળિકા. | બાળિકા. |
| ૩૩૫ | ૬ | પૂર્વે. | પૂર્વે. |
| ૩૩૭ | ૧૫ | તત્વદ્દિષ્ટએ. | તત્વદૃષ્ટિએ. |
| ૩૪૦ | ૬ | પૂર્વ. | પૂર્વે. |
| ૩૪૩ | ૧૩ | આ ંસારને. | આ સંસારને. |
| ૩૪૪ | ૨૦ | તિરંતર. | નિરંતર. |
| ૩૪૬ | ૨૩ | લોકા. | લોકો. |
| ૩૪૭ | ૧૨ | યયા છો. | થયા છો. |
| ૩૪૮ | ૨ | કૃષ્ય. | કૃત્ય. |
| ૩૫૦ | ૩૧ | સંધયમાંણી. | સંઘયણમાંથી. |
| ૩૫૨ | ૧ | જાદો. | જૂદો. |
| ૩૫૩ | ૧૭ | છત્રીશમા. | છવ્વીશમા. |
| ૩૫૬ | ૨૮ | સંપણ્ગા. | સંપણ્ણા. |
| ૩૫૭ | ૧ | સંપણ્ગા. | સંપણ્ણા. |
| ,, | ૩૦ | ક્રીને. | કરીને. |
| ૩૬૬ | ૩ | વ્યાવહાર. | વ્યવહાર. |
| ,, | ૨૧ | પાય. | પય. |
| ૩૭૧ | ૩૩ | કહીએ. | કહીએ. |
| ૩૭૩ | ૩૨ | પૂર્વ. | પૂર્વે. |
| ૩૭૬ | ૨૨ | સપ્તસંગી. | સપ્તભંગી. |
| ૩૭૭ | ૩૨ | માનવાને. | મનાવાને. |

# ॥ विविधबोलरत्नाकर. ॥

## भाग २ जो.

પ્રથમ ભાગમાં ચાર નિક્ષેપાનું સામાન્ય સ્વરૂપ નિરૂપણ કર્યું છે. તેમાં સ્થાપના નિક્ષેપાનું શુદ્ધ સ્વરૂપ સમજવાને પ્રથમ દ્રવ્યસ્તવ રૂપ, ભાવસ્તવનું કારણ, એવો જિનભવનનો વિધિ, હરિભદ્રસૂરિકૃત પંચાશકને અનુસારે વિસ્તારથી અત્રે કહીશું. કારણ કે-પોતાનુ દ્રવ્યસ્તવ તથા ભાવસ્તવ પ્રત્યે યોગ્યપણુ વિચારીને એટલે એકલું દ્રવ્યસ્તવજ નહી, તેમ એકલું ભાવસ્તવ પણ નહી, બેઉએ સંસારના વિચ્છેદ નિમિત્ત સાધુ અને શ્રાવકોને પોતાના પદને ઉચિત રીતે કરવા યોગ્ય છે. શ્રાવકને દ્રવ્યસ્તવ તથા ભાવસ્તવ બેઉ ઉચિત છે, સાધુને ફકત ભાવસ્તવનીજ જરૂર છે.

પ્રથમ દ્રવ્યસ્તવનું નિરૂપણ કરીએ છીએ.

આરંભમાં ગ્રંથકાર મંગળાચરણ કરે છે.

**नमिऊण वद्धमाणं जिणभवणकारणाविहाणं ॥**
**संखेवउ महत्थं गुरूवएसाणुसारेण ॥ १ ॥**

મહાવીર સ્વામીને નમસ્કાર કરીને જિનભવન કરાવવાનો મોટા અર્થ વાળો વિધિ, ઝાઝો વિસ્તાર ન કરતાં ગુરૂના ઉપદેશને અનુસારે સંક્ષેપથી વિવેચન કરીશ. માત્ર મારી બુદ્ધિની કલ્પનાથી નહી. કારણ કે, છદ્મસ્થની બુદ્ધિનું વ્યભિચારીપણું છે, તે હેતુ માટે ॥૧॥

જિનભવન કરાવવાને યોગ્ય પુરૂષનાં લક્ષણ અત્રે કહીએછીએ.

**अहिगारिणा इमं खलु कारेयव्वं विवज्जए दोसा ॥**
**आणाभंगाउ च्चिय धम्मो आणाए पडिबद्धो ॥२॥**

અવશ્ય જિનભવન કરાવવાને યોગ્ય પુરૂષેજ તે કરાવવું. કારણ કે, અનધિકારિ પુરૂષે કરાવ્યે સતે અશુભ કર્મ બંધ રૂપ દોષ ઉત્પન્ન થાય છે

પ્રશ્ન—સંસાર રૂપ નદીને તરવાને નાવ સમાન દ્રવ્યસ્તવના વિધિમાં પણ દોષ કેમ સિદ્ધ થાય છે?

ઉત્તર—આજ્ઞા ભંગથીજ છે. એટલે તીર્થંકર મહારાજનાં વચન ઉલ્લંઘન કરવાથીજ દોષ સિદ્ધ થાય છે.

દ્રવ્યસ્તવ કરવામાં તીર્થંકરની આજ્ઞા નીચે પ્રમાણે છે—

टी. गाथा

अकसिणपवत्तगाणं विरयाविरयाण एस खलु जुत्तो।
संसारपयणुकरणे दव्वत्थए कूवदिठंतो ॥

અર્થ—સકળ સંયમને વિષે નવર્ત્તતા એવા વિરતાવિરતીઓ ( શ્રાવક લોકો ) ને, આ દ્રવ્યસ્તવ સંસારને ઓછો કરવાને યોગ્યજ છે. આ દ્રવ્ય સ્તવમાં કુવાનું દૃષ્ટાંત યથાસ્થિત ઘટે છે. જેમ કુવો કરાવનાર પ્રથમ ખોદે છે, તેમાંથી માટી ગારો વગેરે નીકળે છે. તેણે કરીને ખરડાય છે, પછી પાણી નીકળવાથી તે માટી ધોઇને શુદ્ધ થાય છે, તેમ અહીયાં પણ દ્રવ્યપૂજા કરતાં વ્યવહારમાં જતના કરતાં છતાં પણ કંઇક હિંસા થઈ જાય છે, પરંતુ ભાવ પૂજા નિષ્પન્ન થવાથી થએલી હિંસાનું ફલ લાગતું નથી, શાથી કે—અંતર ભાવ દયાનો ઉપયોગ છે માટે.

પ્રશ્ન—આજ્ઞા ભંગ કરે સતે દોષ કેમ ઉત્પન્ન થાય છે ?

ઉત્તર—દ્રવ્યસ્તવાદિ રૂપ જે ધર્મ છે. તે આપ્તની આજ્ઞાને વિષે એટલે તીર્થંકરના વચનને વિષે નિશ્ચય કરીને બંધાએલો છે. કેમકે—વીતરાગ વચનને અનુસારે વર્ત્તવાથીજ ધર્મ થાય છે. વીતરાગનું વચન ઉલ્લંઘન કરવાથી ધર્મનો અભાવ રૂપ દોષજ નિષ્પન્ન થાય છે, માટે સર્વ સ્થળે વીતરાગની આજ્ઞાજ પ્રમાણ છે. ॥૨॥

આજ્ઞાને વિષે બંધાએલા ધર્મને દેખાડે છે—

आराहणाइ तीए पुणं पावं विराहणाए तु ॥
एयं धम्मरहस्सं विणेयं बुध्दिमंतेहिं ॥ ३ ॥

અર્થ—વીતરાગની આજ્ઞા પાળવે કરીને શુભ કર્મરૂપ પુણ્ય બંધાય છે, પુણ્ય એજ શુભ ધર્મ છે. કેમકે—પુણ્ય એજ શુભ ધર્મનો હેતુ છે, માટે તે વીતરાગની આજ્ઞાનું વિરાધન કરવે કરીને એટલે—વીતરાગનીઆજ્ઞાને બાધા પહોચાડવાથી અશુભ કર્મ રૂપ પાપ બંધાય છે. આ કરવાયોગ્ય તથા નહી કરવાયોગ્ય એવા બેઉ પ્રકાર વડે કરીને આરાધના વિરાધના રૂપ પૂર્વે કહેલું એવું ધર્મ રહસ્ય એટલે—રૂડા ધર્મનુંસાર ભૂત, બુદ્ધિમાન એટલે પંડિત પુરૂષોએ જાણી લેવું. ॥૩॥

વીતરાગસ્તોત્રમાં કહ્યું છે—

वीतरागसपर्यातस्तवाज्ञापालनं परम् ।
आज्ञा राद्धा विराद्धा च शिवाय च भवाय च ॥

અર્થ—હે વીતરાગ, તમારી દ્રવ્યપૂજા કરવાથી તમારી આજ્ઞાનું પાલન કરવું તે ઉત્તમ છે. એટલે દ્રવ્યને ભાવ બે પ્રકારે તમારી આજ્ઞામાં વર્તવું, તે શ્રેષ્ટ છે. કારણ કે-આજ્ઞાનું આરાધવું, તે મોક્ષને અર્થે છે, અને વિરાધવું, તે સંસારને અર્થે છે.

વળી સંબોધશિત્તરીમાં કહ્યું છે કે—

आणाइ तवो आणाइ संजमो तह य दाणमाणाए ।
आणारहिओ धम्मो पलालपूलुव्व पमिहाइ ॥

અર્થ—આજ્ઞાએ કરીને તપ, આજ્ઞાએ કરીને સંયમ. તેમજ વળી દાન તથા પૂજા, તે પણ આજ્ઞાએ કરીનેજ થાય છે. આજ્ઞાએ રહિત એવો જે ધર્મ, તે પરાળના પુળાની પેઠે જણાય છે. પરાળનો પુળો જેમ કણ વિનાનો મિથ્યા છે, તેમ આજ્ઞા વિનાનો જે ધર્મ છે, તે પણ ફળ રહિત છે.

आणाखंमणकारी जइवि तिकालमहाविभूईए ।
पूएइ वीयरायं सव्वंपि निरत्थयं तस्स' ॥

અર્થ—જે પણ આજ્ઞાનું ખંડન કરનારો, એટલે આજ્ઞાનો ભંગ કરનારો, મહાવિભૂતિએ કરીને અર્થાત્ ઘણુંદ્રવ્ય ખરચવે કરીને, ત્રણ કાળ-પ્રાતઃકાળ, મધ્યાન્હ કાળ તથા સાયંકાળ વીતરાગને પૂજે છે, એટલે જિનદેવની ભક્તિ કરેછે, તો પણ તેનું-આજ્ઞા ભંગ કરનારનું સર્વે પણ ફળ વિનાનું છે.

વળી કહે છે કે—

'रन्नो आणाभंगे इक्कं चिय होइ निग्गहो लोए ।
सव्वन्नुआणाभंगे अणंतसो निग्गहं लहइ' ॥

અર્થ—લોકમાં રાજાની આજ્ઞા ભંગ કરવાથી એકવાર નિગ્રહ થાયછે, એટલે ગુન્હો કરનાર પુરૂપને રાજા તેજ ભવમાં શિક્ષા કરે છે, અને સર્વજ્ઞની આજ્ઞાનો ભંગ કરવાથી અનંત એવા નિગ્રહને પામે છે, અર્થાત્ અનેક એવા ભવોને વિષે નરકાદિકનાં દુઃખોને પ્રાપ્ત થાય છે. માટે આજ્ઞા સહિત ધર્મ કૃત્ય કરવા યોગ્ય છે.

વળી પષ્ટિશતકમાં કહ્યુંછે કે—

'किच्चांपि धम्मकिच्चं पूआपमुहं जिणिंदआणाए ।
भूयमणुग्गहरहियं आणाभंगाउ दुहदायं' ॥

અર્થ—કરવાયોગ્ય એવું પણ પૂજા પ્રમુખ ધર્મ કૃત્ય, તે જિનેંદ્રની આજ્ઞા સહિત કરવા યોગ્ય છે. કારણ કે—પ્રાણિઓની દયા રહિત એવું જે ધર્મકૃત્ય, તે દુઃખદાયક છે. કેમકે-આજ્ઞાનો ભંગ છે માટે. વીતરાગની આજ્ઞા એવી છે કે—દ્રવ્ય, ભાવ, બેઉ પ્રકારે ગુરૂલાઘવના વિચાર પૂર્વક, જતના સહિત સર્વ ધર્મ કૃત્ય કરવા યોગ્ય છે એ હેતુ માટે.

જિનભવન કરાવનાર અધિકારી પુરૂષનો પ્રસ્તાવ દર્શાવીને તેજ અધિકારી પુરૂષને લક્ષણ સહિત દેખાડે છે.

अहिगारीउ गिहत्थो सुहसयणो वित्तसंजुत्त कुलजो ॥
अखुद्दो धिइबलिउ मइमं तह धम्मरागीय ॥ ४ ॥
गुरुपूयाकरणरई सुस्सूसाइगुणसंगउ चेव ॥
णायाहिगयविहाणस्स धणियमाणापहाणो य ॥ ५ ॥

અર્થ--વળી જિનભવન કરાવવાના વિધિમાં, અધિકારી એટલે યોગ્ય ગૃહસ્થજ હોય, પણ સાધુ ન હોય, કેમકે—તેમને વિશેષ પ્રતિજ્ઞા છે, તે હેતુ માટે. એટલે સર્વ સાવદ્ય યોગ ( પાપ સહિત વ્યાપાર ) નો ત્યાગ કર્યો છે, એ માટે. તે ગૃહસ્થ પણ સામાન્ય નહી, અર્થાત્ જેવો તેવો અધિકારી ન હોય, શુભ સ્વજન વાળો, એટલે સંકલેશ રહિત કુટુંબ વાળો, અશુભ સ્વજન વાળો ન જોઈએ, કેમકે—તે અશુભ સ્વજનનું, (અકલ્યાણકારી કુટુંબનુ) લોકથી તથા ધર્મથી ઉલટું ચાલવાપણું છે તે હેતુ માટે ચૈત્યને કરાવનાર પુરૂષ, શુભ ભાવની વૃદ્ધિને પામતો નથી. પ્રવચન એટલે જૈનશાસન તેને શોભાવવાને સમર્થ થતો નથી. એજ બે કારણોને માટે એટલે શુભ ભાવની વૃદ્ધિને અર્થે અને જૈન શાસન શોભાવવાને અર્થે વિવેકી પુરૂષોને જિનભવન કરાવવાનો પ્રારંભ છે, તે હેતુ માટે. તે પણ (શુભ સ્વજન વાળો પણ) વિત્ત સહિત એટલે ધનપતિ જોઇએ, કેમકે—દ્રવ્યરહિત પુરૂષને તે પ્રારંભેલું પણ જિનભવન સિદ્ધ થતું નથી, એટલે નિષ્પન્ન થતું નથી. તે, જિનભવન નિષ્પન્ન ન થવાથી ખેદનું ભાજન થાય છે. બીજા લોકની પાસે યાચના કરવે કરીને એટલે ટીપ વગેરે કરવે કરીને તે જિનભવન કરાવતો સતો પણ લોકને હાંસી કરવા યોગ્ય થાય છે.—અહો!! લોકો જુઓ! જિનભવન કરાવવાના મિષે કરીને આ-પોતાના કુટુંબને પોસે છે, એ રીતે હાંસીની સંભાવનાનો હેતુ થાય છે. માટે તે પણ વખાણવા યોગ્ય કુળમાં ઉત્પન્ન થએલો જોઇએ. નિંદિત કુળમાં ઉત્પન્ન થએલા પુરૂષે કરાવેલું તે જિનભવન અતિશે કરી તે લોકોને ગ્રહણ કરવા યોગ્ય થતું નથી; માટે તેપણ અક્ષુદ્ર

એટલે કૃપણતા રહિત જોઇએ, કેમકે—જે કૃપણ હોય તે ઉચિતપણે કરીને એટલે જેવી રીતે ખરચવું ઘટે, તેવી રીતે કરીને દ્રવ્ય ખરચવાને સમર્થ થતો નથી, અને તે જિનભવનને કરાવવાને અને શાસનને શોભાવવાને સમર્થ થતો નથી, અથવા અક્ષુદ્ર એટલે અક્રૂર જોઇએ. કેમકે—ક્રૂર પુરૂષ પરને ઉપતાપકારી છે. માટે લોકને દ્વેષ કરવા યોગ્ય પુરૂષે કરાવેલું જિનભવન, તે કરાવનારના મચ્છરે કરીને લોકોને દ્વેષ કરાવા યોગ્ય થાય છે. એટલે જિનભવન કરાવનારની ઉપર ઇર્ષ્યાએ કરીને તે જિનભવન ઊપર અરૂચિ કરે છે. તે માટે અક્ષુદ્ર જોઈએ. તે પણ ચિત્તના સમાધાનરૂપ સમર્થપણાએ સહિત જોઇએ. કેમકે—ધીરજરૂપ બળે કરીને રહિત, એવો જે પુરૂષ, દ્રવ્યનો ખરચ થએ સતે પશ્ચાત્તાપ કરવાથી, એટલે જો મેં આ ન કર્યું હોત તો ઠીક, એવો વિચાર કરવાથી પુણ્યનું ભાજન થતો નથી. અર્થાત્ તેને પુણ્ય બંધાતું નથી માટે. તે પણ બુદ્ધિ સહિત જોઈએ, કેમકે મતિહીન પુરૂષ, ઉપાયમાં ન વર્તવાથી, એટલે જિનભવનના ઉપાયમાં ન વર્તવાથી દૃષ્ટાદૃષ્ટ ફળ એટલે દેખીતું તત્કાળ ફળ અને પરલોકનું ફળ, તે બેઉને ભજનાર થતો નથી. અર્થાત્ આ લોકનું તથા પર લોકનું, ફળ, તેને થતું નથી. તે પણ ધર્મરાગી એટલે શ્રુતધર્મ તથા ચરિત્ર ધર્મનો અનુરાગી, કેતાં-રાગવાળો જોઈએ. કેમકે ધર્મનો રાગી ન હોય અને ઉપર કહેલા ગુણના સમૂહે સહિત હોય તો પણ તે જિનભવન કરાવવાના વિધિને વિષે ન પ્રવર્તે, એમ કર્ત્તાં કોઈ રીતે પ્રવર્ત્તે, તો પણ વાંછિત ફળની સિદ્ધિનો ભજનાર ન થાય, એટલે તેને સંસારના વિચ્છેદ રૂપ મોક્ષ ફળ થતું નથી, માટે તેવો અધિકારી ન જોઇએ. વળી તે પુરૂષ ગુરૂ પૂજા કરવામાં પ્રીતિવાળો જોઇએ. ગુરૂ તે કોણ? લૌકિક તથા લોકોત્તર, એ બે પ્રકારના ગુરૂ, લૌકિક ગુરૂ કોણ કહેવાય? માતાપિતાદિક તથા પોતાથી વડીલો તે. લોકોત્તર ગુરૂ તે કોણ? ધર્માચાર્ય ઈત્યાદિક-જેમનાથી ધર્મ પામ્યા હોઈએ તે, તે બેઉ પ્રકારના ગુરૂની પૂજા કરવાને વિષે એટલે જેનો જેમ વિનયાદિક કરવો ઘટે, તેનો તેમ આદરવામાં પ્રીતિયુક્ત—પ્રેમવાળો. એવો જે પુરૂષ, તે લોકને વહાલો લાગવે કરીને સહાયતાને પાંમે છે—લોકોની સહાયતા પામવે કરીને આરંભેલું જે કાર્ય, તેને સંપૂર્ણ કરવાને સમર્થ થાય છે, તથા શુશ્રૂષાદિ ગુણે સહિતજ જોઇએ. શુશ્રૂષાદિ ગુણ તે કીયાં? સાંભળવાની ઇછા તે આદિક આઠ ગુણ તેને કહેછે—

શુશ્રૂષા શ્રવણં ચૈવ ગ્રહણં ધારણં તથા ॥
ઇહાપોહોર્થવિજ્ઞાનં તત્ત્વજ્ઞાનં તુ ધીગુણાઃ ॥

અર્થ—૧ શુશ્રૂષા (સાંભળ્યાની ઇચ્છા.) ૨ શ્રવણ, ૩ ગ્રહણ, ૪ ધારણ, ૫ તર્ક, ૬ સમાધાન, ૭ અર્થનું જાણપણું, ૮ તત્ત્વને જાણવું, એ બુદ્ધિના આઠ

ગુણ છે. તે ગુણોએ સહિત એવો પુરૂષ જોઇએ. એ પ્રકારનો પુરૂષજ, શાસ્ત્રના સંસ્કાર સહિત બુદ્ધિ વડે કરીને અને ઉપાયના જાણપણા વડે કરીનેવાંછિત અર્થનો સાધક—સિદ્ધ કરનારો થાય છે. તે પણ જિનભવન કરાવવાના વિધિનો જાણ જોઇએ. એવા પ્રકારના પુરૂષે કરાવવા માંડેલું તે જિનભવન ઇચ્છિત અર્થનું—મોક્ષરૂપ અર્થનું સાધક—કારણ થાય છે. વળી અતીશે કરીને જેમાં આજ્ઞાનું પ્રધાનપણું છે, એવા આગમને અગ્રેસર કરીને વર્તનારો—સિદ્ધાન્તમાં કહેલા વિધિ પ્રમાણે કરાવનારો; એટલે એવા પુરૂષે આગમમાં કહેલા વિધિ પ્રમાણે કરાવેલું જિનભવન, લોકોત્તર *ક્રિયા પણે કરીને નિર્વાણનું અંગ થાય છે. મોક્ષ પામવાનું અંગ થાય છે. ॥૪॥ ॥૫॥

હવે શા માટે ચૈત્યના કરાવનાર પુરૂષનો પૂર્વે કહ્યા પ્રમાણે ગુણનો સમુહ બોળવો જોઇએ, તે કહે છે.—

एसे गुणम्डिजोगा अणेगसत्ताण तीए विणिउगा ॥
गुणरयणवियरणेणं तं कारिंतो हियं कुणइ ॥ ६ ॥

અર્થ—આ પૂર્વે કહેલો જિનભવન કરાવનારો અધિકારી પુરૂષ, ગુણ ઋદ્ધિના યોગ થકી—પૂર્વે કહેલી ગુણ રૂપ લક્ષ્મીના સહિતપણા થકીજ અને તે ગુણ રૂપ ઋદ્ધિના વિનિયોગ થકી—પોત પોતાના કારજને વિષે વેપાર થવાથકીજ—જયાં જેમ જોઇએ, ત્યાં તેમ તે ગુણોને જોડવાથીજ અને વળી ગુણરૂપ રત્નનું દાન દેવે કરીને અનેક પ્રાણિઓને શમકિતનું બીજ, રૂડાં દર્શનાદિક રૂપ ગુણ માણિક્ય આપવે કરીને તે જિનભવનને કરાવતો સતો અનેક ભવ્ય પ્રાણિઓનું તથા પોતાનું હિત—કલ્યાણ કરે છે, તે હેતુ માટે ગુણનો સમૂહ બોળીએ છીએ. જે ગુણ સહિત હોય, તેજ પોતાનું તથા પરનું કલ્યાણ કરી શકે છે. ॥૬॥

પૂર્વે ગુણ રત્ન આપવે કરીને એમ કહ્યું, તેજ વળી આ જિનભવન કરાવનારને જેમ હોય તેમ દેખાડતા સતા કહેછે:—

तं तह पवत्तमाणं दट्ठुं केइ गुणारागिणो मग्गं ॥
अणे उ तस्स बीयं सुहभावाउ पवज्जंति ॥ ७ ॥

અર્થ—તેજ પ્રકારે ઉપર દર્શાવેલા ગુણે યુક્ત પ્રવર્ત્તમાન—જિનભવન કરાવવાના વિધિમાં ઘટમાન, એટલે ઘટિત એવો જિનભવન કરાવનાર અ-

* આ જિનભવનનું કરાવવું, તે લોકોત્તર ક્રિયા છે—લૌકિકક્રિયાથી ઉત્તમ ક્રિયા છે માટે કર્મ રહિત પણાનું કારણ થાય છે.

ધિકારી પુરૂષ, તેને દેખીને કેટલાએક ગુણના રાગી—ગુણના પક્ષ કરનારા એવા જીવો, થાયછે. કેમકે—ગુણરાગી વિના માર્ગાદિકને અંગીકાર કરવાનો અસંભવ છે, એ હેતુ માટે ગુણના રાગી પુરૂષો, તે અધિકારી પુરૂષને દેખીનેજ માર્ગ—સમ્યક દર્શનાદિ મોક્ષ માર્ગને અંગીકાર કરે છે. તે માર્ગ અંગીકાર કરનાર પુરૂષોથી અન્ય—બીજા પુરૂષો, શુભ ભાવ થકી—ગુણના અનુરાગ રૂપ રૂડા પરિણામ થકી, તે માર્ગનું—સમ્યક દર્શનાદિકનું, પ્રવચન પ્રશંસાદિક—જૈન સિદ્ધાન્તની પ્રશંસા કરવી, તે રૂપ બીજ—કારણ, માર્ગાનુસારી ભાવને પામેછે. ॥૭॥

શુભ ભાવથી બીજ પ્રત્યે પામે છે, એમ પૂર્વે કહ્યું, તેને સમર્થન કરવાને અર્થે કહેછે—

जो च्चिय सुहन्नावो खलु सवन्नुमयंमि होइ परिसुद्धो॥
सो च्चिय जायइ बीयं बोहीए तेण णायेण ॥ ८ ॥

અર્થ—જે જન્યાદિ રૂપપણે કરીને-પૂર્વે કહેલા ગુણોને ઉત્પન્ન કરવાપણે કરીને અસામાન્ય—ઘણો રૂડો એવો પ્રશંસાદિ રૂપ શુભ ભાવ—રૂડો પરિણામ, સર્વજ્ઞ મતને વિષે—જૈનશાસનને વિષે હોયછે. કેમકે—તેથી અન્ય મતને વિષે, તથા પ્રકારનો ભાવ હોતો નથી તે હેતુ માટે જૈન મતને વિષે જે શુભ ભાવ હોય છે, તેજ પરિશુદ્ધ હોય છે. પણ પરની અનુવૃત્ત્યાદિ-અનુયાયિ રૂપ દૂષણોએ સહિતપણે કરીને અપરિશુદ્ધ એવો જે ભાવ, તે સમકિતનું કારણ રૂપ થતો નથી. માટે આ પરિશુદ્ધ એવોજ શુભ ભાવ, તે સમ્યક દર્શનનું, બીજની પેઠે બીજ—કારણ થાયછે. આ અર્થ શી રીતે સિદ્ધ કરવો ? તે કહે છે:—ચોરના ઉદાહરણે કરીને દેખાડે છે. ॥૮॥

## दृष्टांत.

इहाभूतां नरौ कौचिदन्योऽन्यं दृढसौहृदौ ॥
युवानौ साहसोपेतौ चौरस्य बलगर्वितौ ॥ १ ॥
न्नोगलुब्धौ समस्तेच्छापूरकद्रव्यवर्जितौ ॥
तौ च चौर्थं व्यधासीष्टां न्नोगवाञ्छाविमम्बितौ ॥२॥
दण्मपासिकलोकेन संप्राप्तावन्यदा तकौ ॥
नीयमानौ च तौ तेन वध्यस्थानं तपस्विनौ ॥३॥
दृष्टवन्तौ मुनीन्मान्यान्मानिमानवसंहतेः ॥
साधूनां सत्क्रियां दृष्ट्वा तयोरेको व्यचिन्तयत् ॥४॥

अहो धन्यतमा एते मुनयो विमलक्रियाः ॥
स्वकीयगुणसंदोहाज्जगतां पूज्यतां गताः ॥५॥
वयं पुनरधन्यानामधन्या धनकाङ्क्षया ॥
विदधाना विरुद्धानि वध्यतां प्रापिता जनैः ॥६॥
धिक्कारोपहतात्मानो यास्यामः कां गतिं मृताः ॥
ही जाता दुःखभावेन लोकद्वयविराधकाः ॥७॥
तदेवं साधु साधूनां वृत्तं चारितकल्मषम् ॥
विपरीतो मतोस्माकमस्मात्कल्याणकं कुतः ॥८॥
अन्यः पुनरुदासीनो भवति स्म मुनीनभि ॥
गुणरागादवापैको बोधिबीजं न चापरः ॥९॥
ततस्तनुकषायत्वाद्दानशीलतया च तौ ॥
नरजन्मोचितं कर्म बद्धवन्तावनिन्दितम् ॥१०॥
मृत्वा च तौ समुत्पन्नौ कौशाम्ब्यां पुरि वाणिजौ ॥
जातौ चानिन्दिताचारौ वणिग्धर्मपरायणौ ॥११॥
जन्मान्तरीयसंस्कारादाबालत्वात्तयोरभूत् ॥
अत्यन्तमित्रतो भावो लोकाश्चर्यविधायकः ॥१२॥
रोचते च यदेकस्य तदन्यस्यापि रोचते ॥
ततो लोके गतौ ख्यातिमेकचित्ताविमाविति ॥१३॥
ततः कुलोचितं कर्म कुर्वतोर्यान्ति वासराः ॥
अन्यदा भुवनानन्दी प्राप्तस्तत्र जिनेश्वरः ॥१४॥
भगवाञ्श्रीमहावीर इक्ष्वाकुकुलनन्दनः ॥
वाग्नीरैर्जनसंतापशमनेम्भोदसन्निभः ॥ १५ ॥
विदधुस्तस्य गीर्वाणा व्याख्याभूमिं मनोहराम् ॥
तत्रासौ धर्ममाचख्यौ सनरामरपर्षदे ॥ १६ ॥

तमागतं समाकर्ण्य कौशाम्बीवासिनो जनाः ॥
राजादयः समाजग्मुर्वन्दितुं तत्पदाम्बुजम् ॥१७॥
तावपि श्रेष्ठिसत्सूनू कुतूहलपरायणौ ॥
जनेन सार्द्धमायातौ जिननायकसन्निधौ ॥१८॥
जिनस्तु देशयामास मोक्षमार्गं सनातनम् ॥
सत्त्वानां सर्वकल्याणकारणं करुणापरः ॥१९॥
ततस्तयोर्वणिक्सून्वोरेकस्य तज्जिनोदितम् ॥
श्रद्धानमार्गमायाति भाव्यते च स्वमानसे ॥२०॥
स्फाराक्षो मस्तकं धुन्वन्कर्णपर्णपुटार्पितम् ॥
रोमाञ्चितः पिबत्युच्चैर्जिनवाक्यं यथामृतम् ॥२१॥
तदन्यस्य तदाभाति वालुकाकवलोपमम् ॥
अन्योन्यस्य च तौ भावं लक्षयामासतुस्तराम् ॥२२॥
व्याख्याभुवः समुत्थाय जग्मतुर्भवनं निजम् ॥
तत्रैको व्याजहारैवं भ्रातस्त्वं भावितः किल ॥२३॥
जैनवाचा न चाहं भोस्तदत्र किमु कारणम् ॥
एकचित्ततयाख्यातौ वाचा लोक इयच्चिरम् ॥२४॥
इदानीमत्र संजातं विभिन्नं चित्तमावयोः ॥
तदत्र कारणं किं स्यादन्यो वक्ति स्म विस्मितः ॥२५॥
सत्यमेवं ममाप्यत्र विकल्पः संप्रवर्त्तते ॥
केवलं केवली नूनं निश्चयं नः करिष्यति ॥२६॥
स एव प्रश्नितोऽत्रार्थे तद्यातास्वस्तदन्तिके ॥
पठन्तौ निश्चयं कृत्वा प्रातर्यातौ तदन्तिकम् ॥२७॥
पप्रच्छतुस्तमाराध्यं विनयेन स्वशंसयम् ॥
सोप्युवाच पुरैकेन साधवो वां प्रशंसिताः ॥२८॥

न चान्येन तदेतस्य जातं बीजस्य सत्फलम् ॥
सद्बोधरूपमन्यस्य बीजत्वेन न चान्वत् ॥२९॥
एवं पूर्वन्नवासेवां जिनेनोक्तां सविस्तराम् ॥
निशम्यैकस्य संजातं जातेः संस्मरणं क्षणात् ॥३०॥
ततोसौ प्रत्यये जाते जातः संवेगन्नावितः ॥
न्नावतश्चजिनोद्दिष्टं प्रपेदे शासनं शुन्नम् ॥३१॥
तत्प्रतिपत्तिसामर्थ्याच्छुन्नकर्मानुबन्धतः ॥
सिद्धिं यास्यत्यसौ काले परः संसारमेव हि ॥३२॥
ततः स्थापितमेतेन न्नावो जैनमताश्रयः ॥
स्वल्पोपि जायते बीजं निर्वाणसुखसंपदाम् ॥३३॥

॥ इति गाथार्थः ॥

અર્થ—પરસ્પર દૃઢ પ્રીતિ વાળા એવા, અને જવાન અવસ્થા વાળા, એવા તથા સાહસિક પણાએ યુક્ત એવા, તથા ચોરીરૂપ કર્મના બળે કરીને ગર્વવાળા ॥૧॥ તથા ભોગને વિષે આસક્ત તથા સમસ્ત ઇચ્છા પૂર્ણ કરનાર એવા દ્રવ્યે કરીને રહિત, અને ભોગની ઇચ્છાએ કરીને વિટંબના પામેલા, એવા કોઇક બે પુરૂષો હતા. તે બે પુરૂષો ચોરી કર્મ કર્ત્તા હતા. ॥ ૨ ॥ એક દિવસ તે બેઉ પુરૂષોને રાજપુરૂષોએ ચોરી કરતાં દેખીનેઝાલ્યા. ત્યાર પછી તે કર્મે કરીને લાંઘણ કરતા તે ચોરને ફાંસી દેનાર લોકોએ મારવાને સ્થાને લઈ જવા માંડયા. ॥૩॥ તે બેઉ પુરૂષો, માનવંત એવા મનુષ્યોના સમૂહોને એટલે ઘણા મોટા શાહુકારલોકોને માનવાયોગ્ય, એવા મુનિઓને દેખતા હવા. તે સાધુઓની રૂડી ક્રિઆ દેખીને તે બેઉ ચોરમાંથી એક જણો વિચાર કરવા લાગ્યો ॥૪॥ અહો! નિર્મળ ક્રિઆ વાળા આ મુનિઓને અતિશે ધન્ય છે. કેમકે પોતાના ગુણના સમૂહ થકી જગતના પૂજનિકપણાને પામ્યાછે. ॥૫॥ વળી હમે ધનની વાંછનાએ કરીને અધન્યની મધ્યે, અધન્ય એટલે નીચ એવા વિરૂદ્ધ કામના કરનારા કેતાં ચોરી કર્મના કરનારા એવા, અમોને, લોકોએ વધ્ય કર્મને પમાડયા છે. અર્થાત્ આ લોકો અમને મારવા લઈ જાયછે. ॥૬॥ હણાએલા આત્મા વાળા અમોને ધિક્કાર હો, અહીંયાંથી મરીને અમો કેઇ ગતિએ જઇશું ? 'હા' એ પ્રકારનો ખેદ કરી, અર્થાત્ આ મોટી

ખેદની વાર્તા છે, માઠા સ્વભાવે કરી અમે બેઉ લોકના વિરાધક થયા. એટલે આ લોકમાં હેલના પામ્યા અને પરલોકમાં દુર્ગતિએ જઈશું ॥૭॥ તે કારણ માટે પૂર્વે કહ્યા પ્રમાણે દૂર કર્યું છે પાપ તે જેણે એવું સાધુઓનું આચરણ તે રૂડું છે. અને અમારો જે મત તે વિપરીત છે. એટલે અમારૂં માનવું ખોટું છે. એ કારણ માટે અમારૂં કલ્યાણ તે શાથી થશે? એવો વિચાર બેઉ ચો-રમાંથી એકને થયો ॥૮॥ અને બીજો મુનિ પ્રત્યે ઉદાસી રહ્યો. એટલે કાંઈપણ મુનિગુણની પ્રશંસા કરી નહીં. એક જણ એટલે જે પ્રશંસાનો કરનાર તે મુનીશ્વરગુણના રાગ થકી બોધિબીજને પામ્યો. એટલે સમ્કિતનું કારણ એ-વા માર્ગાનુસારીપણાને પામ્યો, અને બીજો જે ઉદાસી રહ્યો, તે પામ્યો ન-હીં. ॥૯॥ ત્યાર પછી તે બેઉ જણા કાંઈક કષાય ઓછા થવાથી દાનશીલ વડે કરીને અનિંદિત એવું નરજન્મને ઉચિત કર્મ બાંધતા હવા એટલે મ-નુષ્યનું આઉખુ ઉપાર્જન કર્તા હવા. ॥૧૦॥ વળી તે બેઉજણ મરીને કૌશાં-બી નગરીને વિષે વાણીયા ઉત્પન્ન થયા. અનિંદિત આચારવાળા એવા અને વણિક ધર્મમાં તત્પર એવા બેઉએ થયા. ॥૧૧॥ પૂર્વજન્મના સંસ્કારથી બાલકપણામાંથીજ તે બેઉ જણાનો લોકોને આશ્ચર્ય ઉપજાવનાર એવો અ-તિશે મિત્રપણાનો ભાવ હોતો હવો એટલે બાળપણામાંથીજ બેઉ મિત્ર થયા. ॥૧૨॥ જે, એક જણને રૂચે, તે, બીજાને પણ રૂચે. તે માટે લોકોમાં "આ બેઉ જણા એક ચિત્તવાળા છે," એ પ્રકારની પ્રસિદ્ધિને પામતા હવા. ॥૧૩॥ ત્યાર પછી કુળને ઉચિત એટલે પોતાના કુળને યોગ્ય એવું કર્મ કર્તાં તેમના દિવસ જવા લાગ્યા. એક દિવસ ભુવનને વિષે રહેલા લોકોને આ-નંદકારિ એવા જિનેશ્વર એટલે સામાન્ય કેવળીઓના ઈશ્વર એવા ॥૧૪॥ ભ-ગવાન જ્ઞાનવન્ત એવા ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થએલા એવા શ્રી મહાવીર સ્વામિજી ત્યાં પધાર્યા. તે કેવા છે? પોતાની વાણિરૂપ પાણિએ કરીને લો-કના સંતાપને શમન કરવાને મેઘ સમાન, એટલે લોકોના કષાયરૂપ અગ્નિને ટાઢો પાડવાને મેઘ સર્ખા એવા ॥૧૫॥ તે ભગવાનની મનોહર એવી વ્યા-ખ્યાન કરવાની ભૂમિને દેવતાઓ કર્તા હવા એટલે સમવસરણની રચના કર્તા હવા. ત્યાં બેસીને આ ભગવાન્ મનુષ્ય દેવતા સહિત સભાની આગ-ળ ધર્મદેશના કર્તા હવા. ॥૧૬॥ તે ભગવાનને આવેલા સાંભળીને કૌશાંબી નગરીના રહેનારા રાજાદિક લોકો તેમના ચરણ કમળને વંદન કરવાને આવ-તા હવા. ॥૧૭॥ તે પણ શેઠના બેઉ છોકરા કુતૂહળને વિષે તત્પર એવા લો-કની સાથે જિનનાયક એટલે તીર્થંકર મહારાજની સમીપે આવતા હવા. ॥૧૮॥ કરૂણાને વિષે તત્પર એટલે મહા દયાવંત એવા જિનરાજ તો નિરંતર પ્રાણિ-ઓના સર્વ કલ્યાણના કરનાર એવા મોક્ષ માર્ગને દેખાડતા હવા. ॥૧૯॥ ત્યાર

પછી તે વણિકના બે પુત્રોમાંથી એક જણને તે જિનરાજનું કહેવું શ્રદ્ધાન માર્ગમાં આવ્યું એટલે જિનરાજના કહેલા મોક્ષ માર્ગમાં શ્રદ્ધા થઇ અર્થાત્ એ વાર્તા યથાસ્થિત છે એવી પ્રતીતિ થઇ. અને વળી પોતાના મનને વિષે વિચારે છે.॥૨૦॥ વિકાશ પામ્યાં છે નેત્ર તે જેનાં એવો અને મસ્તકને ધુણાવતો એવો, પ્રફુલ્લિત રૂંવાટીવાળો એવો, કાનરૂપ પાંદડાંના પડીઆમાં આવેલું એટલે કાનમાં પડેલું એવું, જિનરાજનું વાક્ય એટલે જિનરાજનું વચન, અમૃતની પેઠે વિશેષ પ્રકારે પીએ છે. એટલે ચિત્ત લગાડીને સાંભળે છે. ॥૨૧॥ તે સમયે તે જિનરાજનું વચન બીજા વણિકપુત્રને વેળુના કોળીઆ સરખું લાગે છે. તે બેઉ પરસ્પર એક બીજાના અભિપ્રાયને ઘણી સારી રીતે જાણતા હવા. ॥૨૨॥ હવે તે બેઉ જણ વ્યાખ્યાનની ભૂમિથી ઉઠીને પોતાને ઘેર જતા હવા. તે બેઉમાંથી એક જણ એ પ્રકારે કહેતો હવો. હે ભાઇ, તું જૈન વાણિએ કરીને નક્કિ વાસિત થયો છું. ॥૨૩॥ અને હે ભાઈ, હું થયો નથી, તેનું કારણ શું ? લોકને વિષે આજ દિન પર્યન્ત આપણ બેઉ એક ચિત્તપણે કરીને કહેવાયા છીએ. ॥૨૪॥ હમણાં આ ધર્મ વિષયમાં આપણ બેઉનું ચિત્ત વિશેષે કરીને જુદું પડ્યું, માટે તેનું કારણ અત્રે શું હશે ? બીજો આશ્ચર્ય પામ્યો સતો કહેતો હવો. ॥૨૫॥ આ તારૂં કહેવું સત્ય છે. મને પણ અહીંયાં એજ પ્રકારે વિકલ્પ વર્ત્તે છે, એટલે મારા ચિત્તમાં પણ એજ પ્રકારની વિચારણા છે. માટે કેવળ તેજ કેવળી, આ અર્થને વિષે પ્રશ્ન કર્યા સતા એટલે કેવળ જ્ઞાનિને પૂછે સતે આપણ બેઉનો નિશ્ચય નિમાયે કરીને કરશે. માટે તેમની પાસે જઈએ. એ પ્રકારનો તે બેઉ જણ નિશ્ચય કરીને સવારમાં કેવળ જ્ઞાનિની સમીપે ગયા. ॥૨૬॥૨૭॥ પછી તે આરાધવા યોગ્ય પ્રભુને નિયમે કરીને પોતાના સંશયને પૂછતા હવા, તે પણ ભગવાન્ કહેતા હવા. તમારા બેઉની મધ્યેથી એક જણે સાધુઓની પ્રશંસા કરી, ॥૨૮॥ અને બીજાએ ન કરી, તે માટે એક જણને બીજનું રૂડું ફળ સદ્બોધરૂપ, એટલે સમ્યક્ત્વરૂપ થયું; બીજાને બીજપણે કરીને નહોતું હતું, એ કારણ માટે સમકિત ફળ ન થયું, ॥૨૯॥ એ પ્રકારે વિસ્તારવાળી જિનરાજે કહેલી પૂર્વ ભવની સમસ્ત પ્રકારની સેવા એટલે આરાધના તેને સાંભળીને એક જણને ક્ષણ માત્રમાં જાતિનું સંસ્મરણ એટલે જાતિસ્મરણ જ્ઞાન થયું.॥૩૦॥ત્યાર પછી આ જાતિસ્મરણ જ્ઞાનવાળો પુરૂષ, એવો વિશ્વાસી થયે સતે, ભાવ થકી સંવેગ ભાવિત એટલે વૈરાગ્ય સહિત થયો. અને જિનરાજે કહેલું એવું શુભશાસન એટલે શિક્ષણ તેને અંગીકાર કર્તો હવો. એટલે વીતરાગની આજ્ઞા અંગીકાર કર્તો હવો. ॥૩૧॥ તે આજ્ઞા અંગીકાર કરવાના સમર્થપણા થકી અને શુભ કર્મ એટલે પુણ્ય કર્મના બંધા-

વા થકી, આ પુરૂષ, કાળે એટલે અવસરે સિદ્ધિપદને વરશે અને બીજો પુરૂષ સંસારને પામશે એટલે સંસારમાં પરિભ્રમણ કરશે. ॥૩૨॥ તે માટે આટલી વાર્તા કહેવે કરીને એમ સ્થાપન કર્યું કે-જૈનમતને આશરીને રહેલો એવો થોડોય પણ જે ભાવ, તે નિર્વાણ સુખની સંપદાઓનું બીજ થાય છે. એટલે વીતરાગની આજ્ઞાએ સહિત થોડો જે ભાવ છે, તે મોક્ષ સુખનું કારણ થાય છે. ॥૩૩॥ એ પ્રકારે જિનભવનને કરાવનાર અધિકારી, પ્રસંગ સહિત કહ્યો.

હવે અધિકાર કરેલા જિનભવનના વિધિને દેખાડતા સતા કહે છે.—

**जिणभवणकारणविही सुद्धा भूमी दलं च कट्टाई**
**भियगाणइसंधाणं सासयवुद्धी य जयणा य ॥९॥**

અર્થ—જિનભવન કરાવવાનો વિધિ, તે વિધિ તે કિયો? તે જિનભવન કરાવવાની ભૂમિ, ક્ષેત્ર, શુદ્ધ એટલે નિર્દોષ જોઇએ. ૧ વળી દળ એટલે ઉપાદાન કારણ—લાકડાં, પથરાદિ તે શુદ્ધ જોઈએ. ૨ તે દેરાસરના કામ કરનારા સીલાટ, મજુરો વિગેરેને ઠગવું નહીં; ૩ અને પોતાના આશયની વૃદ્ધિ કરવી એટલે ચઢતા પરિણામ થાય તેમ કરવું; ૪ તથા વળી જતના; એટલે પોતાની શક્તિને અનુસારે ગુરૂ દોષ ત્યાગવે કરીને. એટલે મોટા દોષને દૂર કરીને ઇતર નાના દોષનો આશ્રય કરવો. એટલે ઘણો દોષ ટળે અને થોડો દોષ લાગે, તે જતના કહીએ. ૫ અહીંયાં ભૂમ્યાદિક, જિનભવનના વિધિનાં અંગ છે, એ કારણ માટે અંગ અને અંગિના અભેદ પણા થકી જિનભવનનો વિધિ ભૂમ્યાદિક છે, એમ કહ્યું. ॥૯॥

શુદ્ધ ભૂમિ જોઇએ, એમ કહ્યું તે હેતુ માટે શુદ્ધ ભૂમિને દેખાડતા સતા કહે છે.

**दव्वे भावे य तहा सुद्धा भूमी पएसऽकीला य ॥**
**दव्वेऽपत्तिगरहिया अन्नेसिं होइ भावेन ॥१०॥**

અર્થ—દ્રવ્યને આશ્રીને તથા ભાવને આશ્રીને એટલે દ્રવ્ય થકી તથા ભાવ થકી તથા વળી આગળ કહીશું એવા વિશિષ્ટ પ્રદેશાદિરૂપપણે કરીને શુદ્ધ ભૂમિ એટલે જિનભવન કરાવવાને ઉચિત, એવી નિર્દોષ ભૂમિ, બે પ્રકારે હોય, તેમાં દ્રવ્ય થકી શુદ્ધ ભૂમિ કેવી જોઇએ, તે કહે છે.— વિશિષ્ટ જનોને ઉચિત એટલે રૂડા, રૂડા, પુરૂષોને રહેવાને ઠેકાણે તથા વળી ખીલાઓએ રહિત, ઉપલક્ષણ થકી હાડકાં ઇત્યાદિક શલ્યે રહિત, એવી જે ભૂમિ, તે દ્રવ્ય થકી શુદ્ધ ભૂમિ કહીએ. બીજી ભાવ થકી શુદ્ધ ભૂમિને

દેખાડે છે—બીજા પ્રાણિઓની અપ્રીતિએ રહિત એટલે આડોસીપાડોસી લોકોને અપ્રીતિ ન ઉપજે એવે ઠેકાણે ચૈત્ય કરાવવું. તે ભાવ થકી શુદ્ધ ભૂમિ કહીએ. ॥૧૦॥

વિશિષ્ટજનોએ સહિત-સ્થાનકે જિનભવન કરાવવાની ભૂમિ હોય તે દ્રવ્ય થકી શુદ્ધ કહીએ, એ પ્રકારે પૂર્વે કહ્યું, અન્ય ઠેકાણે વળી અશુદ્ધ ભૂમિ હોય કેમકે-ત્યાં દોષનો સંભવ છે, એટલા હેતુ માટે તે દેખાડતા સતા કહેછે.

**अपदेसंमि ण वुद्दी कारावणे जिणघरस्स ण य पूया ॥**
**साहूणमणणुवावो किरिआनासो उ उववाये ॥११॥**

અર્થ—અઘટિત સ્થાનકે એટલે અશિષ્ટ જનોને રહેવાપણે કરીને એટલે માઠાજનોને રહેવે કરીને નિંદિત સ્થાનકે જિન ઘર કરાવે તેની નિરંતર વૃદ્ધિ ન હોય, એટલે તે ચૈત્યની ઉન્નતિ ન થાય, કેમકે-અપલક્ષણના સામર્થ્યપણા થકી એટલે માઠા લોકો ત્યાં રહે છે તે હેતુ માટે. અને વળી તે ચૈત્યની પૂજા ન થાય એટલે દેરાસરમાં રહેલા જિનબિંબની પૂજા થઇ સકે નહીં; આ ઠેકાણે ચૈત્યની જે પૂજા કહી છે, તે માંહી રહેલા જિનબિંબની પૂજા ઉપચાર થકી જાણવી તથા વળી ચૈત્યવંદનાદિકને અર્થે સાધુઓનું અહીંયાં આગમન ન થાય, કેમકે-વેશ્યા તથા વિટ પુરૂષાદિક એટલે જાર પુરૂષાદિક થકી ધર્મના નાશનો ભય છે, એ હેતુ માટે. એટલે મુનિઓ મનમાં એમ જાણે કે-આ ચૈત્યમાં અમે જઇશું તો અમારા ધર્મનો નાશ થશે, એમ જાણીને તે આવે નહીં. એમ કર્તાં કદાચિત્ત તે સાધુલોકો ત્યાં આવે તો તે-કુશીલીઆ લોકોને દેખવે કરીને તથા તેમનાં વચન સાંભળવે કરીને પોતાના આચારનો નાશ થાય. ॥૧૧॥

**सासणगरिहा लोए अहिगरणं कुच्छियाण संपाए ॥**
**आणादीया दोसा संसारणिबंधणा घोरा ॥१२॥**

અર્થ—તથા લોકોની મધ્યે શાસનની એટલે જિનશાસનની ગરહા એટલે નિંદા થાય, તે કહે છે—આ જૈન લોકો એવાજ છે. કે—જે વેશ્યાના પાડામાં, વળી મદિરા વેચનારના પાડામાં, વળી જુગટીઆ લોકના પાડામાં, વળી ખળ લોક એટલે નીચા લોકના પાડામાં, વળી ધીવર લોકના પાડામાં, એટલે મચ્છમારનારના મેહલ્લામાં, એ આદિક લોકોના મેહલ્લામાં જિનાયતન એટલે જિનભવનને કરાવે છે, એ પ્રકારની નિંદા થાય. તથા વળી કુત્સિત લોકોનું એટલે નિંદા કરવા યોગ્ય એવા મદિરાપાન કરનારા

લોકાદિકનું તે ચૈત્યમાં આગમન થયે સતે કલેશ ઉત્પન્ન થાય, અને તે લોકો નિવારણ કર્યા સતા કલેશ કરવાને ઉઠે. અને વળી ત્યાંજ દારૂણ એટલે ભયંકર એવા અને વળી સંસારમાં પરિભ્રમણ કરવાનું કારણ એવા આજ્ઞાભંગાદિક દોષ ઉત્પન્ન થાય; આજ્ઞાભંગ થવાથી અનવસ્થા થાય, અને અનવસ્થાથી મિથ્યાત્વ થાય, અને મિથ્યાત્વથી વિરાધના થાય, એ રીતે ઘણા દોષ નિષ્પન્ન થાય છે. ॥૧૨॥

ખીલા રહિત ભૂમિ જોઇએ, એમ પૂર્વે કહ્યું છે, તેમાં ખીલા સહિત ભૂમિ સતે દોષ થાય તે બતાવે છે—

**कीलादिसल्लजोगाहोंति अणिव्वाणमादिया दोसा ॥**

**एएसि वज्जणठा जइज्ज दारं इह सुत्तविहिणा उ ॥१३॥**

જે કારણ માટે એ પ્રકારે ખીલા, હાડકાં ઇત્યાદિ રૂપ શલ્યના સંબંધથી અનિર્વાણાદિક દોષ થાય છે. અનિર્વાણાદિક દોષ તે કિયા? અનિવૃત્તિ એટલે અકલ્યાણ, અર્થની હાનિ એટલે ધનાદિકનો નાશ, અર્થની અસિદ્ધિ એટલે પ્રયોજન સિદ્ધ થાય નહીં, એ આદિક ઘણા દોષ ઉપજે છે. તે કારણ માટે આ પૂર્વે કહેલા દોષોને દૂર કરવાને અર્થે આ જિનભવન કરાવવાને માટે દ્રવ્ય થકી ભૂમિની શુદ્ધિને વિષે સૂત્રમાં કહેલા વિધિએ કરીને ઉદ્યમ કરે એટલે આ જિનભવન કરાવવાનો વિધિ આગમમાં કહેલો છે, તે પ્રમાણે અધિકારી પુરૂષોએ જિનભવન કરાવવામાં ઉદ્યમ કરવો ॥૧૩॥

પેહેલું દ્વાર સમાપ્ત થયું.

દ્રવ્ય થકી ભૂમિની શુદ્ધિ કહી, હવે ભાવ થકી ભૂમિની શુદ્ધિને આશરીને જે કહ્યું છે, તે અપ્રીતિ રહિત ભૂમિ જોઇએ, તેમાં કારણ દેખાડે છે.

**धम्मत्थमुज्जएणं सव्वस्सापत्तियं ण कायव्वं ॥**

**इय संजमोवि सेउ एत्थ य भयवं उदाहरणं ॥१४॥**

અર્થ—ધર્મને અર્થે એટલે જિનભવન કરાવવાને ઉદ્દેશે કરીને એટલે જિનભવન કરાવવાના મિષે કરીને કર્મક્ષય કરવાને માટે ઉદ્યમવંત થએલો એવો જે પુરૂષ, તેણે સર્વ લોકોને એટલે નીચ ઉંચાદિક લોકોને અપ્રીતિ ન ઉપજાવવી. કેમકે-તે અપ્રીતિનું ઉપજાવવું ધર્મથી વિરૂદ્ધ છે. તે હેતુ માટે. અને તે લોકોને અપ્રીતિ ઉપજાવવાથી જિનભવન કરાવવામાં વિઘ્નાદિક

કરે, એટલે જિનભવન કર્તાં મોટું વિઘ્ન ઉત્પન્ન કરે અને તે વિઘ્ને કરીને ઘણા કાળ સંસારમાં ભમે, તેનું કારણ જિનભવનનો કરાવનાર થાય. એ કારણ માટે અપ્રીતિ રહિત, ભાવથી શુદ્ધ ભૂમિ હોય એ રહસ્ય. કેવળ જિનભવનના વિધિરૂપ ધર્મને ઇચ્છતો એવો જે પુરૂષ, તેણે પરને અપ્રીતિ ન ઉપજાવવી એટલુંજ નહીં પરંતુ પૂર્વે કહ્યા પ્રમાણે બીજા લોકોને અપ્રીતિ વર્જવે કરીને આશ્રવને રોકવારૂપ સંયમ પણ પ્રશંસવા જોગ્ય છે તો જિનભવનનું તો કહેવુંજ શું? એટલે જિનભવન કરાવતાં પરને અપ્રીતિ તો અવશ્ય વર્જવી જોઇએ. આ અર્થ કેમ સિદ્ધ થયો? તે દેખાડે છે. અહીંયાં વળી પરને અપ્રીતિ દૂર કરવે કરીને અંગીકાર કરવા યોગ્ય એવું સંયમનું શ્રેયપણું છે તેમાં ભગવાન્ શ્રી મહાવીર સ્વામીજીનું ઉદાહરણ જાણવું. જે સંયમના અર્થી પુરૂષો છે, એટલે પાપને દૂર કરવાના અભિલાષી પુરૂષો છે, તે બીજા લોકોને અપ્રીતિ નથીજ ઉપજાવતા. જેમ સંયમના અર્થીપણા થકી ભગવાને બીજાને અપ્રીતિ ન ઉપજાવી, તેમ બીજાઓએ પણ અન્ય લોકોને અપ્રીતિ ન ઉપજાવવી, એજ વાત દેખાડતા સતા કહે છે.— ॥૧૪॥

सो तावसासममाउ तेसिं अप्पत्तियं मुणेऊणं ॥
परमं अबोहिबीयं ततो गतो हंत ऽकालेवि ॥१५॥

અર્થ— જે પૂર્વે ગાથાને વિષે ઉદાહરણપણે કરીને કહ્યા છે, તે ભગવાન, અતીશે કરીને અબોધીનું બીજ એટલે સમ્યકદર્શનના અભાવનું કારણ એવું તે તાપસ લોકોને અપ્રીતિ કરનારૂં જાણીને તે તાપસ લોકોના આશ્રમથી અકાળ વખતે પણ એટલે સાધુ લોકોને વીહાર કરવાને અઘટિત એવા અવસરે પણ અર્થાત્ ચોમાસામાં નીકળ્યા એટલે ગયા. ॥૧૫॥

સાધુઓને વિહાર કાળનું સ્વરૂપ આ નીચે પ્રમાણે કહ્યું છે.

## सूत्र.

'नो कप्पइ निग्गंथाणं वा २ पढमपाउसंमि गामाणु गामं दूइज्जितये तथा दगबाहल्लत्तणाउ हरियतणाणं च वीहियाईसु आयावीराहाणाउ न जई वासासु विहरंति' ॥

અર્થ—સાધુ સાધ્વીને પ્રથમ વર્ષાઋતુમાં ગામથી બીજા ગામ પ્રત્યે જવાને ન કલ્પે, કેમકે—રસ્તામાં પાણિ અને લીલા ત્રણાદિકના પ્રચુરપણા થકી તે જીવોની તથા આત્માની વીરાધના થાય માટે જતિ એટલે સાધુલોકો ચોમાસામાં વીહાર ન કરે. અર્થાજ કાળેત્ એટલે વીહાર કરવાને ઉ-

ચિત અવસરેજ સાધુલોકો જાય છે. એટલે વિહાર કરે છે. એ તાત્પર્ય. આનો ભાવાર્થ કથાનક થકી જાણવો.

## कथा.

जिनः श्रीमान्महावीरो वीरितान्तरशात्रवः ॥
प्राज्यं राज्यं परित्यज्य प्रव्रज्यां प्रतिपद्य च ॥१॥
निःसङ्कोतिमहासत्त्वः सत्त्वानां रक्षणोद्यतः ॥
ग्रामादिसंकुलां पृथ्वीं छद्मस्थो विहरन्नसौ ॥२॥
मयूरकाभिधं ग्रामं संप्राप्तस्तत्र चाश्रमः ॥
दूयमानाभिधानानां पाखण्डिगृहिणामभूत् ॥३॥
तेषां कुलपतिर्मित्रमासीद्भगवतः पितुः ॥
महावीरमसौ दृष्ट्वा संभ्रमेण समुत्थितः ॥४॥
स्नेहादालिङ्गनार्थाय श्रीजिनस्य ततो जिनः ॥
बाहुं प्रसारयामास तं प्रति प्राक्प्रयोगतः ॥५॥
सोवोचत्सान्ति वेश्मानि योग्यान्यत्राश्रमे तव ॥
ततः कुमार तिष्ठ त्वमत्राथ जिननायक ॥६॥
एकां तत्र स्थितो रात्रिमन्यत्र गतवांस्ततः ॥
गच्छन्तं च जिनं स्नेहादवोचत्तापसाधिपः ॥७॥
यद्यत्र रोचते तुभ्यं तदागत्य विधीयताम् ॥
वर्षावासो जनस्यास्यानुग्रहार्थं त्वया मुने ॥८॥
मासानष्टौ विहृत्याथ तं ग्राममागमज्जिनः ॥
उपागतासु वर्षासु मठं चैकमुपाश्रितः ॥९॥
प्रारम्भे प्रावृषस्तत्राप्राप्नुवन्ति नवं तृणम् ॥
गोरूपाणि मठानां तत्प्रचखादुः पुरातनम् ॥१०॥
तापसा वारयन्ति स्म तानि ते दण्डपाणयः ॥

भट्टारकः पुनस्तानि निःसङ्गत्वाडुपैक्षत ॥११॥
ततस्ते तापसाः स्वस्य नायकस्य न्यवेदयन् ॥
यथैष नवतामिष्टो गोभ्यो नावति नो मठम् ॥१२॥
ततः कुलपतिर्गत्वा बभाण श्रीजिनं प्रति ॥
कुमार नो न युक्तं ते मठस्योपेक्षणं यतः ॥१३॥
शकुनोऽपि निजं नीडं रक्षत्येव यथाबलम् ॥
ततो गावो निवार्यास्ते नाशयन्त्यो मठं स्वकम् १४॥
इत्येवं शिक्षयामास सपिपासमसौ जिनम् ॥
ततः स्वामी तदप्रीतिं ज्ञात्वा निर्गतवांस्ततः ॥१५॥
प्रावृषोतिगते पक्षे अस्थिकग्राममाययौ ॥
अप्रीतिपरिहाराय यतेतैवं यथा जिनः ॥१६॥

અર્થ—શ્રીમાન્ એટલે જ્ઞાનાદિક ગુણરૂપ લક્ષ્મી સહિત એવા અને વિશેષે કરીને દૂર કર્યા છે અન્તરશત્રુ તે જેણે એટલે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ ઈત્યાદિ માંહેલા શત્રુએ કરીને રહિત એવા અને વળી નિ:સંગ એટલે સર્વ સંસર્ગે કરીને રહિત અર્થાત્ મમત્વ રહિત એવા અને મહા સત્વ એટલે મોટા પરાક્રમી અને પ્રાણિઓનું રક્ષણ કરવાને ઉદ્યમવાળા એવા મહાવીર સ્વામિજી મોટું રાજ્ય ત્યાગ કરીને તથા ચારિત્ર લઇને છદ્મસ્થ એવા એટલે કેવળ જ્ઞાનરહિત, ગ્રામાદિકે સહિત પૃથ્વી ઉપર વિહાર કરતા સતા આ ભગવાન મયૂરક એવા નામના ગામ પ્રત્યે આવ્યા. ત્યાં દૂયમાન એવે નામે પાખંડી ગૃહસ્થિઓનો આશ્રમ હતો. એટલે તેઓને રહેવાનું સ્થાન હતું. ॥૧॥૨॥૩॥ તે પાખંડી ગૃહસ્થિઓનો એટલે તાપસ લોકોનો કુલપતિ એટલે અધિકારી ભગવતના પિતાનો મિત્ર હતો. તે મહાવીર સ્વામિજીને દેખીને શ્રી જિનના સ્નેહ થકી મળવાને અર્થે સંભ્રમે કરીને ઉઠયો. ત્યાર પછી મહાવીર સ્વામિજી પૂર્વના અભ્યાસ થકી તેના સામો હાથ લાંબો કરતા હવા ॥૪॥૫॥ ત્યાર પછી તે કુળપતિ ભગવાનને કહેતો હવો. કે આ આશ્રમમાં તમારે રહેવા યોગ્ય ઘર છે. તે માટે હે કુમાર, તમે અત્રે રહો. ॥૬॥ ત્યાર પછી જિનનાયક જે તે એટલે ભગવાન્ મહાવીર સ્વામી, ત્યાં એક રાત્રિ રહ્યા. ત્યાર પછી બીજે ઠેકાણે જવા માંડયું ત્યારે જતા એવા

જે ભગવાન તેને સ્નેહ થકી એટલે રાગ થકી તે તાપસનો અધિપતિ કહેતો હવો. ॥૭॥ હે મુને, જો અહીંયાં તમને રૂચે તો આવીને લોકના અનુગ્રહને અર્થે એટલે લોકના ઉપકારને માટે અહીંયાં ચોમાસુ કરો. ॥૮॥ પછી આઠ મહીના બીજે ઠેકાણે વિહાર કરીને તે ગામ પ્રત્યે ચોમાસુ આવ્યે, આવ્યા. આવીને એક મઠ પ્રત્યે રહ્યા. ॥૯॥ ત્યાં વર્ષાઋતુનો પ્રારંભ થયે સતે ગાયો, ભેંશો ઈત્યાદિક ઢોરાં નવા ઘાસને ન પામતાં ત્યાં રહેલા મઠોનું એટલે તે તાપસલોકોના ઓડવલાનું (ઝુંપડાંનુ) જુનુ ઘાસ ખાવા લાગ્યાં.॥૧૦॥ દંડ છે હાથમાં જેમને એવા તે તાપસલોકો તે ઢોરોને હાકવા લાગ્યા, અને ભટ્ટારક એટલે ઉત્તમ ભગવાન નિઃસંગપણાથી એટલે નિર્મમત્વપણાથી તે ઢોરોની ઉપેક્ષા કરે છે, એટલે મમતા રહિત એવા તે ભગવાન, તે ઢોરોને હાક્તા નથી. ॥૧૧॥ ત્યાર પછી તે તાપસલોકો પોતાના નાયકને એટલે અધિપતિને કહેવા લાગ્યા—આ ભગવાન તમને જેમ વ્હાલા છે, તેમ અમને નથી, કેમકે—આ ગાયો થકી અમારા મઠની રક્ષા કર્તા નથી, તે માટે.॥૧૨॥ ત્યાર પછી કુળપતિ ત્યાં જઈને ભગવાનને કહેવા લાગ્યો—હે કુમાર, તમને આ મઠનું ઉપેક્ષણ કરવું એટલે ઉવેખી નાંખવું ઘટિત નથી. ॥૧૩॥ પક્ષિઓ જે તે પણ પોતાની શક્તિને અનુસારે પોતાના માળાની રક્ષા કરેજ છે. તે માટે અમારા મઠને નાશ કરનારી એવી આ ગાયો તમારે હાકી કાઢવી ॥૧૪॥ એ પ્રકારે આ તાપસ, રહેવાની ઈચ્છાવાળા ભગવાનને શિખામણ દેવા લાગ્યો. ત્યાર પછી સ્વામી તેની અપ્રીતિ જાણીને ત્યાંથી નીકળ્યા ॥૧૫॥ વર્ષાઋતુનું પખવાડીયું ગયે સતે ત્યાંથી નીકળ્યા તે, અસ્થિક ગ્રામ પ્રત્યે આવ્યા. એ પ્રકારે જેમ જિનરાજ બીજા લોકોની અપ્રીતિ દૂર કરવાને અર્થે ઉદ્યમ કરે છે, તેમ બીજા પ્રાણિઓએ પણ કોઈને અપ્રીતિ ન ઉપજાવવી એ ધર્મનું સાર છે. ॥૧૬॥

દૃષ્ટાન્તઃ સમાપ્તઃ

ઉપરના દૃષ્ટાન્તને અંગીકાર કરીને ઉપદેશ કર્તા સતા કહે છે—

**इय सव्वेण वि सम्मं सक्कं अप्पत्तियं सइ जणस्स ॥**
**णियमा परिहरियव्वं इयरंमि सतत्तचित्ताउ ॥१६॥**

અર્થ—એજ પ્રકારે એટલે ભગવાન મહાવીર સ્વામિની પેઠેજ સર્વ પ્રાણિઓએ પણ કેવળ એકલા જિનભવન કરાવવાના અર્થિઓએ અથવા એકલા સંયમના અર્થિઓએજ નહી પણ જિનભવન કરાવવાના અભિલાષિ પુરૂષોએ અને સંયમના અભિલાષિ પુરૂષોએ સમ્યક પ્રકારે એટલે ભાવની શુદ્ધિએ કરીને પરિહાર થઇ શકે એટલે પોતાની શકિતને અનુસારે દૂર થઈ શકે તેવું, દૂર કરવું, પણ દૂર ન થઈ શકે તેવું નહી, કેમકે—જે દૂર કર-

વામાં પોતાની શક્તિ પહોંચી શકે નહીં, તેનો ઉપાય નથી. એવું લોકોને અપ્રી-તિક એટલે અપ્રીતિ ઉપજાવનારૂં સદા નામ નિરંતર નિશ્ચય કરીને વર્જવું. એટલે કોઇ જીવને અપ્રીતિ ન ઉપજાવવી અને અન્ય અશકય પરિહાર એટલે પોતાની શક્તિથી દૂર ન થઇ શકે તેવી અપ્રીતિમાં પોતાના સ્વભાવનો વિચાર કરવો. તે કેવી રીતે કરવો, તે કહે છે.—મારોજ આ દોષ છે, કે જે ગયા ભવને વિષે 'અહો' ઇતિ ખેદે મેં શુભ કર્મ ઉપાર્જન કર્યું નથી. કે-જેથી એટલે શુભ પુણ્યથી લોકો પ્રીતિએ સહિત -હૃદયવાળા મારે વિષે થાય અર્થાત્ મેં પુ-ણ્ય કર્મ ઉપાર્જ્યું નથી, તેથી આ લોકો મારાપર અપ્રીતિ રાખે છે. અને જો હું પાપ રહિત હોઉં તો મારાપર આ લોકો મત્સર કેમ કરે, એટલે આ મારા કૃત્ય પ્રત્યે વિમુખપણાને કેમ પામે? નજ પામે. માટે મેં પરભવને વિષે કોઇક અશુભ કર્મની પ્રકૃતિ બાંધી છે, કે જેથી આ શુભ કામ કર્તાં પણ લોકો મારાપર અપ્રીતિ રાખે છે. વળી તે લોકોની અપ્રીતિ દૂર કરવા હું સમર્થ થતો નથી. એ મારાજ કર્મનો દોષ છે, તે લોકોનો કંઇજ વાંક નથી. એ રીતે પશ્ચાત્તાપ સહિત ભાંવના કરવી એ રહસ્ય છે. ॥૧૬॥

આ શુદ્ધ ભૂમિનું દ્વાર પુરૂ થયું.

હવે દળદ્વારને અધિકાર કરીને કહે છે—

## द्वार बीजुं.

कठादी वि दलं इह सुद्धं जं देवतादुववणाउ ॥
णो अविहिणोवणीयं व सयं च काराविथं जणो ॥१७॥

અર્થ—આ જિનભવન કરાવવાના વિધિમાં કાષ્ઠાદિક એટલે લાકડાં, પથરા, ઇંટો વગેરે દળ એટલે જિનભવન કરાવવાનું ઉપાદાન કારણ એવું દ્ર-વ્ય પણ શુદ્ધ એટલે પાપ રહિત લેવું. તે પાપ રહિત દળ તે કોને કહીએ. દેવતાના ઉપવન થકી એટલે વ્યંતર દેવને રહેવાના વનમાંથી અને આદિ શ-બ્દ થકી તેને રહેવાના ભવનાદિક થકી નહીંજ લાવેલુ હોય, એટલે લાવવું નહીં કેમકે-તે દેવતાના વનાદિકથી લાવ્યે સતે તે દેવતાને પ્રદ્વેષનો સંભવ છે, અને જિનાયતનને તથા તે જિનાયતન કરાવનાર વગેરેને વ્યાઘાતનો સંભવ છે, તે હેતુ માટે. તથા અવિધિએ કરીને લાવેલું ન હોય એટલે માણસ, પશુ વગેરેના શરીરાદિકને સંતાપ ઉપજાવવે કરીને લાવેલું ન હોય એટલે ઝાડનું કપાવવું, ઇટો ચુનાદિકનું પચાવવું અટલે ભઠ્ઠિ કરાવવી, તે રીતે કરાવેલું ન હોય એટલે દેરાસરના કરાવનારે દે'રાને નિમિત્તે વૃક્ષનું છેદાવવું, તથા ચુનો,

ઈંટો વગેરેનું પચાવવું, પોતે કરાવ્યું ન હોય, તે દળ એટલે દેરાસર કરવાનો સામાન શુદ્ધ જાણવો. કહ્યું છે કે—તે દળ પણ એટલે લાકડાં, ઈંટો, પથરાદિ વગેરે પણ પોતાની આજીવિકાને માટે કરનારા લોકો પાસેથી વ્યાજબી કિમ્મત આપવે કરીને લાવેલું હોય, તે શુદ્ધ કહીએ. અને તેવુંજ દળ જિનભવન કરાવવામાં વાપરવું ઉચિત છે. ॥૧૭॥

હવે દળનાજ શુદ્ધ અને અશુદ્ધપણાના જાણવાના ઉપાયને દેખાડતા સતા કહે છે—

**तस्स चिय इमो णेउ सुद्धासुद्धपरिजाणणोवाउ ॥**
**तक्कहगहणादिम्मि सउणेयरसण्णिवातो जो ॥१८॥**

અર્થ—તે દળનો અને अपि શબ્દ થકી પૂર્વે કહેલી ભૂમિનો, શુદ્ધાશુદ્ધ જાણવાનો ઉપાય, એટલે દોષ રહિત અને દોષ સહિત એવાં કાષ્ઠાદિક, અને ભૂમિનો આ-આગળ કહીશું એવો ઉપાય જાણવો. તે ઉપાય દેખાડે છે-તે કાષ્ઠાદિક દળ અને ભૂમિની કથા એટલે ગ્રહણ કરવાને અર્થે સમસ્ત પ્રકારે વિચાર કરવો, અને તે દળ તથા ભૂમિનું ગ્રહણ કરવું એટલે બીજા પાસેથી તેનું વ્યાજબી દામ આપીને લેવું, અને આદિ શબ્દ થકી લાકડાદિકનું જંગલમાંથી લાવવુ, તેમાં એટલે તે દળ ભૂમિના વિચાર કરવામાં, અને તે દળ ભૂમિનું ગ્રહણ કરવામાં, અને તે દળને લાવવામાં, શુકન એટલે સારા શુકનનું થવું અને બીજા અશુકન એટલે અપશુકનનું પડવું એટલે થવું, એ શુકન તથા અપશુકનનું થવું એટલે સાધક અને અસાધક એવાં છિંક ઇત્યાદિક, નિમિત્તનો સંબંધ થવો, સાધક એટલે દળ ભૂમિનું નિષ્પન્ન કરનાર અને અસાધક એટલે દળ ભૂમિને નિષ્પન્ન ન થવા દેનાર વા નિમિત્તનું જે મળવું, તે ઉપાય કહીએ. ॥૧૮॥

હવે શુકન તથા અપશુકનનું સ્વરૂપ દેખાડે છે—

**णंदादिसुहो सद्दो नरिउ कलसोत्थ सुंदरा पुरिसा ॥**
**सुहजोगा इय सउणो कंदियसद्दादि इतरो उ ॥१९॥**

અર્થ—નંદ્યાદિકનો શુભ શબ્દ, નંદિ એટલે બાર પ્રકારનું વાદિત્ર, તે બાર પ્રકારનું વાદિત્ર કિયું ? (તે કહેછે)—

'भंभा, मउंद, मद्दल, कलंब, झल्लरि, हुडुक्क, कंसाला ॥
वीणा वंसो पडहो शंखो पणवो य बारसमो' ॥

આદિ શબ્દ થકી ઘંટાદિકનો શબ્દ પણ ગ્રહણ કરવો. એ વાદિત્રોના

શુભ એટલે રૂડા સબ્દનું થવું, તે શુકન કહીએ, અને બીજો કોઈ તે અવસરે રૂડો શબ્દ થાય, તે પણ શુકન જાણવો. પાણીનો પરિપૂર્ણ ભરેલો એવો જે કળશ એટલે ઘડો તે અવસરે સામો મળે તે પણ શુકન જાણવો. અને વળી તે કાષ્ટાદિક લેવા જતી વખતે સુંદર એટલે વખાણવા યોગ્ય એવા આકારવાળાં ઘરેણાં લુગડાંના પે'રેલા એવા પુરૂષો, જે સામા મળે તે શુકન જાણવો. અને શુભ યોગાદિ એટલે રૂડો ચંદ્રમા હોય અને નક્ષત્રાદિક પણ તે વખતે રૂડાં હોય તે શુભ શુકન જાણવો. તે શુભ શુકન, કરવાને ઇચ્છેલો જે અર્થ, તેની સિદ્ધિને જણાવનાર એવું નિમિત્ત જાણવું. અને રૂદિત શબ્દાદિક એટલે રોવાનો શબ્દ તથા નિષિદ્ધ વચન એટલે માઠું બોલવું, એ આદિ લઇને જેટલાં કુવચન છે, તે અપશુકન જાણવો એટલે વાંછિત અર્થને વિઘ્નકારી નિમિત્ત જાણવું. ॥૧૯॥

દળને વિષે રહેલા અવશેષ વિધિને દેખાડે છે—

**सुद्धस्स वि गहियस्स पसत्थदियहम्मि सुहमुहुत्तेण ॥**
**संकामणंमि वि पुणो विसेया सउणमादीया ॥२०॥**

અર્થ—પ્રશસ્ત દિવસે એટલે નંદાદિક શુભ તિથિને વિષે શુભ મુહૂર્ત્તે કરીને એટલે ભદ્રાદિક શુભ કાળ વિશેષે કરીને શુદ્ધ એવું પણ એટલે શુકનના સન્નિપાત વડે કરીને અર્થાત્ રૂડા શુકને કરીને નિશ્ચિત પાપ રહિત એવું ગ્રહણ કરેલું, કેમકે—અશુદ્ધનું તો ગ્રહણ કરવુંજ નહી અને તે શુદ્ધ ગ્રહણ કરેલું એવું જે દળ તેને લાવવાને અવસરે એટલે ગ્રહણ કરવાના સ્થાન થકી બીજે સ્થાને લઈ જવા વખતે પણ કેવળ ગ્રહણ કરવા વખતેજ શુકન જોવા એટલુંજ નહીં, લાવતી વખતે પણ રૂડા શુકનાદિક જાણવા, એટલે સારા શુકન જોવા. આદિ શબ્દ થકી શુભ દિન, શુભ તિથિ, શુભ વાર, તે પણ જોવા જોઇએ. ॥૨૦॥

દળદ્વાર પુરૂ થયું.

હવે કારિગર લોકને ઠગવું નહીં, એવા દ્વારને પ્રતિપાદન કર્તા સતા કહે છે—

## द्वार त्रीजुं.

**कारावणे चिय तस्सिह नितगणेतिसंधणं ण कायव्वं ॥**
**अवियाहिगप्पदाणं दिठादिठप्फलं एयं ॥२१॥**

અર્થ—આ દ્રવ્યસ્તવ અધિકારમાં જિનભવન કરાવવાને વિષે અને અપિ શબ્દ થકી દળ ગ્રહણ કરવામાં અને તે દળ લાવવાને વિષે કર્મકર લોકોને એટલે સુતાર, સીલાટ, મજુર વગેરે લોકોને આપવા યોગ્ય દ્રવ્યની અપેક્ષાએ કરીને ઠગવું નહીં એટલે તે લોકોને રોજ ભૂલાવીને, અથવા હિસાબમાં ગરબડ કરીને તેમને ઠગવું નહીં. 'અપિચ' વળી પણ તે કારિગર તથા મજુર વગેરે લોકોને પઈઠણ કરેલા દામ થકી અધિક દ્રવ્ય આપવું એટલે તેમની જે પઈઠણ કરેલી હોય તે કર્તાં કાંઈક વધારે આપવું, વધારે આપીને તે લોકને રાજી કરવા. આ અધિક આપવું, તે કેવું છે. દૃષ્ટાદૃષ્ટ ફળવાળું છે. એટલે પામવા યોગ્ય એવા પ્રયોજનવાળું છે. અર્થાત્ અધિક આપવાથી સાક્ષાત્ ફળ અને પરોક્ષ ફળ થાય છે. તેનું સ્વરૂપ આગળ ગાથામાં જણાવશે. ॥૨૧॥

દૃષ્ટફળને પ્રતિપાદન કરવાને અર્થે કહે છે—

ते तुच्छगा वराया अहिगेण दढं जर्णिति परितोसं ॥
तुठा य तत्थ कम्मं तत्तो अहिगं पकुव्वंति ॥२२॥

અર્થ—જે કારણ માટે તે કારિગર તથા મજુરલોકો વગેરે તુચ્છ એટલે અગંભીર એવા અને વરાક એટલે દરિદ્ર એવા છે. એ કારણ માટે પરઠેલા દામ કર્તાં અધિક દ્રવ્ય આપવે કરીને અતિશે સંતોષને પામેછે, અને તે સંતોષ પામ્યા સતા શું કરે છે તે કહે છે—કરવાને ધારેલું એવું જે જિનભવન તેને વિષે કર્મકર એટલે તે કારિગર, મજુરલોકો, તે ઉચિત વ્યાપાર અર્થાત્ કામ, તેને વધારે કરે એટલે તે અધિક દામ આપવાથી પેહેલાં જે કામ કર્તા હતા, તેજ કામને પઈઠણ કરતાં વધારે કરે તથા તે રાજી ખુશીથી કરે, એ દૃષ્ટફળ એટલે સાક્ષાત્ અર્થાત્ દેખીતું ફળ થયું. ॥૨૨॥

એ પ્રકારે પ્રથમ અધિક દાનનું દૃષ્ટફળના કારણને પ્રતિપાદન કરીને અદૃષ્ટ ફળના કારણ પ્રત્યે પ્રતિપાદન કરવાને અર્થે કહેછે—

धम्मपसंसाए तहा केइ णिबंधंति बोहिबीयाइं ॥
अणे उ लहुयकम्मा एत्तो च्चिय संपबुज्झंति ॥२३॥

અર્થ—તે અધિક દેવાથી ઉત્પન્ન થયો એવો જે સંતોષ તેણે કરીને ઉત્પન્ન થએલી એવી ધર્મની પ્રશંસાએ કરીને એટલે જિનશાસનની અનુમોદનાએ કરીને કેટલા એક કારિગર, મજુર લોકો વગેરે અને વળી તે કારિગર લોકો સંબંધિ અધિક દામ દેખવે કરીને ખેંચાયું છે -હૃદય તે જેમનું એવા બીજા લોકો પણ તે બોધિ બીજ પ્રત્યે એટલે સમ્યક દર્શનના અર્થાત્ સ-

મકિતના કારણો પ્રત્યે બાંધે છે. એટલે ઉપાર્જન કરે છે અને વળી તે બોધિ બીજના બાંધનારાઓ થકી બીજા કેટલાએક કારિગર લોકો વગેરે અને વળી તેમના સંબંધિ દાનના દેખનારા એવા લોકો હળુવાકર્મી એવા સતા તે બોધિ બીજને બાંધનારાઓની અપેક્ષાએ કરીને અર્થાત્ બોધિ બીજના બાંધનારાઓ થકી થોડા આવરણવાળા એવા સતા આ અધિકદાનથી સમ્યક બોધને પામે છે, અર્થાત્ સમકિત પ્રત્યે પામે છે. ॥૨૩॥

लोगे य साहुवाउ अतुच्छनावेण सोहणो धम्मो ॥
पुरिसोत्तमप्पणीतो पन्नावणा चेव तित्थस्स ॥२४॥

અર્થ—લોકો એટલે શિષ્ટજનોને વિષે અર્થાત્ રૂડા લોકોની મધ્યે અતુચ્છ ભાવે કરીને એટલે જિનભવન કરાવનાર પુરૂષના ઉદાર ચિત્તે કરીને સાધુવાદ એટલે વખાણ ચાલે છે. અર્થાત્ ઘણા લોકો તેને વખાણે છે. તે સાધુવાદ કેવી રીતે ચાલે છે, તે કહે છે—આ જૈનધર્મ શોભન છે. એટલે પ્રધાન છે. કેમકે—જૈની લોકોનું ઉદારપણું જણાય છે. તે હેતુ માટે અને વળી આ જૈનધર્મ ઉત્તમ પુરૂષોનો કહેલો છે, એવી રીતે લોકો પ્રશંસા કરેછે. તથા વળી એ પ્રકારે એટલે પૂર્વે કહ્યું એ પ્રકારે કરીને તીર્થની એટલે જિન શાસનની પ્રભાવના થાય છે. અર્થાત્ ઉન્નતિ થાય છે. એ કારણ માટે ચૈત્યના કરાવનાર પુરૂષોએ ઉદાર ચિત્ત રાખવું એ ઉપદેશ છે. ॥૨૪॥

કારિગર લોકોને ન ઠગવું એ રૂપદ્વાર કહ્યું, હવે પોતાના આશયની વૃદ્ધિરૂપ દ્વારને કહેછે—

सासयवुड्ढी वि इहं नुवणगुरुजिणिंदगुणपरिणाए ॥
तब्बिंबठावणत्थं सुद्धपवित्तीए णियमेण ॥२५॥

અર્થ—આ જિનભવન કરાવતે સતે કેવળ કારિગર લોકોને ન ઠગવું એટલોજ ગુણ નહીં એટલે બીજા ગુણ પણ થાય છે તે કહે છે. પોતાના રૂડા આશયની વૃદ્ધિ થાય છે એટલે રૂડા પરિણામની વૃદ્ધિ થાય છે. કેવી રીતે વૃદ્ધિ થાય છે, તે કહે છે—ત્રણ લોકના ગુરૂ એવા જિનેશ્વર તેમનું સર્વજ્ઞપણું અને સંસારરૂપી અટવીથી ઉતારવાનું સામર્થ્યપણું, એ આદિક ગુણોના સમ્યક પ્રકારે જાણપણાએ કરીને અને જિનેંદ્રની પ્રતિમાની પ્રતિષ્ઠાને નિમિત્તે જે શુદ્ધ પ્રવર્તિ એટલે પાપ રહિત એવી જે ક્રિયા તે થકી નિયમાયે કરીને એટલે નિશ્ચયે કરીને રૂડા આશયની વૃદ્ધિ થાયછે. ॥૨૫॥

पेच्छिस्सं इत्थमहं वंदणगनिमित्तमागए साहू ॥
कयपुण्णे भगवंते गुणरयणणिही महासत्ते ॥२६॥

અર્થ—આ જિનભવનને વિષે ચૈત્યવંદન કરવાને અર્થે બીજા સ્થાનથી આવેલા એવા મુનિઓ પ્રત્યે હું જોઇશ એટલે તે મુનિઓનું હું દર્શન કરીશ, તે મુનિ કેવા છે? ઉપાર્જન કર્યું છે શુભ કર્મ તે જેમણે એવા, અને વળી ભગવાન એટલે ઐશ્વર્યવાળા એવા. અને વળી જ્ઞાનાદિક ગુણરૂપ રત્નને રહેવાના ભંડાર એવા અને મહા પરાક્રમી, એટલે કર્મરૂપી શત્રુને જીતવાને શૂરવીર એવા. ॥૨૬॥

पडिबुज्झिस्संति इहं दट्ठूण जिणिंदबिंबमकलंकं ॥
अण्णेवि भवसत्ता काहिंति ततो परं धम्मं ॥२७॥

અર્થ—આ જિનભવનને વિષે કલંક રહિત એટલે શસ્ત્ર સ્ત્રી આદિક કલંક રહિત એવા વીતરાગ દેવની પ્રતિમાને દેખીને મારાથી બીજા પણ ભવ્યપ્રાણિઓ એટલે મુક્તિ જવાને યોગ્ય એવા જીવો, બોધિ પ્રત્યે પામશે. એટલે સમકિત પ્રત્યે પામશે. કેમકે—હું તો પ્રતિબોધ પામ્યોજ છું, ને બીજા લોકો પ્રતિબોધ પામશે. પામ્યા પછી એટલે સમકિત પામ્યા પછી ધર્મ પ્રત્યે એટલે રૂડા રૂડા અનુષ્ઠાનો (ક્રિયા) પ્રત્યે કરશે. ॥૨૭॥

ત્યાર પછી શું વિચારવું તે કહેછે—

ता एयं मे वित्तं जमेत्थमुवओगमेति अणवरयं ॥
इय चिंतापरिवड्ढिया सासयवुड्ढीउ मोक्खफला ॥२८॥

અર્થ—જે કારણ માટે આ જિનભવન સતે તે જિનરાજના બિંબનું સ્થાપન અને સાધુઓનું દર્શન અને ભવ્યપ્રાણિઓનેપ્રતિબોધ, એટલાં વાંનાં થશે, તે કારણ માટે જે દ્રવ્ય નિરંતર જિનભવનને વિષે ઉપયોગિ થાય છે એટલે ખર્ચાય છે, તેજ મારૂં દ્રવ્ય છે, તેથી બીજું રહ્યું, તે પરમાર્થ થકી પારકુંજ છે એટલે પોતાને હાથે સારે માર્ગે જે દ્રવ્ય વપરાય, તે પોતાનું જાણવું અને બાકી રહ્યું તે પારકુંજ છે. એ પ્રકારની અવિચ્છિન્ન એટલે ચઢતા પરિણામે સહિત જે ચિંતા એટલે વિચારણા, તે રૂડા આશયની વૃદ્ધિ જાણવી. એટલે રૂડા પરિણામનું વર્ધન જાણવું, તે વિચારણા કેવી છે, તે કહે છે—મોક્ષફળવાળી છે, એટલે અનુક્રમે કર્મ રહિત કરીને સિદ્ધિ સુખને આપનારી છે. ॥૨૮॥

रूडाआशयनी वृद्धिरूप द्वार कह्युं.

હવે જતના દ્વારને કહે છે—

जयणा य पयत्तेणं कायव्वा एत्थ सव्वजोगेसु ॥
जयणा उ धम्मसारो जं भणिया वीयरागेहिं ॥२९॥

અર્થ—આ જિનભવનના વિધિમાં સર્વ વ્યાપારોને વિષે એટલે લાકડાં પાષાણાદિકનું લાવવું અને ભૂમિનું શોધન કરવું, અને ભીંતનું ચણવું, એ આદિક કારણોને વિષે અતિશે આદરે કરીને જતના એટલે પાણીનું ગાળવું, એ આદિક જીવની રક્ષાનો ઉપાય, એ રૂપ દ્રવ્યભાવ બેઉ પ્રકારે જતના કરવી, દ્રવ્યથી જીવોની રક્ષા કરવી, અને ભાવથી કષાય રહિત વર્તવું, એ ભાવછે. શા કારણ માટે એ પ્રકારે કરવું તે કહે છે—જે કારણ માટે પોતાની શક્તિ પ્રમાણે જે જીવની રક્ષા કરવી એટલે પોતાના જીવની અને પર જીવની દયા પાળવી, તેજ ધર્મનું સાર છે. એ રીતે વીતરાગદેવે કહ્યું છે, એ હેતુ માટે જતના સહિત ચૈત્ય કરાવવામાં વર્તવું, એ ઉપદેશ. ॥૨૯॥

હવે જે જતના છે તે ધર્મનું સાર છે એમ કહ્યું છે, તેનીજ પુષ્ટિ કરતા સતા કહેછે—

जयणा उ धम्मजणणी जयणा धम्मस्स पालणी चेव ॥
तव्वुड्ढिकरी जयणा एगंतसुहावहा जयणा ॥३०॥

અર્થ—જતના જે તેજ એટલે પોતાની શક્તિને અનુસારે દ્રવ્યભાવ બેઉ પ્રકારે પ્રાણિઓનું રક્ષણ કરવાનો ઉપાય તેજ ધર્મની માતા છે. એટલે ધર્મની ઉત્પન્ન કરનારી છે. જેમ માતાથી પુત્ર ઉત્પન્ન થાય છે, તેમ જતનાથી ધર્મ ઉત્પન્ન થાય છે. વળી જતના જે તેજ ધર્મની પાળનારી છે. જેમ માતા પોતે જણેલા પુત્રને કષ્ટોથી રક્ષા કરે છે, તેમ જતના પણ ધર્મની રક્ષા કરે છે. વળી જતના જે તેજ ધર્મની વૃદ્ધિ કરનારી છે. જેમ માતા પોતાના પુત્રને મોટો કરે છે, તેમ જતના પણ ધર્મને વધારનારી છે, એટલે જતના પાળવાથીજ ધર્મ વૃદ્ધિને પામે છે. ઘણું કહેવે કરીને શું ? સર્વથા પ્રકારે સુખની પમાડનારી એક જતનાજ છે, એટલે મોક્ષ સુખને આપનારી એવી દ્રવ્યભાવ બે પ્રકારે પાળેલી જતનાજ છે. અહીંયાં વારે વારે જતના શબ્દનું ગ્રહણ કર્યું છે, તે ખોટું ન જાણવું, કેમકે-જતનાને વિષે ઘણો આદર જણાવવાને માટે કહ્યું છે, ॥૩૦॥

તે વાર્તા બીજા શાસ્ત્રમાં પણ કહી છે—

'वक्ता हर्षभयादिभिराक्षिप्तमनाः स्तुवंस्तथा निन्दन् ॥
यत्पदमसकृद्ब्रूयात्तत्पुनरुक्तं न दोषायेति' ॥

અર્થ--હર્ષ ભયાદિકે કરીને ખેંચાયું છે મન જેનું, એવો જે વક્તા પુરૂષ તે સ્તવના કર્ત્તો સતો તથા નિંદા કર્ત્તો સતો જે પદને વારે વારે બોલે, તે પુનરૂક્ત દોષને અર્થે નથી.

जयणाए वट्टमाणो जीवो सम्मत्तणाणचरणाण ॥
सद्धाबोहासेवणभावेणाराहगो भणितो ॥३१॥

અર્થ--વિધિજોગને વિષે એટલે વિધિ સહિત કાર્યોને વિષે જતનાએ કરીને વર્તતો અથવા જતનાને વિષે વર્તતો એવો જીવ, અનુક્રમે કરીને શ્રદ્ધા એટલે રૂચિ અર્થાત્ અભિલાષા અને બોધ એટલે જ્ઞાન, આસેવન એટલે અનુષ્ટાનનું કરવું. તેમના ભાવે કરીને મોક્ષના માર્ગ એવા સમકિત જ્ઞાન ચારિત્રનો એટલે જતનાના શ્રદ્ધા ભાવે કરીને એટલે જતના પાળવાના સાચા અભિલાષે કરીને સમકિતનો, અને જતનાના બોધભાવે કરીને એટલે જતનાના સમ્યક પ્રકારે જાણપણે કરીને જ્ઞાનનો, અને આસેવન ભાવે કરીને એટલે જતના પાળવે કરીને ચારિત્રનો આરાધક, એ રીતે અનુક્રમે ત્રણેનો આરાધક થાય છે. એ રીતે જિનેંદ્ર દેવે કહ્યું છે. ॥૩૧॥

અહીંયાં પ્રશ્ન-નનુ ઈતિ વિતર્કે, આ જતનાનું કોઇ પ્રકારે આરંભપણું છે એટલે. આ જતના કર્તાં કાંઇક આરંભ થાય છે. તે હેતુ માટે આ જતનાએ કરીને વર્ત્તતો એવો જે પુરૂષ, તેને ચારિત્રનું આરાધકપણું તે શી રીતે થાય? કેમકે-ચારિત્રનું તો નિવૃત્તિ રૂપપણું છે. તે હેતુ માટે. એટલે ચારિત્રમાં તો કોઈ પ્રકારનો આરંભ હોતો નથી, એ રીતની આશંકા થએ સતે ઉત્તર કહેછે—

एसा य होइ णियमा तदहिगदोसविणिवारिणी जेण ॥
तेण णिवित्तिपहाणा विणेया बुद्धिमंतेहिं ॥३२॥

અર્થ—જે કારણ માટે આ જતના, નિશ્ચે કરીને અધિક દોષને નિવારણ કરમારી છે. એટલે-યતના કર્ત્તાં જે આરંભ થાય છે. તે થકી બીજા આરંભરૂપ એટલે ઘર, હાટ તથા હવેલી કરાવતાં જે આરંભ થાય છે, તે આરંભરૂપ અધિક દોષને નિવારણ કરનારી છે. અર્થાત્ જતના સહિત ચૈત્ય કરાવતાં કાંઈક આરંભ તો થાય છે, પણ બીજા ઘણા આરંભનું નિવારણ થાય છે. તે કારણ માટે વિશેષે કરીને નિવૃત્તિ સહિત એટલે બીજા આરંભને દૂર કરવે કરીને સાર નામ શ્રેષ્ઠ એવી આ જતના બુદ્ધિમાન્ પ્રાણિએ જાણવી. ॥૩૨॥

તે જતનાનેજ સ્વરૂપે કરીને દેખાડતા સતા કહે છે—

**सा इह परिणायजलदलविसुद्धिरूवा उ होइ णायव्वा ॥**
**अणारंभणिवित्तीए अप्पणाहिठणं चेव ॥३३॥**

અર્થ—આ જિનભવન કરાવવામાં પ્રાસુક પાણિ એટલે ગાળેલું પાણી અને લાકડાં આદિક દળ, તેમની જે વિશુદ્ધિ કરવી એટલે ત્રસ જીવે કરીને રહિતપણાદિ રૂપ, એ પ્રકારની સામાન્યરૂપ જતના વર્ત્તે છે, એમ જાણવું એટલે ચૈત્ય કરાવવામાં એ પ્રકારની જતના જાણવી તથા વળી બીજા આરંભ દૂર કરીને એટલે ખેતી વ્યાપારના આરંભને ત્યાગ કરીને પોતાને જિનભવન કરાવવાનું અધિકારીપણું કરવું એટલે બીજાં ઘરનાં કામકાજ આરંભાદિક મૂકીને એક ચૈત્ય કરાવવામાંજ પોતાનું ચિત્ત લગાડવું. આ જતનાજ થઇ, એમ જાણવું. એટલે અપ્રશસ્ત ઘણા આરંભને મૂકીને પ્રશસ્ત થોડા આરંભમાં વર્ત્તવું, એ પણ જતનાજ છે. કેમકે—જિનભવન કરાવવામાં પોતાનું અધિકારીપણું રાખતો એવો જે પુરૂષ તે ઊચિત પ્રમાણે જીવોની રક્ષા કર્ત્તો સતો, તે કારિગરલોકો વગેરેને, ચૈત્ય કરાવવાના આરંભમાં પ્રવર્ત્તાવે છે, એ હેતુ માટે, અને જે અધિકારીઓ નથી, એટલે જેમનાં ચિત્ત બેઉ તરફ વર્ત્તે છે, તે જેમ તેમ ચૈત્ય કરાવવામાં પ્રવર્ત્તે છે, તેથી દેરાસરનું કામ બરોબર થાય નહીં એ કારણ માટે પોતાનું અધિકારીપણું તે જતના જાણવી. ॥૩૩॥

નિવૃત્તિ સહિત જતના છે, એમ કહ્યું, તેજ પુષ્ટકર્ત્તા સતા કહે છે—

**एवं च होइ एसा पवित्तिरूवावि भावतो णवरं ॥**
**अकुसलणिवित्तिरूवा अप्पबहुविसेसभावेण ॥३४॥**

અર્થ—એ પ્રકારે કરીને એટલે ગાળેલા જળનું લેવું, અર્થાત્ વાપરવું અને જિનભવન કરાવવાનું અધિકારીપણું કરવું, તે વડે કરીને પ્રવૃત્તિરૂપ એવી સતી પણ ભાવ થકી એટલે પરમાર્થે કરીને જતનાજ છે. તો અપ્રવૃત્તિ રૂપનું તો કહેવુંજ શું? એતો જતના હોયજ. આ જતના કેવી છે, કેવળ અકુશળ નિવૃત્તિરૂપ, એટલે ઘણા પાપ સહિત આરંભથી વિરામ પામવારૂપ અર્થાત્ ઘણા આરંભને ટાળનારી એવી આ જતના છે. અહીંયાં પ્રશ્ન કે—જતના સતે પણ કંઇક પૃથવ્યાદિક જીવોના આરંભનું સત્તાપણું છે. એટલે પૃથવ્યાદિક જીવોનો આરંભ થાય છે, તે હેતું માટે કેમ અકુશળ આરંભને ટાળનારી આ જતના કહીએ? ઉત્તર કહે છે—અલ્પ બહુ વિશેષ ભાવે કરીને એટલે જિનભવન સંબંધિ જતના સહિત આરંભોનો અને તે

થકી બીજા ઘર સંબંધી આરંભોનો માંહો માંહ્ય ભેદભાવ છે, તે ભેદ ભાવે કરીને, આ શું કહ્યું કે—જિનભવન કરાવતાં જે આરંભ થાય છે, તેમાં અલ્પદોષ લાગે છે, અને તેથી બીજા ઘણા દોષવાળા આરંભોનો ત્યાગ થાય છે, એ કારણ માટે અકુશળ નિવૃત્તિરૂપ એટલે પાપ સહિત આરંભથી વિરામ પામવારૂપ જતના થાય છે. ॥૩૪॥

પ્રશ્ન—નનુ ઇતિ વિતર્કે આદિદેવને એટલે ઋષભદેવ સ્વામિને સમસ્ત લોકના વ્યવહારનું પ્રવર્તાવવું થયું, તે અયુક્ત છે. કેમકે—પ્રાણિના ઉપઘાતરૂપ છે. એ હેતુ માટે એ પ્રકારે પૂર્વપક્ષ થયો, તેને જિનભવન યતનાદ્વાર પ્રસંગે કરીને પરિહાર કર્તા સતા કહે છે—

एत्तो च्चिय णिद्दोसं सिप्पादिविहाणमो जिणिंदस्स ॥
लेसेण सदोसंपि हु बहुदोसणिवारणत्तेणा ॥३५॥

અર્થ—જે કારણ માટે અલ્પ બહુત્વ વિશેષભાવે કરીને એટલે થોડા દોષનું લાગવું અને ઘણા દોષનું ટાળવું, એ પ્રકારે કરીને અકુશળ નિવૃત્તિરૂપ એટલે પાપ સહિત આરંભને ટાળવા રૂપ જિનાયતન યતના છે. એટલે જે જિનભવન કરાવતાં જે જતના છે. તે પૂર્વે કહી તેવી છે. એજ કારણ માટે જિનેંદ્ર ભગવાનનું એટલે ઋષભદેવ સ્વામિનું શિલ્પકલા, રાજનીતિ ઇત્યાદિક પદાર્થોનું લોકોને દેખાડવું, તે કાંઇક દોષ સહિત છે તોપણ બહુ દોષ નિવારવે કરીને એટલે માંહોમાંહ્ય એક બીજાને મારવું અને ધનાદિકનું હરણ કરવું, એ આદિક અનેક પ્રકારના અનર્થોને દૂર કરવે કરીને નિર્દોષજ જાણવું. કેમકે—ભગવતે ઘણો અનર્થ ટાળવાને માટે થોડા દોષ સહિત એવું પણ શિલ્પકલાદિ લોકોને શિખવ્યું છે, માટે ભગવંતનુ તે નિર્દોષજ જાણવું. ॥૩૫॥

શિલ્પાદિક કહે સતે ભગવંતના નિર્દોષપણાનેજ પુષ્ટ કર્તા સતા કહે છે—

वरबोहिलाभजुत्तो सो सव्वुत्तमपुण्णसंजुत्तो भगवं ॥
एगंतपरहियरतो विसुद्धजोगो महासत्तो ॥३६॥
जं बहुगुणं पयाणं तं णाऊणं तहेव दंसेइ ॥
ते रक्खंतस्स ततो जहोचितं कह भवे दोसो ॥३७॥

અર્થ—વર નામ પ્રધાન કેમકે-પડવાનો નથી એ હેતુ માટે એવો બોધિ લાભ એટલે સમ્યક દર્શનની પ્રાપ્તિ છે જેને એવો એટલે શ્રેષ્ઠ સમકિત સહિત એવો સર્વોત્તમ પુણ્ય સહિત એટલે અતિશે પ્રકૃષ્ટ તીર્થંકર નામાદિ રૂપ શુભ કર્મે કરીને સહિત એવા તથા ભગવાન્ એટલે પરમેશ્વર એવા તથા એકાન્ત પરહિત કરવાને રક્ત એટલે સર્વથા પ્રકારે પરને ઉપકાર કરવાને તત્પર એવા તથા વિશુદ્ધ યોગવાળા એટલે પાપરહિત મન, વચન, કાયાનો છે વ્યાપાર તે જેમને એવા તથા મહા સત્ત્વવંત એટલે ઉત્તમ પરાક્રમ સહિત એવા તે જિનરાજ બહુ ગુણવાળું એટલે પ્રજા લોકને બહુ ઉપકારનું કરનારૂં એવું જે શિલ્પાદિક કાંઈક દોષવાળું સતુ પણ તે શિલ્પાદિક જેમ લોકોને ઉપકાર કરનારૂં થાય તેમજ જાણીને એટલે વિચારીને દેખાડે છે. એટલે લોકોની આગળ તે ભગવાન પ્રકાશ કરે છે. અને તે પ્રજા લોકોને શિલ્પાદિક પ્રકાશ કરવાથી એટલે-શિલ્પાદિક દેખાડીને પોતાના ઉચિત પ્રમાણે બહુ અનર્થો થકી રક્ષા કર્ત્તા એટલે પાલન કર્ત્તા એવા જે ભગવાન્ તેમને કેમ, એટલે કીએ પ્રકારે કરીને, દોષ થાય એટલે દૂષણ લાગે અર્થાત્ કોઈ પ્રકારે દૂષણ લાગતુ નથી કેમકે તે ભગવાન્ પોતાને ઉચિત પ્રમાણે વર્ત્યા છે. માટે તે ઉચિતપણાનું સ્વરૂપ દેખાડે છે-જરૂર ભોગવવા યોગ્ય શુભ ચારિત્ર મોહાદિક કર્મના ઉદયને વીષે વર્તતા એવા જે ભગવાન્ તેમને કળાદિ દેખાડવા થકીજ પ્રાણિઓનું સંરક્ષણ થયું તે ગૃહસ્થાશ્રમને વિષે ઉચિતજ છે. એટલે ઘટિતજ છે. અને વિરતિ અંગીકાર કરે સતે તો સંયમ ઉચિત છે. એટલે છએ કાય જીવની દયા પાળવી એજ ઉચિત છે. અને જ્ઞાનની ઉત્પત્તિ થયે સતે એટલે કેવળ જ્ઞાન પામ્યે સતે તો તીર્થનું પ્રવર્તાવવું તે ઉચિત છે. માટે પોતપોતાના પદને અનુસારે ઉચિત પ્રમાણે ગુરૂ લાઘવના વિચાર સહિત વર્તતાં દૂષણ કહેવાય નહીં. ॥૩૬॥૩૭॥

પ્રશ્ન—નનુ ઈતિ વિતર્કે, શિલ્પાદિ કહે સતે પણ આરંભનો દોષ દેખીતોજ છે, એ કારણ માટે કેમ તેને વિષે દોષ નથી, તેવી આશંકા થએ સતે ઉત્તર કહે છે———

तत्थ पहाणो अंसो बहुदोसणिवारणो अ जगगुरुणो ॥
णागादिरक्खणे जह कट्टणदोसेपि सुहजोगो ॥३८॥

અર્થ—તે શિલ્પાદિ કહે સતે બહુ દોષ નિવારવાથી એટલે માંહોમાંહી વધાદિરૂપ ઘણા દૂષણને દૂર કરવે કરીને જગદ્ગુરૂનો એટલે ભગવાનનો પ્રધાન એટલે શ્રેષ્ઠ અર્થાત્ અપેક્ષા કરવા યોગ્ય એવો અંશ એટલે

અવયવ છે. એટલે આરંભનો દોષ છે તે પણ ભગવતનો શુભ જોગજ છે. એ રહસ્યછે. જેમ શર્પાદિકથકી પુત્રાદિકનું રક્ષણ કરવાને માટે જે પુત્રાદિકને ખેંચવું તેજ અથવા તેને વિષે એટલે તે પુત્રાદિકને ખેંચ્યે સતે શરીરઘર્ષણાદિક એટલે શરીરનું ઘસાવું તે રૂપ દૂષણનો સંભવ છે, તે ઘસાવારૂપી દોષ સતે પણ માતાપિતાદિકનો શુભ યોગ એટલે રૂડોજ વ્યાપાર છે. કેમકે--પોતાના પુત્રને સર્પાદિક થકી ઉગારવાની બુદ્ધિ છે. માટે કદિ વ્યવહારમાં દોષ લાગે સતે પણ તેમને દોષ ન કહેવાય તો દોષના અભાવનું તો શું કહેવું ?॥૩૮॥

નાગાદિકથી રક્ષણ કરવાના દૃષ્ટાન્ત પ્રત્યે કહે છે—

खड्डातडम्मि विसमे इठसुयं पेछिकण कीलंतं ॥
तप्पच्चवायभीया तदाणणठा गया जणणी ॥३९॥
दिठो य तीए णागो तं पति एंतो डुतो उ खड्डाए ॥
तो कट्टितो तगो तह पीडाए विसुद्धभावाए ॥४०॥

અર્થ—વિષમ એવા એટલે નીચું ઉંચું એવું ખાડાનું જે તટ તેને વિષે એટલે નીચી ઉંચી એવી ખાડાની કોરણ ઉપર રમતો એવો પોતાના વલ્લભ પુત્રને દેખીને તે ખાડામાં પડવારૂપ પુત્રના અનર્થે કરીને બીનેલી એટલે રખે કંઇક મારો પુત્ર રમતાં ખાડામાં પડી જાય નહીં એ રીતે ભયભ્રાન્ત થએલી એવી સતી તે પુત્રને લેવાને અર્થે તે પુત્રની માતા ત્યાં ગઈ, ત્યાર પછી એટલે ત્યાં ગયા પછી તે પુત્રની માતાએ તે ખાડા થકી ઉતાવળો પોતાના પુત્રની સામો આવતો સર્પ દીઠો. ત્યાર પછી એટલે તે સર્પ દેખ્યા પછી શુદ્ધ ભાવ સહિત એટલે ઉપકાર કરવાના અધ્યવસાય સહિત એવી એ પુત્રની માતાએ પીડા સતે પણ એટલે ખેંચવે કરીને દેહને વિષે વેદના ઉત્પન્ન થવાનો સંભવ સતે પણ તેણીએ પોતાના પુત્રને ખેંચી લીધો, ॥૩૯॥૪૦॥

દૃષ્ટાન્ત અર્થનુંજ પાપ રહિતપણું દેખાડતા સતા કહેછે—

एयं व एव इहराहिगदोसभावतोणत्था ॥
तप्परिहारेणन्नो अन्नो च्चिय तत्ततो णेउ ॥४१॥

અર્થ—આ માતાના દૃષ્ટાન્તમાં પીડાએ કરીને પણ પુત્રને ખેંચી લેવું એ ઘટિત છે. એમ જો ન કહીએ તો એટલે ખેંચવા માંડે સતે આ પુત્રને પીડા ઉત્પન્ન થશે એમ વિચારીને ન ખેંચી લીધે સતે અધિક દોષના ભાવ થકી એટલે ખેંચવે કરીને ઉત્પન્ન થઈ જે પીડા, તેની અપેક્ષાએ ક

રીને એટલે પીડા થકી સર્પને કરડવે કરીને ઉત્પન્ન થઇ એવી જે પીડા, તે રૂપ અધિક દૂષણ થવાથી અનર્થ એટલે પુત્રના મરણરૂપ અપાય થાય છે, એટલે મોટું કષ્ટ ઉત્પન્ન થાય છે. તે પુત્રના મરણરૂપ અનર્થનું ટાળવું એટલે તેનો પરિહાર કરવો તેને વિષે એટલે તેમરણરૂપ અનર્થ ટાળવાની વખતે ઘસાવે કરીને પીડાની ઉત્પત્તિરૂપ જે અનર્થ છે, તે અર્થજ જાણવો એટલે પરમાર્થ થકી ગુણજ જાણવો. કેમકે— મરણરૂપ મહા દોષને નિવારીને રક્ષણ કરવાપણું છે એ હેતુ માટે. ॥૪૧॥

હવે જતનાદ્વારને સમાપ્તિ કર્ત્તા સતા કહેછે—

**एव निविक्तिपहाणा विणेया जावन्न अहिंसेयं ॥**
**जयणावन्न ज विहिणा पूजादिगयावि एमेव ॥४२॥**

અર્થ—જે કારણ માટે એ પ્રકારે કરીને એટલે ઉપર કહેલા દૃષ્ટાન્તે કરીને, ભાવ થકી એટલે પરમાર્થે કરીને નિવૃત્તિ સહિત એટલે અતીશે ઘણા પ્રાણિઓના ઘાતથી વિરામ પામવે કરીને સાર એટલે શ્રેષ્ઠ એવી આ જિનભવન કરાવવા સંબંધિ જે પ્રવૃત્તિ તે અહિંસા એટલે હિંસાથી વિરામ પામવું તે રૂપ જાણવી.

પ્રશ્ન—શું સર્વ ચૈત્યના કરાવનાર લોકોને ચૈત્ય કરાવવા સંબંધિ પ્રવૃત્તિ તે અહિંસાજ હોય?

ઉત્તર—એમ નહીં એટલે જેટલા લોકો ચૈત્ય કરાવે છે, તેટલા બધાએ લોકોને અહિંસા થાય છે એમ ન સમજવું, કેમકે—ભૂમિ શુદ્ધાદિરૂપ વિધિએ કરીને જતનાવન્ત પુરૂષને એટલે જતનામાં વર્તતો એવો ચૈત્યને કરાવનાર પુરૂષ તેને જે ચૈત્ય સંબંધિ પ્રવૃત્તિ છે તે અહિંસારૂપ છે પરંતુ બીજાને નહીં. એટલે અવિધિએ કરીને અજતનામાં વર્તનારને નહીં. ॥૪૨॥

પ્રશ્ન—શું જિનભવન સંબંધિ પ્રવૃત્તિ જે તેજ અતીશે ઘણા પ્રાણિઓના ઘાતથી જે નિવૃત્તિ તેના પ્રધાનપણે છે એ હેતુ માટે અહિંસા એ પ્રકારે જાણવી કે વળી બીજીએ પ્રવૃત્તિ અહિંસારૂપ હોય છે, એમ આશંકા થએ સતે ઉત્તર કહેછે—જે કેવળ જિનભવન સંબંધિ પ્રવૃત્તિ અહિંસા છે એટલુંજ નહીં, પણ પૂજાદિકને વિષે રહેલી એટલે જિનની સેવા, જાત્રા પ્રમુખ સંબંધિ પણ જે પ્રવૃત્તિ, તે પણ એજ પ્રકારે કરીને અહિંસાજ જાણવી. અથવા પૂર્વાર્દ્ધે કરીને ભગવતને શિલ્પાદિકને વિષે પ્રવૃત્તિનું અહિંસાપણું જણાવ્યું, અને "પૂજાદિ" એ પ્રકારે મૂળમાં આદિ શબ્દનું ગ્રહણ કરવે કરીને જિનભવન ગ્રહણ કર્યું છે. યતનાદ્વાર કહ્યું. તે યતનાદ્વાર

કહ્યે સતે જિનભવન કરાવવાનો વિધિ કહ્યો. ॥૪૨॥

હવે બાકી રહેલા વિધિને કહે છે—

**णिप्फाइऊण एवं जिणभवणं सुंदरं तहिं बिंबं ॥**
**विहिकारियमह विहिणो पयठवेज्जा लहुं चेव ॥४३॥**

અર્થ—એ પ્રકારે ઉપર કહ્યા એવા વિધિએ કરીને જિનભવન પ્રત્યે નિપજાવીને એટલે તૈઆર કરાવીને તે—જિનભવનને વિષે સુંદર એટલે શોભાયમાન્ એવુ અને વિધિએ કરીને કરાવેલુ એટલે શાસ્ત્રની નીતિએ કરીને નિપજાવેલા એવા જિનરાજનાજ બિંબ-પ્રત્યે એટલે જિનરાજની પ્રતિમા પ્રત્યે વિધિએ કરીને એટલે શાસ્ત્રની નીતિએ કરીને શીઘ્ર એટલે ઉતાવળે પ્રતિષ્ઠા કરે. કેમકે-શાસ્ત્રમાં કહ્યું છે—

'निष्पन्नस्यैवं खलु जिनबिम्बस्योदिता प्रतिष्ठा तु ॥
दशदिवसाभ्यन्तरत इति चैवेत्यवधारणार्थ इति' ॥

અર્થ—એ પ્રકારે નિશ્ચે નિષ્પન્ન થએલુ એવું જે જિનરાજનું બિંબ તેની પ્રતિષ્ઠા દશ દિવસની માંહ્ય કરવી કહી છે, એ કારણ માટે દે'રાસર તૈઆર થયે સતે જલદીથી તેમાં જિનપ્રતિમાની સ્થાપન કરવી એ ઉપદેશ ॥૪૩॥

હવે જિનભવન કરાવવાના વિધિના ફળને દેખાડવાને અર્થે કહેછે—

**एयस्स फलं भणियं इय आणाकारिणोउ सड्ढस्स ॥**
**चित्तं सुहाणुबंधं णिव्वाणंतं जिणिंदेहिं ॥४४॥**

અર્થ—એ પ્રકારે એટલે શાસ્ત્રમાં કહેલી નીતિએ કરીને આજ્ઞાકારી એટલે તીર્થંકરના ઉપદેશને અનુસારે વર્તનારો એવો જે શ્રદ્ધાવન્ત શ્રાવક, તેને આ સમસ્ત જિનભવન કરાવવાનું, વિચિત્ર એવું એટલે દેવતા તથા મનુષ્યોના જન્મને વિષે તથા પ્રકારના પુણ્યના ઉદયરૂપ, અને શુભના અનુબંધવાળું, એટલે અવિછિન્ન કલ્યાણના સમૂહવાળું, અને નિર્વાણ છે અંત તે જેનો એવું અર્થાત્ અનુક્રમે મુક્તિનું આપનારૂં એવું ફળ, જિનરાજે કહ્યું છે. અર્થાત્ વીતરાગ દેવની આજ્ઞા પ્રમાણે વર્તનાર શ્રાવકનેજ ચૈત્ય કરાવવાનું ફળ કહ્યુ છે, માટે આજ્ઞા સહિત વિધિએ કરીને ચૈત્ય કરાવવામાં ઉદ્યમ કરવો એ ઉપદેશ. ॥૪૪॥

એજ વિવેચન કરીને કહેછે—

जिणबिंबपइठावणभावज्जियकम्मपरिणतिवसेण ॥
सुगतीए पइठावणमणहं सदि अप्पणो चेव ॥४५॥ .

અર્થ--તથા જિનરાજના બિંબની પ્રતિષ્ઠાપનાના ભાવે કરીને ઉપાર્જન કર્યું એવું જે કર્મ તેની પરિણુતિ વશે કરીને એટલે તે જિનભવનને વિષે અરિહંતની પ્રતિમાનું સ્થાપન કરવું તેને વિષે રૂડા આશયની વૃદ્ધિરૂપ જે ભાવ--"सासय वुड्डी-इत्यादि." આ પ્રકારની પ્રથમ કહેલી ગાથામાં કહેલા ભાવે કરીને ઉપાર્જન કર્યું એવું પુણ્યાનુબંધિ પુણ્યરૂપ કર્મ, તેની જે પરિણુતિ એટલે વિપાકે ઉદય આવવું તેનું જે વશ એટલે સામર્થ્યપણું તેણે કરીને સુગતિને વિષે એટલે દેવગત્યાદિકને વિષે સદા નામ નિરંતર, આત્માનું એટલે પોતાના જીવનુંજ પાપ રહિત એવું પ્રતિષ્ઠાપન એટલે વિશેષે કરીને સ્થાપન થાય છે, એટલે વિધિએ કરીને જિનબિંબની પ્રતિષ્ઠાના કરનાર પુરૂષને દેવગતિ સંબંધીનું આઉખું બંધાય છે, એ ભાવ. અહીંઆં પાપ રહિત પ્રતિષ્ઠાપન કહ્યું, તે કેમ? તત્કાળ સંબંધી દોષનું એટલે પ્રતિષ્ઠા કરતી વખતે થતા દોષનું અને આગામિકાલે થતા દોષનું એટલે પ્રતિષ્ઠા કર્યા પછીના દોષનું અગોચરપણું છે એ હેતુ માટે. ॥૪૫॥

तत्थवि साहुदंसणभावज्जियकम्मतो उ गुणरागो ॥
काले य साहुदंसणमह कमेणं गुणकरं तु ॥४६॥

અર્થ—તેમ છતાં પણ એટલે પોતાના આત્માનું સુગતિને વિષે પ્રતિષ્ઠાપન કરયે સતે પણ સાધુ દર્શનને વિષે એટલે મુનિજનોનું દર્શન કરવું તેને વિષે રૂડા અધ્યવસાયની વૃદ્ધિરૂપ જે ભાવ—पेच्छिस्सं इत्थ अहमिसादि આ પ્રકારની પ્રથમ કહેલી ગાથાને વિષે કહેલો જે ભાવ તેણે કરીને જે ઉપાર્જન કર્યું પુણ્યરૂપ કર્મ, તે થકી વળી ગુણનો રાગ એટલે પરમાર્થે કરીને ગુણને વિષે પક્ષપાત થાય છે. અર્થાત્ ગુણી પુરૂષોપર રાગ આવેછે. કેમકે—પૂર્વકાળને વિષે એટલે ચૈત્ય કરાવતી વખતે ગુણનો રાગ હતોજ, એ હેતુ માટે. તે ગુણના રાગ થકીજ કાળે એટલે અવસરે ફરીને સાધુ મુનિરાજોનું દર્શન થાય છે, તે દર્શન કેવું છે? અનુક્રમે કરીને અનંતર એટલે તત્કાળ ગુણનું કરનારૂં છે. એટલે જ્ઞાનાદિક ગુણ પામવાનું કારણ છે. એટલે ચૈત્ય કરાવતી વખતે જે મુનિઓના દર્શનનો ભાવ હતો, તેજ ભાવ થકી દેવલોકાદિક ગતિમાં ગયે સતે પણ ફરીને તેજ શુદ્ધ મુનિઓનું દર્શન કરવાનો ભાવ ઉત્પન્ન થાય છે, અને તે ભાવ ઉત્પન્ન થયા પછી તેવાજ ઉત્તમ મુનિઓનું દર્શન અનુક્રમે મોક્ષનું આપનાર એવું થાય છે, એ ભાવ ॥૪૬॥

**पडिबुज्झिस्संतिन्ने नावज्जियकम्मन्तु य पडिवत्ती ॥**
**नावचरणस्स जायति एगंतसुहावहा णियमा ॥४७॥**

અર્થ—જિનભવન કરાવનારની અપેક્ષાએ કરીને અર્થાત્ જિનભવન કરાવનાર થકી બીજા પ્રાણિઓ પ્રતિબોધ પામશે એટલે સમકિત પ્રત્યે પામશે, એ પ્રકારના રૂડા આશયની વૃદ્ધિરૂપ જે ભાવ, તેથી, કેતાં "पडिबुज्झिसंति इहं" એ પ્રકારની પ્રથમ કહેલી ગાથાને વિષે કહેલા ભાવ થકી ઉપાર્જન કર્યું એવું કુશલાનુબંધી પુણ્યરૂપ એવું જે કર્મ, તે થકી એટલે તે પુણ્ય થકી ભાવ ચારિત્રની એટલે સાચા ચારિત્રની પ્રતિપત્તિએટલે અંગીકાર કરવું થાય છે. તે ચારિત્રનં અંગીકાર કરવું કેવું છે, અવ્યભિચારીપણા થકી નિયમાએ કરીને મોક્ષ સુખનું આપનાર છે. અવ્યભિચારીપણું તે શું કહેવાય, જે કારણથી નિયમાએ કાર્ય થાય, તે અવ્યભિચારી કહીએ. અને જે કારજ કરવાનું કારણ માંડયું હોય, તે કારણથી તે કારજ ન થાય અને બીજું કારજ થાય, તે વ્યભિચારી કહીએ. માટે એકાન્ત સુખને આવહન કરનારી એવી ભાવચારિત્રની પ્રતિપત્તિ (અંગીકાર કરવું) થાય છે. ચૈત્ય કરાવતી વખતે ચૈત્ય કરાવનાર પુરૂષનો એવો ભાવ છે કે—આ ચૈત્યને વિષે આ જિનેંદ્રની પ્રતિમાને દેખીને ઘણા બીજા પણ ભવ્ય પ્રાણિઓ સમકિત પ્રત્યે પામશે. અને સમકિત પામીને પછી જિનેંદ્ર દેવના કહેલા ધર્મ પ્રત્યે કરશે. એવા અધ્યવસાએ કરીને ઉપાર્જન કર્યું એવું જે પુણ્ય, તે પુણ્યના ઉદયવડે કરીને ચૈત્યના કરાવનાર પુરૂષની મોક્ષ સુખને આપનાર એવી ચારિત્ર ગ્રહણ કરવાની પરિણુતિ થાય છે, એ ભાવ. ॥૪૭॥

**अपरिवडियसुहचिंताजावज्जियकम्मपरिणतीए उ ॥**
**गच्छति इमीए अंतं ततो य आराहणं लहइ ॥४८॥**

અર્થ—અપ્રતિપતિત એટલે સ્થિર એવી જે રૂડા આશયની વૃદ્ધિરૂપ વિચારણા—"ता एयं मे वित्तं" એ પ્રકારની પ્રથમ કહેલી ગાથાને વિષે કહેલી જે વિચારણા તે રૂપ જે ભાવ, તેણે કરીને ઉપાર્જન કર્યું એવું કુશળરૂપ જે કર્મ, તેની જે પરિણુતિ એટલે વિપાકે ઉદય આવવું તે થકી, એટલે તે પુણ્યના ઉદય થકી આ ચારિત્રની પ્રતિપત્તિના અંત પ્રત્યે પામે છે. ત્યાર પછી એટલે યથાર્થ ચારિત્ર પાળવા થકી ફરીને પણ ચારિત્રના આરાધકપણા પ્રત્યે પામે છે. એટલે વિશુદ્ધ ચારિત્રનો આરાધક થાય છે, કેમકે-અવિછિન્નપણે એટલે ચઢતા પરિણામે સહિત ચારિત્રના પાળનારનેજ ચારિત્રની આરાધના હોય છે, એ હેતુ માટે. ચૈત્ય કરાવતી વખતે કરાવનાર

પુરૂષનો એવો ભાવ હતો કે—આ ચૈત્યનું જે દ્રવ્ય વરે છે, તેજ મારૂં છે, અને બીજું રહ્યું તે વસ્તુગતે પારકું છે, એવા ભાવે કરીને ઉપાર્જન કરેલું એવું પુણ્યાનુબંધિ જે પુણ્ય, તે પુણ્યના ઉદયવડે કરીને અનુક્રમે ચારિત્રનો અભિલાષ થાય છે. અને તે પુરૂષ ચારિત્ર ગ્રહણ કરીને સિદ્ધાન્તને અનુસારે ચારિત્ર પાળીને મોક્ષનો આરાધક થાય છે, એ ભાવ છે. ॥૪૮॥

એજ વાત દેખાડતા સતા કહે છે—

णिच्छयणया जमेसा चरणपडिवत्तिसमयतो पभिति।
आमरणं तमजस्सं संजमपरिपालणं विहिणा ॥४९॥

અર્થ—જે કારણ માટે આ પૂર્વે કહી એવી જે આરાધના તે નિશ્ચય નય થકી છે, એમ જાણવી. કેમકે—વ્યવહાર નય થકી તો મરણને અવસરે ચારિત્રનું જે સેવન કરવું, એટલે પાળવું, તે આરાધના કહેવાય છે. એ હેતુ માટે. નિશ્ચયનય.થકી એમ કહ્યું, આ આરાધના ક્યાંથી માંડીને અને કેવે પ્રકારે થાય છે. તે કહે છે—ચારિત્ર અંગીકાર કરવાના કાળ થકી એટલે જ્યાંથી ચારિત્ર અંગીકાર કર્યું, ત્યાંથી માંડીને મરણના કાળ સુધી નિરંતર આગમમાં કહેલા વિધિએ કરીને સંયમનું સમસ્ત પ્રકારે પાળવું એટલે દ્રવ્યભાવ બેઉ પ્રકારે અહિંસાદિકનું આરાધન કરવું. અર્થાત્ પાંચે મહાવ્રતનું પાળવું થાય છે. એ કારણ માટે. તેને અંતે એટલે ચારિત્ર પાળવાને અંતે, આરાધના પ્રત્યે પામે છે. એ પ્રકાર ઘટિત છે. ॥૪૯॥

જો આરાધના પ્રત્યે પામે છે ત્યાર પછી શું થાય છે, તે કહે છે—

आराहगो य जीवो सत्तट्ठभवेहिं पावती णियमा।
जंमादिदोसविरहा सासयसोक्खं तु णेव्वाणं ॥५०॥

અર્થ—આરાધક એવો જે જીવ એટલે જ્ઞાનાદિ ગુણનો આરાધનાવાળો એવો જે પ્રાણી, તે સાત આઠ ભવે કરીને અથવા આઠ ભવે કરીને જન્માદિ દોષના વિરહ થકી એટલે જન્મ, જરા, મરણાદિ દૂષણના નાશ થવા થકી શાશ્વત સુખવાળું એટલે નિરંતર સુખવાળું એવું જે નિર્વાણ એટલે મોક્ષ, તે પ્રત્યે નિયમાએ કરીને પામે છે. આ જઘન્ય આરાધનાને આશરીને કહ્યું છે. એટલે ઓછામાં ઓછો સાત આઠ ભવમાં મોક્ષ પામે છે. કેમકે—ઉત્કૃષ્ટ આરાધનાવાળો જીવતો તેજ ભવને વિષે સિદ્ધિપદને વરે છે. તે હેતુ માટે. આ સાત આઠ ભવ જે કહ્યા, તે આરાધના સહિત જાણવા. ॥૫૦॥

॥ जिनभवनकारणविधिप्रकरणं समाप्तम् ॥

જિનભવન કરાવવાનો વિધિ કહ્યો, તે જિનભવન જિનબિંબે કરી સહિતજ હોય તે કારણ માટે જિનબિંબની પ્રતિષ્ઠાના વિધિ પ્રત્યે પ્રતિપાદન કરવાની ઈચ્છાવાળા મંગળાદિક પ્રતિપાદન કરવાને અર્થે કહેછે.

नमिऊण देवदेवं वीरं सम्मं समासत्र वोच्छं ॥
जिणबिंबपइठाए विहिमागमलोयणीतीए ॥१॥

અર્થ—દેવનાદેવ એવા એટલે ઈંદ્રાદિક દેવોને આરાધવા જોગ્ય એવા વીર સ્વામીને નમસ્કાર કરીને સમ્યક એટલે ભાવની શુદ્ધિએ કરીને અથવા સમ્યક એટલે અવિપરીતપણે કરીને સંક્ષેપ થકી જિનબિંબ પ્રતિષ્ઠાના વિધિને એટલે જિનબિંબની પ્રતિષ્ઠા કરવાના વિધિ પ્રત્યે આગમ લોક નીતિએ કરીને એટલે જિનસિદ્ધાન્તના ન્યાયે કરીને અને લૌકિક ન્યાયે કરીને કહીશ. લોક ગ્રહણ કરવે કરીને આ દેખાડે છે. કોઇ ઠેકાણે જિનમતથી અવિરૂદ્ધ એવી લોકનીતિ પણ આશ્રય કરવા જોગ્ય છે. એજ કારણ માટે તેમનું કહેલું પણ પ્રાસાદાદિકનું લક્ષણ આશ્રય કરીએ છીએ. ॥૧॥

અકરાવેલા જિનબિંબની પ્રતિષ્ઠા ન હોય, એ કારણ માટે તે જિનબિંબને કરાવવાના વિધિ પ્રત્યે કહેવાની ઈચ્છાવાળા તેની પ્રસ્તાવનાને અર્થે કહે છે—

जिणबिंबस्स पइठा पायं कारावियस्स जत्तेण ॥
तक्कारवणंमि विहिं पढमं चिय बितिमो ताव॥२॥

અર્થ—જે કારણ માટે કરાવેલા એવા જિનબિંબની એટલે જિનપ્રતિમાની પ્રતિષ્ઠાપના એટલે પ્રતિષ્ઠા પ્રાયે કરીને એટલે બહુલતાએ કરીને હોય છે. અહીંયાં પ્રાય શબ્દ ગ્રહણ કરવે કરીને આ દેખાડયું, અકરાવેલું એવું પણ એટલે પોતે કરેલું વળી વેચાથી લીધેલું એવું એ જિનબિંબની પ્રતિષ્ઠા થાય છે. એ પ્રકારે પ્રતિપાદન કરવાને અર્થે પ્રાય શબ્દ ગ્રહણ કર્યો છે. તે કારણ માટે જિનબિંબ કરાવવાને વિષે વિધિને એટલે કલ્પ પ્રત્યે, પ્રતિષ્ઠાના કહેવાથી પહેલાજ કહીશું તાવત્ એટલો શબ્દ અનુક્રમને અર્થે જાણવો ॥૨॥

હવે બિંબ કરાવવાના વિધિને કહેવાની ઇચ્છાવાળા તે વિધિને પ્રવર્તાવનારની શુદ્ધબુદ્ધીના સ્વરૂપને પ્રથમ ચાર ગાથાવડે કરીને કહે છે—

सोउं नाऊण गुणे जिणाण जायाए सुध्दबुध्दीए ॥
किच्चमिणं मणुयाणं जम्मफलं एत्तियं चेव ॥३॥

અર્થ—જિનરાજના એટલે અર્હન્તોના ગુરૂમહારાજે કહેવા માંડેલા એવા રાગાદિક વૈરીના સમૂહ પ્રત્યે વિદારણ કરવું અને પ્રવચન જે શાસન તેને પ્રવર્તાવવું એ આદિક ગુણો પ્રત્યે સાંભળીને અને જાણીને શુદ્ધબુદ્ધી એટલે નિર્મળ બોધ ઉત્પન્ન થએ સતે આ જિનરાજનું બિંબ કરવાયોગ્ય છે. વિધિ સહિત જિનબિંબનું કરાવવું તેજ મનુષ્યના જન્મનું ફળછે. ॥૩॥

गुणपगरिसो जिणा खलु तेसिं बिंबस्स दंसणांपि सुहं ॥
कारावणेणं तस्स ऋ अणुग्गहो अत्तणो परमो ॥४॥

અર્થ—ગુણનો પ્રકર્ષ એટલે ગુણનો અતિશય તે જિનજ જાણવા એટલે જે જિન છે તેજ ગુણનો અતિશય છે. ધર્મ ધર્મીના અભેદપણા થકી ગુણનો પ્રકર્ષ જિન છે એમ કહ્યું. એમ જો ન કહીએ તો જિનરાજના ગુણનો પ્રકર્ષ એમ કહેવું જોઇએ. खलु નામ નિશ્ચય. એજ કારણ માટે તે જિનરાજના બિંબનું એટલે પ્રતિમાનું દર્શન પણ સુખ અથવા શુભ વર્તે છે. કેમકે—તે દર્શન, સુખનું હેતુ છે માટે. તે બિંબને વંદનાદિકનું તો શું કહેવું તે તો સુખનું કારણ હોયજ. વળી તે બિંબને કરાવવે કરીને પોતાને એટલે પોતાના જીવને ઉત્કૃષ્ટ ઉપકાર થાય છે. માટે ભવ્ય પ્રાણિઓએ ચૈત્ય કરાવીને બિંબ કરાવવાના ઉદ્યમમાં વર્તવું એ ઉપદેશ. ॥૪॥

मोरकपहसामिश्राणं मोरकत्नं वज्जएण कुसलेणं ॥
तग्गुणबहुमाणादिसु जइव्वं सव्वजत्तेणं ॥५॥

અર્થ—ઉદ્યમવંત એવો અને નિપુણ એવો જે પુરૂષ તેણે મોક્ષમાર્ગના સ્વામીઓના એટલે સિદ્ધિમાર્ગના ઠાકોર એવા જિનરાજોના. તદ્દગુણ બહુ માનાદિકને વિષે એટલે તેજ મોક્ષરૂપ ગુણ એટલે ફળ છે જેમનું એવા જે બહુ માનાદિક એટલે જેમના બહુ માનાદિક કરવાથી મોક્ષરૂપ ફળ થાય છે અથવા તે અસાધારણ એવા જે ગુણ તે ગુણોને વિષે બહુ માનાદિક એટલે પ્રીતિપૂજા પ્રમુખનું કરવું અથવા તે જિનોના જ્ઞાનાદિક ગુણોને વિષે બહુ માનાદિક કરવાને વિષે મોક્ષને અર્થે ઉદ્યમ કરવો. એટલે સમસ્ત આદરે કરીને પ્રવૃત્તિ કરવા યોગ્ય છે એટલે ઉદ્યમવંત એવા ડાહ્યા પુરૂષે પોતાને કર્મરહિત થવાને માટે મોક્ષ માર્ગના અધિકારિ એવા જિનરાજના જ્ઞાનાદિક ગુણોને વિષે બહુ માનાદિકનું કરવું તેને વિષે સર્વ આદરે કરીને પ્રવર્ત્તવું, એ ભાવ છે. અહીંયાં જિનરાજને મોક્ષમાર્ગના સ્વામી કેમ કહ્યા? તે કહે છે—કે, જિનરાજ મોક્ષમાર્ગના દેખાડનાર છે માટે સ્વામીજ કહીએ. ॥૫॥

શા કારણ માટે એ પ્રકારે તે કહે છે—

**तग्गुणबहुमाणाउ तह सुहनावेण बज्झती णियमा ॥**
**कम्मं सुहाणुबंधं तस्सुदया सवसिध्धित्ति ॥६॥**

અર્થ—તેમના ગુણના બહુ માન કરવાથી એટલે મોક્ષમાર્ગના સ્વામી એવા જિનરાજોના ગુણોના પક્ષપાત કરવાથી તથા એટલે તે પ્રકારે કરીને એટલે મોક્ષમાર્ગના સ્વામીઓના ગુણોનુ બહુ માન કરવે કરીને ઉત્પન્ન થએલો એવો જે શુભભાવ એટલે રૂડો પરિણામ તેણે કરીતે નિયમાએ એટલે જરૂર શુભાનુબંધ એટલે શુભ કર્મના અનુબંધવાળું અર્થાત્ પુણ્યાનુબંધિ પુણ્ય કર્મ બંધાય છે. તે થકી એટલે તે શુભાનુબંધિ કર્મના ઉદય થકી અર્થાત્ વિપાકે ઉદય થવાથી સર્વ સિદ્ધિ થાય છે. એટલે સમસ્ત વાંચ્છિત કાર્યની નિષ્પત્તિ થાય છે. ઇતિ શબ્દ શુદ્ધ સ્વરૂપને કહેવાની સમાપ્તિ જણાવવાને અર્થે છે. ॥૬॥

હવે જિનબિંબ કરાવવાના વિધિને કહે છે—

**इय सुध्धबुध्धिजोगा काले संपूजिकण कत्तारं ॥**
**विन्नवोचियमप्पेक्का मोल्लं अणहस्स सुहनावो ॥७॥**

અર્થ—એ પ્રકારે પછવાડે કહેલી ચાર ગાથાને વિષે કહ્યો એવો જે નિર્મળ બોધ, તેના સંબંધ થકી અટલે રૂડું જ્ઞાન થવાથી કાળે એટલે તેને ઉચિત અવસરે જિનબિંબના કરનારને રૂડે પ્રકારે પૂજીને એટલે સન્માન કરીને પાપ રહિત એટલે નિર્દોષ એવો તે જિનબિંબનો કરનાર તેને, વિભવને ઉચિત એટલે પોતાની ઋદ્ધિને અનુસારે, શુભ ભાવવાળો એવો એટલે ઉદારપણે કરીને ચઢતા પરિણામ સહિત જિનબિંબનો કરાવનાર પુરૂષ, મૂલ્ય પ્રત્યે આપે. એટલે જિનબિંબના કરનારને પોતાની શક્તિને અનુસારે દ્રવ્ય આપીને ખુશી કરે. ઉપર નિર્દોષ એવો જિનબિંબનો કરનાર કહ્યો તે કેમ? તે જિનબિંબનો કરનાર અનુચિતપણે કરીને એટલે જેમતેમ કરીને દેવદ્રવ્યનો વિનાશ કરનાર નથી માટે. ॥૭॥

પાપ રહિત શિલ્પિ એટલે કારિગરનો અભાવ સતે જે કરવું તે કહે છે—

**तारिसयस्साभावे तस्सेव हितठमुज्जुत्त णवरं ॥**
**णेयमेक्क बिंबमोल्लं जं उचियं कालमासक्क ॥८॥**

અર્થ—તેવા એટલે નિર્દોષ એવા કર્તાનો અભાવ સતે એટલે જિનબિંબના કરનારને ન પામ્યે સતે તેજ જિનબિંબના કરનારના હિતને અર્થે એટલે જિનબિંબ કરાવવાને માટે કલ્પેલુ જે દ્રવ્ય, તેના ભક્ષણ કરવાથી જે, તે બિંબના કરનારને સંસારરૂપી ખાડામાં પડવું, તેથી રક્ષણ કરવે કરીને ઉદ્યમવંત એટલે જિનપ્રતિમા કરાવવાને તત્પર એવો પુરૂષ, કેવળ તે બિંબ કરાવવાના મૂલ્યને નિમે. એટલે પઈઠણ કરે. કેવી રીતે તે પઈઠણ કરે તે કહે છે—જે, આટલા દ્રવ્યે કરીને તારે બિંબ કરવું. તે પ્રકારે કરીને, હું બહુ વખત મૂલ્ય પ્રત્યે આપીશ એટલે આ બિંબ કરવાનું તારૂં જે મૂલ્ય પઈઠણ કર્યું છે, તેમાંથી થોડે થોડે હું તને આપીશ. એટલે જેમ જેમ તું કર્તો જઇશ તેમ તેમ તને આપતો જઇશ તે મૂલ્ય તને ઉચિત પ્રમાણે આપીશ. તે ઉચિતપણું બે પ્રકારે છે. એક તો પ્રતિમાની અપેક્ષાએ કરીને અને બીજું કાળ એટલે અવસરને આશરીને. તેમાં પ્રતિમાને આશરીને કોઇ વખત નાનું બિંબ સતે પણ ઘણું મૂલ્ય હોય અને કોઇ વખત થોડું પણ હોય એમ કાળને આશરીને પણ જાણવું. ॥૮॥

જો વળી પાપ રહિતની પઠમ, બીજાને પણ મૂલ્ય આપે તો શો દોષ થાય તે કહેછે—

देवस्स परीजोगो अणेगजम्मेसु दारुणाविवागो ॥
तंमि स होइ णिउत्तो पावो जो कारउ इहरा ॥ए॥

અર્થ—દેવસ્વનો એટલે જિનબિંબ કરાવવાને અર્થે કલ્પવે કરીને જીનદેવ દ્રવ્યનો પરિભોગ એટલે ભક્ષણ કરવું તે દેવદ્રવ્ય પરિભોગ કહીએ. ઉપચાર થકી તે દેવદ્રવ્યના ભોગનું હેતુ એવું જે કર્મ તે દેવદ્રવ્ય પરિભોગ, અનેક જન્મને વિષે એટલે અનંત ભવોને વિષે દારૂણ વિપાકવાળો એટલે નરકાદિક દુઃખના કારણપણે કરીને ઘોર નામ આકરો એવો છે ઉદય તે જેનો એવો છે, એમ જો ન કહીએ તો એટલે બિંબના મૂલ્યના નિયમનો અભાવ સતે અર્થાત્ પઈઠણ કર્યા વિના જે પાપવાળો એટલે દોષ સહિત એવો કારૂક એટલે શિલ્પી છે. તે કારૂક એટલે કારિગર, તે દેવદ્રવ્યના પરિભોગને વિષે જોડયો એમ થાય. એટલે પાસે રહીને તે પાપવાળા કારિગર પાસે દેવદ્રવ્યનું ભક્ષણ કરાવ્યું એમ થાય, કેમકે પ્રથમથી તેની પઇઠણ ન કરી માટે. પરને ઉપકાર કરવાને તત્પર છે અંતઃકરણ તે જેમનું એવા સત્પુરૂષોને દારૂણ વિપાકવાળા કર્મને વિષે પરને વેપારવું એટલે જોડવું એ યુક્ત નામ ઘટિત નથી. માટે પ્રથમથી તેવા કારિગરને પઈઠણ કરી કામ કરાવવું એ ઉપદેશ. ॥૯॥

હવે દેવદ્રવ્યનો પરિભોગ દારૂણ વિપાકવાળો જો કારૂકને થશે તો અમારે શું એ પ્રકારના અભિપ્રાયવાળાને સિખામણ દેવાને અર્થે કહેછે—

**जं जायइ परिणामे असुहं सव्वस्स तं न कायव्वं ॥**

**सम्मं णिरूविऊणं घाढगिलाणस्स वाऽपच्छं ॥१०॥**

અર્થ—જે અનુષ્ઠાન, સર્વ લોકોને અથવા પોતાને અને પરને, કેવળ પોતાનેજ નહીં, પરિણામે એટલે આગામિકાળને વિષે અસુખકારી એટલે અસુખના હેતુપણા થકી અસુખનું કરનારૂં અથવા અશુભનું કરનારૂં થાય છે. તે અનુષ્ઠાન, સત્પુરૂષોને કરવા યોગ્ય નથી. કેમ જે—સત્પુરૂષોનું પરને ઉપકાર કરવાને તત્પર એવું અન્તઃકરણ છે તે હેતુ માટે. કહ્યું છે કે—

'जयन्तु ते सदा सन्तः सत्त्वीयाः सद्गुणान्विताः ॥

ये कृतार्थाः स्वयं सन्तः परार्थे विहितश्रमाः'

અર્થ—તે પરાક્રમી એવા, અને રૂડા ગુણોએ કરીને સહિત એવા, સત્પુરૂષો, નિરંતર જયવાળા હો; તે કિયા પુરૂષો? કે—જે પોતાની મેળેજ કૃતાર્થ સતા પરને અર્થે કર્યો છે, ઉદ્યમ તે શ્રમણે એવા.

અનુષ્ઠાન શું વિચારીને ન કરવું? તે કહે છે—સમ્યક્ એટલે અવિપરીતપણે કરીને નિરૂપણ કરીને એટલે વિચારીને કેમ? જે—સમ્યક્ પ્રકારે વિચારણા કર્યા વિના પરિણામનું દુઃખ જાણવું થાય છે તે હેતુ માટે. સત્પુરૂષોને જે કૃત્ય કરવું તે પ્રથમથીજ રૂડે પ્રકારે વિચારીને કરવું ઉચિત છે, એ ભાવ. આ અર્થને વિષે દૃષ્ટાન્તને કહે છે—જેમ ઘાઢ ગ્લાનને? એટલે સન્નિપાતાદિક રોગના પરાભવપણે કરીને અતીશે આતુર થએલા એવા રોગીને, અપથ્ય એટલે તેને અનુચિત ભોજન આપવું એટલે અપથ્ય આપવે કરીને નિશ્ચે ઘાઢગ્લાન એટલે અતીશે રોગવાળો? વિનાશ કર્યો, એમ થાય. અર્થાત હાથે કરીને તેને માર્યો એમ થયું. કેમ જે—તેના રોગને વિચાર્યા વિના તે રોગને વૃદ્ધિ કરનાર આહાર આપ્યો માટે. ॥૧૦॥

નનુ ઈતિ વિતર્કે, જો પાપ રહિત કારૂકને અવિશેષે કરીને એટલે સામાન્ય પ્રકારે મૂલ્ય આપ્યે સતે અથવા દોષ સહિતને તે મૂલ્યનો નિયમ કર્યે સતે પણ દેવદ્રવ્યની ક્ષતિ (હાનિ) થાય ત્યારે શી વાર્તા, એ રીતે આ શંકા કરીને કહેછે—

**आणागारी आराहणेण तीए ण दोसवं होति ॥**

**वह्नुविवज्जासम्मि वि ढउमत्थो सुध्दपरिणामो ।११।**

અર્થ—આજ્ઞાકારિ એટલે તીર્થંકરના ઉપદેશમાં વર્ત્તનારો અર્થાત્ જેમ કહેલો એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જિનબિંબના મૂલ્યના વિધિનો કરનારો, તે આજ્ઞાને આરાધવે કરીને એટલે બિંબના મૂલ્યનો નિયમ કરવે કરીને એટલે પઇઠણ કરવાદિક દ્વારે, આજ્ઞાને પાળવે કરીને, દોષવાળો નજ થાય એટલે વિપાકે દારૂણ દેવદ્રવ્યના પરિભોગને વિષે પ્રવર્તનરૂપ દૂષણ સહિત નજ થાય. શું સતે પણ નજ થાય તે કહે છે—યથોક્ત એટલે જેવું કહેલું એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મૂલ્ય આપવે કરીને દેવદ્રવ્યનું રક્ષણ કરવારૂપ વસ્તુ, તેનો જે વિપર્યાસ એટલે સ્વભાવથી ઉલટું તે, વસ્તુ વિપર્યાસ કહીએ. તે વસ્તુનો વિપર્યાસ સતે પણ એટલે દેવદ્રવ્યનું કારૂકે (કારિગરે) ભક્ષણ કર્યે સતે પણ આજ્ઞાકારિ પુરૂષ, આજ્ઞાને આરાધવે કરીને દોષવાળો નજ થાય. અવિપર્યાસ સતે તો નિર્દોષજ હોય એમાં શું કહેવું એ અતિશબ્દનો અર્થ કહ્યો, તે આજ્ઞાકારિ પુરૂષ કેવો હોય, છદ્મસ્થ એટલે અતીશે જ્ઞાનરહિત એવો, આ કહેવે કરીને વસ્તુના વિપર્યાસનું બીજ કહ્યું, કેમકે—તે છદ્મસ્થનેજ મોક્ષનો સંભવ છે, તે હેતુ માટે. અહીંયાં પ્રશ્ન—કેમ, આ આજ્ઞાકારી દોષવાળો ન થાય? તેનો ઉત્તર કહે છે—જે કારણ માટે કર્તા પુરૂષ શુદ્ધ પરિણામવાળો છે. એટલે પાપરહિત અધ્યવસાયવાળો છે, એ હેતુ માટે. છદ્મસ્થ એવો સતો આજ્ઞામાં વર્ત્તનારો અને શુભ પરિણામવાળો, કર્ત્તા પુરૂષ, જે કામ કરે છે, તેમાં કદાચિત્ અતિશય જ્ઞાનના અભાવથી વિપર્યાસ થઈ જાય તોપણ તેને દોષ લાગતો નથી. કેમ જે તેનો નિરવદ્ય અધ્યવસાય છે, કેતાં શુદ્ધ પરિણામ છે પણ દોષ લગાડવાનો પરિણામ નથી માટે. એ ભાવ છે. ॥૧૧॥

હવે કેમ એટલે કેવે પ્રકારે વસ્તુનો વિપર્યાસ થયે સતે પણ આજ્ઞાકારિ પુરૂષનો શુદ્ધ પરિણામ હોય, એ પ્રકાર કહે છે—

**आणापवित्तिउ च्चिय सुद्धो एसो ण अण्णहा णियमा ॥**
**तित्थगरे बहुमाणो तदन्नावाउ य णायव्वो ॥१२॥**

અર્થ—આ પરિણામ અથવા બિંબનો કરાવનાર પુરૂષ, આજ્ઞા પ્રવૃત્તિ થકી એટલે તીર્થંકરના ઉપદેશને વશવર્તી પ્રવર્ત્તવા થકીજ અર્થાત્ તીર્થંકરના ઉપદેશ પ્રમાણે વર્ત્તવા થકીજ શુદ્ધ એટલે વિશુદ્ધ છે, એમ જાણવું. અન્યથા એટલે આજ્ઞાને અવશવર્તિ પ્રવૃત્તિ થકી એટલે આજ્ઞા પ્રમાણે ન વર્તવાથી નિયમાયે કરીને એટલે નિશ્ચે શુદ્ધ નજ હોય એમ જાણવું, પ્રશ્ન—શા થકી આ બેય વાંનાં એટલે શુદ્ધ અશુદ્ધ હોય? તેનો ઉત્તર કહે છે—તીર્થંકરને વિષે એટલે જિનરાજને વિષે બહુ માન થકી, એટલે જિનરાજના પક્ષ-

પાત કરવાથી આજ્ઞા પ્રમાણે પ્રવર્તનાર શુદ્ધ હોય. તેના અભાવથી એટલે તીર્થંકરની બહુમાનતાના અભાવથી એટલે જિનરાજનું બહુ માન, ન કરવાથી અન્ય આજ્ઞાએ કરીને પ્રવર્તનારો એટલે આજ્ઞારહિત પ્રવર્તિ કરનારો એવો જે પુરૂષ, તે તો અશુદ્ધ હોય, એમ જાણવું. च શબ્દ અહીંયાં સમુચ્ચયને અર્થે છે. એમ જાણવું, એ પ્રકારનો સંબંધ પ્રથમ કર્યોજ છે. ॥૧૨॥

હવે કેમ આ પ્રકારે આજ્ઞાનું પ્રધાનપણું કહો છો? તેના ઉત્તર કહે છે—

**समतिपवित्ती सव्वा आणाबज्झत्ति भवफला चेव ॥**
**तित्थगरुद्देशेण वि ण तत्तउ सा तदुद्देशा ॥१३॥**

અર્થ—स्वमतिप्रवृत्तिः એટલે પોતાની બુદ્ધિપૂર્વક અર્થાત્ પોતાની મતિ કલ્પના પ્રમાણે સર્વ એટલે સમસ્ત દ્રવ્યસ્તવ, ભાવસ્તવ સંબંધિ એવી આજ્ઞા બાહ્ય, એટલે આપ્તના ઉપદેશે કરીને શૂન્ય એટલે જિનરાજના ઉપદેશે કરીને રહિત એવી જે ચેષ્ટા એટલે પ્રવૃત્તિ તે ભવ ફળવાળી છે, એટલે સંસારમાં પરિભ્રમણ કરવાનું કારણજ જાણવી. કેમ જે—આજ્ઞાનુંજ. ભવોત્તાર હેતુને વિષે એટલે સંસારથી તારવાના કારણોને વિષે પ્રમાણપણું છે, એ હેતુ માટે. અર્થાત્ આજ્ઞાજ સંસારથી તરવાનો મુખ્ય હેતુ છે. એ ભાવ છે.

પ્રશ્ન—ननुइति વિતર્કે જે પ્રવૃત્તિ તીર્થંકરના ઉદ્દેશવાળી ન હોય તે પ્રવૃત્તિ ભવફળવાળી કહેવી જુક્ત છે. પણ અંતર એટલે જિનરાજના ઉદ્દેશવાળી પ્રવૃત્તિ ભવફળવાળી ન કહેવાય, કેમ જે—જિનના પક્ષપાતનું મહા ફળપણું છે તે હેતુ માટે. એ રીતની આશંકા કરીને ઉત્તર કહે છે—

તીર્થંકરના ઉદ્દેશે કરીને પણ એટલે જિનરાજના આલંબને કરીને પણ પોતાની મતિ પ્રમાણે પ્રવૃત્તિ, ભવફળવાળીજ છે, એ રીતે પૂર્વે કહી આવ્યા છીએ તો જિનરાજના આલંબન વિનાની પ્રવૃત્તિ ભવફળવાળીજ હોય એમાં શું કહેવું. શા કારણ માટે આ પ્રકારે કહોછો? જે કારણ માટે તત્વ થકી એટલે પરમાર્થે કરીને તે પોતાની મતિને અનુસારે પ્રવૃત્તિ છે. માટે તેમના ઉદ્દેશવાળી એટલે તીર્થંકરના ઉદ્દેશવાળી નથી. તદુદ્દેશ તે શું કહીએ, તીર્થંકરને વિષે ઉદ્દેશ નામ પ્રણિધાન એટલે મન, વચન, કાયાની છે એકાગ્રતા જેને વિષે છે તદુદ્દેશા કહીએ. એટલે આજ્ઞારહિત પુરૂષની ક્રિયા, પોતાની મતિને અનુસરીને હોય છે અને તેમાં તીર્થંકરનું આલંબન ગ્રહણ કરે છે તો પણ પરમાર્થે કરીને તીર્થંકરના અવલંબનનો કરનાર નજ કહેવાય એ ભાવ છે. ॥૧૩॥

જે પુરૂષ નિશ્ચે આજ્ઞાએ કરીને પ્રવર્ત્તે છે, તેજ પુરૂષ નિશ્ચે જિનરાજને ઉદ્દેશીને પ્રવર્તે છે, એ પ્રકારે કહીએ છીએ, બીજો પુરૂષ એટલે આજ્ઞારહિત પુરૂષ તે પ્રકારે ન પ્રવર્તિ શકે. આજ્ઞા ઉલ્લંઘન કરવે કરીને જિનને ઉદ્દેશીને એટલે જિનરાજનું નામ લઇને જિનભવન, બિંબ, તેમની પૂજાદિક, તેને વિષે પ્રવર્ત્તેલા ઘણા લોકોને દેખીને આળંભો દેતા સતા કહે છે-

**मूढा अणादिमोहा तहा तहा एत्त संपयट्टंता ॥**
**तं चेव यमणंता अवमणंता ण याणंति ॥१४॥**

અર્થ—અનાદિ મોહાત્ એટલે આદિરહિત એવા મોહ એટલે અજ્ઞાન છે. જેમને એવા મૂઢ એટલે મૂર્ખ લોકો તે પ્રકારે કરીને એટલે-આજ્ઞા ઉલ્લંઘન કરવાથી બિંબની પૂજાદિરૂપે કરીને, આ તીર્થંકરને વિષે સંપ્રવર્ત્તમાન એટલે વેપારવંત એવા, તેજ તીર્થંકરને માનતા એટલે તેમની પૂજાદિ કરવાથી આરાધવા જોગ્યપણે કરીને અંગીકાર કર્તા એવા પૂર્વે કહેલા મૂર્ખ લોકો, તેજ તીર્થંકરને ન માનતાં એટલે આજ્ઞા ઉલ્લંઘન કરવે કરીને પરાભવ પમાડતા એવા સતા નથી જાણતા. કેમ જે-અનાદિ મોહે કરીને મૂઢપણું છે એ હેતુ માટે. એ રહસ્ય. એટલે તે લોકો એમ નથી જાણતા કે—જેની હમે પૂજા સેવાદિક કરીએ છીએ, તેનું વચન તો પાળતા નથી તો પછી વસ્તુગતે જિનરાજને માન્યા એમ શો રીતે કહેવાય. એ પ્રકારે અજ્ઞાનના ઉદયથી તેમના સમજવામાં આવતું નથી એ ભાવ. માટે આજ્ઞાસહિત પ્રવર્તવું એ ઉપદેશ છે. ॥૧૪॥

પ્રસ્તાવ કરેલા અર્થને સમાપ્તિ કર્તા સતા કહે છે.

**मोरकत्थिणा तत्त इह आणाए चेव सवजत्तेण ॥**
**सवत्थावि जइयवं समंति कयं पसंगेण ॥१५॥**

અર્થ—જે કારણ માટે પોતાની મતિપૂર્વક પ્રવૃત્તિ ભવફળવાળી છે, તે કારણ માટે આ પ્રસ્તાવને વિષે મોક્ષના અર્થી એટલે સિદ્ધિના વાંછક પુરૂષે આજ્ઞાએ કરીનેજ એટલે તીર્થંકરના ઉપદેશે કરીનેજ સર્વ આદરે કરીને સર્વને વિષે પણ એટલે સમસ્ત પરલોકના સાધનનાં વિધિને વિષે પણ સમ્યક પ્રકારે એટલે ભાવની શુદ્ધિએ કરીને ઉદ્યમ કરવો. એક પરલોકના સાધનને વિષે તો આજ્ઞાસહિત વર્તવું એમાં શું કહેવું એટલે જે જે પરલોકનું સાધન કરવું, તે તે સર્વ ભાવની શુદ્ધિએ કરીને આજ્ઞાસહિતજ

કરવું. એ ઉપદેશ. ઈતિ શબ્દ સમાપ્તિ અર્થને વિષે જાણવો. પ્રસંગે કરીને સર્યું. એટલે પ્રસંગમાં પ્રાપ્ત થએલું કહેવે કરીને પૂર્ણ થયું. ॥૧૫॥

જિનબિંબ કરાવવાનો વિધિ કહ્યો, હવે તેમની પ્રતિષ્ઠાવિધિને કહેવાને અર્થે કહે છે—

**णिप्पन्नस्स य सम्मं तस्स पइठावणे विही एस॥**
**सुहजोएण पवेसो आयतणे ठाणठवणा य॥१६॥**

અર્થ—સમ્યક્ પ્રકારે એટલે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે નિષ્પન્ન થએલો એટલે તૈઆર થએલું એવું જે જિનરાજનું બિંબ, તેની પ્રતિષ્ઠા કરવાને વિષે આ આગળ કહીશું એવો વિધિ જાણવો. તેજ વિધિને કહે છે—શુભ જોગે કરીને એટલે સાધક એવા ચંદ્ર, નક્ષત્રાદિક સંબંધે કરીને અથવા પ્રશસ્ત એટલે રૂડા એવા મન, વચન, કાયાના વેપારે કરીને આયતનને વિષે એટલે જિનભવનને વિષે બિંબનો પ્રવેશ કરાવવો અને તેજ બિંબની ઉચિત સ્થાનકને વિષે સ્થાપના કરવી. ॥૧૬॥

**तेणेव खेत्तसुद्धी हत्थसयादिविसया णियोगेण॥**
**कायव्वो सक्कारो य गंधपुप्फादिएहिं तहा॥१७॥**

અર્થ—તેજ શુભ જોગે કરીને સો હાથ સુધી, ક્ષેત્રની શુદ્ધિ કરવી. આદિ શબ્દ થકી તેથી વધારે અથવા ઓછી એવી આ ક્ષેત્રની શુદ્ધિ ચારે તરફ નિયમાએ કરીને કરવી. એટલે તે ક્ષેત્રમાં હાડકાં, માંસ અશુચ્યાદિક દ્રવ્ય જે કાંઇ પડયું હોય તે શોધન કરવું. એટલે ત્યાંથી જતનાસહિત દૂર કરવું, એ રીતે ક્ષેત્રની શુદ્ધિ જરૂર કરવી. વળી તે જિનભવનને વિષે અથવા પ્રતિષ્ઠાને અવસરે પ્રસિદ્ધ એવા ગંધપુષ્પાદિકે કરીને તે, સત્કાર એટલે બહુમાન કરવા યોગ્ય છે. આદિ શબ્દ થકી ધૂપાદિક પણ ગ્રહણ કરવાં.॥૧૭॥

**दिसिदेवयाण पूया सव्वेसिं तह य लोगपालाणं॥**
**ओसरणकमेणण्णे सव्वेसिं चेव देवाणं॥१८॥**

અર્થ—દિગદેવતાદિકની એટલે ઇંદ્રાદિકની પૂજા કરવી તથા ચ સમુચ્ચય અર્થને વિષે છે સર્વ એટલે સમસ્ત શક્ર ઇંદ્ર સંબંધિ એટલે શક્ર ઇંદ્રના પૂર્વાદિક ચારે દિશાને વિષે અનુક્રમે કરીને રહેલા એવા અને અનુક્રમે કરીનેજ ખડ્ગ.૧ દંડ ૨ પાશ ૩ ગદા ૪ છે હાથમાં તે જેમને એવા 'સોમ,

યમ, વરૂણ, કુબેર એ નામના લોક પાળોની બીજા પ્રકરણમાં કહેલા એવા સમવસરણના ન્યાયે કરીને પૂજા કરવી. આ ઠેકાણે અન્ય આચાર્યો એમ કહે છે, સર્વની એટલે સમસ્તજ દેવોની પૂજા કરવી, ઈતિ સમાપ્તિ અર્થને વિષે છે. ॥૧૮॥

હવે કેમ આ અસંજતોની પૂજાદિ કરીએ? એમ પ્રશ્ન થયે સતે કહે છે—

जमहिगयबिंबसामी सवेसिं चेव अब्नुदयहेऊ ॥
ता तस्स पइठाए तेसिं पूयादि अविरुद्धं ॥१ए॥

અર્થ—જે કારણ માટે અધિકાર કર્યા એવા બિંબના સ્વામી એટલે જિનપતિ, સર્વના એટલે સમસ્ત ઈંદ્રાદિક દેવોના પણ અભ્યુદયના કારણ એટલે કલ્યાણનું નિમિત્ત છે, તે કારણ માટે તે અધિકાર કર્યા એવા બિંબ સ્વામીની પ્રતિષ્ઠાને વિષે અર્થાત પ્રતિષ્ઠા અવસરે તે દિગ્દેવતાદિકની એટલે દિશાઓમાં રહેલા એવા દેવતાદિકોની પૂજાદિ એટલે પૂજા સત્કારાદિક કરવા માંડેલું અવિરૂદ્ધ છે. એટલે ઘટિતજ છે. ॥૧૯॥

साहाम्मिया य एए महिड्डिआ सम्मदिठिणो ॥
जेण एत्तो चिय उचियं खलु एतेसिं एव्ह पूजादी ॥२०॥

અર્થ—આ દિગ્દેવતાદિ એટલે દિશાઓમાં રહેલા દેવતાદિક સાધર્મિક એટલે સરખા ધર્મવાળા છે, કેમ જે—તેમનું અર્હત્ સંબંધિપણું છે. અર્થાત્ તે પણ તીર્થંકરના ભક્ત છે, તે હેતુ માટે. તથા મોટી ઋદ્ધિવાળા, એટલે મોટા ઈશ્વર છે, અહીયાં પ્રશ્ન—તે પ્રકારે કહે સતે મિથ્યાદૃષ્ટિઓ પણ દ્રવ્ય થકી સાધર્મિક હોય? તેને ઉત્તર કહે છે—જે કારણ માટે સમ્યક્ દૃષ્ટિ એટલે સમ્યક્દર્શનના ધરવાવાળા, આ ત્રણ કારણ થકીજ એટલે સાધર્મિક છે અને વળી મોટા ઈશ્વર છે. અને સમ્યક્દૃષ્ટિઓ છે એ કારણ માટેજ આ. દિગ્દેવતાદિકની આ પ્રતિષ્ઠાને અવસરે પૂજાદિ એટલે પૂજા સત્કારાદિક ઉચિતજ છે એટલે નિશ્ચે ઘટિતજ છે. આ ઉપર પ્રમાણે કહેવાથી મિથ્યાદૃષ્ટિ દેવતાઓનું પૂજવું ટળી ગયું એમ જાણવું. ॥૨૦॥

तत्तो सुहजोएणं सठाणे मंगलेहिं ठवंणाउ ॥
अहिवासणमुचिएणं गंधोदगमादिणा एव्ह ॥२१॥

અર્થ—ત્યાર પછી એટલે દિગ્દેવતાદિક પૂજા પછી શુભ યોગે કરીને

એટલે રૂડા ચંદ્ર, નક્ષત્ર, લગ્નાદિ સંબંધે કરીને સ્વસ્થાનને વિષે એટલે બેસાડવાને યોગ્ય દેશને વિષે ગાન વિશેષ અથવા ચંદનાદિક મંગળિકોએ કરીને બિંબની સ્થાપના કરવી. ત્યાર પછી આ પ્રતિષ્ઠાને અવસરે ઉચિત એટલે યોગ્ય એવા ગંધોદકાદિકે કરીને એટલે રૂડા ગંધવાળા દ્રવ્યે કરીને સહિત જળાદિકે કરીને આદિ શબ્દે કરીને લીલી પીળી મૃત્તિકાદિક ગ્રહણ કરવી. તે વડે કરીને શુદ્ધિ વિશેષ નિષ્પન્ન કરવે કરીને અભિવાસન અથવા અધિવાસન કરવું એટલે પ્રતિષ્ઠા કલ્પને વિષે પ્રસિદ્ધ એવું, બિંબને પ્રતિષ્ઠાને યોગ્યપણું કરવું. ॥૨૧॥

चत्तारि पुण्णकलसा पहाणमुद्दाविचित्तकुसुमजुत्ता ॥
सुहपुण्णचत्तचत्ततंतुगोत्थया होंति पासेसु ॥२२॥

અર્થ—પ્રધાન મુદ્રાએ કરીને એટલે રૂપુ સોનું, રત્ન સ્વરૂપે કરીને અખંડ એવા અને વિચિત્ર એટલે નાના પ્રકારનાં ફુલોએ કરીને સહિત એવા ચાર એટલે ચાર સંખ્યાવાળા, પૂર્ણ કલશ એટલે જળે કરીને પરિપૂર્ણ એવા જે ચાર ઘડા. તે ઘડા પ્રતિષ્ઠા કરવા યોગ્ય પ્રતિમાની આગળ ચારે દિશાને વિષે મૂકવા, તે કેવા કરીને મૂકવા તે કહે છે—શુભ એવું અને વળી સૂત્રની કોકડીએ કરીને પૂરેલું એવું ચત્ર એટલે ત્રાક, તેના સંબંધિ ચાર તાંતણા તેણે કરીને કંઠ દેશાને વિષે એટલે ઘડાઓના ગળાને વિષે આચ્છાદિત કરેલા એટલે ઢાંકેલા અર્થાત્ વિંટેલા એવા ચાર ઘડા ચારે દિશાને વિષે સ્થાપન કરવા. ॥૨૨॥

मंगलदीवा य तहा घयगुलपुण्णा सुहिक्खुभक्खा य ॥
जवयारयवण्णयसत्थिगादि सव्वं महारम्मं ॥२३॥

અર્થ—ત્યાં પ્રતિષ્ઠાને અવસરે મંગલદીવા એટલે મંગળિકના કરનાર એવા દીવા, ચ સમુચ્ચય અર્થને વિષે છે. તેજ પ્રકારે ઘી ગોળે કરીને પૂર્ણ એટલે ઘી ગોળે સહિત એવા હોય-તથા શુભ એટલે પ્રશસ્ત એવી શેલડીના ખંડ અને ભક્ષ એટલે ખાંડ અને સુખડી એ આદિક છે જે દીવાઓને વિષે એવા—ચસમુચ્ચય અર્થને વિષે અથવા શુભ ઇક્ષુ જે શેલડી અને ભક્ષ જે સુખડી તે હોય "सुभेरकुरुरकत्ति" એવા પાઠાંતર-વાક્યનો અર્થ—શુભ શેલડીઓ અને વૃક્ષ એટલે કેળ આદિક, તથા યવવારક એટલે શરાવલાદિકને વિષે રોપિત એવા જવના અંકુર અર્થાત્ લોકમાં જવારા કહે છે તે, વળી ચંદન એટલે સુખડ આદિક, ને સ્વસ્તિક પ્રસિદ્ધજ છે. અર્થાત્ સાથિઆ, અથવા વર્ણકના એટલે ચંદનના સ્વસ્તિક એટલે સાથિઆ, તે છે

આદિતે જેને એવું સર્વ એટલે સમસ્ત મહા રમ્ય એટલે અતીશે રમણિક હોય એ રીતે તે પ્રતિષ્ઠા અવસરને વિષે કરવું. એટલે પ્રતિષ્ઠા કરતી વખતે શેલડી, સુખડી, પ્રમુખ સહિત મંગળિક દિવા કરવા. અથવા રૂડી શેલડી સુખડી પ્રમુખ જૂદાં મૂકવાં. પાઠાંતરની અપેક્ષાએ શેલડી અને કેળનાં વૃક્ષ મૂકવાં, વળી જવારા વાવવા, ચંદનના સાથિઆ કરવા. આદિ શબ્દ થકી નંદાવર્તાદિક સાથિઆ કરવા, એ રીતે અતીશે મનોહર સર્વ પૂર્વે કહેલું કરવું, એ ભાવ. ॥૨૩॥

मंगलपडिसरणाइं चित्ताइं रिद्धिविद्धिजुत्ताइं ॥
पढमदियहंमि चंदणविलेवणं चेव गंधड्‌ढं ॥२४॥

અર્થ—પ્રથમ દિવસને વિષે એટલે સ્થાપન કરવાના દિવસે, વિચિત્ર એટલે નાના પ્રકારનાં, 'मंगलप्रतिशरणा' મંગળકારિ એવાં કાંકણ અર્થાત્ કાંકણ દોરા તે કેવા, ઋદ્ધિ, વૃદ્ધિ, એવા નામની ઔષધિઓ સહિત, એવા કરવા. અને વળી ગંધ સહિત, એટલે બરાસ, કસ્તુરિકાદિક સુગંધિમાન્ દ્રવ્યોએ કરીને પૂર્ણ એવું, ચંદનનું વિલેપન, એટલે મલય પર્વતમાં ઉત્પન્ન થએલું એવું જે ચંદન, તેનું વિલેપન કરવું. ॥૨૪॥

चौणारीउमिणणं णियमा अहिगासु णत्थि उ विरोहो ॥
णेवत्थं च इमासिं जं पवरं तं इहं सेयं ॥२५॥

અર્થ—તે પ્રતિષ્ઠાને વિષે એટલે પ્રતિષ્ઠા અવસરે મંગળિકકારી એટલે સોહાગણ એવી ચાર સ્ત્રીઓએ 'अवमानं' એટલે લોક શાસ્ત્રને વિષે સિદ્ધ એવું 'प्रोंखणक' એટલે પુંખવું, એટલે સૌભાગ્યવતી ચાર સ્ત્રીઓ પાસે નિયમાએ કરીને તે પ્રતિષ્ઠા વખતે પુંખણું કરાવવું. તે ચાર સ્ત્રીઓ થકી વધારે હોય તો વિરોધ નથી. એટલે શાસ્ત્રને બાધા નથી. આ પુંખણું કરનારી સ્ત્રીઓનું નેપથ્ય એટલે વેષ અર્થાત્ ઘરેણાં લુગડાં, જે પ્રવર એટલે પ્રધાન એટલે બહુ મૂલ્યનાં એવાં, અને પ્રશસ્ત નામ રૂડો એવો, છે આ પુંખણાને અવસરે શ્રેય, એટલે કલ્યાણકારી, એવો આશ્રય કરવો એટલે તે પુંખનારી સ્ત્રીઓએ જે પ્રધાન એવો અને રૂડો એવો, અને પુંખણાને વિષે કલ્યાણકારી એવો, વેષ પેહેરવો. અર્થાત્ તે પ્રતિમાને પુંખતી વખતે સારાં સારાં ઘરેણાં અને સારાં સારાં લુગડાં તે સૌભાગ્યવંતી સ્ત્રીઓએ પેહેરવાં, એ ભાવ. ॥૨૫॥

અહીંયાં પ્રશ્ન—નનુઇતિ વિતર્કે, પ્રવર નેપથ્યને રાગનું કારણપણું છે તે હેતુ માટે કેમ શ્રેયપણું કહ્યું, તે કહે છે—

**जं एय वइयरेणं सरीरसक्कारसंगयं चारु ॥**

**कीरइ तयं असेसं पुस्मणिमित्तं मुणेयव्वं ॥२६॥**

અર્થ—ધાર્મિક જન જે તેણુ એટલે ધર્મિ પુરૂષે—શરીરના સત્કારસહિત એટલે દેહની શોભાસહિત એવું જે પ્રવર નેપથ્યાદિ, એટલે શ્રેષ્ઠ વેષાદિક, એમના વ્યતિકરે કરીને એટલે જિનબિંબ પ્રતિષ્ઠાના સંબંધે કરીને ચારૂ નામ સુંદર એવું કરીએ, એ તે સર્વ પુણ્યનું નિમિત્ત એટલે શુભ કર્મ બાંધવાનું કારણ જાણવું. કેમ જે—તે ધર્મી પુરૂષોના પરિણામનું સત્પક્ષપાતરૂપપણું છે, એ હેતુ માટે. અર્થાત્ ધર્મીપુરૂષોનો પરિણામ, સત્પુરૂષના પક્ષપાતવાળો છે, એ હેતુ માટે. એજ કારણ માટે તે સ્ત્રીઓને નેપથ્ય વિશેષ, એટલે સારાં ઘરેણાં લુગડાનું પેહેરવું તે શ્રેયજ છે. એટલે પુણ્યબંધનું કારણજ છે. ॥૨૬॥

હવે શા કારણથી તે પુણ્યનું નિમિત્ત હોય તે કહે છે—

**तित्थगरे बहुमाणा आणाआराहणा कुसलजोगा ॥**

**अणुबंधसुद्धिनावा रागादीणं अन्नावा य ॥२७॥**

અર્થ—તીર્થંકરને વિષે એટલે જિનને વિષે બહુ માન થકી એટલે પક્ષપાત કરવાથી અને આજ્ઞાના આરાધનથી એટલે આપ્તના ઉપદેશને પાળવા થકી અને કુશળ જોગ થકી એટલે પ્રશસ્ત મન, વચન, કાયાના વ્યાપારથી, કેમ જે શાસ્ત્રમાં કહ્યું છે, એ હેતુ માટે. અને અનુબંધશુદ્ધિના ભાવથી એટલે નિરંતરપણે કર્મના ક્ષયોપશમવડે કરીને પોતાના નિર્મળપણાના સદ્ભાવ થકી અને રાગાદિકના એટલે રાગ, દ્વેષ, મોહાદિકના અભાવથી એટલે અસતાપણાથી, કેમ જે—આજ્ઞાના પરતંત્રપણાથીજ, અર્થાત્ આજ્ઞા પાળવાથીજ, રાગાદિકનો અભાવ હોય છે. ચ શબ્દ સમુચ્ચય અર્થને વિષે છે, આ પૂર્વે કહ્યાં એટલાં કારણોથી પ્રવર નેપથ્યાદિ, પુણ્યનું નિમિત્ત જાણવું, ॥૨૭॥

આ લોક સંબંધિજ અવમાનના એટલે પુંખણાના ફળને કહે છે—

**दिक्खियजिणोमिणणन दाणान सत्तितो तहेयम्मि ॥**

**वेहव्वं दारिद्दं च होंति ण कयाति नारीणं ॥२८॥**

અર્થ—દીક્ષિત જિનના અવમાન થકી 'એટલે લોકમાં પ્રસિદ્ધ અધિવાસિત કેતાં સ્થાપના કર્યા એવા જિનના પ્રોંખણક થકી, એટલે પુંખવા થકી, અને તે ભગવત્‌ને વિષે તે પ્રકારે કરીને એટલે પ્રોંખણકના ઉદ્દેશરૂપે કરીને એટલે પુંખવાના બાને કરીને, પોતાની શક્તિને આશરીને અર્થાત્ પોતાની શક્તિ પ્રમાણે, દાન કરવાથી એટલે ધન આપવાથી, તે પુંખનારી સ્રીઓનું, કદાચિત્ એટલે કોઈકાળે, વિધવાપણું એટલે રાંડવાપણું અને વળી દરિદ્રપણું, ન થાય. અર્થાત્ વિધિ સહિત પુંખનારી સ્રીઓ, સદા સૌભાગ્યવતીજ રહે. ॥૨૮॥

અધિવાસનને વિષે એટલે સ્થાપનને વિષે રહેલા અન્ય વિધિને કહે છે—

**उक्कोसिआ य पूजा पहाणदव्वेहिं एत्थ कायव्वा ॥**
**उसहिफलवत्थसुवणमुत्तरयणाइएहिं च ॥२ए॥**

અર્થ—પ્રધાન દ્રવ્યોએ કરીને એટલે પ્રવર પૂજાના અંગોવડે કરીને, એટલે ચંદન, અગુરૂ, કર્પૂર કેતાં બરાસ, પુષ્પાદિકવડે કરીને આ અધિવાસના અવસરે એટલે જિનબિંબ સ્થાપન કરવાને અવસરે ઉત્કર્ષવાળી એટલે ઉત્કૃષ્ટિ, પૂજા કરવી એટલે અર્હંતબિંબનું પૂજન, કરવું. ચ શબ્દ પુનરર્થને વિષે જાણવો. વળી ઔષધિ, એટલે બ્રાહ્મીઆદિક અને ફળ, એટલે નાળિકેર, દાડમઆદિક અને વસ્ર, સોનું, મોતી, રત્નાદિક એટલાં વાનાંએ કરીને પૂજા કરવી. ॥૨૯॥

**चित्तबलिचित्तगंधेहिं चित्तकुसुमेहिं चित्तवासेहिं ॥**
**चित्तेहि विऊहेहिं जावेहिं विहवसारेण ॥३०॥**

અર્થ—ચિત્રબલિ, ચિત્રગંધવડે કરીને પૂજા કરવી. એ રીતે પ્રસ્તાવ કર્યો છે. એટલે ચિત્ર કહેતાં નાના પ્રકારની બળીઓ એટલે આગળ ધરવું તે, ગંધ કહેતાં કોષ્ટપુટાદિક એટલે કસ્તુરી પ્રમુખ જાણવાં. અને વળી નાના પ્રકારનાં પુષ્પોવડે કરીને અન્ય વસ્તુને વાસિત કરવાનો છે સ્વભાવ તે જેમનો એવા નાના પ્રકારનાં સુગંધી દ્રવ્યના ચૂર્ણરૂપે કરીને અને નાના પ્રકારના વ્યૂહોએ કરીને એટલે રચના વિશેષે કરીને, અને વળી ભાવે કરીને એટલે રચનાને વિષે રહેલાં એવાં પ્રક્રીડિત એટલે પ્રકર્ષે કરીને ક્રીડા કરવી, અને પ્રમુદિત એટલે હર્ષિત થવું, અને આલિંગિતાદિક એટલે એક બીજાને મળવું, તેવડે કરીને અથવા ભક્તિના સારવડે કરીને વિભૂતિના ઉત્ક-

વ્યવડે કરીને. એટલે ઘણો દ્રવ્યખર્ચવે કરીને પૂજા કરવી એમ પૂર્વે કહ્યું છે. ॥૩૦॥

હવે શા કારણ માટે પૂજાને વિષે આ પ્રકારે આદર કરીએ છીએ એમ આશંકા થયે સતે ઉત્તર કહે છે—

एयमिह मूलमंगल एत्तो च्चिय उत्तरावि सक्कारा ॥
ता एयंम्मि पयत्तो कायव्वो बुद्धिमंतेहिं ॥३१॥

અર્થ—જે કારણ માટે એ પ્રકારે આ જિનબિંબને વિષે આ ઉત્કૃષ્ટ પૂજાદિક મૂલ મંગલ છે. એટલે પ્રથમ કલ્યાણ છે. ત્યાર પછી શું થાય તે કહે છે—આજ મૂલ મંગલ થકી ઉત્તર પણ એટલે આગામિકાલને વિષે થનાર એવા પણ અધિકાર કરેલા બિંબની પૂજા વિશેષ સત્કાર થાય છે. કેમ જે—મૂલ મંગલને નિમિત્ત ભૂતપણું છે તે હેતુ માટે. એટલે મૂળ મંગલ છે, તેજ સત્કારનું નિમિત્ત છે. તે કારણ માટે આ ઉત્તરોત્તર સત્કારનું નિમિત્ત એવું મૂલ મંગળને વિષે બુદ્ધિવંત પ્રાણિઓએ ઉદ્યમ કરવો. ॥૩૧॥

પૂજાદિક કર્યા પછી જે કરવું તે કહે છે.

चितिवंदणथुतिवुड्ढी उस्सगो साहु सासणसुराए ॥
थयसरणा पूय काले ठवणा मंगलगपुव्वा उ ॥३२॥

અર્થ—ચૈત્યવંદના કરવી. એટલે પૂજા કર્યા પછી પ્રથમ ચૈત્યવંદન કરવું. ત્યાર પછી વૃદ્ધિને પામતો એવો સ્તુતિ પાઠરૂપ સ્તુતિની વૃદ્ધિ કરવી. અર્થાત્ સ્તવના કરવી. ત્યાર પછી શાસનદેવતાને આરાધવાને અર્થે સાધુ એટલે રૂડે પ્રકારે જેમ હોય અર્થાત્ અસંમૂઢપણે કરીને કાઉસગ કરવો. એટલે મન, વચન, કાયાની એકતાવડે કરીને કાયાનો ત્યાગ કરીને એટલે શરીર ઉપરથી મૂર્છા ઉતારીને એક ધ્યાનમાં વર્તવું તે કાઉસક કહીએ, તે કાઉસકને વિષે સ્તવનું સ્મરણ કરવું એટલે ચોવીશ તીર્થંકરના સ્તવનું વિચારવું અર્થાત્ લોગસ્સ ભણવો અથવા ચોવીશ તીર્થંકરનું સ્તવ ભણવું, અને ઇષ્ટગુર્વાદિકનું સ્મરણ કરવું. એ રીતે જુદો અર્થ પણ છે. ત્યાર પછી જિનબિંબની અથવા પ્રતિષ્ઠાના કરાવનારની પૂજા કરવી. એટલે પૂજન કરવું. ત્યાર પછી કાળે એટલે લગ્નને અભિમત અંશને વિષે અર્થાત્ શુભલગ્ન આવ્યે સતે મંગલ પૂર્વક એટલે પંચનમસ્કારપૂર્વકજ અર્થાત્ નવકાર મંત્ર ભણીને અથવા બીજા મંગલિકપૂર્વક, જિનબિંબની પ્રતિષ્ઠા. એટલે સ્થાપના કરવી. ॥૩૨॥

पूया वंदणमुस्सग्गपारणा जावथेज्जकरणं च ॥
सिद्धाचलदीवसमुद्दमंगलाणं च पाढो उ ॥३३॥

અર્થ—ત્યાર પછી પ્રતિષ્ઠિત બિંબની એટલે પ્રતિષ્ઠા કરેલી જિનપ્રતિમાની પુષ્પાદિકે કરીને પૂજા કરવી, ત્યાર પછી ચૈત્યવંદન કરવું, ત્યાર પછી ઉપસર્ગરહિત થવાને માટે કાયોત્સર્ગ કરવો. અન્યાચાર્ય એમ કહે છે, પ્રતિષ્ઠાના દેવતાને નિમિત્તે કાઉસગ કરવો, ત્યાર પછી તેજ કાઉસગની પારણા કરવી એટલે સમાપ્તિ કરવી; વળી ભાવનું સ્થૈર્યપણું કરવું એટલે—ચિત્તની સ્થિરતા કરવી, અથવા ભાવે કરીને એટલે આશિર્વચને કરીને અર્થાત્ આશિર્વાદના વચને કરીને પ્રતિષ્ઠાનું સ્થૈર્યપણું કરવું. એજ માટે કહે છે— " सिद्धाचलद्वीपसमुद्रमंगलानां " એટલે સિદ્ધાદિક ઉપમાયેસહિત મંગલ ગાથાઓનો, કેતાં આગળ કહીશું એવું સ્વરૂપ જેમનું છે એવી ગાથાઓને પાઠ ભણવો. તુ શબ્દ ગાથા પૂર્ણને અર્થે. ॥૩૩॥

હવે સિદ્ધાદિ મંગલ પ્રત્યે કહે છે—

जह सिद्धाण पतिठा त्रिलोगचूडामणिंमि सिद्धिपदे ॥
आचंदसूरियं तह होउ इमा सुप्पतिठत्ति ॥३४॥

અર્થ—જેમ ત્રણ લોકને વિષે ચૂડામણિ સમાન એટલે મુકુટ સમાન એવા સિદ્ધિપદને વિષે સિદ્ધોની એટલે અષ્ટકર્મરહિત થએલા એવા પુરૂષોની પ્રતિષ્ઠા એટલે અવસ્થાન અર્થાત્ રેહેવું ચંદ્ર, સૂર્ય સુધી છે એટલે ચંદ્ર, સૂર્ય, સદાયકાળ વર્તે છે, તેજ રીતે તેમની પ્રતિષ્ઠા સદાયકાળ છે. તેમ આ અધિકાર કરેલી એવી ભલી પ્રતિષ્ઠા, તે ચંદ્ર સૂર્ય સુધી હો. એટલે સદાયકાળ વર્તો. इति શબ્દ પરિસમાપ્તિને વિષે જાણવો. ॥૩૪॥

શેષ એટલે બાકી રહેલી મંગળની ગાથાઓ પ્રત્યે અતિદેશથકી એટલે સંક્ષેપથી કહેછે—

एवं अचलादिसु वि मेरुप्पमुहेसु होति वत्तव्वं ॥
एते मंगलसद्दा तम्मि सुहनिबंधणा दिठा ॥३५॥

અર્થ—એ પ્રકારે એટલે સિદ્ધના મંગળના ન્યાયે કરીને અચલાદિકને વિષે પણ કેવળ એક સિદ્ધને વિષેજ છે એમ નહીં. મેરૂ પર્વત, જંબુદ્વિપ, લવણ સમુદ્ર પ્રમુખ એવા અચળ, દ્વીપ, સમુદ્રને વિષે પણ તથા પ્રકારની

ગાથાઓ કહેવે કરીને મંગળ કહેવા યોગ્ય છે, તેજ કહે છે—

जह मेरुस्स पइट्टा जंबूदीवस्स मज्झयारंमि ॥
आचंदसूरियं तह होउ इमा सुप्पइट्टत्ति ॥१॥
जंबुदीवपइट्टा जह सेसयदीवमज्झयारंमि ॥
आचंदसूरियं तह होउ इमा सुप्पइट्टत्ति' ॥२॥
जह लवणस्स पइट्टा सव्वसमुद्दाणमज्झयारंमि ॥
आचंदसूरियं तह होउ इमा सुप्पइट्टत्ति ॥३॥

અર્થ—જંબુદ્વીપની મધ્યે જેમ મેરૂ પર્વતની પ્રતિષ્ઠા ચંદ્ર, સૂર્ય સુધી છે, તેમ આ ભલી પ્રતિષ્ઠા પણ હો. શેષદ્વીપોની મધ્યે જેમ જંબુદ્વીપની પ્રતિષ્ઠા યાવત્ ચંદ્ર સૂર્ય સુધી છે, તેમ આ ભલી પ્રતિષ્ઠા હો. સઘળા સમુદ્રોની મધ્યે જેમ લવણ સમુદ્રની પ્રતિષ્ઠા ચંદ્ર, સૂર્ય સુધી છે, તેમ આ ભલી પ્રતિષ્ઠા હો, એટલે આ અધિકાર કરેલી રૂડી પ્રતિષ્ઠા તેજ પ્રકારે ચંદ્ર, સૂર્ય સુધી રહો એ પ્રકારે બીજી પણ મંગલિકની ગાથાઓ વિરૂદ્ધ ન જાણવી. ઇહાં પ્રશ્ન—શા કારણ માટે આ ગાથાઓ ભણીએછીએ, એવો તર્ક થએ સતે, ઉત્તર કર્તા સતા કારણ પ્રત્યે કહે છે—તે જિનપ્રતિષ્ઠાને અવસરે આ અનંતર કહેલા એવા સિદ્ધાદિક મંગલ શબ્દો એટલે માંગલિકની ધુનીઓ, શુભનો હેતુ છે, એ રીતે સિદ્ધાન્તના જાણ પુરૂષોએ દીઠી છે, એટલે નિશ્ચય કર્યા છે, એટલે-એવા જે મંગલિકના શબ્દો છે, તે પુણ્યબંધનું કારણ છે એવો સિદ્ધાન્ત, નિશ્ચયના જાણ પુરૂષોએ કરેલો છે. ॥૩૫॥

આ મંગળ શબ્દોનું શુભના કારણપણા પ્રત્યે સમર્થન કર્તા સતા કહે છે—

सोउं मंगलसद्दं सउणंमि जहा उ इट्ठसिद्धित्ति ॥
एत्थंपि तहा सम्मं विणेया बुद्धिमंतेहिं ॥३६॥

અર્થ—જેમ શુકનને વિષે એટલે શુકન લેવાને અવસરે, મંગળ, એ પ્રકારનો અથવા મંગળરૂપ, વિજય સિદ્ધયાદિ શબ્દ, તે મંગલ શબ્દ કહીએ. તે મંગલ શબ્દ પ્રત્યે સાંભળીને ઈષ્ટ સિદ્ધિ એટલે વાંછિત અર્થની નિષ્પત્તિ થાય છે, એમ જાણીએછીએ. ઈહાં પણ કેવળ એ શુકનને વિષેજ થાય છે એમ નહીં, આ પ્રતિષ્ઠાને વિષે પણ તેમજ ઈષ્ટસિદ્ધિ થાય છે. એ રીતે સમ્યક પ્રકારે એટલે જેવી રીતે થાય છે, તેવીજ રીતે બુદ્ધિવંત પ્રાણિઓએ જાણવા યોગ્ય છે; અર્થાત્ બુદ્ધિવંત પ્રાણિઓજ તે વાત જાણી શકે છે.

ઇહાં અન્ય આચાર્યના મત પ્રત્યે કહે છે—

अन्ये उ पुणकलसादिठावणे उ दहिमंगलादीणि ॥
जंपंतणे सव्वछ भावतो जिणवरा चेव ॥३७॥

અર્થ—વળી અન્ય આચાર્યો, એવી રીતે કહે છે—કે પૂર્ણકલશાદિ સ્થાપનને વિષે એટલે પૂર્ણકલશ, મંગલ દીવાઓનું સ્થાપન કરવાને અવસરે, ઉદધિ મંગલાદિક, એટલે સમુદ્ર, અગ્નિ, મંગલ પ્રમુખ શબ્દો બોલવા. વળી અન્ય આચાર્યો એવી રીતે કહે છે કે—સર્વ ઠેકાણે એટલે પ્રતિષ્ઠામાં રહેલાં એવાં સર્વ પ્રયોજનોને વિષે ભાવ થકી એટલે પરમાર્થ થકી જિનવર જે તેજ મંગલિક છે. બીજું મંગલિક નથી. એ કારણ માટે તે જિનવરનું નામજ સર્વ કારણોને વિષે ગ્રહણ કરવું. ॥૩૭॥

પ્રતિષ્ઠા કર્યા પછી જે કરવા જોગ્ય છે, તે પ્રત્યે કહે છે—

सत्तीए संघपूजा विसेसपूजा उ बहुगुणा एसा ॥
जं एस सुए भणिउ तिच्छयराणंतरो संघो ॥३८॥

અર્થ—શક્તિએ કરીને એટલે પોતાની શક્તિને અનુસારે સંઘપૂજા એટલે આજ્ઞાસહિત, ચતુર્વર્ણ શ્રીશ્રમણસંઘની પૂજા કરવી. કેમકે-વિશેષ પૂજા થકી એટલે ધર્માચાર્યાદિકની વિશેષ પૂજા થકી આ સંઘપૂજા બહુ ગુણવાળી એટલે મહા ફળવાળી છે, એ હેતુ માટે. આ પૂર્વે કહેલું પણ શા થકી એ રીતે છે, એમ પૂછે સતે ઉત્તર કહે છે—જે કારણ માટે આ સંઘ, તીર્થંકરો થકી અનંતર એટલે બીજા સ્થાનકને વિષે વર્તતો એટલે તીર્થંકરને અનંતર પૂજ્યપણે કરીને સિદ્ધાન્તને વિષે કહ્યો છે. એટલે પ્રથમ તીર્થંકરની પૂજા કરવી, અને પછી તત્કાળ સંઘની પૂજા કરવી. એ રીતે સિદ્ધાન્તમાં પ્રતિપાદન કર્યું છે, અથવા અવિદ્યમાન્ છે અંતર એટલે વિશેષ જેને એટલે નથી ભેદ તે જેને તે અનંતર કહીએ; તીર્થંકરોને અનંતર એટલે તીર્થંકરોને તુલ્ય એવો સંઘ છે, એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે. તે તીર્થંકરોને પણ તે સંઘનું પૂજવાપણું છે, તે હેતુ માટે અથવા તીર્થંકર છે અનંતર તે જે થકી એટલે સંઘપૂર્વક તીર્થંકરનું તીર્થંકરપણું છે. એટલે પ્રથમ સંઘની ભક્તિ કરી તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરેલું છે, માટે આ ચાર પ્રકારનો સંઘ, એટલે સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા, ગુણે કરીને સહિત એવો જે સંઘ, શક્તિ પ્રમાણે સદા પૂજવા યોગ્ય છે, એ ઉપદેશ. ॥૩૮॥

એજ અર્થને સમર્થન કર્તા સતા કહે છે-એટલે સંઘ તે કોને કહી-

એ, અને તે સંઘ કેવે લક્ષણે સહિત હોય, એજ વાત આગળ ગાથાને વિષે કહે છે—

गुणसमुदाउ संघो पवयणतिह्नंति होंति एगठा ॥
तिह्नंगरो चिय एयं णामए गुरुनावतो चेव ॥३ए॥

અર્થ—ગુણ સમુદાય એટલે પ્રાણીઓને વિષે રહેલા અનેક જ્ઞાનાદિ ગુણનો સમૂહ, તે સંઘ કહીએ, તે સંઘને પ્રવચન કહીએ, તીર્થ કહીએ એ એ શબ્દો એક અર્થવાળા છે. જો પણ પ્રકૃષ્ટ અથવા પ્રશસ્ત, એવું જે વચન, તે પ્રવચન એટલે દ્વાદશાંગી તથા ભવોદધિ પ્રત્યે એટલે સંસાર સમુદ્ર પ્રત્યે તરે છે, તેણે કરીને તે તીર્થ કહીએ એટલે દ્વાદશાંગીજ એટલે પ્રવચન શબ્દે કરીને અને તીર્થ શબ્દે કરીને દ્વાદશાંગીજ કહેવાય છે. તો પણ આધાર, આધેયના અભેદ વિવક્ષણ થકી એટલે આધાર તે સંઘ અને આધેય તે દ્વાદશાંગી, એ બેઉનું કંઇ જુદાપણું નથી માટે પ્રવચન, અને તીર્થ, તે સંઘજ કહીએ. એટલે પ્રવચન અને તીર્થ એ બેઉ નામ સંઘનાંજ છે. તે કારણ માટે પુરૂષાદિક ભાવની અપેક્ષારહિતપણે કરીને એટલે પુરૂષાદિકની અપેક્ષા ન રાખવે કરીને ગુણના સમુદાયરૂપનીજ અપેક્ષા થકી એટલે જ્ઞાનાદિક ગુણના સમૂહની અપેક્ષા કરીને જિનરાજ પણ આ સંઘ પ્રત્યે ગુરૂભાવ થકી એટલે આ સંઘ ગુરૂ છે, એટલે મોટો છે કેમકે ગુણરૂપ છે એ હેતુ માટે. એ પ્રકારનો જે ભાવ નામ અધ્યવસાય તે ગુરૂભાવ કહીએ તે થકી એટલે એ પ્રકારના ગુરૂ ભાવથકી અથવા ગુરૂ ભાવથકી એટલે ગુરૂપણાથકી અને મોટાઇ કરવાના યોગ્યપણા થકી કથાનાં આરંભને વિષે ' नमो तित्थस्स' એ રીતે ભણીને નમસ્કાર કરે છે, એટલે વંદન કરે છે તો બીજા જનનું તો શું કહેવું એટલે જિનરાજને નમસ્કાર કરવા યોગ્ય એવો જે સંઘ તે બીજા લોકોને તો નમસ્કાર કરવા યોગ્ય હોયજ એ ભાવ. ॥૩૯॥

હવે સંઘનું તીર્થંકરને નમવાપણું એટલે તીર્થંકરને સંઘ નમવા યોગ્ય છે, એ રીતે આગમે કરીને દેખાડતા સતા કહે છે.

तप्पुव्विया अरह्निया पूजितपूया य विणयकम्मं च ॥
कयकिच्चोवि कहं कहेति नमते तहा तिह्नं ॥४०॥

અર્થ—તીર્થહેતુકા એટલે તીર્થ છે, હેતુનામ કારણ તે જેનું એવું અર્હત્પણું નામ તીર્થંકરપણું છે. અહીંયાં તીર્થ શબ્દે કરીને સંઘ જાણવો. કેમકે પ્રવચનના એટલે સંઘના વાત્સલ્યાદિકે કરીને એટલે તેમની સહાયતાદિક કરવે કરીને તે અર્હંતપણાનું પામવાપણું છે, તે હેતુ માટે. એટલે સંઘની ભ-

ભક્તિએ કરીને તીર્થંકરપણું ઉપાર્જન કરેલું છે માટે તીર્થંકરપણાનું કારણ સંઘ છે. તથા પૂજ્ય પુરૂષોએ એટલે પૂજવા યોગ્ય એવા પુરૂષોએ પૂજેલો સતો, એવો જે સંઘ તેની જે પૂજા તે પૂજિત પૂજા કહીએ. તે પૂજિતની પૂજા પ્રવર્તી. કેમકે લોકો પૂજિતનેજ પૂજે છે, તથા વિનયકર્મ એટલે વિનય સંબંધી જે કૃત્ય તે કૃતજ્ઞપણું કહીએ એટલે કરેલા ગુણનું જાણપણું કહીએ. અને તેજ ધર્મનુંસાર કર્યું એમ થાઓ. કેમકે વિનયમૂલ ધર્મ છે. એટલે ધર્મનું મૂલ વિનય છે, એ રીતે પ્રકટ કરવાને અર્થે એ પ્રકારનાં ત્રણ કારણથી તીર્થ એટલે સંઘ પ્રત્યે તીર્થંકર નમસ્કાર કરે છે. કેમકે તીર્થંકરે નમસ્કાર કરવાથી ઉપર કહેલાં ત્રણ કારણ પ્રકટ થાય છે, અહીંયાં પ્રશ્ન—કૃતકૃત્યને તીર્થ નમવે કરીને શું ? એ રીતે તર્ક થયે સતે ઉત્તર કહે છે, કૃતકૃત્ય એવા પણ એટલે સમાપ્ત કર્યું છે કરવા યોગ્ય તે જેણે એવા તીર્થંકર પણ જેમ ધર્મ દેશના કરે છે. ને આ તીર્થ એટલે સંઘ પ્રત્યે પ્રણામ કરે છે. તેમ બીજો જન કરે એમાં શું કહેવું. કેમકે તીર્થંકર નામ કર્મના ઉદયથી એ ઉચિત પ્રવર્તિ છે તે હેતુ માટે.

**एयंमि पूजयंम्मी नत्थि तयं जन्न पूजियं होइ ॥**
**भुअणेवि पूयणिज्जं ण गुणठाणं ततो अण्णं ॥४१॥**

અર્થ—આ સંઘ પૂજ્યે સતે જે પૂજવા યોગ્ય છે, તે ન પૂજ્યું એવું નથી. એટલે સંઘની પૂજા કર્યે સતે કોઇ પૂજવાનું બાકી રહ્યું નહીં. સર્વ પૂજ્યુંજ એ ભાવ છે. શા કારણ માટે આ એમ કહો છો, ભુવનને વિષે પણ એટલે લોકને વિષે પણ તે સંઘ થકી એટલે વીતરાગ આજ્ઞાસહિત ચતુર્વિધ સંઘ થકી બીજું કોઇ પૂજવા યોગ્ય ગુણોનું સ્થાનક નથીજ એટલે લોકમાં પણ સંઘ થકી બીજું પૂજવા યોગ્ય ગુણનું સ્થાનક છેજ નહીં॥૪૧॥

અહીંયાં પ્રશ્ન—સંઘના એક દેશની પૂજાજ કરવી શકય છે. પણ સર્વ સંઘની પૂજા થઈ શકતી નથી કેમકે તે સંઘને સમસ્ત સમયક્ષેત્રનું આશ્રય કરવાપણું છે, તે હેતુ માટે એટલે સમસ્ત સમયક્ષેત્રમાં રહેલો એવો જે સંઘ, તે શી રીતે પૂજી શકાય એમ આશંકા થયે સતે ઉત્તર કહેછે—

**तप्पूआपरिणामो हंदि महाविसय मो मुणेयव्वो ॥**
**तद्देशपूयणंमि वि देवयपूयादिणाएण ॥४२॥**

અર્થ—તેની પૂજાનો પરિણામ એટલે સંઘને પૂજવાનો અધ્યવસાય કે—આ સંઘ પ્રત્યે હું પૂજું, એ પ્રકારનો પોતાનો પરિણામ તે મહા વિ-

ષયવાળો જાણવો, અહીંઆં 'हंदि' એટલો ઉપસર્ગ, સમીપ રહેલા પુરૂષોને દેખાડવાને વિષે જાણવો. એટલે હે ભવ્ય પ્રાણિઓ. જૂઓ, આ સંઘને પૂજવાનો જે અધ્યવસાય છે તે સર્વને વિષે વ્યાપનારો છે, એમ જાણવું. સંઘની એક દેશની પૂજા કર્યે સતે પણ સર્વ સંઘ પૂજ્યો એમ હોય, કેમ આ વાત સિદ્ધ થઇ તે કહે છે. દૈવત પૂજાદિ દૃષ્ટાન્તે કરીને આ વાત સિદ્ધ છે, તે દૃષ્ટાન્ત દેખાડે છે—જેમ દેવને અથવા રાજાને મસ્તક અથવા પગઆદિક એક દેશમાં પૂજેય સતે પણ તેની પૂજાના પરિણામ થકી તે દૈવતાદિક પૂજાયા એમ થાય છે. એટલે એ પ્રકારે એક દેશમાં પૂજા કરયેસતે પણ સંઘ પૂજયો એમ થયું. ॥૪૨॥

સંઘની પૂજા પ્રત્યેજ ત્રણ ગાથાએ કરીને સ્તવના કર્તા સતા કહે છે—

**आसएो सिद्धिआणं लिंगमिणं जिणवरेहि पण्णत्तं ॥**
**संघंमि चेव पूया सामण्णेणं गुणणिहिम्मि ॥४३॥**

અર્થ—જે કારણ માટે આસન્ન સિદ્ધિ જીવોનું એટલે અતિ થોડાકાળમાં જેમને મોક્ષ જવું હોય એવા પ્રાણિઓનું જિનવરોએ એટલે તીર્થંકરોએ આ ચિન્હ કહ્યું છે. તે ચિન્હ કિયું તે કહે છે. ગુણનો નિધિ એટલે જ્ઞાનાદિ ગુણરૂપ રત્નને રહેવાનો ભંડાર એવા શ્રી શ્રમણ સંઘ તેને વિષે સામાન્યે કરીને પૂજા એટલે ગુણની અપેક્ષાએ કરીનેજ પૂર્વે કહેલા એવા સંઘની પૂજા કરવી પણ પરિચય, સ્વજનાદિક વિશેષે કરીને નહીં એટલે ઘણા દહાડાનો પરિચયવાળો પુરૂષ દેખીને અથવા કુટુંબની અપેક્ષાએ કરીને કેતાં આ અમારા પિતા છે, કાકા છે, મામા છે, એવી અપેક્ષાએ કરીને પૂજા કરવી નહીં. કેમકે—વિશેષ અપેક્ષા સતે એટલે સગાઈઆદિકનો વિશેષ ભેદ કરયે સતે જ્ઞાનાદિક ગુણોનો ઉપસર્જન ભાવ એટલે ગૌણભાવ થાય, અને સ્વજનાદિક વિશેષનુંજ પ્રધાનપણું થાય, માટે જ્ઞાનાદિક ગુણની અપેક્ષાએ કરીનેજ સંઘ, પૂજવા યોગ્ય છે કેમકે ગુણનો ભંડાર છે એ હેતુમાટે એ ભાવ છે. ॥૪૩॥

**एसा नु महादाणं एसच्चिय होति भावजणो त्ति ॥**
**एसा गिहत्थसारो एसच्चिय संपयामूलं ॥ ४४ ॥**

અર્થ—આ સંઘપૂજા જે તેજ મહાદાન એટલે ઉત્તમ દાન છે વળી આ સંઘ પૂજા જે તેજ ભાવ યજ્ઞ છે, વળી આ સંઘપૂજા જે તે ગૃહસ્થનું સાર છે. એટલે ગૃહસ્થોનું સારજ હોયની શું ? એમ સાર છે. કેમકે—વાંછિત અ-

ર્થનું સાધન છે માટે. અથવા ગૃહસ્થના ધર્મનું સાર જાણવું. વળી આ સંઘની પૂજા જે તેજ સંપદાઓનું મૂળ છે. એટલે લક્ષ્મી પામવાનું કારણ છે, માટે આ આજ્ઞાસહિત સંઘની પૂજા, વિધિએ કરીને કરવા યોગ્ય છે. એ ભાવ છે. ॥૪૪॥

एतीए फलं णेयं परमं णेव्वाणमेव णियमेण ॥
सुरणरसुहाइं अणुसंगियाइं इह किसि पलालं व ॥४५॥

અર્થ—આ સંઘપૂજાને વિષે અથવા તેના ફળના વિચારને વિષે, આ સંઘની પૂજાનુ પરમ એટલે ઉત્કૃષ્ટફળ નિર્વાણ એટલે મોક્ષ જે તેજ નિયમાએ કરીને જાણવું. અને દેવતા તથા મનુષ્યનાં જે સુખ, તે પ્રાસંગિક જાણવાં. એટલે પ્રસંગે થએલાં પણ તે પરમ સુખ ન કહેવાય. કોની પેઠે થએલાં તે કહે છે. જેમ કર્ષણને વિષે એટલે ખેતીને વિષે પરાળ નિષ્પન્ન થાય છે તેમ, એટલે ખેતીનું મુખ્ય ફળ તો ધાન્ય છે અને પરાળ તો પોતાની મેળે પ્રસંગમાં નિષ્પન્ન થાય છે. પણ પરાળને માટે કોઇ ખેતી કર્તું નથી. સર્વ લોકો ધાન્યને માટેજ કરે છે. તેના વચમાં પરાળ તો પોતાની મેળે નિષ્પન્ન થાય છે. તેમ આ સંઘની પૂજાનું મુખ્યફળ તો મોક્ષજ છે. તેના પ્રસંગમાં સરાગ ભાવને લીધે દેવતાને મનુષ્યનાં સુખ પ્રસંગમાં નિષ્પન્ન થાય છે. પણ સમ્યકદૃષ્ટિ જીવો દેવતાને મનુષ્યનાં સુખને માટે સંઘની પૂજા કર્તા નથી. ફક્ત મોક્ષ થવાને માટે કરે છે. માટે આત્માર્થિ પુરૂષોએ આ લોક પરલોકની વાંછા રહિત ગુણની અપેક્ષાએ કરીને શ્રી શ્રમણસંઘની પૂજા વિધિસહિત કરવી એ ઉપદેશ. ॥૪૫॥

સંઘની પૂજાના પ્રકરણની સમાપ્તિ કર્તા સતા કહેછે—

कयमेत्थ पसंगेणं उत्तरकालोचियं इहण्णंपि ॥
अणुरूवं कायव्वं तित्थुण्णतिकारगं णियमा ॥४६॥

અર્થ—આ પ્રતિષ્ઠાના અધિકારને વિષે પ્રસંગમાં કહ્યો એવો પૂજા વિષય, તેણે કરીને સર્યું, આ પ્રતિષ્ઠા પર્વને વિષે ઉત્તરકાળને ઉચિત એટલે પ્રતિષ્ઠા કર્યા પછી બીજુ કહેવા કર્તા પણ, અધિકપણે તીર્થની ઉન્નતિને કરનાર એટલે જૈનશાસનને શોભાવનાર એવું અને ઉચિત એટલે કરવા યોગ્ય એવું અમારી ઘોષણાદિ, નિયમાએ કરીને કરવું. એટલે પ્રતિષ્ઠા કર્યા પછી અમારી પડહો વજડાવવો તે ઉચિત છે. ॥૪૬॥

उचित्र जणोवयारो विसेसत्र णवरि सयणवग्गंमि ॥
साहंमिय वग्गम्मिं य एयं खलु परमवच्छलं ॥४७॥

અર્થ—પ્રતિષ્ઠા કર્યા પછી સામાન્ય પ્રકારે ઉચિત એટલે યોગ્ય એવો જનનો ઉપચાર એટલે લોકની પૂજા કરવા યોગ્ય છે. અને નવરં એટલે કેવળ સ્વજનવર્ગને વિષે એટલે પોતાના લોકને વિષે વિશેષે કરીને પૂજા કરવા યોગ્ય છે કેમકે—અતિ સમીપના વર્તનારા છે માટે. અને સાધર્મિક વર્ગને વિષે એટલે સ્વજન લોક થકી જુદા સરખા ધર્મવાળા લોકોને વિષે ધર્મના બહુમાન થકી વિશેષ પ્રકારે પૂજા કરવા યોગ્ય છે. શા કારણ માટે આ પ્રકારે કહ્યું તે કહે છે—આજ અથવા એજ પ્રકારે સ્વજન લોકો તથા સાધર્મીક લોકોનું પ્રતિષ્ઠાના ઉદ્દેશે કરીને એટલે પ્રતિષ્ઠાના મિષે કરીને કર્યો એવો ઉપચારરૂપ એટલે પૂજારૂપ પરમ એટલે ઉત્કૃષ્ટ વાત્સલ્યપણું એટલે પ્રધાન એવું ગૌરવપણું થાય છે. માટે ઉપર સ્વજન લોકની પૂજા કરવાનું જે કહ્યું. તેનો અભિપ્રાય એમ સમજવો કે–તે લોકો ધર્મથી વિમુખ થાય નહી અને ધર્મ ઉપર વિશેષ પ્રીતિ ધારણ કરે એવા અભિપ્રાયથી પ્રતિષ્ઠાના કરનાર, પોતાના કુટંબને સંતોષ ઉપજાવે છે. પણ કાંઇ મોહે કરીને તેમની પૂજા કર્તા નથી. એવો અભિપ્રાય જાણવો. ॥૪૭॥

अठाहिया य महिमा सम्मं अणुबंधसाहिगा केइ ॥
अन्ने उ तिणि दियहे णिउगत्र चेव कायव्वो ॥४८॥

અર્થ—અષ્ટાન્હિકા એટલે આંઠ દિવસ સુધી સમ્યક્ પ્રકારે એટલે ભાવ થકી જે મહિમા, તે અનુબંધને સાધન કરનારી છે. એટલે પૂજાના અવિચ્છેદન હેતુ છે. અર્થાત્ રૂડા ભાવસહિત જે અઠાઇ ઓચ્છવ છે તે પૂજાની વૃદ્ધિનું કારણ છે. એ રીતે કેટલાએક આચાર્યો કહે છે. અન્ય એટલે બીજા આચાર્ય તો, આવી રીતે કહે છે કે, ત્રણ દિવસ સુધી નિયંમાએ કરીનેજ મહિમા કરવો એટલે ઓચ્છવ કરવો. ॥૪૮॥

तत्तो विसेसपूयापूव्वं विहिणा पडिस्सरोम्मुयणं ॥
भूयबलिदीणदाणं एत्तंपि ससत्तित्र किंपि ॥४९॥

અર્થ—ત્યાર પછી એટલે મહિમા કર્યા પછી વિશેષ પૂજાપૂર્વક એટલે પ્રથમના દિવસોની અપેક્ષાએ કરીને અતિશે વિશિષ્ટ અર્ચનાપૂર્વક, શાસ્ત્રમાં કહેલા વિધિએ કરીને અથવા સંપ્રદાય સંબંધિ વિધિએ કરીને એટલે પરંપરાગત વિધિએ કરીને પ્રતિસરનું મૂકવું કરવું. એટલે કંકણદોરા છો-

ડવા. તથા કેવળ પ્રતિષ્ઠા કર્યા પછી દાનાદિક કરવું એટલુંજ નહીં અહીંયાં પણ એટલે કંકણદોરા છોડવાને અવસરે પણ પોતાની શક્તિ થકી એટલે પોતાના ચિત્ત અને વિત્તના સામાર્થ્યપણાને આશરીને, કાંઇક પણ એટલે પ્રતિષ્ઠાના અવસરની અપેક્ષાએ કરીને થોડું પણ, ભૂતબલિ એટલે પત્ર, પુષ્પ ફળ, અક્ષતાદિકેસહિત એવો, અને સુરભિગંધવાળા પાણીએ સહિત, રાંધેલા અન્નના પ્રક્ષેપરૂપ એટલે નાંખવારૂપ એવો ભૂતબલિ કરવો, એટલે ભૂતને બલિદાન આપવુ. અને દીન લોકને દાન આપવું એટલે ગરીબ લોકોને અનુકંપાએ કરીને આપવું એ બે વાનાં, કંકણદોરા છોડવાને અવસરે, શક્તિને અનુસારે, કરવા યોગ્ય છે. ॥૪૯॥

હવે પ્રકરણના અર્થની સમાપ્તિ કરવાને અર્થે કહેછે—

**तत्तो पमिदिणपूयाविहाणत्तं तह तहेह कायव्वं ॥**
**विहितााणुठाणं खलु नवविरहफलं जहा होति ॥५०॥**

અર્થ—જિનબિંબ પ્રતિષ્ઠિત થએ સતે ને, કંકણદોરા છાડયા પછી નિરંતર પૂજા વિધાન થકી એટલે નિરંતર પૂજા કરવે કરીને તે તે પ્રકારે કરીને એટલે વિચિત્ર રૂપપણે કરીને વિહિતાનુષ્ઠાન, એટલે પૂજા, વંદન, યાત્રા, સ્નાત્રાદિક પ્રત્યે કરવું. તે કેવી રીતે કરવું, જે જે પ્રકારે કરીને ભવનાવિરહરૂપ ફળવાળું થાય એટલે સંસારના વિજોગનું સાધક થાય એ રીતે સિદ્ધાન્તમાં કહેલું અનુષ્ઠાન જે પૂજા વંદનાદિક તે કરવા યોગ્ય છે એ ઉપદેશ. ॥૫૦॥

આ પ્રતિષ્ઠા પ્રકરણ, વિવરણ થકી સમાપ્ત થયું. આ ઉપર લખેલા પ્રતિષ્ઠા વિધિને અનુસારે જિનબિંબની સ્થાપના કરીને સમ્યકદૃષ્ટિ પુરૂષોએ નીચે લખ્યા પ્રમાણે વિધિસહિત ભાવપૂજાના ઉપયોગસહિત, દ્રવ્યપૂજા પણ કરવા યોગ્ય છે, માટે પૂજાના વિધિનું સ્વરૂપ દેખાડવાને માટે, શ્રી હરિભદ્ર સૂરિમહારાજાએ કરેલું ચોથું પૂજા પંચાશક નામે છે, તેની ભાષા, ટીકાને અનુસારે પોતાના ક્ષયોપશમ પ્રમાણે કરીને નીચે દાખલ કરી છે તે ભવ્યપ્રાણિઓએ, મધ્યસ્થ બુદ્ધિએ કરીને, પક્ષપાત મૂકીને, ગુરૂલાઘવનો વિચાર કરીને, રૂડી રીતે, તેને વાંચીને તે વિધિમાં વર્તવાનો ખપ કરવો.

**नमिऊण महावीरं जिणपूजाए विहिं पवक्खामि ॥**
**संखेवत्तं महत्तं गुरूवएसाणुसारेण ॥१॥**

મહાવીર સ્વામી પ્રત્યે નમસ્કાર કરીને જિનપૂજાના વિધિ પ્રત્યે સં-

ક્ષેપથી કહીશ. કેમકે—વિસ્તાર થકી તો પૂર્વ સૂરિઓએજ તે વિધિનું કહેવાપણું છે તે હેતુ માટે. અહીંઆં પ્રશ્ન—એમ કહેવે કરીને અલ્પ અર્થવાળો વિધિ થશે. એવો તર્ક થયે સતે ઉત્તર કહે છે. તે પૂજાનો વિધિ મહા અર્થવાળો, ગુરૂના ઉપદેશને અનુસારે આચાર્યોની શિક્ષા પ્રમાણે કહીશ. કેમકે-કેવળ પોતાની બુદ્ધિએ કરીને કહેલું ભવ્ય પ્રાણીયોને, મહારા છદ્મસ્થપણાની આશંકાએ કરીને ગ્રહણ કરવા યોગ્ય થાય નહીં માટે સદ્ગુરૂના ઉપદેશને અનુસારેજ મહા પ્રયોજનવાળો એવો જિનબિંબની પૂજાનો વિધિને હું કહીશ. ॥૧॥

પૂજાવિધિ કહ્યેસતે શું પ્રયોજન છે તે કહેછે—

**विहिणा उ कीरमाणा सव्वाच्चिय फलवती भवति चेठा ॥**
**इहलोइया वि किं पुण जिणपूया उभयलोगहिया ॥२॥**

અર્થ—વિધિએ કરીનેજ એટલે જેનો જે વિધિ હોય તે વિધિએ કરીનેજ કરવા માંડી સતી સમસ્ત પણ આ લોક સંબંધિ કૃષ્યાદિક ક્રિયા એટલે ખેતીવાડીની ક્રિયા પણ ફળવાળી થાય છે, એટલે કાર્યની કરનારી થાય છે. તો ઉભય લોકમાં હિતકારી એવી જિનપૂજાનું શું કહેવું. એટલે આ લોક પરલોકને વિષે હિતકારી એવી જિનરાજની પૂજા તે વિશેષ થકી વિધિએ કરીનેજ કરવા માંડી સતી ફળવાળી થાય છે. તે કારણ માટે તે પૂજાનો વિધિ, પ્રરૂપણા કરવા યોગ્ય છે. તે આગળ ગાથામાં કહેશે. ॥૨॥

હવે વિધિ પ્રત્યે કહેછે—

**काले सुइभूएणां विसिठपुप्फाइएहिं विहिणा उ ॥**
**सारथुइथुत्तगरुई जिणपूजा होइ कायव्वा ॥३॥**

અર્થ—કાળે એટલે આગળ કહીશું સ્વરૂપ જેનું એવા અવસરે શુચીભૂત પુરૂષે, એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પવિત્ર પુરૂષે, અર્થાત્ દ્રવ્ય થકી ઉચિત પ્રમાણે જળાદિકે કરીને પવિત્ર થઈને, અને ભાવ થકી અન્યાયાદિક દૂર કરીને પવિત્ર થઈને, વિશિષ્ટ પુષ્પાદિકવડે કરીને, એટલે સારા સારા પુષ્પાદિક દ્રવ્યવડે કરીને, જિનપૂજા કરવા યોગ્ય છે. તે કેવી રીતે કરવા યોગ્ય છે! તે કહેછે. આગળ કહીશું એવા વિધિએ કરીને, પ્રધાન સ્તુતિસ્તોત્રે કરીને મોટી એવી જિનરાજની પૂજા, વિધિસહિત કરવા યોગ્ય છે. એક શ્લોક પ્રમાણે હોય તે સ્તુતિ કહીએ અને બહુ શ્લોક પ્રમાણે હોય તે સ્તોત્ર કહીએ. એવા સ્તુતિસ્તોત્રે કરીને મોટી એવી પૂજા કરવા યોગ્ય છે. એ દ્વારની ગાથા થઇ. ॥૩॥

૧ વિધિદ્વાર. ૩ શુચીભૂતદ્વાર. ૫ સારસ્તુતિસ્તોત્ર.
૨ કાલદ્વાર. ૪ વિશિષ્ટપુષ્પાદિદ્વાર.

એ રીતનાં પાંચ દ્વારને, અનુક્રમે નીચે વર્ણવે છે. તે પ્રમાણે સમજીને આત્માર્થી ભવ્ય પ્રાણિઓએ આલસ, પ્રમાદ દૂર કરીને અંતરમાં વિવેક લાવીને ભાવપૂજાના ઉપયોગસહિત આ દ્રવ્યપૂજા કરવાને વિષે ઉદ્યમ કરવો, એ ઉપદેશ.

પેહેલો વિધિદ્વાર.

પ્રશ્ન—હવે જિનપૂજાને વિષે કાળ, શા માટે આશ્રય કરીએ છીએ. તેનો ઉત્તર કહે છે—

कालम्मि किरमाणं किसिकम्मं बहुफलं जहा होइ ॥
इय सव्वच्चिय किरिया णियणियकालम्मि विणेया ॥४॥

અર્થ—જેમ એટલે જે પ્રકારે કરીને કાળે એટલે પોતાના વર્ષાઋતુ સમયમાં કરવા માંડયું એવું કૃષિકર્મ એટલે ખેતીવાડીની ક્રિયા, તે બહુફળની આપનાર એટલે ઘણાં ધાન્યને નિષ્પન્ન કરનાર થાય છે. તેમ એટલે તેજ પ્રકારે કરીને સર્વ પણ એટલે સમસ્ત એવી પણ ક્રિયા, પોતપોતાને અવસરે કરવા માંડી સતી, બહુ ફળવાળી થાય છે તો, વિધિસહિત અવસરે કરી એવી જિનપૂજા ફળવાળી થાયજ, માટે, જિનપૂજા કરવાને વિષે કાળનો આશ્રય કરવો. ॥૪॥

હવે પૂજાના કાળ પ્રત્યે વિશેષથી દેખાડતા સતા કહે છે—

सो पुण इह विणेयो संझाउ तिणि ताव उहेण ॥
वित्तिकिरियाविरुद्धो अहवा जो जस्स जावइउ ॥५॥

અર્થ—વળી તે કાળ આ જિનપૂજાને વિષે જાણવો, તે તે કીયો ? જે કાળ સર્વ ક્રિયાઓને વિષે બહુ ફળના કારણપણે કરીને પ્રથમ દેખાડયો છે. તે કાળ આ જિનપૂજાને વિષે જાણવો. તે કાળ કીયો તે કહે છે—સામાન્યપણે કરીને એટલે ઉત્સર્ગ થકી પ્રથમ ત્રણ સંધ્યાઓ એટલે ત્રણકાળવેળા આગળ કહીશું, એવા અપવાદ સંબંધિકાળની અપેક્ષાએ કરીને આ પ્રથમકાળ, એ રીતનો અનુક્રમ જણાવાને तावत् શબ્દ મૂકયો છે. હવે અપવાદ કહે છે-વૃત્તિનામ આજીવિકા, તેને અર્થે જે ક્રિયાઓ, એટલે રાજસેવા, વાણિજ્યાદિક એટલે વ્યાપારાદિક, એવી જે ક્રિયાઓ, તેમને અવિરૂદ્ધ એટલે

આજીવિકાને અર્થે ક્રિયાઓને અબાધકારી એવો કાળ, અપવાદથી પૂજાને વિષે જાણવો; અથવા જે જેનો જેટલો કાળ એટલે રાજાનો સેવક અને વેપારનો કરનાર, તેનો જે પૂર્વાહ્ણાદિક કાળ એટલે પ્રથમ પહોરથી માંડીને સાંજ સુધી રાજાની સેવાનો અને વેપારનો કાળ હોય, તેમાંથી જેટલો એટલે બે ઘડી, ત્રણ ઘડી, ચાર ઘડી આદિક પરિણામ અવકાશ મળે, તે તેનો, તેટલો પૂજાનો કાળ હોય; પણ ત્રણ સંધ્યારૂપ કાળનો નિયમ નહી. અર્થાત્ પોતાને આજીવિકાના વખતમાં જેમ બાધક ન પડે અને પોતાને આર્ત્તધ્યાનાદિક ન થાય અને જિનપૂજાપર અરૂચિ ન આવે, તે રીતે ચિત્તની સમાધિને માટે જિનપૂજાને વિષે ઉદ્યમ કરવો એ ભાવ. ॥૫॥

હવે શા કારણ માટે અપવાદ સંબંધિ કાળની પ્રરૂપણા કરોછો, એમ આશંકા કરીને ઉત્તર કહેછે—

पुरिसेणं बुद्धिमया सुहवुड्ढिं भावओ गणंतेणं ॥
जत्तेणं होयव्वं सुहाणुबंधप्पहाणेण ॥६॥

અર્થ—બુદ્ધિવંત એવા પુરૂષે એટલે બુદ્ધિવંત નર જે તેણે, અહીંયાં નર ગ્રહણ કર્યો છે, તે પૂજાને વિષે બહુધા પુરૂષનું પ્રાધાન્યપણું છે માટે. અથવા પુરૂ નામ શરીર તેને વિષે શયન કરવાથી પુરૂષ કહીએ. પુરૂષ એટલે જીવ તેણે, બુદ્ધિમાન જે વિશેષણ કહ્યું, તે ઉચિતપણે સહિત એમ દેખાડવાને માટે. અર્થાત્ બુદ્ધિવંત એવા જીવ જે તેણે ભાવ થકી એટલે પરમાર્થ થકી પોતાના આત્માના શુભની વૃદ્ધિ પ્રત્યે એટલે કલ્યાણની પુષ્ટિ પ્રત્યે ગણતો એટલે ઈચ્છતો એવો જે જીવ તેણે જતનાએ કરીને એટલે આદરે કરીને શુભના અનુબંધે કરીને પ્રધાન એટલે કુશળના અવિચ્છેદને વિષે એટલે પુણ્યબંધના અવિચ્છેદને વિષે તત્પરપણે થવું, જેમ કલ્યાણની પરંપરા વધે, તેમ ઉદ્યમ કરવો. કેમકે—આજીવિકાની ક્રિયાથી વિરૂદ્ધ સમયને વિષે એટલે આજીવિકાની ક્રિયાને બાધક કરનાર એવા અવસરને વિષે, પૂજાનું સેવન કરવે કરીને આજીવિકાના ઉપાયનો કાળ, વિચ્છેદ પામે. એ કારણ માટે પૂજાને વિષે અપવાદ સંબંધિ કાળ આશ્રય કર્યો છે. કોઈ જીવ આજીવિકાનો દુખી હોય તેને પૂજાના સમયમાં આજીવિકાના ઉપાયનો સમય હોય તેને મૂકીને જો પૂજામાં પ્રવર્ત્તે તો તેના ચિત્તને સમાધિ રહે નહીં, અને સમાધિ વિના જે જિનરાજની પૂજા કરવી, તે અરૂચિ ભણી થાય, કેમકે ચિત્તમાં આજીવીકાની અપેક્ષા બનેલી છે માટે. અને જે ધર્મ સંબંધિ કૃત્ય છે, તે પોતાના આત્માના કલ્યાણની વૃદ્ધિને અર્થે છે. માટે આત્માર્થિ પુરૂષોએ જે પોતાનું કલ્યાણ થાય એટલે અનાદિ વિભાવ મટે, એને સ્વભાવનું ચિં-

તવન થાય, એ રીતે નિર્દંભપણે વિચારીને વર્ત્તવું, પણ આળસ પ્રમાદને લીધે ઉત્સર્ગ માર્ગને મૂકીને અપવાદમાં જો વર્ત્તે તો, તે મોટા દોષ ભણી થાય, માટે જે અપવાદ છે, તેતો ધાડતર કારણ પડયેસતે સમૂળગો ધર્મની હાનિ થતી હોય, તો આત્મધર્મ રાખવાને માટે કોઈક વખત ઉપર, અપવાદ અંગીકાર કરવા યોગ્ય છે, પણ કાંઈ તે નિરંતરનો માર્ગ ન જાણવો, એ ઉપદેશ. ॥૬॥

હવે કેમ અપવાદ સંબંધિ કાળ ન આશ્રય કરયેસતે શુભ સંતાનનો વ્યવચ્છેદ થાય, એ રીતે તર્ક થયે સતે ઉત્તર કહેછે—

**वित्तीवोच्छेयंमि य गिहिणो सीयंति सवकिरियाउ ॥**
**णिरवेक्खस्स उ जुत्तो संपुणो संजमो चेव ॥७॥**

અર્થ—વૃત્તિનો વ્યવચ્છેદ થયે સતે એટલે આજીવિકાનો વિઘાત થયેસતે અથાત્ આજીવિકાની ક્રિયાથી વિરૂદ્ધ એટલે બાધકારિ પૂજાનો કાળ આશ્રય કર્યે સતે અહીંયાં च શબ્દ વિશેષ જણાવનાર એવા પુનઃશબ્દને અર્થે છે. તેની આ પ્રકારની ભાવના છે. તે કહે છે-વૃત્તિક્રિયાથી વિરૂદ્ધકાળ આશ્રય કર્યેસતે વૃત્તિનો વ્યવચ્છેદ થાય, અને વૃત્તિનો વ્યવચ્છેદ થયે સતે એટલે આજીવિકાનો વિઘાત થયે સતે શું થાય, તે કહે છે–ગૃહસ્થની સર્વ ક્રિઆઓ, અટલે ધર્મ, અને લોકને આશ્રીને રહેલા એવા સમસ્ત વેપાર, સીઝાય. અટલે ન પ્રવર્ત્તે.

અહીંયાં પ્રશ્ન—તે ગૃહસ્થની ક્રિયાઓ સીઝાય તો સીઝાઓ, કેમકે-સમસ્ત પાપને નાશ કરવાને તત્પર એવા પરમમુનિ એટલે તીર્થંકર મહારાજ, તેમના ચરણકમળને પૂજવાને પ્રવર્ત્તેલો એવો જે પુરૂષ તેને તે ક્રિયાઓએ કરીને શું કામ છે, તેવો તર્ક થયે સતે ઉત્તર કહેછે—

. નિર્પેક્ષ પુરૂષને એટલે આજીવિકાની વાંચ્છાએ કરીને રહિત એવા પુરૂષને તો, સંપૂર્ણ એટલે સર્વ વિરતિરૂપપણે કરીને પરિપૂર્ણ એવો સંજમજ એટલે સાધુની પેઠે સાધુધર્મજ કરવાપણે કરીને યુક્ત છે. એટલે ઘટિત છે. અથાત્ જે પુરૂષના ચિત્તમાંથી આજીવિકાની વાંચ્છા ગઇ છે, એટલે આજીવીકાની ફીકર નથી. તેને તો સંજમ ગ્રહણ કરવો એજ ઉચિત છે, જો એમ ન કરે તો, એટલે સર્વ સંયમમાં ન પ્રવર્ત્તે તો, સર્વથા પ્રકારે નિર્પેક્ષપણાની અસિદ્ધિ છે. એટલે સર્વથા પ્રકારે આજીવિકાની વાંચ્છારહિતપણાની અસિદ્ધિ છે. કેમકે-જ્યાં સુધી સર્વ સંયમમાં દ્રવ્યભાવ બે પ્રકારે પ્રવૃત્તિ નથી થતી ત્યાં સુધી તેના ચિત્તમાં મમત્વ છે, એમ જણાય છે; એ ભાવ. ॥૭॥

હવે કાળદ્વાર પ્રત્યે સમાપ્તિ કર્તા સતા કહેછે—

**तासिं अविरोहेणं आनिग्गाहिन इहं मन कालो ॥**

**तन्नावोन्निणो जं णिच्चं तक्करणनावोत्ति ॥८॥**

અર્થ—તે કારણ માટે આ, વૃત્તિ ક્રિયાઓને અથવા તે વૃત્તિ ક્રિયાઓને એટલે આજીવિકાને અર્થે ક્રિયાઓને અવિરોધે કરીને એટલે અનાબાધપણે કરીને અર્થાત્ આજીવિકાને અવિઘ્નપણે કરીને આ જિનપૂજાને વિષે એટલે જિનરાજની દ્રવ્યપૂજા કરવાને વિષે, આભિગ્રહિક એવો જે કાળ, એટલે અવસર, પંડિત પુરૂષોને માન્ય છે. આભિગ્રહિકકાળ તે શું કહીએ, તે કહે છે—ચૈત્યપૂજા કર્યા વિના એટલે જિનબિંબની પૂજા કર્યા વિના મારે ન જમવું અથવા ન સુવું, એ પ્રકારનો જે નિયમ, તે અભિગ્રહ કહીએ, તે અભિગ્રહ છે, પ્રયોજન તે જેનું, તે આભિગ્રહિક કહીએ; એટલે અભિગ્રહ સહિત એવો જે કાળ, તે કાળ જેમ આજીવિકાને વિઘ્ન ન થાય તેમ જિનપૂજાને વિષે પંડિતોએ માન્ય કર્યો છે.

અહીંયાં પ્રશ્ન—કેમ આ અભિગ્રહસહિત કાળ માન્યો છે, જે કારણ માટે અભિગ્રહે કરીને બલાત્કારે તે કાળને વિષે પૂજામાં પ્રવર્ત્તવું પડે, વળી આ પોતાના રસે કરીને પ્રવૃત્તિ જે તેજ એટલે પોતાની ખુશીથી જે પ્રવર્ત્તન કરવું. તેજ ગુણનું કરનાર છે. એમ આશંકા થયેસતે ઉત્તર કહે છે—

જેકારણ માટે તે અભિગ્રહ સંત અવચ્છિન્ન એટલે અખંડિત એવો નિરંતર પૂજા કરવાનો અધ્યવસાય એટલે જિનરાજની પૂજા કરવાનો ભાવ થાય છે. વળી તે પૂજાના પરિણામના અવ્યવચ્છેદનું કેતાં, અવ્યવચ્છિન્ન એવા પુણ્યબંધનું હેતુપણું છે, એટલે અખંડિત એવો જિનરાજની પૂજાનો જે પરિણામ, તે પરિણામ, અખંડિત પુણ્યબંધનું કારણ છે. એજ કારણ માટે આભિગ્રહિક એટલે અભિગ્રહસહિત એવો અને આજીવિકાને અબાધકારિ એવો પૂજાનો કાળ માન્યો છે, એ ભાવ. इति શબ્દ વાક્યના અર્થની સમાપ્તિને અર્થે જાણવો. ॥૮॥

કાળદ્વાર કહ્યો, હવે શુચિદ્વાર કહેવાને અર્થે કહે છે—

**तन्न सुइणा डुहा वि हु दवे एहाएण सुन्वन्नेण ॥**

**जावे उ अपन्नोचियविसुन्वित्तिप्पहाणेण ॥ए॥**

અર્થ—શુચીભૂતેન એ પ્રકારનું જે દ્વાર પ્રથમ કહ્યું છે, તેને વિષે આ

કહીએછીએ. બે પ્રકારે પણ એટલે દ્રવ્યભાવ બેઉ પ્રકારે. શુચિ એટલે શુદ્ધિવંત એવા પ્રાણિએ જિનપૂજા કરવા યોગ્ય છે, પણ કેવળ એકજ પ્રકારે એટલે દ્રવ્યથી પવિત્ર અથવા એકલા ભાવથી પવિત્ર એમ નહીં; બેઉ પ્રકારે પવિત્ર થઇને જિનપૂજાને વિષે પ્રવર્ત્તન કરવા યોગ્ય છે. દ્રવ્યભાવની અપેક્ષાએ બે પ્રકારે જે શુચિપણું છે, તે દેખાડે છે—દ્રવ્ય શૌચપણાને વિષે કહે છે—દેશ થકી અથવા સર્વ થકી સ્નાન કરેલો એવો જે પુરૂષ તેણે એટલે જળે કરીને પખાળ્યો છે દેહ તે જેણે એવો જે પુરૂષ તેણે, એટલે દેશ થકી કર્યું છે, હાથ, પગ, મુખાદિકનું શૌચપણું તે જેણે એવો અને સર્વ થકી જળે કરીને પખાળ્યું છે સર્વ શરીર તે જેણે એવો જે પુરૂષ તેણે અર્થાત્ દેશ થકી અથવા સર્વ થકી સ્નાન કરીને તથા વળી શુદ્ધ વસ્ત્રે કરીને એટલે પવિત્ર એવું પહેરવાનું અને ઓઢવાનું એવું જે વસ્ત્ર, તેણે કરીને અથવા ઉજવળ (ધોળા) વસ્ત્રે કરીને, દ્રવ્યપૂજામાં પ્રવર્ત્તવું. હવે ભાવ શૌચને વિષે કહે છે—અવસ્થાને ઉચિત એટલે દેશ, કાળ, બળ તેણે કરીને વિશિષ્ટ એટલે સહિત એવી અવસ્થાની અપેક્ષાએ કરીને પોતાની ભૂમિકાને યોગ્ય એટલે શક્તિને અનુસારે પોતાને ઉચિત પ્રમાણે એવી અને વિશુદ્ધ એટલે નિર્વદ્યપ્રાય અર્થાત્ ઘણા આરંભે કરીને રહિત એવી વૃત્તિ નામ જીવિકા તેણે કરીને પ્રધાન એટલે રૂડો એવો જે પુરૂષ અથવા પૂર્વે કહી એવી જીવિકા છે. પ્રધાન તે જેને એવો જે પુરૂષ, તેણે એટલે ન્યાયે કરીને ઉત્પન્ન કરેલું એવું જે વિત્ત એટલે દ્રવ્ય, તેણે કરીને સહિત એવો જે પુરૂષ, તેણે આ જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. કેમકે—ન્યાય એજ ભાવ થકી શૌચપણું છે. અને તે શૌચપણાને કર્મ મળના સમૂહને ટાળવાને પાણી તુલ્યપણું છે, એ હેતુ માટે. એટલે જેમ પાણીએ કરીને મેલ દૂર થાય છે, તેમ ન્યાયરૂપ ભાવ શૌચપણે કરીને કર્મરૂપી મળના સમૂહનો નાશ થાય છે એ ભાવ. ॥૯॥

અહીંયાં તર્ક—જે સ્નાનાદિક છે, તે જીવ નિકાયના વધના હેતુપણા થકી દુષ્ટ છે; એ કારણ માટે એ સ્નાનાદિક નથી કરવા યોગ્ય એ રીતે આશંકા કરીને ઉત્તર કહેછે—

ण्हाणाइ वि जयणाए आरंभवज्ज गुणा य णिअमेण॥

सुहभावहेउउ खलु विणेयं कूवणाएणं ॥१०॥

અર્થ—સ્નાનાદિક પણ એટલે દેહ શૌચાદિક પણ અથવા પૂજા, આદિ શબ્દ થકી વિલેપનાદિક ગ્રહણ કરવાં; એ પૂર્વે કહેલાં સ્નાનાદિક સર્વ, જતનાએ કરીને એટલે રક્ષણ કરવાને શકય એવા જીવના રક્ષણરૂપે કરીને અર્થાત્ પોતાથી બની શકે એવા જીવોની દયાએ કરીને ગુણને અર્થે છે. પણ

કેવળ તેનું વર્જવું તેજ ગુણને અર્થે છે, એમ નહીં. જતનાસહિત સ્નાનાદિક પણ ગુણને અર્થે છે. અહીંયાં તર્ક—તે સ્નાનાદિક, શું સાધુને પણ ગુણને અર્થે છે? એમ આશંકા કરીને ઉત્તર કહે છે—આરંભવાળાને એટલે સ્વજન, ધન, ગેહાદિને નિમિત્તે કૃષ્યાદિક કર્મવડે કરીને એટલે ખેતીવાડી વેપારાદિકવડે કરીને પૃથવ્યાદિક જીવોના ઉપમર્દને કરીને સહિત એવા ગૃહસ્થને તે જતનાસહિત સ્નાનાદિક, ગુણને અર્થે છે, પણ સાધુને ગુણને અર્થે નથી. કેમકે—તે સાધુને સર્વ સાવદ્યયોગથી વિરામ પામવાપણું છે. ને વળી ભાવસ્તવમાં રહેવાપણું છે, એ હેતુ માટે. ભાવસ્તવમાં રહેલા એવા સાધુને નિશ્ચે સ્નાનાદિપૂર્વક એવો દ્રવસ્તવ નથીજ ગ્રહણ કરવા યોગ્ય. કેમકે—ભાવસ્તવને અર્થેજ તે દ્રવ્યસ્તવનું આશ્રય કરવાપણું છે, તે હેતુ માટે. અને વળી સાધુ મુનિરાજને તે ભાવસ્તવનું પોતાની મેળેજ સિદ્ધપણું છે. અર્થાત્ મુનિને પોતાની મેળે ભાવસ્તવ નિષ્પન્ન થયો છે, માટે આરંભસહિત એવો દ્રવ્યસ્તવ ઉચિત નથી. આ અર્થ અન્ય પ્રકરણને વિષે પોતાની મેળેજ કહેશે. તે કારણ માટે આરંભસહિત એવા ગૃહસ્થીને ગુણને અર્થે એટલે પુણ્યબંધરૂપ ઉપકારને અર્થે નિયમાએ કરીને એટલે જરૂર થાય છે. અહીંયાં પ્રશ્ન—સ્વરૂપે કરીને દોષસહિત એવું એ પણ કેમ આરંભિઓને ગુણને અર્થે થાય છે એમ આશંકા થએ સતે ઉત્તર કહે છે—જિનપૂજાને અર્થે સ્નાનાદિકને રૂડા ભાવનું કારણપણું છે, એ હેતુ માટે. અર્થાત્ જિનપૂજાને માટે સ્નાનાદિકનું જે કરવું. તે શુભભાવનું કારણ છે. કેટલાએક પુરૂષો સ્નાનપૂર્વક એટલે પ્રથમ નાહીને જિનરાજની પૂજાના કરનારા શુભભાવ પ્રત્યે અનુભવે છે. એટલે પોતે જાણે છે. અહીંયાં खलु શબ્દ વાક્યને શોભાવવાને માટે છે. આ સ્નાનાદિકને શુભભાવના હેતુપણાથકી ગુણનું કરવાપણું કેવે પ્રકારે જાણવું તે કહે છે—કૂપના દૃષ્ટાન્તે કરીને એટલે કુવાના ઉદાહરણે કરીને—અહીંયાં આ પ્રકારે સાધનપ્રયોગ છે. અધિકારી પુરૂષને કાંઇક દોષસહિત એવું પણ સ્નાનાદિક, વિશિષ્ટ શુભભાવના હેતુપણા થકી ગુણનું કરનારૂં છે. કેમકે—જે વિશિષ્ટ શુભભાવનું હેતુ ભૂત હોય, તે ગુણનું કરનારૂં દીઠું છે. એટલે જે રૂડા ભાવનું કારણ હોય, તે ગુણનું કરનારૂં શાસ્ત્રમાં કહ્યું છે. જેમ કુવાનું ખણવું ગુણનું કરનારૂં છે, અને વળી વિશિષ્ટ શુભભાવનું હેતુ છે, તેમ જતનાએ કરીને સ્નાનાદિક છે, તે ગુણનું કરનારૂં છે. કુપખણવાના પક્ષમાં તૃષ્ણાદિકના દૂર કરવે કરીને આનંદાદિકની જે પ્રાપ્તિ તે શુભભાવ કહીએ. આ પૂર્વે જે કહ્યું, તેને વિશેષે કરીને કહે છે. જેમ કુવાનું ખણવું શ્રમ એટલે મેહેનત અને તૃષ્ણા એટલે તૃષા અને કર્દમ એટલે કાદવ તેના ઉપલેપાદિ એટલે તેણે કરી ખરડાવું એ રૂપ દોષે કરીને દુષ્ટ એ-

શું પણ જે કુવાનું ખણવું, તે પાણીની ઉત્પત્તિ થયે સતે પૂર્વે કહેલા એવા દોષોને દૂર કરીને પોતાના ઉપકારને અર્થે અને વળી પરના ઉપકારને અર્થે થાય છે. એ પ્રકારે સ્નાનાદિક પણ આરંભ દોષને દૂર કરીને શુભ અધ્યવસાય ઉત્પન્ન કરવે કરીને વિશિષ્ટ અશુભ કર્મ એટલે ઘણાં માઠાં કર્મનું નિર્જરવું એટલે દૂર કરવું, તેનું અને પુણ્યબંધનું કારણ થાય છે. અહીંયાં કેટલાએક એમ માને છે, કે—પૂજાને અર્થે સ્નાનાદિકનું જે કરવું, તે અવસરે પણ નિર્મળ જળ તુલ્ય શુભ અધ્યવસાયના છત્તાપણે કરી કાદવના લેપાદિક તુલ્ય, પાપનો અભાવ છે; એ હેતુ માટે. અર્થાત્ જે વખતે પૂજાને અર્થે સ્નાનાદિક કરે છે, તે વખતે પૂજાના કરનારનો અધ્યવસાય એટલે પરિણામ રૂડો છે, માટે પાપ લાગતું નથી. એ કારણ માટે આ પ્રકારે ઉદાહરણ કહ્યું, તે વિષમ છે. તે કારણ માટે किल इति सत्ये આ ઉદાહરણ આ પ્રકારે જોડવું; તે દેખાડે છે. જેમ કૂવાનું ખણવું પોતાને અને પરને ઉપકારને અર્થે થાય છે. એ પ્રકારે સ્નાન પૂજાદિક કરવું અને અનુમોદ એ દ્વારે કરીને એટલે કરવે કરીને અને અનુમોદવે કરીને પોતાને અને પરને પુણ્યબંધનું કારણ થાયછે. એ રીતે કેટલાએક પ્રતિપાદન કરે છે પણ, તે આગમની સાથે મળતું નથી. જે કારણ માટે ધર્મને અર્થે પ્રવર્તી સતે પણ આરંભથી ઉત્પન્ન થએલું એવું થોડુંએ જે પાપ, તેનું ઇષ્ટપણું છે, એ હેતુ માટે. એટલે ધર્મને માટે પ્રવર્ત્તિ કરતાં વચમાં જે આરંભ થાય, તે આરંભથી જે થોડું પણ પાપ થાય, તે પાપને પાપરૂપે માનવું. જો એમ ન માને તો ભગવતી સૂત્રને વિષે કેમ આ પ્રકારે કહ્યું છે?

तहारूवं समणं वा माहणं वा पडिहयपच्चरकाय पावकम्मं अफासुएणं अणेसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणे भंते किं कज्जइ गोयमा अप्पे पावे कम्मे बहुत्तरिया से निज्जरा कज्जइ.॥

અર્થ—તથા પ્રકારના એટલે સિદ્ધાન્તમાં કહેલા ગુણોએ કરીને સહિત એવા અને દૂર કર્યું છે, અને પચ્ચખ્યું છે, પાપકર્મ તે જેમણે એવા અને માહન એટલે સર્વ જીવોને, હણવું નહીં; એવા ઉપદેશના આપનાર એવા શ્રમણને એટલે મુનિરાજને અપ્રાસુક એટલે સચિત અને અનેષણીય એટલે બેંતાલી દોષસહિત એવા આહાર, પાણી, ખાદિમ, સ્વાદિમ, એ રૂપના ચારે પ્રકારના આહારને આપતો સતો એ પ્રાણી, હે ભદંત, શું ઉપાર્જન કરે? એવી રીતે પૂછયે સતે ભગવંત કહે છે—હે ગૌતમ, તે પ્રાણિ અલ્પ પાપકર્મ ઉપાર્જે, અને બહુ નિર્જરા કરે. એટલે થોડું પાપ બાંધે અને ઘણું પાપ ખપાવે. આ અપવાદ સંબંધિ સૂત્ર જાણવું. તેમાં પણ કોઈ કારણથી,

પૂર્વે કહ્યા એવા શુદ્ધ મુનિઓને રૂડા અધ્યવસાયે કરીને દોષસહિત આપનારને, થોડું પણ પાપ ગણ્યું; તેમ પૂજામાં પણ જાણવું. તથા વળી ગ્લાન સાધુની वेयावच्च કર્યા પછી, પંચકલ્યાણકરૂપ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરવું, એવું કહ્યું છે. તે કેમ મળે, માટે સિદ્ધાન્ત ઉપર દૃષ્ટિ દઇને વિચારવું. इति अलं प्रसंगेन—અહીંયાં પ્રસંગે કરીને સર્યું. ॥૧૦॥

જતનાએ કરીને કર્યું એવું જે સ્નાનાદિક તેને શુભભાવનું હેતુપણું પ્રથમ કહ્યું છે, માટે હવે સ્નાનને વિષે રહેલી એવી અને ઉદ્યમે કરીને કરેલી એવી અને શુભભાવનો હેતુ એવી સ્નાનની જતના પ્રત્યે દેખાડતા સતા કહે છે—એટલે ન્હાતી વખતે કેવી રીતે જતના કરવી તે દેખાડતા સતા કહે છે—

**भूमीपेहणजलछाणणाइ जइणा उ होइ ण्हाणाउ ॥**
**एत्तो विसुद्धभावो अणुहवसिद्धो च्चिय बुहाण ॥११॥**

અર્થ—ભૂમિનું પ્રેક્ષણ એટલે ન્હાવાની ભૂમિનું પ્રાણિની રક્ષાને માટે આંખોએ કરીને જોવું. એટલે પ્રથમ ન્હાવાની ભૂમિ, જીવજંતુરહિત કરવી, અને પાણીનું ગળવું, એટલે પૂહરા દૂર કરવાને માટે પાણીનું ગાળવું, એ છે, આદિ તે જે વેપારના સમૂહને એટલે પૂજાના વેપારમાં પૂર્વે કહેલાં એવાનાં છે, આદિ તે જેને તે ભૂમિ પ્રેક્ષણ જળછાણનાદિ કહીએ, આદિ શબ્દ થકી માંખ્યો આદિક જીવનું રક્ષણ ગ્રહણ કરવું, તે શું કહીએ, તે કહે છે—તે જતના કહીએ. અહીંયાં તુ શબ્દ, પુનઃશબ્દને અર્થે છે. તેની ભાવના આ પ્રકારે કરવી. પૂર્વે કહેલી એવી જતનાએ કરીને સ્નાનાદિકનું જે કરવું, તે ગુણનું કરનારૂં છે. વળી ભૂમી પ્રેક્ષણ, જળછાણનાદિરૂપ જતના, કિયે સ્થાનકે કરવી તે કહે છે—સ્નાનાદિકને વિષે અધિકાર કર્યું એવું જે દેહનું શૌચપણું, તેને વિષે એટલે ન્હાતી વખતે અને વિલેપનને વિષે એટલે વિલેપન કર્તી વખત અને જિનરાજના અર્ચનને વિષે એટલે જિનરાજની પૂજા કર્તી વખતે, એ આદિક સ્થાનકોને વિષે પૂર્વે કહેલી એવી જતના કરવી. વળી આ થકી એટલે જતનાએ કરીને કર્યું એવું સ્નાનાદિક તે થકી શુદ્ધ ભાવ એટલે રૂડો અધ્યવસાય, બુધ પુરૂષોને એટલે બુદ્ધિવંત પુરૂષોને અનુભવ સિદ્ધજ છે. એટલે પોતાના જ્ઞાનને વિષે રહેલોજ છે. અર્થાત્ તેમને પોતાના જાણવામાંજ છે. આ કહેવે કરીને શુભભાવનો હેતુ છે. એ પ્રકારે આ પૂર્વે કહેલો હેતુ, તેની અસિદ્ધતાની આશંકા દૂર કરી એમ જાણવું. ॥૧૧॥

આરંભવાળાને જતનાએ કરીને સ્નાનાદિક, ગુણને અર્થે છે, એ પ્રકારે જે પ્રથમ કહ્યું છે. તેને વિષે કોઇક કહે છે. જે આરંભવાન્ એવો એ પણ

જો અધિકતર એટલે અતિશયપાપની બીકે કરીને ધર્મને અર્થે સ્નાનાદિ જો નથી કરતો તો તેના દાનને અમે ઉલટુ દેખીએછીએ. એટલે તેનાથી દાન પણ દેઇ નહીં શકાય, એ રીતની આશંકા કરીને કહેછે—

अणत्थारंभवत धम्मेऽणारंभत अणाभोगो ॥
लोए पवयणखिंसा अबोहिबीअंति दोसा य ॥ १ ॥

અર્થ—અન્ય ઠેકાણે એટલે અધિકાર કર્યાં એવાં સ્નાનાદિક થકી બીજે ઠેકાણે એટલે નાના પ્રકારના દેહ ગેહાદિ કર્મોને વિષે આરંભવાળો એટલે પ્રાણિઓના ઉપમર્દનનો કરનારો એવો સતો જે પ્રાણી, ધર્મને વિષે એટલે જિનરાજના અર્ચનાદિ નિમિત્તે અનારંભ એટલે પ્રાણિના ઉપમર્દનનો પરિહાર કરવો, તે અનાભોગ એટલે તેને જ્ઞાનનો અભાવ છે. અર્થાત્ અજાણપણું જાણવું. કેમકે—અનારંભ એટલે એ આરંભરહિતપણું અનાભોગનું કાર્ય છે, એ હેતુ માટે. અર્થાત્ અનાભોગરૂપ એટલે અજાણપણા રૂપ કારણનું અનારંભ એટલે પૂજા નિમિત્તે આરંભનું ત્યાગ કરવું, એ કારજ જાણવું. અથવા અનારંભથી અનાભોગ જણાય છે. એટલે બીજા ઘર, દેહનિમિત્તે આરંભ થાય છે અને પૂજા નિમિત્તે આરંભ માનીને વર્જવા થકી પ્રત્યક્ષ અજાણપણુંજ જણાય છે. કેમકે—શાસ્ત્રને વિષે અનુમત એવો એ પણ એટલે માનેલો એવો એ પણ જિનરાજની અર્ચનાદિકને વિષે રહેલો એવો જે આરંભ, તે અકૃત્યપણે કરીને એટલે અકરવા જોગપણે કરીને ભાસન થાય છે, માટે. તથા લોકને વિષે એટલે રૂડાજનોની મધ્યે પ્રવચનની ખીંસા એટલે જિનશાસનની અશ્લાઘા અર્થાત્ નિંદા થાય છે. તે કેવી રીતે થાય છે, તે દેખાડે છે—આ જિનશાસન, પૂજા વિધાનને અપ્રતિપાદન કરવાને તત્પર છે. એટલે પૂજાના વિધિને નિષેધ કરનારૂં જણાય છે. કેમકે—જો એમ ન હોય તો આ અર્હંતના ભક્તો એટલે શ્રાવકલોકો શૌચાદિ કર્યાવિના પણ એટલે સ્નાનાદિક કર્યાવિના પણ કેમ જિનરાજ પ્રત્યે પૂજે છે. એ પ્રકારની રૂડા લોકોમાં નિંદા થાય છે. તે નિંદા, અબોધિનું એટલે અન્ય જન્મને વિષે જિનધર્મની અપ્રાપ્તિનું બીજ એટલે કારણ થાય છે. અર્થાત્ એ પ્રકારની નિંદાનો કરાવનારો, આવતા જન્મને વિષે જિનધર્મ પામે નહીં. આ પૂર્વે કહ્યા, એ પ્રકારના બે દોષ, એક તો અજાણપણું, અને બીજો ધર્મનું ન પામવું, એ રીતનાં બે દૂષણ થાય છે. અથવા તે અબોધિનું બીજ, એટલે જિનધર્મની અપ્રાપ્તિનું કારણ, ભવની પ્રાપ્તિરૂપ, દાપને અર્થે થાય છે. અર્થાત્ સમકિત ન પામવાથી ઘણા કાળ સંસારમાં પરિભ્રમણ કરે છે, તે કારણમાટે દ્રવ્યથી સ્નાન કરેલો એટલે નાહીને અર્થા-

તૂ પરિમિત પાણીએ કરીને દેહનું શુચિ એટલે પવિત્રપણું કરીને અને વળી શુદ્ધ વસ્ત્રે કરીને એટલે રૂડાં વસ્ત્ર પેહેરીને જિનરાજની પૂજા કરવી યોગ્ય છે. એ પ્રકારે સિદ્ધ થયું એટલે નિષ્પન્ન થયું. કેટલાએક લોકો શાસ્ત્રના અજાણપણાને લીધે એવું બોલે છે કે—જિનરાજની પૂજા કર્તાં તો આરંભ થાય છે. એવું બોલીને સંસારના આરંભમાં વર્ત્યાંજ કરે છે. કોઇ તેમને કહે, ત્યારે તેમને એવો ઉત્તર આપે છે કે-ધર્મને નિમિત્તે આરંભ કરવો યુક્ત નથી પણ તે લોકો નથી સમજતા કે—અપ્રસ્ત આરંભ ટાળવાને માટે એટલે પાપકર્મ બાંધવાનું કારણ, એવો આરંભ દૂર કરવાને વાસ્તે પ્રશસ્ત આરંભ, એટલે, પુણ્ય બાંધવાનું કારણ એવો આરંભ પોતપોતાના પદને અનુસારે રૂડા અધ્યવસાયસહિત, કરવા યોગ્ય છે. જેમ કોઈ માણસને ઘણો રોગ થયો હોય, તો તેને કાંઇક રોગ મટાડવાને ઓસડ ખાવું જોઇએ. અને તે ઓસડ ખાવાથી ઘણા રોગમાંથી થોડો રોગ મટે, તો તેને આરામ કહેવાય છે. અને જો તે પુરૂષ, સર્વ રોગ દૂર કરવાની ઇચ્છા રાખીને થોડા રોગને મટવાનું કારણ એવું ઓસડ ન સેવે, અને કુપથ્ય સેવ્યાંજ કરે, તો તેને રોગ મટે નહીં અને ઉલટી રોગની વૃદ્ધિ થાય, તેમ અહીંયાં પણ સંસારના આરંભરૂપ મહા રોગ ટાળવાને માટે જતનાસહિત એવી જિનરાજની પૂજા કરવી, તેમાં જે આરંભ થાય છે, તે ઓસડરૂપ છે. અને તેથી જે સંસારનો આરંભ ઓછો થયો, તે નિરોગીપણું જાણવું. એવું કૃત્ય છોડીને કુપથ્યરૂપ વિષય વિકાર સેવ્યા કરે છે. તો તે દુર્લભ બોધિ થાય છે. જો એમ ન કહીએ તો કોઈ મુનિરાજને વંદન કરવા જવું અથવા મુનિરાજને નદીનું ઉતરવું, અથવા વ્યવહારમાં ભણવું, ગણવું તથા શાસ્ત્રનું લખાવવું, તે સર્વ પ્રત્યક્ષ આરંભરૂપજ દેખાય છે. અને તે કૃત્યોના કરનાર સિદ્ધાન્તમાં ઉત્તમ પુરૂષો દેખાડયા છે. અને તે કૃત્યો કરવાથી અનુક્રમે મોક્ષપદને પામ્યા છે. તો તેમને પણ દોષ આવશે અને તે કરણીનો પણ નિષેધ થઇ જશે, માટે ડાહ્યા પુરૂષો મધ્યસ્થ દૃષ્ટિ કરીને વિચારી જોજો. આ સ્થાનકે—ચર્ચા ઘણી છે. પણ ગ્રંથ ગૌરવના ભય થકી લખી નથી. કાંઈક પણ આ ગ્રંથકાર આગળ કહેશે. એ ભાવ. ॥૧૨॥

હવે ભાવ શૌચનું અનાશ્રયપણું કરયે સતે એટલે ભાવ શૌચ કર્યા વિના દોષને કહેવાને અર્થે કહેછે—

अविसुद्धा वि हु विती एवं चिय होइ अहिगदोसा उ॥
तम्हा दुहावि सुइणा जिणपूजा होइ कायव्वा ॥१३॥

અર્થ—અવિશુદ્ધ એટલે અવસ્થાના ઉચિતપણે કરીને એટલે ગૃહ-

સ્થાશ્રમને યોગ્યપણે કરીને સાવદ્ય, એટલે પાપસહિત, એવી વૃત્તિ પણ એટલે આજીવિકા પણ એ પ્રકારે એટલે સ્નાનાદિક દ્રવ્ય શૌચનું અકરવું, તેણે કરીને દેખાડેલા એવા પ્રકારે કરીને અધિક દોષવાળી થાય છે. એટલે દ્રવ્યશૌચના અભાવની અપેક્ષાએ કરીને ઘણા દોષવાળીજ છે. કેવળ સ્નાનાદિકનો અભાવ સતેજ દોષ થાય છે, એમ નહીં. જે કારણ માટે અનાભોગાદિક દ્રવ શૌચના અભાવે કરીને કહેલા એવા જે દોષ, તે પ્રથમ અશુદ્ધવૃત્તિએ કરીનેજ થાય છે. અને વળી અશુદ્ધવૃત્તિએ કરીને અન્ય એટલે બીજા રાજનિગ્રહાદિક દોષ થાય છે. એટલે રાજા કેદ કરે અથવા દંડે, અથવા માર મારે, એવા દોષો નિષ્પન્ન થાય છે. કેમકે—તે અશુદ્ધવૃત્તિનું અન્યાયરૂપપણું છે તે હેતુ માટે. અર્થાત અશુદ્ધવૃત્તિ છે, એટલે ઘણા પાપસહિત જે આજીવિકા કરવી, તે અન્યાયરૂપજ છે. હવે શુચીભૂત જે તેણે, એ પ્રકારના દ્વારની સમાપ્તિ કરવાને અર્થે કહે છે—જે કારણ માટે દ્રવ્યશૌચ અને ભાવશૌચના અભાવ સતે આ પૂર્વે કહ્યા એવા દોષ થાય છે. તે કારણ માટે બે પ્રકારે એટલે દ્રવ્ય, ભાવરૂપ બે પ્રકારે શુચી થઇને એટલે પવિત્ર થઇને જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. કેવળ એકજ પ્રકારે પવિત્ર થઇને એમ નહીં; અર્થાત દ્રવ્યથકી સ્નાનાદિકવડે પવિત્ર થઇને, અને ભાવથકી અન્યાયાદિકનું ટાળવું, તે રૂપ પવિત્ર થઇને, જિનબિંબની પૂજા કરવા યોગ્ય છે.

અહીંયાં કેટલાએક પુરૂષો, સમ્યક્‌જ્ઞાનના અભાવે કરીને ભાવ શૌચના સ્વરૂપને જાણતાજ નથી. અને કેવળ અજતના સહિત દ્રવ્ય શૌચમાં પવિત્રપણું માનીને જિનરાજની પૂજામાં પોતાના સ્વચ્છંદપણે વર્ત્તે છે, તેમને અમો નમ્રતાપૂર્વક કહીએ છીએ કે—અરે! ભાઇઓ, લગાર શાસ્ત્ર ઉપર દૃષ્ટિદઇને વિચાર કરો અને પોતાની શક્તિ, શાસ્ત્ર વિચારવાની ન હોય તો કોઈ વિચારવંત પુરૂષની નિશ્રા અંગીકાર કરીને તેમની આજ્ઞા પ્રમાણે જેમ અનાદિકાળના અવગુણ ટળે, અને જ્ઞાનાદિકગુણની પ્રાપ્તિ થાય, એવી રીતે દ્રવ્યપૂજામાં પ્રવર્ત્તવું ઉચિત છે, પણ કેવળ એક દ્રવ શૌચમાં પૂજા માની લેવી, એ દોષનું કારણ છે. એ ભાવ. ॥૧૩॥

**શુચીભૂતેન** એટલે પવિત્ર થઇને એ પ્રકારનું દ્વાર કહ્યું. હવે વિશિષ્ટ પુષ્પાદિકે કરીને એટલે સારાં સારાં પુષ્પાદિક દ્રવ્યોએ કરીને એ પ્રકારના દ્વારને પ્રતિપાદન કરવાને અર્થે કહેછે.

**गंधवरधूवसव्वोसहीहिं उदगाइएहिं चित्तेहिं ॥**

**सुरहिविलेवणवरकुसुमदामबलिदीवएहिं व ॥ १४॥**

**सिद्धत्थयदहिअक्खयगोरोयणमायरेहिं जहलाभं ॥**
**कंचणमोत्तियरयणाइदामएहिं व विविहेहिं ॥१५॥**

અર્થ—દ્વારની ગાથાને વિષે પુષ્પાદિકે કરીને, એ પ્રકારે દ્વારનો નિર્દેશ કર્યો છે. એટલે દેખાડવાપણું છે, એ હેતુ માટે ગંધ એ પ્રકારે આ ગાથામાં કહ્યું, તે યુક્ત નથી. એવો તર્ક થયેસતે ઉત્તર કહે છે—પુષ્પાદિકવડે કરીને અહીંયાં આદિ શબ્દનો પ્રકાર અર્થ છે, માટે પુષ્પાદિકે કરીને એટલે પુષ્પપ્રકારે કરીને એ પ્રકારે વ્યાખ્યાન કરવાથી દોષ નથી. એ પ્રકારે તર્કનું સમાધાન કરીને આ ગાથાનો અર્થ કહે છે—વર એટલે પ્રધાન એવો જે ધૂપ અથવા ગંધ એટલે 'સુગંધે કરીને પ્રધાન' એટલે રૂડો એવો જે ધૂપ એટલે *કૃષ્ણાગુરૂ આદિક ગંધની યુક્તિએ કરીને પ્રસિદ્ધ એવો જે ધૂપ અને સર્વ ઔષધિઓ, લોકને વિષે પ્રસિદ્ધ એવી, તે વડે કરીને એટલે સુગંધિમાન્ ધૂપ અને સર્વ ઔષધિઓવડે કરીને જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. તથા નાના પ્રકારનાં આ ઉદકાદિકે કરીને એટલે જળ આદિકે કરીને આદિ શબ્દ થકી શેલડીનો રસ, ઘી, દુધ, આદિકનું ગ્રહણ કરવું. અર્થાત્ પાણીએ કરીને શેલડીના રસે કરીને, ઘીએ કરીને, દુધાદિકે કરીને જિનરાજના બિંબની એટલે પ્રતિમાની સ્નાનદ્વારે કરીને અને આગળ સ્થાપન કરવું, તે દ્વારે કરીને જેમ વ્યવહાર હોય, તે પ્રકારે પૂજા કરવી. એટલે બેઉ પ્રકારે પણ પૂજાપણે કરીને અવિરૂદ્ધપણું છે. અર્થાત્ બેઉ પ્રકારે એટલે જિનપ્રતિમાને સ્નાન કરાવવે કરીને અને આગળ ધરવે કરીને જેમ શોભે તેમ પૂજા કરવી, અહીંયાં તર્ક—જીવાભિગમાદિક સૂત્રોને વિષે શેલડીના રસાદિકનું પૂજાપણે કરીને દેખાડવાપણું નથી, એ હેતુ માટે તે શેલડીના રસાદિકનું, આદિ શબ્દવડે ગ્રહણ કરીને વ્યાખ્યાન કરવું ઘટિત નથી. એવો તર્ક થયેસતે ઉત્તર કહે છે—એવું ન બોલો. કેમકે—જીવાભિગમાદિકને વિષે ન દેખાડેલાં એવાં એ પણ બલિ એટલે બલિદાન કરવું, ને દીપ એટલે દીવો અને ગોરોચન એટલે ગોરૂચંદન, તેમનું અહીંયાં કહેવાપણું છે, એ હેતુ માટે. અર્થાત્ પૂર્વે કહેલી એવી વસ્તુનું આ ગાથાઓમાં પૂજાપણે કરીને દેખાડેલું છે. એ હેતુ માટે તે જીવાભિગમાદિકને વિષે દેખાડેલો એવો જે પૂજાવિધાન, એટલે પૂજાનો જે વિધિ, તેનું અહીંયાં અવ્યાપકપણું છે. એટલે તે વિધિ અહીંયાં ગ્રહણ ન કરવો. એજ કારણ માટે જીવાભિગમને વિષે નંદાપુષ્કરિણી વાવ્યના જળે કરીને સ્નાન કરાવવાનું કહ્યેસતે પણ જંબૂદ્વીપ

* કાળું એવું અગુરૂ કહેતાં ચંદન.

પ્રજ્ઞપ્તિને વિષે નાના પ્રકારના જળે કરીને અને મૃત્તિકા એટલે માટી અને વળી તુરાદિ દ્રવ્યોએ કરીને સ્નાન કરાવવાનું કહ્યું છે એટલે માટી અને કષાયજ્ઞા દ્રવ્યાદિકે કરીને સ્નાત્ર પૂજા કરવાનું કહ્યું છે. અહીંયાં તર્ક-ઘી, આદિકે કરીને સ્નાન કરાવવું યુક્ત નથી, કેમકે—તે ઘી આદિકનું સુગંધિએ કરીને રહિતપણું છે માટે. ઉત્તર-એમ કોણ કહે છે કે ગંધરહિત દ્રવ્યોવડે પૂજા કરવી? જે કારણ માટે જે ગંધાદિકે કરીને સુંદર એવાં ઘૃતાદિક દ્રવ્ય હોય અને શોભાકારિ હોય; અને પૂજાના કરનારના અને દેખનારના ભાવને ઉલ્લાસનાં કરનાર એવાંજ પદાર્થોએ કરીને તે જિનબિંબનું સ્નાન કરાવવું. જે કારણ માટે આગળ કહેશે.'जह रेहति तह सम्मं कायव्वमणण्णचेट्ठणेति' અર્થ—જેમ શોભે તેમ અન્ય ચેષ્ટારહિતપણે સમ્યક્ પ્રકારે કરવું. તથા સુરભિવિલેપન એટલે સુગંધિમાન્ એવાં શ્રીખંડ એટલે ચંદનાદિકનું વિલેપન કરવું. અને પ્રધાન એવી પુષ્પની માળા અને બલિ એટલે ઉપહાર આગળ ધરવું અને દીપક એટલે દીવો. એ પૂર્વે કહ્યાં એવાં પદાર્થોએ કરીને ઉચિત પ્રમાણે જિનરાજની પૂજા કરવી. વળી સિદ્ધાર્થક એટલે સર્ષવ, અને દધિ એટલે દહીં, અને વળી અક્ષત એટલે તંદુલ અર્થાત્ ચોખા, અને ગોરોચન એટલે ગોરૂચંદન, એ પૂર્વે કહ્યાં તે આદિક દ્રવ્યોએ કરીને આદિ શબ્દથકી બીજી મંગલિક વસ્તુ અહીંયાં ગ્રહણ કરવી. એ પદાર્થોએ કરીને જિનરાજની પૂજા કરવી? વળી પોતાની શક્તિને અનુસારે નાના પ્રકારની, કાંચન એટલે સોનુ, મુક્તાફળ એટલે મોતી અને માણિક્ય, તેમની માળાએ કરીને એટલે બહુ પ્રકારની સોનાની માળાએ કરીને અને મોતિની માળાએ કરીને, તથા માણકની માળાએ કરીને, ઉચિત પ્રમાણે જિનબિંબની પૂજા કરવી. ॥ ૧૪ ॥ ॥ ૧૫ ॥

હવે શા કારણ માટે વિશિષ્ટ પુષ્પાદિકે કરીને એટલે સારાં સારાં પુષ્પાદિક દ્રવ્યોએ કરીને, આ પ્રકારે પૂજા કરવી. એ પ્રકારે આશંકા કરીને એટલે તર્ક કરીને ઉત્તર કહે છે.—

**पवरेहिं साहणेहिं पायं भावोवि जायए पवरो ॥**
**णय अणो उवओगो एएसि सयाण लठयरो ॥१६॥**

અર્થ—પ્રવર એટલે ઉત્કૃષ્ટ એવાં સાધનવડે કરીને એટલે ઘણાં સારાં એવાં પૂજાનાં કારણ એવાં દ્રવ્યોએ કરીને પ્રાયે એટલે બહુલતાએ કરીને, ભાવ પણ, એટલે અધ્યવસાય પણ, પ્રવર એટલે પ્રધાન, એટલે અશુભ કર્મને નાશ કરવાનું કારણ, થાય છે. અહીંયાં प्राय શબ્દ કહ્યો, તેનો હેતુ

દેખાડે છે, કોઇક પણ ક્લિષ્ટ કર્મવાળાને એટલે ભારે કર્મી જીવને, પ્રવર સાધનોવડે કરીને પણ, એટલે રૂડી એવી પૂજાની સામગ્રીએ કરીને પણ, પ્રવર ભાવ એટલે શ્રેષ્ઠ એવો પોતાનો પરિણામ નથી થતો. તેવા અર્થને જણાવવાને માટે અને બીજા અર્થને જણાવવાને માટે એટલે અતિશુભકર્મવાળાને એટલે કોઇ પુણ્યશાલી હળુવાકર્મી જીવને, પ્રવર દ્રવ્યવિનાજ એટલે રૂડા દ્રવ્યની સામગ્રી વિનાજ, પ્રવરભાવ થાય છે. એટલે રૂડો પરિણામ થાય છે. એ પ્રકારના બેઉ અર્થને જણાવવાને માટે માય શબ્દ ગ્રહણ કર્યો છે, એમ જાણવું. કેવળ દ્રવ્યજ રૂડાં છે, એમ નહીં, પ્રાયે કરીને વ્યવહારનયની અપેક્ષાએ રૂડું દ્રવ્ય છે, તે રૂડા ભાવનું કારણ છે. કેમકે—દ્રવ્ય વિશેષ થકી ભાવ વિશેષ થાય છે એટલે સારાદ્રવ્યથી સારો ભાવ થાય છે, એ હેતુ માટે તે શાસ્ત્રમાં કહ્યું છે.

गुणभूइठ दव्वंमि जेण मित्ताहियत्तणं भावे॥
इय वत्थूत्त इच्छति ववहारो निज्जरं विउलं॥

એ પ્રકારનું એક પ્રવરદ્રવ્ય ગ્રહણ કરવાને વિષે કારણ જાણવું. હવે પ્રવરદ્રવ્ય ગ્રહણ કરવાને બીજું કારણ કહે છે આ વિદ્યમાન એવાં એટલે છતાં એવાં પ્રવર સાધનોનું એટલે શ્રેષ્ઠ એવાં પૂજાનાં કારણએવાં દ્રવ્યોનો, જિનપતિની પૂજા થકી અપર એટલે બીજો અતીશે પ્રધાન એવો ઉપયોગ નથી. એટલે આ સારાં સારાં દ્રવ્ય મેળવીને જિનરાજની પૂજા કરવી, એવોજ અધ્યવસાય છે પણ કાંઇ વિષયાદિક સેવન કરવાનો અધ્યવસાય નથી.

જે કારણ માટે કહ્યુ છે—

देहः पुत्रः कलत्रं वा संसारायैव सत्कृतः॥
वीतरागस्तु भव्यानां संसारोच्छित्तये भवेत्॥

અર્થ—દેહ એટલે શરીર, પુત્ર એટલે દિકરા દિકરીઓ. કલત્ર એટલે સ્ત્રી, એ સર્વ સત્કાર કર્યાં છતાં, એટલે સારાં સારાં દ્રવ્યોએ કરીને આદર કરયે સતે સંસારને અર્થે છે. અર્થાત્ સંસારમાં પરિભ્રમણ કરવાને અર્થે થાય છે. અને વીતરાગ દેવતો સત્કાર કર્યા સતા એટલે રૂડા દ્રવ્યોએ કરીને પૂજ્યા સતા, ભવ્ય પ્રાણીઓને સંસારના નાશને અર્થે થાય છે એ કારણ માટે પ્રવર પુષ્પાદિકે કરીને એટલે રૂડાં એવાં પુષ્પાદિક દ્રવ્યોએ કરીને પૂજા કરવા યોગ્ય છે. ॥૧૬॥

આજ અર્થની ભાવના ભાવતા સતા કહેછે—

इहलोयपारलोइयकज्जाणं पारलोइयं अहिगं ॥
तंपि हु भावपहाणं सोवि य इयकज्जगम्मोत्ति ॥१७॥

અર્થ—આ લોક પરલોક સંબંધિ કાર્યોને વિષે એટલે વર્ત્તમાન ભવ સંબંધિ અને પરભવ સંબંધિ સાધવા યોગ્ય એવાં પ્રયોજનની મધ્યે પરલોક સંબંધિ એટલે પરભવ સંબંધિ જે કાર્ય, એ અતીશે પ્રધાન છે. કેમકે—વિશેષ થકી તે પરલોકના કાર્યને સાધવાપણું છે, તે હેતુ માટે. અને તે પરલોકનું કાર્ય ન સાધ્યે સતે અતીશે બહુ અનર્થનો સંભવ છે. એ હેતુ માટે. પરલોક સંબંધિ જે કૃત્ય, તે જિનપૂજાજ જાણવી. એ કારણ માટે. પ્રવર સાધનોનું એટલે રૂડાં પૂજાનાં દ્રવ્યોને મેળવવાનું એ જિનરાજની પૂજાથી અતીશે રૂડું એવું બીજું ઉપયોગનું સ્થાનક નથી. એટલે રૂડા દ્રવ્ય મેળવીને એક જિનરાજની પૂજા કરવી, એવો રૂડો અધ્યવસાય છે. અને તેજ પરલોકનું કાર્ય છે. તેમાં જે અધ્યવસાય જેવો હોય, તેવો દેખાડવાને અર્થે કહે છે—ભાવે કરીને પ્રધાન એવું એટલે ભાવ કહેતાં આત્માનો પરિણામ, તે પ્રધાન, એટલે સાધકપણું કરીને ઉત્તમ, તે છે જે કારજને વિષે તે ભાવ પ્રધાન કહીએ. એટલે શુભભાવે કરીને સાધવા યોગ્ય એવું પરલોક સંબંધિ કારજ જાણવું. અર્થાત્ રૂડા ભાવે કરીને સહિત એવું જિનરાજની પૂજા રૂપ પરલોકનું કારજ છે, તે ઉત્તમ કારજ જાણવું. તે કારણ માટે વિશિષ્ટ એટલે રૂડા પરલોક સંબંધિ કાર્યના અર્થી પ્રાણીએ ભાવ વિશેષ, સમ્યક્પ્રકારે આશ્રય કરવા યોગ્ય છે. કેમકે—ભાવ વિના એટલે રૂડો એવો પોતાના આત્માનો પરિણામ વિના જે, જે, ધર્મનાં કૃત્ય છે, તે સર્વ નિષ્ફળ છે. જે કારણ માટે ભાવશૂન્ય એવી જે ક્રિઆઓ, તે ઉત્તમફળને આપવાને સમર્થ થતી નથી. માટે રૂડા ભાવસહિત એવુંજ પરલોક સંબંધિનું જે સાધન તેજ ઉત્તમ જાણવું.

અહીંયાં પ્રશ્ન—જો ભાવે કરીને પ્રધાન એવું જે કાર્ય, તે ઉત્તમ કહો છો, તો તે શી રીતે જણાય? તેનો ઉત્તર કહે છે—વળી તે પરલોક સંબંધિ કાર્યના હેતુ ભૂત એવો જે ભાવ, તે એ પ્રકારના કાર્યે કરીને જાણવા યોગ્ય છે. એટલે એ પ્રકારે પૂર્વે કહ્યું. એવું જે કાર્ય, તે ભાવનું કૃત્ય “એટલે પૂજાને અર્થે રૂડા પુષ્પાદિકનું ગ્રહણ કરવું, તે રૂપ” તેણે કરીને જે જાણવા યોગ્ય એટલે નિશ્ચય કરવા યોગ્ય કહીએ. આ શું કહ્યું, પ્રવર સાધનોનું એટલે રૂડા દ્રવ્યોનું જે ગ્રહણ કરવું, તેને પરલોકના સાધનનું હેતુભૂત એવા શુભભાવનું કાર્યપણું છે, એ હેતુ માટે. અર્થાત્ પરલોકનાં સાધનનું કારણરૂપ એવો જે શુભભાવ, તે અહીંયાં કારણ જાણવો. અને રૂડા દ્રવ્યોનું જે ગ-

હણ કરવું, તે કાર્ય જાણવું. માટે કાર્ય ઉપરથી કારણની ખબર પડે છે, માટે રૂડા ભાવને સફળ કરનારા પ્રાણીઓએ તે કરવા યોગ્ય છે. એટલે સારાં સારાં દ્રવ્ય મેળવીને જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. ॥૧૭॥

હવે અધિકાર કરેલા દ્વારની સમાપ્તિ કર્તાસતા કહે છે –

ता नियविहवणुरूवं विसिठपुप्फाइएहि जिणपूजा ॥
कायव्वा बुद्धिमया तम्मी बहुमाणसारा य ॥१८॥

અર્થ—જે કારણ માટે અવર સાધનોએ કરીને એટલે રૂડા દ્રવ્યોએ કરીને પ્રવર ભાવ થાય છે, એટલે રૂડો ભાવ થાય છે, એ રીતે પ્રથમ કહ્યું, તે કારણ માટે પોતાના વિભવને અનુરૂપ, પોતાના વિભવને એટલે પોતાની વિભૂતિને અનુકૂલ એવું રૂપ નામ સ્વભાવ છે જે પૂજા કરવાનો, તે પોતાના વિભવને અનુરૂપ કહીએ. અર્થાત્ પોતાની શક્તિને અનુસારે વિશિષ્ટ પુષ્પાદિકવડે કરીને બુદ્ધિવંત પુરૂષે જિનરાજની પૂજા કરવી. અહીંયાં બુદ્ધિમાન્ ગ્રહણ કર્યો તેનું શું કારણ? તે કહે છે—બુદ્ધિવાન પુરૂષ જે તેજ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુને ગ્રહણ કરવાને સમર્થ હોય છે, એ માટે બુદ્ધિવંત ગ્રહણ કર્યો. આ જિનરાજની પૂજા કેવી રીતે કરવી, તે કહે છે—તે જિનરાજને વિષે બહુમાને કરીને સાર એટલે પ્રીતિએ કરીને પ્રધાન એવી પૂજા કરવી, અર્થાત્ બુદ્ધિવંત પુરૂષે સારા સારા દ્રવ્ય મેળવીને જિનરાજના ગુણ સંભારીને તેમને વિષે પ્રીતિસહિત પોતાના પૂર્વ કૃત્ય કર્મનો ક્ષય કરવાને માટે તે જિનરાજની પૂજા કરવા યોગ્ય છે, એ ભાવ.

હવે જિનરાજના ગુણ શી રીતે સંભારવા તે કહે છે—

अनुपकृतः परहितरतः शिवदोस्त्रदशेशपूजितो भगवान् ॥
पूज्यो हितकामानां जिननाथो नाथताहेतुः ॥

અર્થ—ઉપકાર કર્યા વિના પારકું હિત કરવાને રક્ત એટલે ઉદ્યમવાન્ એવા અને મોક્ષના આપનાર, અર્થાત્ મોક્ષમાર્ગના દેખાડનાર એવા અને ઇન્દ્રોએ પૂજેલા એવા અને જિનનાથ એવા એટલે સામાન્ય કેવળિઓના સ્વામી એવા અને અનાથપણાના કારણ એવા એટલે તેમને માથે કોઈ નાથ નથી એવા જે ભગવાન્, તે હિતના વાંચ્છક પુરૂષોને પૂજવા યોગ્ય છે, એવી રીતે વિચારીને આત્માર્થી પુરૂષોએ પૂજા કરવામાં પ્રમાદ ન કરવો, એ ઉપદેશ. અહીંયાં **ચ** શબ્દ પૂર્વે કહેલા વિશેષણની અપેક્ષાએ કરીને સમૂચ્ચય અર્થમાં જાણવો. અહીંયાં ઉપર કહેલા **નાથ** શબ્દનો અર્થ નીચે લખ્યા પ્રમાણે જાણવો.

નાથ કહેતાંયોગક્ષેમંકર એટલે ન પામેલા એવા ગુણને પમાડનાર તેને યોગ કહીએ, અને પામેલા ગુણની રક્ષા કરનાર, તે ક્ષેમ કહીએ. એ બેઉ ગુણ જેનામાં હોય તેને નાથ કહીએ. ॥૧૮॥

હવે વિધિદ્વાર નિરૂપણ કરવાને અર્થે કહેછે—

एसो चेव इह विही विसेसउ सवमेव जत्तेण ॥
जह रेहति तह सम्मं कायवमणाणाचेठेण ॥१ए॥

અર્થ—જે વિધિએ કરીને દ્વાર ગાથાને વિષે પૂજા જે તે, કરવાપણે કરીને જણાવી કહીછે, એજ પૂર્વે કહેલો કાલારાધન શૌચાદિક એટલે અવસરે આરાધન કરવું અને પવિત્રપણું કરવું, એ રૂપનો વિધિ સામાન્ય થકીજ આ જિનપૂજાને વિષે જાણવો. અર્થાત્ પૂર્વે જે વિધિ કહ્યો છે, તે સામાન્યપણે કહ્યો છે, એમ જાણવું. જો વળી સર્વથા પ્રકારે આજ વિધિ હોય ત્યારે દ્વાર ગાથાને વિષે વિધિએ કરીને એમ કહેવે કરીને અર્થ આવી જાય એ કારણ માટે. વિશેષ થકી બીજો પણ વિધિ કહેવા યોગ્ય છે. એજ કારણ માટે કહે છે. વિશેષ થકી એટલે વિશેષે કરીને વળી આ વિધિ છે. यदुत એટલો અવ્યય વિતર્ક અર્થમાં જાણવો. માટે અહીંયાં તર્ક કરીને કહે છે— સર્વેજ એટલે સમસ્ત પણે ફુલની માલાનું સ્થાપન કરવું, એ આદિક પૂજારૂપ વસ્તુ, આદરે કરીને જે પ્રકારે શોભે, તેવા રૂડા પ્રકારે કરીને ભાવની શુદ્ધિએ અન્ય ચેષ્ટાએ કરીને રહિત એવા પુરૂષે એટલે જિનરાજની પૂજા કરવાથી બીજી ચેષ્ટા શરીરે ખાજ ખણવાદિક વ્યાપારે કરીને રહિત એવા પુરૂષે કરવાયોગ્ય છે. અર્થાત્ અન્ય ઉપયોગે રહિત એટલે શરીરાદિકના વ્યાપારે કરીને રહિત એવા પુરૂષે સમ્યક પ્રકારે ભાવની શુદ્ધિએ એટલે કષાયાદિક રહિતપણે કરીને જે પ્રકારે જેમ શોભે તેમ આદર સહિત એટલે બહુમાન સહિત પ્રીતિપૂર્વક સર્વ પૂજારૂપ વસ્તુ કરવાયોગ્યછે, એ ભાવ.॥૧૯॥

આદરે કરીને એમ કહ્યું, અને અન્ય ચેષ્ટાએ રહિત પુરૂષે પૂજા કરવી, એમ કહ્યું, એ બેઉ પણ અર્થને પ્રકટ કર્ત્તાસતા કહે છે—

वत्नेण बंधिऊण णासं ग्रहवा जहासमाहीए ॥
वज्जेयवं तु तदा देहंमि वि कंकुयमाई ॥२०॥

અર્થ—વસ્ત્રે કરીને નાસિકા પ્રત્યે બાંધીને અર્થાત્ મુખકોશ બાંધીને અથવા જેમ સમાધિ રહે, એટલે અંતરંગતનું સમાધાન ન ઉલ્લંઘન કરવે કરીને, વસ્ત્રે કરીને નાસિકા બાંધીને અર્થાત્ સમાધિ સહિત મુખકોશ બાં-

ધીને, જો નાસિકા બાંધ્યે સતે અસમાધાન થાય એટલે સમાધિ ન રહે તો તે નાસિકા બાંધ્યા વિનાયે પણ સર્વ પૂજારૂપ વસ્તુ, જતનાએ કરીને એટલે આદરે કરીને કરવું. અને વળી તે અવસરે એટલે પૂજા કરવાને અવસરે દેહને વિષે પણ ખાજ ખણવાદિક વર્જવું. આદિ શબ્દ થકી નાકના મેલનું કાઢવું, અને વિકથાદિકનું કરવું, એ સર્વ લેવું. એટલે પૂજા કરતી વખતે શરીરને વિષે ખાજ પણ ખણવી નહીં. અને નાકનો મેલ પણ કાઢવો નહીં. અને સ્ત્રી કથા, દેશકથા, રાજકથા, ભક્તકથા એ રૂપ વિકથાઓ કરવી નહીં. એવી રીતે ઉપયોગ સહિત જિનપૂજા કરવાયોગ્ય છે. ॥૨૦॥

સર્વ યત્ને કરીને કરવું, એમ પૂર્વે કહ્યું માટે હવે યતના કરનારાઓને જે થાય છે, તે દેખાડવાને અર્થે દૃષ્ટાન્ત પ્રત્યે કહે છે—

भिच्चावि सामिणो इय जत्तेण कुणंति जे उ सणिउगं ॥
होंति फलभायणं ते इयरेसि किलेसमित्तं तु ॥२१॥

અર્થ—જે ચાકરલોકો પણ, કેવળ એક પૂજનારાજ નહીં એટલે પૂજનારાજ ફળ પામે છે એમ નહીં, સ્વામિના એટલે રાજાદિકના સેવકલોકો પણ એ પ્રકારે એટલે પૂર્વે કહ્યું, એ પ્રકારે વસ્ત્રે કરીને નાસિકા બાંધીને ઇત્યાદિ રૂપ આદરે કરીને પોતાના નિયોગ પ્રત્યે એટલે સેવકલોકોને ઉચિત વ્યાપાર પ્રત્યે એટલે રાજલોકની દાડી મૂછનું સમારવું અને અંગનું મર્દનાદિક કરવું, એ રૂપના કારજ પ્રત્યે, જે સેવકલોકો કરે છે, તેજ સેવકલોકો, સ્વામિના પરિતોષ થકી એટલે પોતાના સ્વામિને સંતોષ ઉપજવા થકી ફળનું ભાજન એટલે વાંચ્છિત અર્થનું પાત્ર થાય છે. અર્થાત્ રાજ લક્ષ્મ્યાદિકના ભજનારા, પામનારા થાય છે. એટલે રાજની લક્ષ્મીઓ પ્રત્યે પામે છે. શાસ્ત્રમાં એવું કહ્યું છે, "बंधित्ता कासव यो वयणं अठगुणाए पोत्तीए पत्थिवमुवासए खलु वित्तिनिमित्तं भया चेवत्ति" કે—આજીવિકાને માટે ભય થકી આઠપડા વસ્ત્રે કરીને મુખકોશ બાંધીને રાજાની સેવા કરે, એજ પ્રકારે જે સેવક લોકો રાજાની સેવા કરે છે, તે સેવાનું ફળ પામે છે. હવે બીજાઓને એટલે અનાદરે કરીને પોતાના નિયોગને કરનારા એટલે અનાદર સહિત સેવકને ઉચિત કામના કરનારા, તેમને ક્લેશ માત્ર એટલે શરીરને મનનો ખેદજ થાય છે; વાંચ્છિત અર્થની સિદ્ધિ થતી નથી. એટલે અવિનીતપણા થકી રાજાની સેવાનું ફળ પામતા નથી. ॥૨૧॥

હવે દાર્ષ્ટાન્તિક પ્રત્યે કહે છે—એટલે પૂર્વે કહેલા દૃષ્ટાન્તના ઉપનય પ્રત્યે કહેછે—

**भुवणगुरूण जिणाण वि विसेसउ एयमेव दठव्वं॥**
**ता एवं चिय पूजा एयाण बुहेहिं कायव्वा ॥२२॥**

અર્થ—ભુવનગુરૂ એટલે ત્રણ ભુવનના શિક્ષણ કરનાર એવા જિનરાજોનું પણ વિશેષ થકી એટલે અતીશે કરીને કેમકે—ત્રણ ભુવનનું ગુરૂપણું છે માટે. આ પૂજા પ્રયત્નવાળાને ફળનું ભાજનપણુંજ છે. તે પૂર્વે કહ્યા એવા ચાકરલોકોના ન્યાયે કરીને જાણવું. પાઠાંતરે કરીને એજ પ્રકારે સેવકલોકની પઠમ ફળને ઉત્પન્ન કરવાપણું જાણવું. એટલે વીતરાગદેવની જે સેવા છે, તે અતીશે કરીને ફળની આપનારી છે. એમ જાણવું. જે કારણ માટે વિનીત સેવકલોકોની પઠમ પૂજનારા, એટલે વિધિ સહિત આદરપૂર્વક પૂજાના કરનારા, ફળનું ભાજન થાય છે. એટલે પૂજાના ફળ પ્રત્યે પામે છે. તે કારણ માટે એજ પ્રકારે એટલે ' वत्थेण बंधिउणं ' ઇત્યાદિ પૂર્વે કહેલા ન્યાયે કરીનેજ આ વીતરાગ દેવોની પૂજા, બુધપુરૂષોએ એટલે વિદ્વાન્ પુરૂષોએ કરવાયોગ્ય છે. ॥૨૨॥

તે જિનરાજને વિષે બહુમાને કરીને સાર એવી પૂજા કરવી, એ પ્રકારે પ્રથમ કહ્યું છે, તેમાં બહુમાન પણ, વિધિએ કરીનેજ પ્રવર્ત્તનારા પુરૂષોથી થાય છે, એ પ્રકારે દેખાડતા સતા કહે છે—

**बहुमाणो वि हु एवं जायइ परमपयसाहगो णियमा ॥**
**सारथुइथोत्तसहियाउ तह य चितिवंदणाउ उ ॥२३॥**

અર્થ—બહુમાન જે તે પણ એટલે જિનરાજને વિષે પ્રીતિવિશેષ પણ, પરમપદનું સાધક એટલે મુક્તિનું નિપજાવનાર એ પ્રકારે કરીને એટલે ' एसो चेव इह विही ' ઇત્યાદિ પૂર્વે કહેલા એવા પૂજાના ન્યાયે કરીને, નિયમાએ કરીને એટલે નિશ્ચે કરીને થાય છે. કેવળ સેવકોની પઠમ ફળનું ભાજનપણું છે એટલુંજ નહીં, એટલે રાજાદિકના સેવકોની પઠમ, કેવળ એક ફળનું એટલે પુણ્યપ્રકૃતિરૂપ ફળનું, આપવાપણુંજ નથી. તે જિનરાજોનુ બહુમાન છે, તે પણ નિયમાએ કરીને અનુક્રમે મોક્ષપદનુ પમાડનાર છે. તે બહુમાન શાથી થાય તે કહે છે—જેમ વિધિની પ્રવૃત્તિ થકી બહુમાન થાય છે, તેમજ સાર એટલે શ્રેષ્ઠ એવાં સ્તુતિ અને સ્તોત્ર, તેણે કરીને સહિત, એટલે ગંભીર અર્થવાળાં સ્તુતિ ને સ્તોત્ર તેણે કરીને સહિત એવા, ચૈતવંદન થકી પણ બહુમાન થાય છે. અહીંયાં એક શ્લોક પ્રમાણ હોય તે સ્તુતિ કહીએ અને

બહુ શ્લોક પ્રમાણ હોય તે સ્તોત્ર કહીએ. આ ઉત્તરાર્દ્ધે કરીને, સારસ્તુતિ સ્તોત્રે કરીને ગુર્વી એ પ્રકારનો જે દ્વાર, પ્રથમદ્વાર ગાથાને વિષે કહ્યો છે, તેની પ્રસ્તાવના કરી, એમ જાણવું. ॥૨૩॥

પ્રસ્તાવના કરેલા દ્વાર પ્રત્યેજ દેખાડતા સતા કહે છે—

सारा पुण थुइथुत्ता गंनीरपयच्छविरइया जे उ ॥
सप्नूयगुणुक्कित्तणरूवा खलु ते जिणाणं तु ॥२४॥

અર્થ—સાર એટલે પ્રધાન એવાં, અહીયાં પુનઃ શબ્દ વિશેષ દેખાડવાને અર્થે છે—તે આ પ્રકારે કે, સાર એવાં સ્તુતિસ્તોત્રોવડે કરીને ગુર્વી એટલે મોટી, પૂજા કરવા યોગ્ય છે, એમ પ્રથમ દેખાડેલું છે. વળી તે સાર એટલે પ્રધાન એવાં સ્તુતિસ્તોત્ર તે કીયાં? તે દેખાડે છે. કે જે સ્તુતિસ્તોત્ર, ગંભીર એટલે અતુચ્છ એવા શબ્દોના અર્થોવડે કરીને ગુંથેલાં હોય, તે સાર સ્તુતિસ્તોત્ર કહીએ. અતુચ્છ પદાર્થે કરીને સહિત એવાં એ પણ સ્તુતિસ્તોત્ર કેટલાંએક અછતાગુણને કહેનારાં હોય છે. માટે તેને દૂર કરવાને અર્થે કહે છે—સદ્‌ભૂત ગુણનાં કહેનારાં એટલે છતા ગુણને ગ્રહણ કરવાનો છે સ્વભાવ જેમનો અર્થાત્ છતા ગુણનેજ કહેનારાં એવાં જે સ્તુતિસ્તોત્ર હોય તે પ્રધાન જાણવાં. તે સ્તુતિસ્તોત્ર કોનાં કરવાં, તે કહે છે—જિનરાજોનાં, અર્થાત્ વીતરાગ દેવોનાં પૂર્વે કહેલાં એવાં છતા ગુણને કહેનારાં અને ગંભીર એવા શબ્દોના અર્થે કરીને સહિત એવાં સ્તુતિસ્તોત્રોવડે કરીને મોટી એવી વીતરાગ દેવના બિંબની પૂજા કરવા યોગ્ય છે, એ ભાવ. ॥૨૪॥

હવે કેમ સ્તુત્યાદિકે કરીને પ્રધાન એવી પૂજાનું ગુર્વીપણું એટલે મોટાઇપણું હોય છે, એમ તર્ક થએ સતે ઉત્તર કહે છે—સ્તુત્યાદિક જે તેમનું કુશળ પરિણામનું હેતુપણું છે, એટલે સ્તુત્યાદિક છે, તે રૂડા પરિણામને ઉત્પન્ન કરનાર છે માટે. એજ વાત દેખાડે છે—

तेसिं अत्थाहिगमे णियमेणं होइ कुसलपरिणामो॥
सुंदरनावा तेसिं इयरंमि वि रयणणाएण॥२५॥

અર્થ—તે સારસ્તુત્યાદિકોના અર્થનું જાણપણું થયેસતે નિયમાએ કરીને એટલે જરૂર કુશલ પરિણામ, એટલે રૂડો અધ્યવસાય થાય છે. કેમકે—રૂડા સ્તોત્રોના અર્થનું જે જાણપણું, તેને પ્રાયે કરીને કુશળ પરિણા-

* આ વિષય ૬૦ મે પાનેથી ચાલુ થયેલો છે.

મનું કારણપણું છે, તે હેતુ માટે અર્થાત્ જિનેન્દ્ર દેવના શ્રેષ્ઠ એવા સ્તોત્રોનું જે જાણપણું છે, તે રૂડા અધ્યવસાયને ઉત્પન્ન કરે છે, એ ભાવ. અહીયાં તર્ક—જો, એ પ્રકારે છે તો, જાણપણાવાળા પુરૂષોનેજ, સ્તુત્યાદિકવડે કરીને ગુર્વી પૂજા હોય, બીજા પુરૂષોને નહીં થાય. એવું પ્રશ્ન થએ સતે ઉત્તર કહે છે—તે સ્તુત્યાદિકોના સુંદર ભાવથકી, એટલે શુભ ભાવપણાથકી, બીજાને વિષે પણ એટલે તે સ્તુતિસ્તોત્રના અર્થનું અજાણપણું સતે પણ, કુશળ પરિણામ એટલે રૂડો અધ્યવસાય, થાય છે. તો તેના અર્થનું જાણપણું સતે તો થાય, તેનું શું કહેવું? અહીંયાં તર્ક—આ શી રીતે જાણીએ? તેને ઉત્તર કહે છે—રત્નને દૃષ્ટાન્તે કરીને, એટલે માણિક્યના ઉદાહરણે કરીને જાણીએ. તે ઉદાહરણનું સ્વરૂપ કહે છે—જેમ નથી જાણ્યો ગુણ જેનો એવું એ પણ જે રત્ન તે સુંદર સ્વભાવપણે કરીને ગુણનું કરનારૂંજ થાય છે. તેમ એજ પ્રકારે આ સ્તુતિસ્તોત્ર જે તે પણ, ગુણનાં કરનારાં જાણવાં. ॥૨૫॥

આ ઉપર કહેલી ગાથાનો પરમાર્થ એવી રીતે જાણવો કે—અર્થનું જાણપણું ન સતે પણ ગુણનું કારણ કહ્યું, તે જાણ પુરૂષની નિશ્રામાં રહેલા પુરૂષને આશ્રીને સમજવું. જો એમ ન કહીએ તો સિદ્ધાન્તમાં એવું કહેલું છે કે—'पढमं नाणं तवो दया' તેમાં એવું કહ્યું કે પહેલું જ્ઞાન ને પછી દયા, તે વચનને બાધ પહોચે. અને બીજું પણ કહ્યું છે કે—જાણને જાણની નિશ્રાવાળાનો માર્ગ છે,—ત્રીજાનો નિષેધ કર્યો છે. તે વચનને પણ બાધક પહોંચે. અને ન્યાયથી પણ વિચારવું કે—જાણ અને અજાણ બેઉને સર્ખો લાભ થાય તો પછે જાણપણું કરવાનું. શું વિશેષ, માટે દ્રવ્ય થકી તે સ્તુતિસ્તોત્રના અર્થને જાણતો નથી અને ભાવ થકી તે સ્તુતિસ્તોત્રમાં કહેલા અર્થના પરમાર્થને ગ્રહણ કરનારો અને વ્યવહારમાં જાણ પુરૂષની આજ્ઞામાં વર્તનારો અને તે જાણ પુરૂષના કહ્યા પ્રમાણે અંતરંગ પરિણામ સહિત શ્રદ્ધાનો કરનારો, એવા પુરૂષને આશ્રીને જાણવું, આ વાત મધ્યસ્થ દૃષ્ટિએ કરીને હઠ કદાગ્રહ છોડીને વિચારવી.

અધિકાર કર્યું એવુંજ દૃષ્ટાન્ત, તેને દાર્ષ્ટાન્તિકને વિષે એટલે ઉપનયને વિષે જોડતા સતા કહેછે—

**जरसमणाई रयणा अन्नायगुणा वि ते समिंति जहा ॥**
**कम्मजराई थुइमाइया वि तह नावरयणाउ ॥२६॥**

અર્થ—જેમ એટલે જે પ્રકારે કરીને જ્વર શમનાદિક એટલે તાવને દૂર કરનાર અને આદિ શબ્દ થકી શૂળને શમાવનાર એવાં જે રત્ન, તે

અજ્ઞાત ગુણવાળાં એવાં એ પણ, એટલે રોગી પુરૂષોએ નથી જાણ્યું તાવ આદિકને શમાવવાનું સામાર્થ્યપણું તે જેમનું એવાં એ પણ, રત્ન, તે તાવ આદિક રોગોને શમાવે છે. એટલે નાશ કરે છે. કેવળ જાણ્યા છે ગુણ જેમના એવાં જે રત્ન, તેજ તાવ આદિકને ઉપશમાવે છે, એમ નહીં; અણજાણ્યા ગુણવાળાં એવાં એ રત્નો, તે તાવ આદિક રોગોને ઉપશમાવવાને સમર્થ છે. તેમ એટલે તેજ પ્રકારે કરીને ભાવ રત્નરૂપ સ્તુતિસ્તોત્રો જે તે પણ, કર્મરૂપ તાવ આદિક રોગોને શમાવે છે એટલે નાશ કરે છે. કેવળ રત્ન જે તેજ તાવ આદિકને નાશ કરે છે, એમ નહી, ભાવ રત્નરૂપ સ્તુતિસ્તોત્ર પણ, ભાવ તાવરૂપ, જ્ઞાનાવરણાદિક કર્મોને ઉપશમાવે છે એટલે નાશ કરે છે. ॥૨૬॥

સાર સ્તુતિસ્તોત્ર એવે નામે દ્વાર સમાપ્ત થયું. તથા જે કહ્યું છે. 'सारथुइथोत्तसाहियाउ तह य चिइवंदणा उ त्ति' એ પ્રકારે પ્રથમ ગાથામાં કહ્યું છે, તેમાં ચૈત્યવંદનના અવસર પ્રત્યે દેખાડતા સતા કહેછે—

**ता एयपव्वगं चियपूजाए उवरि वंदणं णेयं ॥**

**अरकलियाइगुणजुयं जहागमं भावसारं तु ॥२७॥**

અર્થ—જે કારણ માટે સ્તુત્યાદિકના અર્થનું જાણપણું સતે કુશળ પરિણામ થાય છે. એટલે રૂડો પરિણામ થાય છે, તે કારણ માટે કુશળ પરિણામને અર્થે એટલે રૂડો પરિણામ થવાને માટે, સ્તુત્યાદિ પાઠપૂર્વકજ, એટલે સ્તુત્યાદિકનો પાઠ ભણીને, પૂજાના ઉપર એટલે પૂજા કર્યા પછી ઉપરાંત, અસ્ખલિતાદિ ગુણે કરીને સહિત એટલે અસ્ખલિત, અમીલિત, અવ્યત્યાગ્રેડિત, એ આદિ ગુણોએ કરીને સહિત એવું અને આગમમાં કહ્યા પ્રમાણે એટલે આગમમાં જે ચૈત્યવંદનનો વિધિ કહેલો છે તેણે કરીને સહિત એવું; અને ભાવે કરીને સાર એવું, એટલે શુભ અધ્યવસાયે કરીને સહિત એવું, ચૈત્યવંદન, કરવાપણે કરીને જાણવું. એટલે પૂજા કર્યા પછી, કહેલા ગુણોએ સહિત એવું, ચૈત્યવંદન કરવું. ઉપર અસ્ખલિતાદિ ગુણે કરીને સહિત એવું કહ્યું છે, તે શબ્દોનો અર્થ અનુયોગદ્વાર સૂત્રના અધ્યયન થકી જાણવો. તે સૂત્ર થકી લઇને અહીંયાં નીચે લખ્યો છે.

**पाठ.**

अरकलियं अमिलियं अवच्चामेलियं पडिपुन्नं पडिपुन्नघोसं कंठोट्ठविप्पमुक्कं गुरुवायणोवगयं ॥

અર્થ—પથરાના કકડાદિકે કરીને વ્યાપ્ત એવા ભૂમિભાગને વિષે હળની પઠમ જે ખલણા પામે તે સ્ખલિત કહીએ. એ પ્રકારે જે સ્ખલના ન પામે તે અસ્ખલિત કહીએ. અનેક શાસ્ત્ર સંબંધિ સૂત્રો પ્રત્યે એક ઠેકાણે મેળવીને જે શાસ્ત્રને વિષે ભણે, તે મીલિત કહીએ. અથવા અસદૃશ ધાન્યના મેળાપની પઠમ અથવા ગણવા માંડેલું એવું જે સૂત્ર તેના પદાદિકનો વિચ્છેદ ન જણાય, એટલે તે સૂત્રનાં પદ છુટાં માલમ ન પડે, તે સર્વે મીલિત કહીએ. તેવું જે ન હોય, તે અમીલિત કહીએ. એકજ શાસ્ત્રને વિષે જૂદા, જૂદા સ્થાનકોને વિષે બાંધેલાં એવાં એક અર્થવાળાં જે સૂત્ર તે પ્રત્યે એક સ્થાનકે લાવીને ભણનારો જે પુરૂષ, તે વ્યત્યામ્રેડિત કહીએ. અથવા આચારાંગાદિ સૂત્રની મધ્યે પોતાની મતિએ કરીને રચેલાં એવાં તેને સદૃશ સૂત્ર પ્રત્યે કરીને ખેપવતો એટલે આચારાંગાદિ સૂત્રમાં મેળવતો તે વ્યત્યામ્રેડિત કહીએ. એવું જે ન હોય તે અવ્યત્યામ્રેડિત કહીએ. સૂત્ર થકી બિંદુમાત્રાદિકે કરીને અન્યૂન એટલે સહિત હોય, અને અર્થ થકી તો અધ્યાહારની આકાંક્ષાદિકથી રહિત હોય, એટલે ઉપરથી અર્થ લેઇને અર્થ કરવાની આકાંક્ષા ન હોય, તે પ્રતિપૂર્ણ કહીએ. અને ઉદાત્તાદિ ઘોષે કરીને અવિકળ એટલે સહિત હોય, તે પ્રતિપૂર્ણઘોષ કહીએ. કંઠોષ્ઠ એટલે કંઠ ને ઓઠ, તેણે કરીને રહિત હોય, એટલે બાલ અને મૂક એટલે મૂગો એમનું જે બોલવું તેની પઠમ અવ્યક્ત એટલે અપ્રસિદ્ધ ન હોય, અર્થાત્ પ્રસિદ્ધ ખબર પડે એવું હોય તે જાણવું. અને ગુરૂએ આપેલી એવી વાચનાએ કરીને સહિત હોય પણ કેવળ સાંભળીને શીખેલું ન હોય, અને પુસ્તક થકી પોતાની મેળે ભણેલું ન હોય, એ પ્રકારનું ચૈત્યવંદનનું સૂત્ર ભણવા યોગ્ય છે. ॥૨૭॥

શા કારણ માટે સ્તુત્યાદિ સહિત એવું અને પૂજાપૂર્વક એટલે પૂજા કરીને ચૈત્યવંદન કરવાપણે કરીને ઉપદેશ કર્યો છે—એમ તર્ક થયેસતે ઉત્તર કહે છે—

कम्मविसपरममंतो एवं एयंति बेंति सव्वणू ॥
मुद्दा एक्कुस्सग्गो अक्खोभो होइ जिणचिएणो ॥२८॥

અર્થ—કર્મ એજ વિષ, કેમકે—આત્માને વિકાર પમાડવાનું કારણ છે માટે, એટલે જેમ ઝેર ખાવાથી આત્માને વિકાર ઉત્પન્ન થાય છે તેમ કર્મ થકી પણ આત્માને વિકાર ઉત્પન્ન થાય છે. માટે કર્મ એજ ઝેર કહીએ. તે કર્મરૂપ ઝેરને નાશ કરવાપણે કરીને એટલે કર્મરૂપ ઝેરને ઉતારનાર છે. માટે પરમ મંત્રસમાન, એટલે ઉત્કૃષ્ટ મંત્ર સરખું એવું, અને પૂર્વે કહેલા

પૂજાપૂર્વકપણે કરીને કરવા માંડેલું, એટલે પ્રથમ એવું કહ્યું છે કે—પ્રથમ પૂજા કરીને પછી ચૈત્યવંદન કરવું. તેજ પ્રકારે કરવા માંડેલું એવું, આ ચૈત્યવંદન છે. એ પ્રકારે સર્વજ્ઞ એટલે તીર્થંકરોએ કહ્યું છે, પાઠાન્તરે કરીને સિદ્ધાન્તના જાણ પુરૂષોએ કહ્યું છે અર્થાત્ તીર્થંકર મહારાજોએ, એવું કહ્યું છે કે—આ ચૈત્યવંદન છે તે કર્મરૂપ ઝેરને ઉતારવાને ઉત્કૃષ્ટ મંત્ર સમાન છે, એ ભાવ—અહીંયાં સર્વજ્ઞ મહારાજ એવું કહે છે, એમ કહેવે કરીને શું જણાવ્યું ? તે કહે છે—આ ચૈત્યવંદનને કર્મના વિનાશ કરવા પ્રત્યે અવ્યભિચારીપણું જણાવ્યું. એટલે આ પૂર્વે કહ્યા પ્રમાણે ચૈત્યવંદન કરે, તેને જરૂર કર્મનો નાશ થાય, એમાં સંશય ન જાણવો, એમ સૂચવ્યું. ને એજ કારણ માટે ગ્રહણ કરવાપણું જણાવ્યું એટલે તીર્થંકર મહારાજે કહ્યું છે, માટે તે ગ્રહણ કરવા યોગ્ય છે, એમ સૂચવ્યું. અહીંયાં પ્રશ્ન—જે મંત્ર છે, તે ક્ષુદ્ર એટલે માઠા ઉપદ્રવોને નાશ કરવાને સમર્થ એવી મુદ્રાપૂર્વક વ્યાપારીએ છીએ. એટલે પ્રવર્ત્તાવીએ છીએ. એટલે પ્રથમ મુદ્રા કરીને પછી મંત્રનો જાપ થાય છે. તે માટે આ વંદનારૂપ મંત્રને વિષે મુદ્રા તે શું કહીએ, એમ પ્રશ્ન થએ સતે ઉત્તર કહે છે—આ ચૈત્યવંદનને વિષે જોગમુદ્રા તથા જિનમુદ્રા, તથા મુક્તાશુક્તિ મુદ્રાદિક શરીરની રચના વિશેષરૂપ મુદ્રા જાણવી. એટલે જે સ્થાનકે જેવી મુદ્રા કરવી ઘટે તેવી મુદ્રા કરીને ચૈત્યવંદન કરવું. તે ચૈત્યવંદન કર્યા પછી અક્ષોભ એટલે અચળાયમાન છે સ્વરૂપ જેનું અર્થાત્ ચલાવવાપણે કરીને રહિત, એવો અને જિનરાજે આચરેલો એવો એટલે શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની, મનપર્યવજ્ઞાની, કેવળજ્ઞાની, અને વળી જિનકલ્પિક, એ સર્વ જિન કહીએ. તેમણે આચરેલો એવો કાયોત્સર્ગ એટલે કાઉસગ્ગ કરવો. અહીંયાં જિનરાજે આચરેલો એમ કહેવે કરીને આ કાઉસગ્ગનું અંગીકાર કરવાપણું જણાવ્યું. ॥૨૮॥

ચૈત્યવંદનની સમાપ્તિ થયે સતે જે કરવા યોગ્ય છે, તે કહેછે—

**एयस्स समत्तीए कुसलं पणिहाणमो उ कायवं ॥**
**तत्तो पवित्तिविग्घजयसिद्धि तह य थिरीकरणं ॥२९॥**

અર્થ—આ પૂર્વે કહેલા ચૈત્યવંદનની સમાપ્તિ થયે સતે વળી કુશળ એટલે શુભ એવું, પણ સંસારનું કારણ એવા પદાર્થની પ્રાર્થનાદિકની પઠમ અશુભ નહીં, માટે રૂડું એવું પ્રણિધાન એટલે પ્રાર્થના છે મધ્યમાં જેને એવું એકાગ્રહપણું અર્થાત્ પ્રાર્થના સહિત એવું મન, વચન, કાયાનું એકાગ્રપણું કરવા યોગ્ય છે. શા કારણ માટે આ પ્રણિધાન કરવા યોગ્ય છે, તે

કહીએ છીએ. અહીંયાં ગાથામાં उ શબ્દ છે, તે નિપાત છે, અને પાદપૂર્ણને અર્થે છે, એમ જાણવો. જે કારણ માટે આ પ્રણિધાન થકી સત્ પ્રવૃત્યાદિક થાય છે, એ કારણ માટે તેજ પ્રત્યે કહે છે—તે પૂર્વે કહેલા પ્રણિધાન થકી એટલે એકાગ્રપણા થકી પ્રવૃત્તિ એટલે રૂડા ધર્મના વ્યાપારોને વિષે પ્રવર્ત્તન થાય છે. અર્થાત્ શક્તિ સતે થએલા મનોરથોના ઉપાયને વિષે પ્રવૃત્તિ થાય છે. તથા તે પ્રણિધાન થકી વિઘ્નનો જય થાય છે. એટલે મોક્ષના માર્ગમાં પ્રવર્ત્તેલાને વિઘ્નનો એટલે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા અશુભ ભાવરૂપ વિઘ્નનો, પ્રણિધાનથી ઉત્પન્ન થયા એવા શુભભાવે કરીને પરાભવ થાય છે, એટલે નાશ થાય છે. અર્થાત્ પ્રણિધાનથી ઉત્પન્ન થયો એવો જે શુભભાવ, તે મોક્ષમાર્ગમાં થતું જે વિઘ્ન, એટલે અંતરાય, તેનો નાશ કરે છે, એ ભાવછે. તથા સિદ્ધિ થાયછે. એટલે વિઘ્નના જય થકી પ્રસ્તાવ કરેલા એવા ધર્મના વ્યાપારોની નિષ્પત્તિ થાય છે. તેમજ આ પ્રણિધાન છે, તે સ્થિરકરણ છે એટલે પોતાને વિષે રહેલા અને પરને વિષે રહેલા એવા ધર્મના વ્યાપારોને સ્થિર કરનારું છે. અર્થાત્ પ્રણિધાન થકીજ સર્વ ધર્મ સ્થિર થાય છે એ ભાવ. એ કારણ માટે પ્રવર્ત્યાદિકને વાંછનાર પુરૂષે પ્રણિધાન જરૂર કરવું એટલે મન, વચન, કાયાનું એકાગ્રપણું નિયમાએ કરીને કરવું, કેમકે—તે પ્રણિધાનનો અભાવ સતે એટલે પ્રણિધાન નથયે સતે પ્રવૃત્ત્યાદિકની અસિદ્ધિ છે, તે હેતુ માટે. એટલે પ્રવૃત્ત્યાદિક યોગ સિદ્ધ ન થાય. એ ભાવ છે. ॥૨૯॥

અહીંયાં વિતર્ક—જે પ્રણિધાન છે, તે પ્રાર્થનારૂપપણા થકી નિયાણાની પઠમ ત્યાગ કરવા યોગ્ય હોય, એવો તર્ક થયે સતે ઉત્તર કહે છે—એમ ન કહો, કેમકે—કુશળ એ પ્રકારના વિશેષણે કરીને તે પ્રણિધાનને અનિયાણારૂપપણે કરીને દૂર કરવાપણું નથી, એ હેતુ માટે. અને અકુશળનુંજ નિયાણારૂપપણું છે, એ હેતુ માટે. એટલે જે કુશળ એવું જે પ્રણિધાન, તે નિયાંણું ન કહેવાય અને જે અકુશળ એટલે અશુભ એવું જે પ્રણિધાન તે નિયાણું કહેવાય માટે આ વિશેષણ છે, ફળ જેનું એવા આ પ્રણિધાનને નિશ્ચે ન કરતો એવા મંદમતિવાળા શિષ્યને નિયાણાપણાની આશંકા દૂર કરવાને અર્થે કહે છે—

**एत्तो चिय ण णियाणं पणिहाणं बोहिपत्थणासरिसं ॥**
**सुहजावहेउजावा णेयं इहरा पवित्ती उ ॥३०॥**

અર્થ—જે કારણ માટે કુશળ એટલે શુભ એવું, અથવા પ્રવૃત્ત્યાદિકનું હેતુ નામ કારણ એવું, આ પ્રણિધાન, એટલે ચૈત્યવંદનને અંતે કરવા યો-

ગ્ય છે, એજ કારણ માટે નિયાણું એટલે આર્ત્તધ્યાન વિશેષ, નજ કહીએ. કેમકે—નિયાણાને અકુશળપણું છે એટલે અશુભપણું છે, ને પ્રવૃત્ત્યાદિક આશય વિશેષને ઉત્પન્ન કરવાપણું નથી, એ હેતુ માટે. આ પ્રણિધાન તો રૂડુંજ છે. અથવા પ્રવૃત્ત્યાદિક રૂડા આશયને ઉત્પન્ન કરનારૂં છે. માટે નિયાણું નજ કહેવું. તે પ્રણિધાન કેવું છે, તે કહે છે—બોધિની પ્રાર્થના સરખું એટલે જૈનધર્મને પામવાની પ્રાર્થના તુલ્ય 'आरोग्गबोहिलाभमित्यादि' પ્રાર્થના તુલ્ય એવું છે. જેમ બોધિનું માગવું નિયાણું નથી, તેમ આ પ્રણિધાન પણ નિયાણું ન જાણવું. શા કારણ માટે આ એમ કહ્યું, તે કહેછે-શુભભાવના હેતુ ભાવ થકી એટલે રૂડા અધ્યવસાયના કારણપણા થકી. જેમ બોધિનું પ્રાર્થના એટલે સમકિતાદિક ધર્મનું માગવું, તે શુભભાવનું કારણજ છે, તેમ આ પ્રણિધાન જે તે પણ શુભભાવનું કારણ જાણવું. એમ જો ન કહીએ તો એટલે પ્રણિધાનને નિદાનરૂપપણું સતે અપ્રવર્ત્તનજ હોય, એટલે ચૈત્યવંદનને અન્તે પ્રણિધાનનું અકરવુંજ થાય. કેમકે—નિયાણું કરવાનું આગમને વિષે નિષેધેલું છે માટે. ॥૩૦॥

અહીંયાં તર્ક—આ પ્રણિધાનની અપ્રવૃત્તિ થાઓ, એમાં શો દોષ છે, એ પ્રકારની આશંકા થયે સતે તેનો પરિહાર કરતા સતા કહેછે—

**एवं तु इठसिद्धी दव्वपवित्तीउ अण्णहा णियमा ॥**
**तम्हा अविरुद्धमिणं णेयमवत्थंतरे उचिए ॥३१॥**

અર્થ—એ પ્રકારે વળી, એટલે પ્રણિધાનની પ્રવૃત્તિ સતે વળી ઇષ્ટ સિદ્ધિ એટલે વાંચ્છિત અર્થની નિષ્પત્તિ થાય છે. એમ ન કહીએ તો એટલે પ્રણિધાનનો પરિહાર કર્યે સતે, એટલે ત્યાગ કર્યે સતે, દ્રવ્ય અનુષ્ઠાન કહેવાય. અર્થાત્ પ્રણિધાને કરીને શૂન્ય એટલે રહિત એવું જે અનુષ્ઠાન એટલે ક્રિયા કલાપ, તે નિયમાએ કરીને દ્રવ્ય અનુષ્ઠાનજ કહીએ. કેમકે—પ્રણિધાન યુક્ત ચૈત્યવંદનને ભાવ અનુષ્ઠાનજ કહ્યું છે—જે કારણ માટે ઇષ્ટ અર્થની સિદ્ધિનું કારણ પ્રણિધાન છે, તે કારણ માટે અવિરૂદ્ધ એટલે ઘટિત એવું આ પ્રણિધાન જાણવું. અહીંયાં પ્રશ્ન—શું સર્વ અવસ્થાઓને વિષે એટલે પ્રમત્ત, અપ્રમત્તાદિ સર્વ ગુંઠાણાઓને વિષે, આ પ્રણિધાન કરવા યોગ્ય છે, એમ તર્ક થયેસતે ઉત્તર કહે છે-એમ નહીં, ઉચિત એટલે પ્રણિધાનને યોગ્ય એવી અવસ્થાને વિષે એટલે છઠ્ઠા ગુણસ્થાન સુધી પ્રણિધાન કરવાયોગ્ય છે. એ ભાવ છે. ॥૩૧॥

પ્રણિધાન કરવાના વિધિ પ્રત્યે કહે છે—

तं पुण संविग्गेणं जवनुगजुएण तिव्वसद्धाए ॥
सिरणमियकरयलंजलि इय कायव्वं पयत्तेणं ॥३१॥

અર્થ—વળી તે પ્રણિધાન, અને મોક્ષના અર્થી એવા પુરૂષે અથવા સંસારથી ભય પામેલા એવા પુરૂષે ઉપયોગ સહિત તીવ્ર શ્રદ્ધાએ કરીને એટલે અતીશે રૂડા અનુષ્ઠાન કરવાની રૂચિએ કરીને, કરવું અર્થાત્ સાવધાન મનવાળો એવો, અને મોક્ષનો અર્થી એવો જે પુરૂષ, તેણે રૂડાં અનુષ્ઠાન કરવાના અભિલાષે કરીને, તે પૂર્વે કહેલું પ્રણિધાન કરવું. આ કહેવે કરીને મનનો વિધિ કહ્યો, હવે શરીર સંબંધિ વિધિ પ્રત્યે કહે છે–મસ્તકને વિષે નમાવ્યો છે. એટલે સ્થાપન કર્યો છે કરતલનો એટલે બેઉ હાથનો અંજલિ એટલે હાથની રચના વિશેષ, જે કારણને વિષે એટલે પ્રણિધાન કરવાને અવસરે, અર્થાત્ પ્રણિધાન કર્તી વખતે બેઉ હાથ જોડીને તેનો સંપુટરૂપ અંજલિ કરીને મસ્તકે લગાવીને આદરે કરીને તે પ્રણિધાન કરવું. આ કહેવે કરીને આગળ કહીશું એવા પાઠના અનુક્રમે કરીને આદર સહિત તે પ્રણિધાન કરવું. ॥૩૨॥

'इति' શબ્દે કરીને જણાવેલા એવા પ્રણિધાનના પાઠના અનુક્રમ પ્રત્યે દેખાડતા સતા કહે છે—

जय वीयराय जयगुरु होउ ममं तुहप्पनावउ जयवं ॥
जवणिव्वेउ मग्गाणुसारिया इठफलसिद्धी ॥३३॥
लोयविरुद्धचाउ गुरुजणपूआ परत्थकरणं च ॥
सुहगुरुजोगो तव्वयणसेवणा आजवमखंडा ॥३४॥

અર્થ—હે વીતરાગ, એટલે દૂર કર્યો છે, રાગ તે જેણે દ્વેષાદિકના અભાવને વીતરાગપણાનું સહચારીપણું છે, એ હેતુ માટે એટલે 'જેણે રાગ નાશ કર્યો, તેણે દ્વેષ, પણ નાશ કર્યો એમ જાણવું. માટે હેવીતદ્વેષ એટલે નાશ કર્યો છે, દ્વેષ તે જેણે, હે વીતમોહ, એટલે નાશ કર્યો છે, મોહ તે જેણે, એ રીતનાં સંબોધન પણ અહીંયાં જાણવાં. હે જગતગુરો, એટલે જગતના એટલે સચરાચર ભુવનની મધ્યે ગુણોએ કરીને મોટા છે, એ હેતુ માટે. અથવા જગત્‌ને એટલે જંગમ લોકોને યથાર્થ વસ્તુ તત્વના ઉપદેશ કરવા થકી અથવા જગત્‌ના રહેવાસીલોકોને મોટાઇપણું કરવાને યોગ્યપણા થકી

તેમના ગુરૂ કહીએ. તેનું આમંત્રણ નામ સંબોધન કરીને હે જગદ્‌ગુરો, તમે જયવંતા વર્ત્તો, એટલે વિપક્ષને દૂર કરવે કરીને એટલે પોતાના દ્રવ્ય-ભાવ બેઉ પ્રકારના શત્રુઓના જય કરવે કરીને વિશેષે જયવંતા વર્ત્તો. આ પ્રકારે ભક્તિના સમૂહથી ઉત્પન્ન થએલું આશિર્વચન જાણવું. હે ભ-ગવન્, એટલે સમગ્ર ઐશ્વર્યાદિ ગુણસહિત, તમારા પ્રભાવ થકી એટલે તમારા મહાત્મ્ય થકી મારે ભવનિર્વેદ એટલે સંસારથી વિરાગપણું અને માર્ગાનુસારીપણું થાઓ એટલે મોક્ષમાર્ગનું અનુસરવું થાઓ અને ઇષ્ટ ફળની સિદ્ધિ એટલે આ લોક સંબંધિ વાંછિત અર્થની નિષ્પત્તિ થાઓ. કે-મકે—વાંછિત અર્થની નિષ્પત્તિએ કરીને સહિત એવા મારા, ચિત્તનું સ્વસ્થ-પણું થાય, અને તે થકી ધર્મને વિષે પ્રવર્ત્તિ થાય તે કારણ માટે. ॥૩૩॥

તથા તમારા પ્રભાવ થકી લોક વિરૂદ્ધનો ત્યાગ થાઓ. એટલે સર્વ લોકની નિંદાદિકરૂપ લોક વિરૂદ્ધ અનુષ્ઠાનનું વર્જન થાઓ, ગુરૂજન પૂજા એટલે માતાપિતા અને ધર્માચાર્યાદિનું પૂજન થાઓ, અને પર અર્થનું કરવું થાઓ, એટલે પારકા પ્રયોજનનું કરવાપણું તમારા પ્રભાવ થકી મારે થાઓ. વળી શુભ ગુરૂનો યોગ એટલે સુંદર ધર્માચાર્યનો સંબંધ થાઓ, અને તેમના વચનની સેવના આખા સંસાર સુધી અખંડ થાઓ. એટલે સ-દ્‌ગુરૂના વચનની સેવા જ્યાં સુધી સંસારમાં રહું, ત્યાં સુધી સંપૂર્ણપણે થાઓ. અર્થાત્ સંપૂર્ણ, તે ગુરૂના વચનનું પાળવું, તમારા પ્રભાવથી મારે થાઓ, એ ભાવ છે. ॥૩૪॥

પ્રથમ જે કહ્યું છે કે—ઉચિત એવી અવસ્થાંતરને વિષે એટલે પ્રણિ-ધાન કરવાને યોગ્ય એવી કોઇ અવસ્થાને વિષે પ્રણિધાન હોય છે, એ પ્રકારે દેખાડવાને અર્થે કહેછે—

**उचियं च इमं णेयं तस्साजावंमि तप्फलस्सणे ॥**

**अपमत्तसंजयाणं आराऽणाज्ञिसंगउ ण परे ॥३५॥**

અર્થ—પ્રાર્થના કરવાયોગ્ય એવા જે ભવનિર્વેદાદિક તેનો અભાવ સતે, એટલે સંસાર થકી તે રૂપનો વૈરાગ્ય ન આવ્યે સતે, આ પ્રણિધાન કરવું ઉચિત એટલે યોગ્ય છે, એમ જાણવું. કેમકે—અવિદ્યમાન અર્થ સં-બંધિજ પ્રાર્થના હોય છે. એટલે જે વસ્તુ પ્રાપ્ત ન થઇ હોય, તેને પામવાને માટેજ વિનંતિ છે, એ હેતુ માટે. અહીંયાંજ અન્ય મત પ્રત્યે કહે છે—અન્ય એટલે બીજા આચાર્યો એવી રીતે કહે છે, તે પ્રાર્થના કરવાયોગ્ય ભવ નિ-ર્વેદાદિકનું અનંતર એટલે તત્કાળ જે ફળ, અપ્રમત્તાદિક ગુણસ્થાનકની મા-

બારૂપ અથવા પરંપરાએ મોક્ષરૂપ તેનું ફળ, એટલે ભવનિર્વેદાદિકનું ફળ, તેનો અભાવ સતે એટલે તે ભવનિર્વેદાદિકના ફળની અપ્રાપ્તિ સતે આ પ્રણિધાન કરવું ઉચિત છે. જો પણ તે અર્થ સામાન્ય પ્રકારે કરીને છે તો પણ તેના ફળની સંસિદ્ધિને અર્થે એટલે તે ભવનિર્વેદાદિકના ફળની સમ્યક્ પ્રકારે નિષ્પત્તિ કરવાને અર્થે તેજ એટલે ભવનિર્વેદાદિકજ પ્રાર્થના કરીએ છીએ. કેમકે—અતીશે વિશિષ્ટ એવા તે ભવનિર્વેદાદિકનેજ પોતાના ફળનું પ્રકર્ષે કરીને સાધવાપણું છે, તે હેતુ માટે. એજ વાત પ્રકટ કર્ત્તા સતા કહેછે. અપ્રમત્ત સંયતો થકી એટલે સાતમા ગુણસ્થાનકને વિષે વર્ત્તનારા એવા મુનિઓ થકી અર્વાક્ ભાગને વિષે એટલે પ્રથમ ભાગને વિષે એટલે 'प्रमत्तसंयतोसुधी' એટલે છઠ્ઠા ગુણઠાણાના વર્ત્તનાર મુનિઓ સુધી, આ પ્રણિધાન કરવું ઉચિત છે, એ ભાવ છે.

અહીંયાં પ્રશ્ન—શા કારણ માટે છઠ્ઠા ગુણસ્થાનક ઉપરાંત આ પ્રણિધાન ઉચિત નથી. એમ તર્ક થયે સતે ઉત્તર કહે છે—અનભિષ્વંગપણા થકી એટલે અભિષ્વંગના અભાવ થકી એટલે પ્રેમના અભાવ થકી ઉપરાંત એટલે પ્રમત્ત સંયતો થકી ઉપર અપ્રમત્ત સંયતાદિકને વિષે આ પ્રણિધાન ઉચિત નથીજ. કેમકે—અપ્રમત્ત સંયતાદિક જે તે, નિરભિષ્વંગપણા થકી એટલે રાગદ્વેષના મંદપણા થકી પ્રાર્થના કરવાને તત્પર નથી હોતા, અર્થાત્ તે પ્રાર્થના નજ કરે માટે. એવું કહ્યું છે—'मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः' જે ઉત્તમ મુનિ છે, તે મોક્ષને વિષે, વળી સંસારને વિષે સર્વ ઠેકાણે નિસ્પૃહ હોય છે, એટલે મોક્ષને સંસાર બેઉ સરખા કરી ગણે છે માટે નિસ્પૃહ છે. ॥૩૫॥

જે પ્રથમ કહ્યું છે, પ્રણિધાન, નિયાણું નથી એજ અર્થનું સાધક એટલે તેજ અર્થને સિદ્ધ કરનારૂં એવું, જે પ્રમાણ તે પ્રત્યે દેખાડતા સતા કહે છે—

मोक्खंगपत्थणा इय ण णिआणं तदुचियस्स विण्णेयं॥
सुत्ताणुमईतो जह बोहीए पत्थणा माणं ॥३६॥

અર્થ—મોક્ષના અંગોની એટલે નિર્વૃત્તિના કારણોની પ્રાર્થના એટલે આશંસા અથવા મોક્ષનું અંગ એવી આ પ્રાર્થના તે મોક્ષાંગ પ્રાર્થના કહીએ. તે કેઇ આ 'जय वीअराय' ઈત્યાદિક પૂર્વે કહેલી એ પ્રકારની. જે પ્રાર્થના છે, તે નિયાણું એટલે આર્ત્તધ્યાન વિશેષ, નજ હોય એમ જાણવું. આ કહેવે કરીને તીર્થંકરપણું મારે હો, એ રૂપ, રાગે કરીને આકુળ એવા મને

કરીને કરેલી અને સંસારના અંગરૂપ એવી પ્રાર્થનાનો નિષેધ કર્યો અર્થાત્ એવી પ્રાર્થના ન કરવી કે હું તીર્થંકર થાઊં એમ જણાવ્યું. 'इति प्रतिज्ञा' એ પ્રકારની પ્રતિજ્ઞા કરી. શા કારણ માટે તે કહે છે એટલે મોક્ષના અંગની પ્રાર્થના છે. તે નિયાણું નથી, તેના હેતુ પ્રત્યે દેખાડે છે. તેને ઉચિત એટલે પ્રણિધાન કરવાને યોગ્ય એવા પ્રમત્ત સંયતને એટલે છઠ્ઠા ગુણઠાણાના વર્ત્તનાર સાધુઓને સૂત્રની અનુમતિ છે, તે હેતુ માટે. એટલે આગમને વિષે આજ્ઞા કરી છે, એ હેતુ માટે. અને અપ્રમત્ત સંયતાદિકને એટલે સાતમાદિક ગુણ સ્થાનકોને વિષે વર્ત્તનાર મુનિને તે સૂત્ર, આજ્ઞા નથી કરતું એટલે આગમમાં તેમને આજ્ઞા નથી કરી. કેમકે—તે સાધુને અનભિષ્વંગપણું છે, તે હેતુ માટે. એટલે પ્રેમરૂપ પ્રમાદે કરીને રહિતપણું છે, તે હેતુ માટે. અને તેથી અન્ય એટલે બીજા સાધુને તો એટલે છઠ્ઠા ગુણસ્થાનકના સાધુને તો આજ્ઞા કરી છે, કેમકે—સાભિષ્વંગપણું છે, તે હેતુ માટે એટલે પ્રેમરૂપ પ્રમાદે કરીને સહિતપણું છે, તે હેતુ માટે અને વિશિષ્ટ પ્રણિધાનને નિરભિષ્વંગપણાનું હેતુપણું છે એટલે રૂડું એવું જે પ્રણિધાન છે, તે રાગ, દ્વેષે કરીને રહિત થવાનું કારણ છે, એ હેતુ માટે. આ કહેવે કરીને પ્રણિધાન, નિયાણું નથી, તેનો હેતુ કહ્યો. **यथा** એટલો શબ્દ દૃષ્ટાન્ત જણાવવાને અર્થે છે, જેમ બોધિલાભની એટલે સમકિતને પામવાની પ્રાર્થના એટલે આશંસા એ પ્રકારનું માન એટલે પ્રમાણ જાણવું. આ અનુમાનરૂપ લક્ષણ પ્રણિધાનને, નિયાણાપણાના અભાવનું સાધક જાણવું. આ પૂર્વે કહેલાનો, આ પ્રકારે પ્રયોગ કરવો, તે કહે છે—જે સૂત્રને વિષે આજ્ઞા કરેલું મોક્ષના અંગનું પ્રાર્થન એટલે માગવું, તે નિયાણું ન હોય, જેમ સૂત્રને વિષે આજ્ઞા કરેલું બોધિનું પ્રાર્થન એટલે સમકિતરૂપ ધર્મ પામવાનું માગવું, તે નિયાણું નથી. તેમ આ અધિકાર કરેલું મોક્ષના અંગનું પ્રાર્થન એટલે માગવું, તે નિયાણું નજ જાણવું. ॥૩૬॥

"ननु इति वितर्के" અમોક્ષના અંગોનું એટલે જે મોક્ષનાં અંગ કહેતાં કારણ ન હોય, તેમનું પ્રાર્થન કરવું એટલે માગવું, એ નિયાણું હોય. પણ તીર્થંકરપણું તો મોક્ષનું અંગ કહેતાં કારણ છે, એ કારણ માટે તેની પણ પ્રાર્થનાનો નિષેધ, જે દશાશ્રુતસ્કંધ સૂત્રને વિષે કહ્યો છે, તે યુક્ત નથી. એ પ્રકારની આશંકા કરીને એટલે તર્ક કરીને કહે છે—

एवं च दसाईसुं तीत्थयरंमि वि णियाणपडिसेहो ॥
जुत्तो भवपडिबंधं साभिस्संगं तयं जेणं ॥३७॥

અર્થ—આ પૂર્વે કહેલા એ પ્રકારે કરીને એટલે મોક્ષના અંગ કહેતાં કારણોની પ્રાર્થનાનુંજ અનિયાણાપણાને પ્રતિપાદનરૂપે કરીને દશાદિકને વિષે એટલે દશાશ્રુતસ્કંધાદિકને વિષે આદિ શબ્દ થકી ધ્યાનશતકાદિકને વિષે, તીર્થંકરને વિષે પણ એટલે સંસારરૂપ ભવન થકી ભય પામેલા એવા લોકોને નિર્વાણરૂપ નગરમાં લઇ જવાને સાર્થવાહ તુલ્ય એવા જિનરાજને વિષે, પણ નિયાણું કરવાનો એટલે આ ધર્મ થકી હું તીર્થંકર થાઊં, એ પ્રકારની પ્રાર્થનાનો પ્રતિષેધ એટલે કરવાપણે કરીને નિષેધ કર્યો છે. અર્થાત્ તીર્થંકર પણું માગતાનું નિયાણું નિવાર્યું છે. તે યુકત છે એટલે ઘટિત છે. તો સંસાર સમુદ્રરૂપ જલ ભ્રમને વિષે પાડવાનું નિમત્ત કારણ એવા ભૂપતિપણાદિકને વિષે નિયાણું કરવાનો નિષેધ હોય, તેમાં શું કહેવું ? એટલે આ ધર્મના પ્રભાવ થકી હું રાજા થાઊં, ઇન્દ્ર થાઊં એ પ્રકારનું જે માગવું, તેતો ઘટિત નજ હોય. કેમકે સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે, માટે. એ ભાવ. શા કારણવડે કરીને તીર્થંકરપણાના નિયાણાનો નિષેધ ઘટિત છે, તે કહે છે—જે કારણ માટે તે તીર્થંકરપણાનું પ્રાર્થન એટલે આ ધર્મના પ્રભાવથી હું તીર્થંકર થાઉં, એ પ્રકારનું જે માગવું, તે ભવનું પ્રતિબદ્ધ છે. એટલે સંસારને સિંચનારૂં છે. અર્થાત્ ઘણા કાળ સંસારમાં ભમાવનારૂં છે. શા થકી એવું છે, તે કહે છે—જે કારણ માટે અભિષ્વંગે કરીને સહિત છે. એટલે રાગે કરીને સહિત છે, એ માટે. અર્થાત્ રાગ સહિત તીર્થંકર પદવીનું જે માગવું, તે ભવભ્રમણનુંજ કારણ છે. જે કારણ માટે તીર્થંકર સંબંધિ એવું, દેવતાઓએ શ્રેષ્ઠ નીપજાવેલું એવું, સમવસરણ અને સોનાનાં કમળ પ્રમુખ વિભવને દેખવા થકી, અથવા સાંભળવા થકી થયો છે તે સુખનો અભિલાષ તે જેને એવો કોઈ પણ પુરૂષ, વિકલ્પ પ્રત્યે કરે છે. ભવભ્રમણ થકી પણ હું તીર્થંકર થાઉં. એવી રીતે સુખની આશંસાએ કરીને તીર્થંકર પદ પામવાની કલ્પના કરે છે, તે અઘટિતજ છે. ॥૩૭॥

એનાજ એટલે તીર્થંકરપણાનાજ સાભિષ્વંગપણાના વિપર્યાસને વિષે એટલે રાગ રહિતપણાને વિષે દોષના અભાવ પ્રત્યે કહેછે—

जं पुण णिराभिस्संगं धम्माएसो अणेगसत्ताहिउ ॥
णिरुवमसुहसंजणउ अउव्वचिंतामणीकप्पो ॥३८॥
ता एयाणुठाणां हियमणुवहयं पहाणभावस्स ॥
तम्मि पवित्तिसरूवं अहापत्तिए तमदुठं ॥३९॥

અર્થ—સાભિષ્વંગતાવાળું એટલે રાગ સહિત એવું જે તીર્થંકરપણાનું પ્રાર્થન તે દુષ્ટજ છે. એટલે ખોટુંજ છે. વળી જે નિરભિષ્વંગ એટલે રાગને અભાવે કરીને કર્યું એવું જે તીર્થંકરપણાનું પ્રાર્થન એટલે તીર્થંકર ભાવનું જે માગવું તે અદુષ્ટ છે એટલે રૂડું છે. તે તીર્થંકરપણાના પ્રાર્થનનું નિરભિષ્વંગપણા પ્રત્યે એટલે રાગ રહિતપણા પ્રત્યે કહે છે. ધર્મ થકી, એટલે રૂડા અનુષ્ઠાનરૂપ અર્હતના વાત્સલ્યાદિક થકી, એટલે તીર્થંકરની ભક્તિઆદિક થકી આતીર્થંકર છે એટલે તીર્થંકર થયા છે અથવા ભવ્ય પ્રાણિઓના ધર્મને અર્થે એટલે ધર્મોપદેશ કરવાને માટે આ તીર્થંકર થયા છે. તે તીર્થંકર કેવા છે, અનેક પ્રાણિઓને હિતકારી એટલે સમસ્ત જગતના પ્રાણિઓના સમૂહને હિત કરવાને ઉત્કૃષ્ટ બંધુ સમાન છે. કેમ તે બંધુ સમાન કહ્યા, જે કારણ માટે નિરૂપમ સુખના ઉત્પન્ન કરનારા છે. એટલે ઉપમારહિત આનંદને ઉપજાવનાર છે. કેમકે—નિર્વાણના હેતુ છે. એટલે કર્મ રહિત થવાના કારણ છે. એજ કારણ માટે અપૂર્વ ચિંતામણિ તુલ્ય છે કેમકે—ચિંતારહિત સુખના કરનાર છે માટે અર્થાત્ ચિંતામણિ રત્ન તો સુખના ચિંતવન કરનારને પુદ્ગલિક સુખ આપે છે અને આ તીર્થંકર તો વિચારણા રહિત સુખના આપનાર છે. એ ભાવ. જે કારણ માટે અનેક પ્રાણિઓને હિતના કરનાર એ આદિક છે વિશેષણ તે જેનાં એવા તીર્થંકર છે, તે કારણ માટે આ તીર્થંકરનું સદ્ધર્મ દેશનાદિક અનુષ્ઠાન એટલે રૂડા ધર્મની દેશનાદિક જે કરવું, તે રૂપ જે ક્રિયા તે અનુષ્ઠાન કહીએ. એ અનુષ્ઠાન કેવું છે, તે કહે છે. કે હિતકારી એવું કેમકે—વાંચ્છિત અર્થનું સાધનાર છે માટે વળી કેવું છે, અનુપહત એટલે કોઇ પ્રકારે હણએલું નહીં એવું છે. એ પ્રકારનો પ્રધાન છે ભાવ તે જેનો એટલે રૂડો છે. અધ્યવસાય તે જેનો એવો જે પ્રાણિ તેને એટલે પૂર્વે કહ્યા પ્રમાણે વિચારણાના કરનાર પ્રાણિને તીર્થંકરપણાનું પ્રાર્થન એટલે તીર્થંકર ભાવનું માગવું તે કેવું છે તે કહે છે. તે ધર્મ દેશનાદિ જિનરાજના અનુષ્ઠાનને વિષે એટલે ધર્મ દેશનાદિકનું કરવું, તે રૂપ જિનરાજની ક્રિયાને વિષે પ્રવર્ત્તિસ્વરૂપવાળું અર્થાત્ તેને વિષે પ્રવર્ત્તન કરવું, તે રૂપ અર્થાત્ પૂર્વે કહેલા પ્રાણિને તે ધર્મ દેશનાદિક કરવાને વિષે પ્રવર્ત્તન કરવું, તેજ અહીંઆં તીર્થંકરપણાનું પ્રાર્થન જાણવું. પણ હું તીર્થંકર થાઉં તેવી રીતે નહીં શી રીતે તે ધર્મદેશનાદિકને વિષે પ્રવર્ત્તવું તે પ્રાર્થન થાય છે, તે કહે છે. અર્થાપત્તિએ કરીને એટલે ન્યાય થકી તીર્થંકરપણાના પ્રાર્થનદ્વારે કરીને એટલે તીર્થંકરપણું માગવે કરીને હિતાદિ છે વિશેષણ તે જેનાં એવા ધર્મ દેશનાદિ જિનરાજના અનુષ્ઠાનનુંજ પ્રાર્થનપણું થયું એટલે માગવાપણું છે એ કારણ માટે તીર્થંકરપણાનું પ્રાર્થન એટલે

તીર્થંકર ભાવનું માગવું એ અદુષ્ટ છે એટલે દૂષણવાળું નથી. ॥૩૮॥ ॥૩૯॥

હવે પ્રણિધાનની વક્તવ્યતા પ્રત્યે ઉપસંહાર કર્ત્તાસતા એટલે સમાપ્તિ કર્ત્તા સતા ઉપદેશ પ્રત્યે કહેછે—

कयमिह्नपसंगेणं पूजा एवं जिणाण कायव्वा ॥
लद्धूण माणुसत्तं परिसुद्धा सुत्तनीतीए ॥४०॥

અર્થ—અહીંયાં પ્રણિધાનની વકતવ્યતાને વિષે એટલે પ્રણિધાનના સ્વરૂપને કહેવાને વિષે પ્રસંગે કરીને એટલે પ્રસંગમાં આવેલું તેનું કહેવે કરીને સર્યું એ પ્રકારે એટલે પૂર્વે કહેલા કાળાદિકના આરાધન પ્રકારે કરીને જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. મનુષ્યપણું પામીને એટલે આ નરભવ પામીને અર્હતની પૂજા એટલે સેવા પૂર્વે કહ્યા પ્રમાણે કરવા યોગ્ય છે. મનુષ્યોને વિશેષે કરીને ઉપદેશ દેવાનું યોગ્યપણું છે. એટલે મનુષ્યને તેજ ઉપદેશ કરવાને યોગ્ય છે અને પ્રાયે કરીને જેવો ઉપદેશ કરીએ, તેવુંજ કરનારા છે. એ હેતુ માટે મનુષ્યપણું પામીને એમ કહ્યું, પણ દેવત્વાદિકના વ્યવચ્છેદને અર્થે એટલે દેવતાદિકને દૂર કરવાને અર્થે નથી કહ્યું, અર્થાત્ દેવતાઓને પણ જિનરાજની પૂજા કરવા યોગ્ય છે. કેવા પ્રકારની પૂજા કરવી તે કહે છે—પરિશુદ્ધ એટલે નિર્દોષ એવી પૂજા કરવી. તે નિર્દોષ પૂજા પોતાના પ્રતિભાસવડે કરીને પણ એટલે પોતાની મતિએ માની લીધેલી હોય છે માટે કહે છે. સૂત્ર નીતિએ કરીને એટલે આગમના ન્યાયે કરીને એટલે આગમમાં કહેલા પ્રકારવડે કરીને, નિર્દોષ એટલે દોષ રહિત, એવી જિનરાજની પૂજા, મનુષ્યપણું પામીને પૂર્વે કહેલા વિધિ સહિત, કરવા યોગ્ય છે. ॥ ૪૦ ॥

પરિશુદ્ધ પૂજા કરવા યોગ્ય છે, એમ પ્રથમ કહ્યું, તેમાં તે પૂજાની પરિશુદ્ધતાની અસંભાવના કર્ત્તો એટલે અશુદ્ધપણાને માનતો એવો જે પર તેના મતને દેખાડતા સતા કહેછે—

पूजाए कायवहो पडिकुठो सो य णेय पूज्जाणं ॥
उवगारिणित्ति तो सा परिसुद्धा कह णु होइत्ति ॥४१॥

અર્થ—પૂજાને વિષે એટલે જિનરાજના અર્ચનને વિષે કાયવધ એટલે પૃથિવ્યાદિ જીવ નિકાયની હિંસા થાય છે. એ માટે કેમ આ પૂજા પરિશુદ્ધ કહીએ? અહીંયાં કદી એમ કહેશે કે કાયનો વધ એટલે જીવ નિકાયની હિંસા, દૂષણકારી નથી તે માટે કહે છે—તે વળી કાયનો વધ કરવાપણે કરીને

જિનરાજોએ નિવાર્યો છે. એટલે સિદ્ધાન્તને વિષે જિનરાજે છએ કાય જીવની હિંસા કરવી નિવારી છે. તો આ જિનપૂજામાં હિંસા થાય છે, તે પરિશુદ્ધ પૂજા શી રીતે કહીએ, કેમકે આગમમાં એવું કહ્યુ છે કે—'सव्वे जीवा वि इच्छंति जीवउं नमरिज्जिउं तम्हा पाणवहं घोरं निग्गंथा वज्जयंति णमिति' અર્થ—સર્વે જીવો જીવવું ઇચ્છેછે પણ મરવું ઇચ્છતા નથી. તે કારણ માટે ભયંકર એટલે દુર્ગતિનું કારણ એવા પ્રાણના વધ પ્રત્યે એટલે જીવોની હિંસા પ્રત્યે નિર્ગ્રંથ વર્જે છે. અર્થાત્ મુનિઓ તેજ કારણ માટે જીવની હિંસા નથી કર્ત્તા. એવી રીતે આગમને વિષે કહેલું છે. તથા વળી નિષેધ કરેલા કાયવધદ્વારે કરીને પણ એટલે નિવારણ કરેલા એવા કાયવધ કરવે કરીને એ-ટલે જીવહિંસા કરવે કરીને પણ કરવા માંડી એવી જે પૂજા, તે પરિશુદ્ધ એટલે નિર્દોષ અર્થાત્ દોષ રહિત હોય, જો તે પૂજાએ કરીને પૂજ્ય પુરૂષોને એટલે પૂજવા યોગ્ય પુરૂષોને ઉપકાર થતો હોયતો, પરંતુ તે ઉપકાર તો થતો નથી તેજ વાત દેખાડે છે. પૂજ્યપુરૂષોને એટલે જિનરાજને એ પૂજા ઉપકારની કરનારી નથીજ કેમકે—તેમને વીતરાગપણે કરીને પરિતોષ કરવાપણું નથી માટે. અર્થાત્ એ જિનરાજ તો વીતરાગ છે. માટે પૂજાએ કરીને સંતોષિત થતા નથી એ ભાવ છે. જે કારણ માટે દૂષણ સહિત એવી આ પૂજા છે. તે કારણ માટે તે પૂજા પરિશુદ્ધ એટલે પાપરહિત કેવે પ્રકારે કરીને થાય એવો હમે અહીંયાં તર્ક કરીએ છીએ. કોઇ પ્રકારે નજ થાય.इति શબ્દ પર મતની સમાપ્તિને અર્થે જાણવો. ॥૪૧॥

આ પૂર્વે કહેલી ગાથામાં પરમતિએ પૂજાને દૂષણ સહિત ઠરાવી. તેને ઉત્તર દેવાને અર્થે કહેછે—

जयाइ जिणपूयाए कायवहो जइवि होइ उ कहिंचि ॥
तहवि तई परिसुद्धा गिहीण कूवाहरणजोगा ॥४२॥

અર્થ—ઈંહાં સમાધાન કહીએ છીએ, જિનપૂજાને વિષે કોઈક પ્રકારે કરીને જો પણ કાયવધ એટલે જીવ નિકાયની હિંસા થાય છે પણ જતના વિષે વર્તનાર પુરૂષને સર્વથા પ્રકારે હિંસા ન થાય એમ દેખાડવાને માટે ઇહાં કથંચિત્ શબ્દ ગ્રહણ કર્યો છે. એમ જાણવું તથા જો પણ આ કાયવધ શાસ્ત્રને વિષે નિષેધ કર્યો છે તો પણ, તે જિનપૂજા ગૃહસ્થ લોકોને પાપરહિ-ત જાણવી પણ સાધુને નહિ. એટલે આરંભ સહિત એવા ગૃહસ્થલોકોને તે જિનપૂજા દોષ રહિતજ જાણવી. અને નિરારંભી એવા સાધુલોકોને તે

દ્રવ્યપૂજા પાપ સહિત જાણવી. જે કારણ માટે અધિકારીના વશ થકી શાસ્ત્રને વિષે ધર્મસાધનની સ્થિતિ છે. એટલે જે જેના પદને ઉચિત હોય તેમ ધર્મસાધન કરવાની રીતી છે. તે રીતી કેવી છે, ગુણદોષને વિષે વ્યાધિના ઉપાય તુલ્ય જાણવી. એટલે રોગી માણસને ઉપાય કરવો ઉચિત છે. પણ નિરોગીને ઓસડ ખાવાની જરૂર નથી. કેવે પ્રકારે કરીને આ પૂજા નિર્દોષ છે તે કહે છે. કૂવાના ઉદાહરણના યોગ થકી, એટલે કૂવો ખણવાનું જે દ્રષ્ટાંત તેનું જે યોગ નામ સંબંધ એટલે દાર્ષ્ટાંતિકનું જોડવું એટલે ઉપનયનું કરવું તે થકી એટલે કૂવાના દ્રષ્ટાંતનાં ઉપનય થકી આ પૂજા, શુદ્ધ જાણવી. ઉદાહરણને આ પ્રકારે જોડવું તે કહે છે જે, વિશિષ્ટ અન્યગુણને સંપન્ન કરનાર એવી જે વસ્તુ તે કાંઇક દોષ સહિત હોય તોપણ પરિશુદ્ધ જાણવી એટલે નિર્દોષ જાણવી. જેમ શ્રમ એટલે મેહેનત, તૃષ્ણા એટલે તૃષા, કર્દમ એટલે કાદવ તેના લેપાદિ દોષે સહિત એવું જળને કાઢીને એટલે પાણી ઉત્પન્ન કરીને જાવજીવ સુધી, તૃષ્ણા છેદવી એ આદિ મહા ગુણે સહિત જાણવી એટલે કૂવો ખણતી વખતે મેહેનત પણ પડે છે. તૃષા પણ લાગે છે. કાદવનો લેપ પણ થાય છે. તે સર્વ પાણી નીકળ્યા પછી દૂર થાય છે. અને મોટું સુખ ઉત્પન્ન થાય છે. તેમ વિશિષ્ટ કર્મક્ષયાદિ ગુણને નિષ્પન્ન કરનાર એવી જિનપૂજા છે. એટલે દ્રવ્યથી જિનપૂજા કરતી વખતે કોઇક પ્રકારે દ્રવ્ય થકી હિંસા થાય છે. પણ ઘણાક કર્મને ક્ષય કરવે કરીને જ્ઞાનાદિક ગુણને નિષ્પન્ન કરનારી એવી આ જિનપૂજા જાણવી. ॥૪૨॥

અન્ય સમાધાન પ્રતે કહે છે..

असदारंभपवत्ता जं च गिही तेण तेसि विन्नेया ॥
तण्णिवित्ति फलच्चिय एसा परिन्नावणीयमिणं ॥४३॥

અર્થ—જે કારણ માટે અસત્ આરંભને વિષે પ્રવર્તેલા એટલે જીવોની હિંસાના હેતુપણે કરીને અશોભન પુષ્પાદિ વેપારને વિષે એટલે ખેતીવાડી વેપાર રોજગારમાં આસક્ત થએલા એવા ગૃહસ્થલોકો છે. તે હેતુ માટે તે ગૃહસ્થ લોકોને તેની નિવૃત્તિ ફળવાળી એટલે દેહગેહાદિકને માટે જીવના ઉપમર્દનરૂપ અશુભ આરંભની નિવૃત્તિ એટલે તેથી પાછું ઓસરવું એ છે પ્રયોજન તે જેનું એવી આ જિનપૂજા જાણવી. એટલે આ જિનપૂજા ગૃહસ્થ લોકોને અશુભ આરંભની ટળાવનારી છે. અર્થાત્ જિનપૂજા કરતી વખતે ગૃહસ્થ લોકોને સંસારસંબંધી આરંભ ટળે છે. તે ભાવ છે. જિનપૂજા કરવે કરીને ઉત્પન્ન થયો એવો જે ભાવ તેની જે વિશુદ્ધિ તેનાં પ્રકર્ષવડે કરીને

એટલે ભાવની વિશુદ્ધિની બહુલતાએ કરીને અને ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમ થવાથી કાળે કરીને અસત્ આરંભ થકી નિવૃત્તિ થાય છે. એટલે પાછું હઠવું થાય છે અથવા જિનપૂજા કરવાને અવસરે અસત્ આરંભના અસંભવ થકી એટલે પૂજા કરતી વખતે નિસ્સહી કહીને એટલે સંસારના કામનો નિષેધ કરીને વેપારાદિકનો ત્યાગ કરેલો છે, એ હેતુ માટે. અને શુભભાવના સંભવ થકી એટલે પૂજા કરનારનો એ વખતે રૂડો ભાવ છે. એ હેતુ માટે તે માઠા આરંભને ટાળનારી એવી આ જિનપૂજા છે એમ જાણવું. આ જિનપૂજા કરવાથી માઠા આરંભથી પાછું હઠવું એ રૂપનું ફળ તમારે પણ સારી પેઠે વિચારવું કેમકે જેમ જાણીએ તેમ અંગીકાર કરીએ એટલે જેવી રીતે જાણવામાં આવે છે તેવી રીતે અંગીકાર થાય છે. અર્થાત્ પ્રથમથી સારી પેઠે સમજણ કરીને અંગીકાર કરવું. એ ઉપદેશ. ॥૪૩॥

પૂજ્ય પુરૂષોને પૂજા, ઉપકારની કરનારી નથી એવી રીતે પ્રથમ કહ્યું છે તેના સમાધાનને અર્થે કહેછે—

**उवगारा जावंमि वि पूञाणं पूजगस्स उवगारो॥**
**मंतादिसरणजलणाइसेवणो जह तहेहंपि ॥४४॥**

અર્થ—પૂજ્ય પુરૂષોને એટલે પૂજા કરવાને યોગ્ય એવા જિનરાજોને ઉપકારનો અભાવ સતે પણ એટલે કૃત કૃત્યપણે કરીને આનંદાદિ ઉપકારનો અસંભવ સતે પણ પૂજનાર પુરૂષને એટલે પૂજાના કરનાર ભવ્ય પ્રાણીને ઉપકાર એટલે પુણ્યબંધાદિરૂપ ગુણ થાય છે. તો ઉપકારનો સદ્ભાવ સતે તો શું કહેવું એટલે પૂજ્યપુરૂષને જો ઉપકાર થતો હોય તો પૂજનારને જરૂર ઉપકાર થાય પણ આ તીર્થંકર મહારાજ તો કૃતકૃત્ય થએલા છે એટલે સર્વ વસ્તુએ કરીને સિદ્ધ થયા છે. માટે તેમને કાંઇ ઉપકાર થતો નથી, પણ રૂડા પરિણામે કરીને પૂજનાર પુરૂષને પુણ્યાનુબંધિપુણ્યરૂપ મોટો ઉપકાર થાય છે આ વાત દૃષ્ટાંતે કરીને પુષ્ટ કરતા સતા કહે છે. જેમ એટલે જે પ્રકારે કરીને મંત્રાદિકનું સ્મરણ કરવું એટલે મંત્રવિદ્યાનું ધ્યાન કરવું અને જ્વલનાદિનું સેવન કરવું એટલે અગ્નિ આદિકનો આશ્રય કરવો, તે કરે સતે એટલે મંત્રાદિકનું સ્મરણ કરે સતે અને અગ્નિ આદિકનું સેવન કરે સતે સેવન કરવા જોગ્ય એવા મંત્રાદિકોને અનુપકાર સતે પણ એટલે ઉપકાર ન થએ સતે પણ સેવનાર પુરૂષને ઉપકાર થાય છે. એટલે મંત્રાદિક થકી પોતાનું ધારેલું કામ થાય છે અને અગ્નિ આદિક સેવન કરવાથી પોતાની ટાઢ જાય છે, તેમ ઇહાં પણ એટલે પૂજાને વિષે પણ પૂજાના કરનારને ઉપકાર થાય છે. ॥૪૪॥

પૂજાને વિષે કાયનો વધ થાય છે એટલે જીવની હિંસા થાય છે. એ પ્રકારે માનનારા જે પુરૂષો તે હિંસાની બીકે કરીને તે પૂજાને વિષે જેનથી પ્રવર્તતા તેને ઓલંભો દેવાને અર્થે કહે છે—

देहादिणिमित्तंपि हु जे कायवहंमि तह पयट्टंति ॥
जिणपूयाकायवहम्मि तेसिमपवत्तणं मोहो ॥४५॥

અર્થ—જે ગૃહસ્થ લોકો દેહાદિકને નિમિત્તે પણ એટલે શરીર, ગૃહ, પુત્ર, સ્ત્રી, આદિકને માટે કાયવધને વિષે એટલે જીવનિકાયની હિંસાને વિષે તે પ્રકારે કરીને એટલે હળ, ગાડાં, સ્નાનાદિકે કરીને પ્રવર્તે છે. કેવળ એક ધર્મને અર્થેજ પ્રવર્તે છે એમ નથી. કુટંબાદિકને અર્થે પણ આરંભમાં પ્રવર્તે છે તે ગૃહસ્થોને એટલે આરંભમાં વર્તનારા ગૃહસ્થી લોકોને જિનપૂજાને અર્થે કાયનો વધ એટલે જીવની હિંસા તેને વિષે અપ્રવર્તન એટલે જે ન પ્રવર્તવું તે મોહ કહીએ. એટલે મૂઢતા જાણવી. કેમકે મોહનું કાર્ય છે એ હેતુ માટે મોહ વિના પોતાને તુલ્ય એવા જીવના ઘાતપણે કરીને વિશિષ્ટ દયા રહિત એવા ગૃહસ્થને વિશુદ્ધ ભાવના કારણપણે કરીને અને બોધી લાભાદિ ગુણના કારણપણે કરીને એટલે સમ્યકત્વ પામવાદિ રૂપ ગુણના કારણપણે કરીને જીવ રક્ષાના કારણપણે કરીને એક દયારૂપ એટલે પોતાને અને પરજીવોને નિર્વાણનું સાચાબીજરૂપ એવી જિનપૂજાને વિષે અપ્રવર્ત્તિ ન હોય કેમકે મોહનેજ તે પૂજાની પ્રવૃત્તિને વિઘાત કરવાપણું છે. એ હેતુ માટે એટલે મોહથકીજ પૂર્વાપર ગુરૂલાઘવનો વિચાર કર્યા વિના પૂજાનો નિષેધ કરીને સંસારના કામમાં પ્રવર્તે છે. એ અજ્ઞાનનું ચેષ્ટિત જાણવું. ॥૪૫॥

હવે પૂજાવિધિને સમાપ્તિ કરતા સતા તે પૂજા સંબંધી ઉપદેશ પ્રત્યે કહે છે—

सुत्तभणिएण विहिणा गिहिणा णेव्वाणमिच्छमाणेण ॥
तम्हा जिणाण पूजा कायव्वा अपमत्तेणं ॥४६॥

અર્થ—ગૃહસ્થ જે તેણે સુત્રમાં કહેલા વિધિએ કરીને પૂજા કરવા જોગ્ય છે. પણ સાધુને કરવા જોગ્ય નથી કેમકે, સાધુનું દ્રવ્ય પૂજાને વિષે અન અધિકારીપણું છે, એ હેતુ માટે. કેવા ગૃહસ્થે પૂજા કરવી તે કહે છે, નિર્વાણ પ્રત્યે ઇચ્છતા એવા ગૃહસ્થે એટલે મોક્ષના અભિલાષી ગૃહસ્થે કર્મરહિત થવાને માટે તે જિનરાજની પૂજા કરવી. કેમકે, નિર્વાણ રહિત ફળને બીજા ઉપાયવડે કરીને સુખે પામવાપણું છે. એ હેતુ માટે એટલે આ લોક પરલો-

ક સંબંધિ ઇંદ્રિઓના સુખની આશંસા મુકીને એક કર્મક્ષયનેજ માટે આગમમાં કહેલા વિધિએ સહિત પૂજા કરવી. જે કારણ માટે જિનરાજોને કૃતકૃત્યપણે કરીને અનુપકાર સતે પણ પૂજાના કરનારને ઉપકાર થાય છે. તથા જિનપૂજાને વિષે મોહથકીજ અપ્રવર્તન છે. તે કારણ માટે જિનરાજની પૂજા અપ્રમાદપણે કરીને એટલે પ્રમાદને દૂર કરીને કરવા જોગ્ય છે. ॥૪૬॥

શા કારણ માટે આ પ્રકારે પૂજા કરવી એમ ઉપદેશ કરો છો. એમ તર્ક થએ સતે ઉત્તર કહે છે—

**एक्कंपि उदगबिंदु जह पक्खित्तं महासमुद्दम्मि ॥**
**जायइ अक्खयमेवं पूया जिणगुणसमुद्देसु ॥४७॥**

અર્થ—જેમ એક પણ પાણીનો બિંદુ મહા સમુદ્રને વિષે એટલે સ્વયંભૂરમણાદિ મોટા સમુદ્રને વિષે નાખ્યો સતો અક્ષય થાય છે. એટલે નાશરહિત થાય છે. કેમકે ઘણા પાણિની સાથે મળવે કરીને સુકાવાનો અભાવ છે માટે તો ઘણા બિંદુઓનું તો શું કહેવું ? એતો અક્ષય થાય. એ પ્રકારે જિનગુણ સમુદ્રને વિષે એટલે જિન જે તેજ ગુણોના એટલે ગુણરૂપી રત્નના આધારપણે કરીને એટલે રહેવાના સ્થાનરૂપણે કરીને અને વળી ઘણા પણે કરીને સમુદ્ર સરખાં જાણવાં. તે જિનગુણ સમુદ્ર કહીએ તેને વિષે પૂજા એટલે અર્ચના તે ફળની અપેક્ષાએ કરીને અક્ષય થાય છે. ॥૪૭॥

પૂજા પ્રત્યેજ અગ્રેસર કરતા સતા કહે છે—

**उत्तमगुणबहुमाणो पयमुत्तमसत्तमज्झयारंमि ॥**
**उत्तमधम्मपसिद्धी पूयाए जिणवरिंदाणं ॥४८॥**

અર્થ—પૂજાના કરનાર પુરૂષને જિનરાજની પૂજાએ કરીને ઉત્તમ ગુણવાળા એવા જિનરાજોને વિષે અથવા વીતરાગપણાદિક જિનરાજોના ગુણોને વિષે બહુમાન એટલે પક્ષપાત થાય છે. તથા ઉત્તમ પ્રાણીઓની મધ્યે એટલે રૂડા અભિપ્રાયવાળા એવા જિન ગણધર દેવતા, મનુષ્ય તેમના નાયકાદિકની મધ્યે એટલે તેમના સ્વામીઓની મધ્યે જિનપૂજાએ કરીને અવસ્થાન થાય છે. એટલે રહેવું થાય છે. અર્થાત્ પૂર્વે કહેલા એવા પુરૂષોની મધ્યે પૂજાના કરનાર પુરૂષનું સ્થાનક થાય છે. તથા જિનપૂજાએ કરીને ઉત્તમ ધર્મની પ્રસિદ્ધિ થાય છે. એટલે પૂજા કરવાને અવસરે પ્રકૃષ્ટ પુણ્ય કર્મબંધ રૂપ પ્રધાન ધર્મની અને વળી અશુભ કર્મના ક્ષયરૂપ ધર્મની અને અન્યકાળને

વિષે અનુક્રમે કરીને યથાખ્યાત ચરિત્રરૂપ ધર્મની નિષ્પત્તિ થાય છે. અથવા તે જિનવરેંદ્રની એટલે જિન તે છદ્મસ્થ વીતરાગ, તેમની મધ્યે વર એટલે શ્રેષ્ઠ એવા જે કેવલી તેમના ઇંદ્ર, તીર્થંકર નામ કર્મના ઉદયમાં વર્તવા થકી અને નાના પ્રકારના અતિશયે કરીને સહિતપણા થકી તીર્થંકર કહીએ તેમની એટલે જિનવરેંદ્રની પૂજાએ કરીને એટલે તેમનું અર્ચન કરવે કરીને ઉત્તમ ધર્મની પ્રસિદ્ધિ એટલે જિનશાસનનો ઉદ્યોત થાયછે. માટે આત્માર્થિ પુરૂષોએ દ્રવ્યભાવ બે પ્રકારે વિધિ સહિત જિનરાજની પૂજાને વિષે ઉદ્યમ કરવો એ ઉપદેશ છે. ॥૪૮॥

પ્રથમ, પૂજાછે તે મહાફળવાળીજ છે. અને પૂજાનું પ્રણિધાન પણ, એટલે પૂજા કરવાનો જે ભાવ તે પણ, મહાફળવાળો છે. તે રીતે દૃષ્ટાંતે કરીને દેખાડતા સતા કહેછે.

सुव्वइ दुग्गइणारी जगगुरूणो सिंदुवारकुसुमेहिं ॥
पूजापणिहाणेणं उववणा तियसलोग्गम्मि ॥४ए॥

અર્થ—જિનેંદ્ર પ્રવચનને વિષે એટલે જૈન સિદ્ધાંતને વિષે સાંભળીએ છીએ. શું સાંભળીએ છીએ ? તે કહેછે. દુર્ગતનારી એટલે દરિદ્રપણાએ કરીને હણાએલી એવી જે સ્ત્રી તે જગતગુરૂના એટલે ત્રણ ભુવનના નાથ, શ્રી તીર્થંકર મહારાજના, સિંદૂવાર કુસુમ વડે કરીને એટલે નિર્ગુંડીના ફૂલોવડે કરીને જે પૂજા, તેને વિષે જે પ્રણિધાન એટલે આ ફૂલો વડે કરીને હું જિનેંદ્રની પૂજા કરૂં, તે પ્રકારનું એકાગ્રપણું તે પૂજા પ્રણિધાન કહીએ. તે વડે કરીને એટલે પૂજાના પ્રણિધાને કરીને અર્થાત્ એક પૂજા કરવાના ભાવે કરીને પૂજા કર્યા વિનાજ કેવળ ભાવે કરીનેજ દેવલોકને વિષે ઉત્પન્ન થઈ એ રીતે સિદ્ધાંતને વિષે સાંભળીએ છીએ એ અક્ષરાર્થ થયો. હવે તેનું કથાનક પૂજ્ય પૂરૂષો, એ પ્રકારે પ્રતિપાદન કરેછે તે કહેછે.

(કથા) જ્ઞાનાદિક ગુણ સહિત એવા મહા પરાક્રમી એવા વર્દ્ધમાન સ્વામી, ઈક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થએલા એવા અને પ્રસિદ્ધ એવા અને સિદ્ધાર્થ રાજાના પુત્ર એવા અને પુત્રની પઠમ આચર્યો છે સમસ્ત ભુવન લોક તે જેણે એટલે ત્રણ ભુવનના લોકને પુત્રની પઠમ ગણતા એવા અને લોકોના મનને ચમત્કાર ઉપજાવનાર એવો છે ગુણનો સમૂહ તે જેનો એવા, ગાંમ નગર આદિકથી વિસ્તારવંત એવી પૃથ્વી પ્રત્યે વિહાર કરતા સતા કોઈક વખતે કાકંદી નામા પુરીને વિષે આવતા હવા. ત્યાં દેવતાઓના શ્રેષ્ઠ સમૂહોએ મળીને રચ્યું એવું જે સમવસરણ તેની મધ્યે વર્તતા એટલે સમવસ-

રણમાં બેશીને ભગવતે ધર્મદેશના કરે સતે, તથા નાના પ્રકારનાં વાહન એટલે ગાડી, ઘોડા ઉપર સમારૂઢ એટલે બેઠેલા એવા, અને મોટા સુભટ લોકોએ સહિત એવા અને હાથીના ઉપર બેઠેલા એવા, અને છત્રે કરીને ઢાંક્યું છે આકાશસ્થળ જેણે એવા, અને યાચક લોકોએ ગાવા માંડ્યો છે ગુણનો સમૂહ તે જેનો એવા, અને ભેરીના શબ્દ વડે કરીને ભર્યું છે આકાશસ્થળ તે જેણે એવા રાજા લોક, ભગવતને વંદન કરવાને અર્થે ચાલતે સતે તથા શ્રેષ્ટ બ્રાહ્મણ વૈશ્યાદિક નગરનાં લોકો ચાલતે સતે તથા સુગંધિમાન્ એવો જે ધૂપ અને ફૂલના સમૂહ એ આદિક પૂજાના પદાર્થ વડે કરીને સહિત છે હાથ તે જેમના એવા ચાકરલોકોના સમૂહે કરીને સહિત એવા અને નાના પ્રકારના વસ્ત્ર આભરણ પેહેરવે કરીને અતિશય શોભાયમાન શરીર છે જેનું એવો નગરની નારીઓનો સમૂહ ભગવત્ને વંદન કરવાને અર્થે ચાલતે સતે એવામાં જળ કાષ્ટાદિક લેવાને અર્થે બહાર નીકળેલી એવી એક વૃદ્ધ, દરિદ્ર સ્ત્રી, તેણીએ કોઈક પુરૂષ, પુછયો. એટલે તે ડાસીએ કોઇક પુરૂષને પુછયું કે, આ લોક એક મુખવાળો એટલે સનમુખ જોઇને ઉતાવળો કીએ ઠેકાણે જાયછે. ત્યારે તે પુરૂષે કહ્યું કે જગત્ના એક બંધુ એટલે જગત્ જીવના હિતકારી એવા અને પ્રાણીઓના જન્મ, જરા, મરણ, રોગ, શોક, દરિદ્રપણાદિ દુઃખનો નાશ કરનાર એવા, જ્ઞાનાદિ ગુણવંત એવા મહાવીરસ્વામીને વંદન પૂજનાદિક કરવાને અર્થે જાયછે. ત્યાર પછી તે વાત સાંભળવાથી તે સ્ત્રીને ભગવત્ને વિષે ભક્તિ હોતી હવી. અને વિચાર કરતી હવી કે, હું પણ ભગવતની પૂજાને અર્થે ઉદ્યમ કરૂં. પણ કેવળ હું અતિ દરિદ્ર છું અને પુણ્ય રહિત છું અને શાસ્ત્રમાં કહેલા પૂજાના અંગે કરીને રહિત છું તે કારણ માટે અરણ્યને વિષે દીઠેલાં એવાં અને મફત પામવા જોગ્ય એવાં સિંદૂવારનાં ફૂલ પ્રત્યે પોતાની મેળેજ લઇને ભક્તિના સમૂહે કરીને અતિશય ભરાંણું છે અંગ તે જેનું એવી સતી 'અહો ઇતિ આશ્ચર્યે' આ એક આશ્ચર્યની વાત છે. હું ધન્ય એવી અને પુણ્યશાળી એવી અને કૃતાર્થ એવી અને કૃતલક્ષણવાળી એવી થઇ. અને મારો જન્મ સફળ થયો, અને જીવિતનું ફળ હું પ્રામી. એ પ્રકારની ભાવનાએ કરીને વિકસ્વર થયાં છે રોમરાય તે જેનાં એવી અને પ્રમોદના જળે કરીને એટલે હર્ષના આંસુના સમૂહે કરીને ખરડાયો છે કપોળ તે જેનો એટલે ગાલ તે જેના, એવી સતી ભગવત્ પ્રત્યે વંદન પૂજન કરવાને અર્થે જાયછે. તેવામાં સમવસરણ અને વન, એ બેના વચમાંજ વૃદ્ધપણે કરીને અને આઉખાના ક્ષીણપણે કરીને તત્કાળ મરણ પાંમી. ત્યાર પછી નથી કરી પૂજા તે જેણીએ એવી સતી પણ પૂજાના પ્રણિધાન થકી એટલે પૂજા કરવાના એકાગ્રપણા થકી ઉલસિત્ મન વડે ક-

રીને એટલે મનના ઉલ્લાસ વડે કરીને દેવપણા પ્રત્યે પામી. ત્યાર પછી તેનું કળેવર પૃથ્વીને વિષે પડેલું દેખીને અનુકંપાયે સહિત છે અંતઃકરણ તે જેનું એવો જે લોક, આ સ્ત્રી મૂર્છા પામી છે એ પ્રકારે માનતો સતો પાણીએ કરીને સિંચતો હવો. એટલે તે લોકોએ એ કલેવરને પાણી છાંટયું તોયે પણ તે સ્ત્રીને લગારે હાલતી ચાલતી ન દેખીને લોકોએ ભગવંતને પુછયું. હે ભગવંત આ ડોશી, શું મરી ગઇ છે કે જીવેછે? એ રીતે પુછે સતે ભગવાન કહેતા હવા. આ ડોશી મરણ પામી છે. અને દેવલોકે દેવતા થઇછે. એવી રીતે ભગવંતે કહ્યું. ને ત્યાર પછી પર્યાપ્તિભાવને પામીને એટલે પોતાને જોગ્ય પર્યાપ્તિ પૂરી કરીને પ્રયુંજ્યું છે અવધિજ્ઞાન તે જેણે એટલે અવધિજ્ઞાને કરીને જોતા એવો, પૂર્વ ભવને વિષે અનુભવેલું તે પ્રત્યે જાણીને વંદન કરવાને અર્થે આવેલો એવો, તે આ મારી આગળ ઉભેલો, દેવતા જાણો. ત્યાર પછી ભગવંતે કહેલું એવું આ સાંભળીને સમસ્ત સમવસરણની પૃથ્વીને વિષે રહેલો એવો જે લોક તે ઉત્કૃષ્ટ આશ્ચર્ય પ્રત્યે પામ્યો. જેમ અહોઇતિ આશ્ચર્યે પૂજાનું પ્રણિધાન માત્ર સતે પણ એટલે કેવળ એક પૂજાનો ભાવ સતે પણ, કેમ આ ડોશી દેવતાપણાને પામી એ રીતે લોકને અચરીજ થયું ત્યાર પછી ભગવાન ગંભીર એટલે ગહન અર્થવાળી એવી ધર્મકથા પ્રત્યે કહેતા હવા. જેમ થોડોય પણ શુભ અધ્યવસાય, વિશિષ્ટ ગુણ પાત્ર સંબંધી એટલે રૂડા ગુણ સહિત પાત્રને વિષે રૂડા અધ્યવસાય છે તે મહાફળવાળો જાણવો. જે કારણ માટે પ્રથમ કહ્યું છે. એક પણ પાણીનો બિંદુ એ રીતની ગાથા, અને ઉત્તમ ગુણ એ રીતની ગાથા, એવી બે ગાથા પ્રથમ કહેલી તેથી જાણવું. ત્યાર પછી ભગવાન્ તે ડોશી સંબંધી આગામી ભવના વ્યતિકર પ્રત્યે કહેતા હવા. જેમ આ દુર્ગતિ નારીનો જીવ, દેવતાના સુખને ભોગવીને ત્યાંથી ચવ્યો સતો કનકપુર નગરને વિષે કનકધ્વજ એવે નામે રાજા થશે. તે રાજા કોઇક વખત મોટા રાજ્યના સુખને ભોગવતો સતો દેડકા પ્રત્યે સર્પે ગળેલું અને સર્પ પ્રત્યે કુરલ પક્ષીએ ગળેલું અને કુરલ પક્ષીને અજગરે ગળેલું અને તે અજગરને મોટા સર્પે ગળવા માંડેલો એવી રીતે જોઇને વિચારશે. કેવી રીતે વિચારશે તે કહેછે. જેમ આ મંડૂકાદિક એટલે દેડકાદિક માંહો માંહે ગળવા માંડેલા મોટા સર્પના મુખમાં પરવશપણાથકી પેસેછે. એ પ્રકારે આ લોકો પણ બળવંત એવા સતા દુર્બળ લોકોને પોતાના બળના અનુસારે પીડા ઉપજાવતા સતા યમરાજના મુખમાં પેસેછે એટલે અર્થાત્ બધા મરણ પાંમેછે. એ રીતે વિચારતો સતો પ્રત્યેકબુદ્ધ થશે એટલે પોતાની મેળે બોધ પામશે. ત્યાર પછી રાજ્યની લક્ષ્મીનો ત્યાગ કરીને શ્રમણપણાને પામીને એટલે દ્રવ્યભાવ બે પ્રકારે સાધુપણું પાળીને દેવપ-

ણાને પામશે. એ રીતે ભવની પરંપરાએ કરીને અયોધ્યા નગરીના શક્રાવતાર નામના ચૈત્યને વિષે એટલે શક્રાવતાર એવે નામે વનને વિષે કેવળ જ્ઞાન પામીને સિદ્ધિપદને વરશે. ॥૪૯॥

હવે પ્રકરણની સમાપ્તિને અર્થે કહેછે.

सम्मं णाऊण इमं सुयाणुसारेण धीरपुरिसेहिं ॥
एवं चिय कायव्वं अविरहियं सिद्धिकामेहिं ॥५०॥

અર્થ—સિદ્ધિના વાંચ્છક એવા એટલે મુક્તિ પામવાને લંપટ એવા ધીર પુરૂષોએ એટલે બુદ્ધિવંત પુરૂષોએ આ પૂજાવિધાન એટલે પૂજાના વિધિ પ્રત્યે આગમને અનુસારે કરીને સમ્યક પ્રકારે એટલે જેમ છે તેમ જાણીને એજ પ્રકારે એટલે આગમને અનુસારેજ અવિરહિત એટલે નિરંતર આ પૂજા વિધાન પ્રત્યે કરવું. ઈહાં સમ્યક પ્રકારે જાણવું કહ્યું તેનું શું કારણ તે કહે છે. જે અસમ્યગ્ જ્ઞાન છે એટલે અયથાર્થ જ્ઞાન છે. તે અજ્ઞાન જાણવું. અને અજ્ઞાન, ઉપકારને અર્થે નથી થતું, માટે સમયગ્ જ્ઞાન કરવું કહ્યું. અને વળી આગમને અનુસારે વિધિનું જાણવું કહ્યું તેનું શું કારણ તે કહે છે. પોતાની મેળે જે વિચારેલું તેનું પ્રાયે કરીને વ્યભિચારિપણું છે. એટલે પોતાની મતિએ કેવળ વિચાર કરેલું, તેમાં ફેરફાર થવાનો સંભવ છે, એ હેતુ માટે આગમને અનુસારે કહ્યું. ઇહાં બુદ્ધિવંત પુરૂષોએ જાણવું એમ કહ્યું તેનું શું કારણ, તે કહે છે. બુદ્ધિરહિત પ્રાણીઓને સમ્યક પ્રકારે જ્ઞાનનો અને તે રીતે કરવાનો અસંભવ છે. એટલે સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ક્રિયાનો અભાવ છે. અર્થાત્ બુદ્ધિરહિત પ્રાણીઓ, રૂડા જ્ઞાનમાં અને રૂડી ક્રીયામાં પ્રવર્તન કરી શકતા નથી. એ કારણ માટે ઇહાં બુદ્ધિવંત પ્રાણી ગ્રહણ કર્યા. ઇહાં નિરંતર કરવું એમ કહ્યું તેનું શું કારણ તે કહે છે. અવિચ્છેદ કરે સતે રૂડો અધ્યવસાય પ્રકર્ષપણા પ્રત્યે પામે છે. એટલે ચડતો અધ્યવસાય થાય છે. અને તે થકી ઈષ્ટની સિદ્ધિ થાય છે. એ હેતુ માટે અવિચ્છેદપણે પૂજાવિધાન કરવું એમ કહ્યું. ઇહાં મુક્તિ પામવાના લંપટ એવા જે પુરૂષ એ રીતેનું વિશેષણ પ્રથમ કહ્યું તેનું શું કારણ તે કહે છે. મુક્તિ પામવાને, આ પૂજાવિધાન એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પૂજામાં વર્ત્તવું તે અનન્ય ઉપાય છે. એટલે એવા બીજા ઉપાય નથી એ હેતુ માટે. અથવા અક્ષોભ પુરૂષોએ એટલે ક્ષોભરહિત એવા પુરૂષોએ, આ પૂજાવિધાનને વિષે વર્ત્તવું એમ પણ કહેલું. કેમકે માઠા નયની મતિએ કરીને દુઃખિત છે મન તે જેમનાં એવા જે પુરૂષો તે સમ્યગ્ જ્ઞાન કરવું અને સમ્યગ્ પ્રકારે પ્રવર્ત્તવું એ બેને વિષે અસ-

મર્થેજ હોય. એ કારણ માટે ડાહ્યા પુરૂષોએ પૂર્વે કહેલા વિધિને સદગુરૂ મહારાજની પાસેથી દ્રવ્યભાવ, બે પ્રકારે સમજીને અનાદિકાળની વિષયની લાલસા અને પરિગ્રહની મમતા પોતાની શક્તિને અનુસારે દૂર કરીને આળસ પ્રમાદ છોડીને ભાવપૂજાની નિષ્પત્તિને અર્થે ઉપર કહેલા વિધિએ સહિત દ્રવ્યપૂજાને વિષે પોતાના અધિકાર પ્રમાણે શ્રાવક લોકોએ પ્રવર્તન કરવું ઉચિત છે. પણ મુનિને દ્રવ્યપૂજા કરવાનો અધિકાર નથી એવી રીતે પ્રથમ પણ પ્રકરણમાં કહ્યું છે. અને જે મુનિ નામ ધરાવીને ભોળા લોકને છેતરવાને માટે દ્રવ્યપૂજાના અધિકારી થઇને પોતે દ્રવ્યપૂજામાં પ્રવર્તે છે અને સાક્ષાત્પણે ગૃહસ્થલોકોને પોતે પ્રેરણા કરે છે. કે તમે પૂજા ભણાવો એમ કહીને પોતેજ પૂજા ભણાવવામાં જાય છે. અને ઘણા ગૃહસ્થલોકોની અને સ્ત્રીઓની વચમાં બેશીને હાથના લેહેંકા કરીને પૂજાઓ ભણાવે છે અને દ્રવ્યપૂજાનો આદેશ કરે છે, માટે અરે સજ્જનભાઈઓ દૃષ્ટિરાગ દૂર કરીને લગારતો વિચારો કે ગૃહસ્થની કરણીને મુનિની કરણી તો જુદી છે. મુનિને તો સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે એક સ્વાધ્યાયમાં વર્તવું. તે જિનરાજની ભાવપૂજાજ છે. અને વ્યાખ્યાનના અધિકારી પુરૂષે વ્યાખ્યાન કરતી વખતે ચરિતાનુંવાદે કરીને દ્રવ્યપૂજાનો ઉપદેશ અને તેનું ફળ ભવ્ય પ્રાણીઓને દેખાડવું ઉચિત છે. કદાચિત્ તે રૂડુ મન રાખીને દ્રવ્યપૂજામાં પ્રવર્ત્તે છે. તો તે મુનિમાર્ગનો નાશ કરનાર છે એમ જાણવું. અને ગૌતમાદિક મુનિઓની આશાતનાનો કરનાર જાણવો. અને મહાનિશીથ સૂત્રમાં કહેલું, યશોવિજય ઉપાધ્યાય મહારાજે સાઢાત્રણસેં ગાથાના સ્તવનમાં કહ્યું છે કે.—

चैत्यपूजा करत संजत देवभोइ कह्यो ॥
शुभमने पण मार्गनाशि महानिशीथे लह्यो ॥

અર્થ—ચૈત્ય કહેતાં જિનપ્રતિમા તેની પૂજા કરતાં થકાં સંયત કહેતાં દ્રવ્યલિંગી સાધુ, તે દેવભોઈ કહેતાં દેવના દ્રવ્યનો ભોગવનારો કહ્યો છે એટલે સંયતને પૂજા કરતાં દેવદ્રવ્યની શંકા રહે નહીં. માટે દેવદ્રવ્યનો ભોગી કહીએ અને જિનપૂજા હું કરૂં એવો જે પરિણામ તે શુભ મન કહીએ પણ એવી કરણી કરતો થકો જૈન માર્ગનો નાશ કરે છે. કેમકે જૈનમાર્ગમાં મુનિને દ્રવ્યપૂજા કરવાનો અધિકાર નથી માટે તે ઉન્માર્ગમાં પ્રવર્તનારો કહીએ એટલે જે મુનિનો માર્ગ હતો તેને મુકીને ગૃહસ્થના માર્ગમાં વર્ત્યો. તે મુનિનો, અપેક્ષાએ ઉન્માર્ગજ કહેવાય, એ રીતે મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે. વળી—કેટલાએક લોકો બકુશ કુશીલપણું પોતામાં સ્થાપન કરીને દ્રવ્યપૂજાના અધિકારી બની બેસે છે પણ, આગળ બકુશ કુશીલમુનિનો અધિકાર કહીશુ.

તે વિચારી જોજો. કે એમાં દ્રવ્યપૂજાનો અધિકાર, મુનિનો આવે છે કે નહીં. તે જોઈને જરાક વિચાર કરજો. હઠ કદાગ્રહ છોડીને તત્વબુદ્ધિએ કરીને જોશો તો સમજણ પડશે. ઇહાં વાર્તા તો ઘણી છે પણ કેટલી લખીએ એ સર્વ અજ્ઞાનનો વિલાસ છે. માટે આળસ પ્રમાદ મુકીને મધ્યસ્થ દૃષ્ટિવાળા પુરૂપ પાસે સમ્યગ્પ્રકારે જાણપણું કરવાનો પ્રથમ અભ્યાસ કરવો. તે જ્ઞાન ત્રણ પ્રકારનું છે. એક, વિષયપ્રતિભાસીજ્ઞાન, બીજું આત્મપરિણતિમત જ્ઞાન, ત્રીજું તત્ત્વજ્ઞાન, તેનું સ્વરૂપ આજ ગ્રંથમાં આગળ કહીશું તે વિચારીને ગ્રહણ કરવા જોગ્યને ગ્રહણ કરવું આ ઉપર લખેલો ચૈત્ય કરવાનો વિધિ અને પ્રતિષ્ઠાનો વિધિ અને પૂજાનો વિધિ, સારી રીતે મતનો જંગ છોડીને ઝીણી બુદ્ધિએ કરીને વિચારીને તેની શ્રદ્ધા કરીને શક્તિને અનુસારે તે વિધિમાં વર્તવાનો ઉદ્યમ કરવો. પણ વિધિનું સ્વરૂપ જોઇને ભડકવું નહીં. કે આ વિધિ તે કેમ બની શકે, એવી રીતે હુબક લાવીને આળસુ થઇને અવિધિમાંજ વર્ત્યા કરવું એ રૂડુ નથી. માટે પ્રથમ વિધિનું જાણપણું કરીને પોતાથી જેટલો બની આવે તેટલો કષાયાદિક દૂર કરવાને માટે વિધિ કરવો. અને જે વિધિમાં પોતાથી પ્રવર્તી ન શકાય તોપણ, તે વિધિ કરવાનો આદર રાખીને, અવિધિને ખોટી જાણીને જેમ ભાવ વિધિ ન બગડે એટલે અંતર વિષે કષાયની વાંછા ન વધે એ રીતે વિચારીને પ્રવર્તન કરવું ઉચિત છે. પણ આળસુ થઇને સંસારના કામમાં આખો દિવસ ગમાવવો અને સંસારિક કામની ચતુરાઈ શિખવાનો ઉદ્યમ કરવો અને જેથી અનાદિકાળની ભૂલ મટે અને પોતાના સ્વરૂપની ખબર પડે એવા પુષ્ટઆલંબનને છોડીને વિકથાદિકમાં કાળ ગમાવવો અને વળી એવું બોલવું જે શું કરીએ વિધિ થઈ શકતો નથી. એમ બોલીને પોતાના દોષને ગોપવવું તે ભવભ્રમણનું કારણ છે. માટે અનાદિની કુટેવ મુકવાને માટે વિધિ સહિત જિનપૂજામાં વર્તવું એ શ્રેય છે. એ ઉપદેશ છે. ॥૫૦॥

## पूजवा योग्य प्रतिमानु स्वरुप.

• પૂર્વે કહેલાં, ભક્તિએ કરીને કરેલાં અશાશ્વત ચૈત્ય એટલે જિનપ્રતિમાઓ, તેના ગુણદોષાદિક દેખાડીએ છીએ. એટલે જે પ્રતિમા પૂજે સતે ગુણનિષ્પન્ન થાય અને જે પ્રતિમા પૂજે સતે અવગુણ નિષ્પન્ન થાય તેનું સ્વરૂપ આત્મપ્રબોધ ગ્રંથને અનુસારે દેખાડીએ છીએ. જિનપ્રતિમા કેવી પૂજવી કેવી ન પૂજવી કેવે પ્રકારે પૂજવી તે દેખાડીએ છીએ પ્રથમ ભાળ કહેતાં કપાળ. ૧ અને નાસા કહેતાં નાસિકા. ૨ અને વદન કહેતાં મુખ. ૩ અને ગ્રીવા કહેતાં કોટ. ૪ અને હૃદય કહેતાં છાતી. ૫ અને નાભી કહેતાં દુંટી. ૬ અને ગુહ્ય કહેતાં ગુદાસ્થાનક. ૭ સકથી કહેતાં સાથળ. ૮ જાનું કહેતાં

ઢીંચણ. ૯ અને પિંડિકા કહેતાં પગની પીંડીઓ. ૧૦ અને ચરણ કહેતાં પગ. ૧૧ એ આદિક સ્થાનકોને વિષે વાસ્તુકાદિક ગ્રંથને વિષે કહેલા પ્રમાણે કરીને સહિત એવું, અને નેત્ર, કાન, ખભા, હાથ, આંગળીઓ, એ આદિક સર્વે અવયવને વિષે અદૂષિત એવું અને સમચતુરસ્ત્ર સંસ્થાને કરીને સંસ્થિત કેતાં રહેલું એવું અને પર્યંક આસને કરીને એટલે પલાંઠી વાળીને વિરાજિત એવું અથવા કાયોત્સર્ગે કરીને એટલે કાઉસગીઆની મુદ્રાએ કરીને વિરાજિત એવું અને સર્વે અંગે કરીને સુંદર એવું અને વિધિએ કરીને ચૈત્યાદિકને વિષે પ્રતિષ્ઠા કરેલું એવું શ્રી જિનબિંબ, તે પૂજવા માંડયું સતું સર્વ ભવ્ય પ્રાણીઓના વાંછિત અર્થને નિષ્પન્ન કરનારૂં છે. એટલે ભાવ સહિત દ્રવ્યભાવ બે પ્રકારે વિધિએ કરીને સાક્ષાત્ જિનરાજનો ઉપયોગ રાખીને, તેમના ગુણને સંભારીને, તેમનું બહુમાન કરવાને માટે તેમના બિંબની પૂજા સિદ્ધાંતને અનુસારે કરવા માંડી સતી પરંપરાએ કરીને મોક્ષ ફળની આપનારી છે. અને કહેલા લક્ષણે કરીને રહિત એવું જિનબિંબ, અશુભ અર્થનું જણાવનાર છે. એટલે અવિધિએ કરીને કરેલું જિનબિંબ તે પૂજતાં સતાં અશુભજ થાય. માટે તે બિંબ પૂજવા જોગ્ય નથી. એમ જાણવું. કેમકે તેવા બિંબની પૂજા કરતાં આગમનો અનાદર થાય છે. અને વીતરાગનું વચન લોપાય છે. અને પોતાના પરિણામની પણ મલીનતા થાય છે. માટે તે પૂજવા જોગ્ય નથી એમ જાણવું. તથા પૂર્વે કહેલા લક્ષણોએ કરીને સહિત એવું હોય તો પણ તે જિનબિંબ સો વર્ષની માંહેલું હોય એટલે સો વર્ષથી પેહેલાંનું કરેલું ન હોય, તે જિનબિંબ જો કોઇક પ્રકારે પોતાના અવયવોને વિષે એટલે હાથ પગોને વિષે દૂષિત હોય એટલે ખંડિત થયું હોય ત્યારે તે જિનબિંબ પણ અપૂજવા જોગ્ય જાણવું. અને વળી જો ઉત્તમ પુરૂષોએ વિધિએ કરીને ચૈત્યાદિકને વિષે સ્થાપન કરેલું અને સો વર્ષથી ઉપરાંતનું એટલે સો વર્ષથી અધિક વર્ષ થયાં હોય. એવું જે જિનબિંબ, તે વિકલાંગ એટલે અંગે કરીને ખંડિત થયું હોય તોપણ તે જિનબિંબની પૂજા કરે સતે પણ દોષ ન જાણવો. એવી રીતે શાસ્ત્રમાં કહ્યું છે.

वरससयाओ उड्ढं जं बिंबं उत्तमेहिं संगविओं ॥
वियलंगुवि पूइज्जइ तं बिंबं निष्फलं न जओ ॥१॥

ઇહાં વળી આ વિશેષ છે. તે કહે છે મુખ, નયન કહેતાં આંખો, નક કહેતાં નાક, ગ્રીવા કહેતાં કોટ. કટી કહેતાં કેડ, એ આદિક પ્રદેશોને વિષે એટલે પૂર્વે કહેલાં અવયવોને વિષે ભગ્ન થએલું એટલે ખંડિત થએલું એવું મૂળનાયકનું જે બિંબ, તે સર્વથા પ્રકારે પૂજવાને અજોગ્ય જાણવું. અર્થાત્ તે પૂજવા જોગ્ય નથી. અને વળી આધાર એટલે પ્રતિમાને બેસ-

વાનું સ્થાનક અને પરિકર એટલે પરઘર અને લાંછન એ આદિક પ્રદેશોને વિષે એટલે પૂર્વે કહેલા સ્થાનકોને વિષે ખંડિત થએલું એવું પણ જિનબિંબ પૂજવા જોગ્ય છે. તથા ધાતુ લેપાદિ બિંબ એટલે ધાતુનું અને લેપાદિકનું કરેલું જે જિનબિંબ તે ખંડિત થયે સતે ફરીને પણ સોજ કરાવીએ. અને કાષ્ટ, રત્ન, પાષાણમય, એવું જે જિનબિંબ તે ખંડિત થયે સતે ફરીને સોજ કરાવવાને અજુગ્ત છે. એટલે અઘટિતજ છે. તથા અતિ અંગવાળી એટલે અધિક અંગવાળી, અને હીન અંગવાળી, અને દુર્બળ પેટવાળી, અને મોટા પેટવાળી, એવી અને દુર્બળ હૃદયવાળી. અને નેત્રાદિકે કરીને રહિત એવી અને ઊંચી દૃષ્ટિવાળી. અને તિર્છી દૃષ્ટિવાળી, એવી અને અધો મુખવાળી એટલે નીચા મુખવાળી એવી અને રૌદ્ર મુખવાળી એટલે બીહામણા મુખવાળી એવી પ્રતિમા જે તે દર્શનના કરનાર પુરૂષને શાંતભાવ ન ઉત્પન્ન કરવે કરીને, નૃપાદિક થકી ભય અને સ્વામિનો નાશ અને અર્થનો નાશ અને શોક સંતાપાદિ અશુભ અર્થને જણાવવે કરીને એટલે પૂર્વે કહેલી પ્રતિમા પૂજી સતી પૂજનાર પુરૂષને પૂર્વે કહેલા અશુભ અર્થને ઉત્પન્ન કરનારી છે. એ કારણ માટે સત્પુરૂષોને અપૂજવા જોગ્ય કહી છે. અને શાસ્ત્રમાં કહેલા એવા અંગને ધારણ કરનારી એવી અને શાંત દૃષ્ટિવાળી એવી જિનપ્રતિમા, તેતો રૂડા ભાવને ઉત્પન્ન કરનારી છે માટે અને શાંતિ, સોભાગ્યની વૃદ્ધયાદિરૂપ શુભ અર્થને આપવાપણે કરીને નિરંતરજ પૂજવા જોગ્ય કહી છે. એ કારણ માટે આત્માર્થિ પુરૂષોએ તે જિનપ્રતિમાને શાસ્ત્રને અનુસારે જોઇને નિમિત્ત કારણરૂપે વિચારીને તેને વિષે ભાવ તીર્થંકરનું આરોપણ કરીને જતના સહિત જિનપ્રતિમાની પૂજા કરવા જોગ્ય છે. કેમકે જે ગૃહસ્થ છે. તે દ્રવ્યભાવ બે પૂજાનો અધિકારી છે. માટે જે જે કાલે જે પૂજા ઉચિત હોય તે તે કાળે તે પૂજાને વિષે પ્રવર્તન કરે. એટલે દ્રવ્યપૂજાને અવસરે દ્રવ્યપૂજા કરે. અને ભાવપૂજાને અવસરે ભાવપૂજામાં વર્તે. એ બેઉ પૂજાઓમાં ભાવપૂજાને વિશેષ ગણીને દ્રવ્યપૂજા કરીને ભાવપૂજામાં અવતરે. કોઇ વખતે કોઇ કારણથી પોતાથી દ્રવ્યપૂજા ન બની શકે અને ભાવપૂજામાં પ્રવર્તન થતું હોય તો તે ભાવપૂજામાં વર્તવું એ શ્રેષ્ઠ છે. પણ દ્રવ્યપૂજાના કરનારને નિષેધ કરે નહીં કેમકે, દ્રવ્યપૂજાનો કરનાર પણ ભાવપૂજાના ઉપયોગ સહિત છે માટે તે દ્રવ્યપૂજા, તેને ભાવનું કારણ થાય છે. માટે જે ભાવનું કારણ હોય તેને જે નિષેધ કરવું તે મહા અજ્ઞાનનુ ચેષ્ટિત છે. માટે શાસ્ત્રને અનુસારે શ્રદ્ધા કરીને પોતાને જેમ વિષય કષાયની મંદતા થાય તેમ પ્રવર્તન કરવું. અને મુનિને તો એક ભાવપૂજાનોજ અધિકાર છે. માટે મુનિઓએ ભાવપૂજામાંજ વર્તવું. એટલે મહાવ્રત પાળવાને વિષે ઉ૦

ધમ કરવો. તે ભાવપૂજાજ કહીએ કેમકે મહા નિશીથ સૂત્રને વિષે કહ્યું છે.

से जयवं जेणं केइ साहु वा साहुणि वा निग्गंथे अणगारे दव्वथयं कुज्जा से किं आलवेज्जा. गोयमा जेणं केइ साहु वा साहुणि वा निग्गंथे अणगारे दव्वथयं कुज्जा सेणं अजयएइ वा असंजएइ वा देवभोएइ वा देवअच्चगेइ वा जाव णं उमग्गपएइ वा दुरुज्झियसीलेइ वा कुसीलेइ वा सच्छंदयारिएइ वा आलवेज्जा.

અર્થ—સે કહેતાં અથ અથાનન્તર હે ભગવંત જે કોઈ સાધુ અથવા સાધ્વી નિર્ગ્રંથ એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પરિગ્રહે કરીને રહિત કહેતાં દ્રવ્ય થકી નવ પ્રકારે ધન ધાન્યાદિક પરિગ્રહે કરીને રહિત અને મિથ્યાત્વાદિ ચઉદ પ્રકારે અભ્યંતર પરિગ્રહે કરીને રહિત અને અણગાર એટલે દ્રવભાવ બે પ્રકારે ઘરે કરીને રહિત કહેતાં દ્રવ્ય થકી ઈંટો માટીના ઘરે કરીને રહિત અને ભાવ થકી તેની મમતાએ કરીને રહિત એવા સતા દ્રવ્યસ્તવ પ્રત્યે કરે. એટલે દ્રવ્યપૂજા પ્રત્યે પોતે કરે. તે સાધુ સાધવી કેવી રીતે બોલાવીએ એટલે તે સાધુસાધ્વીને શું નામ દઇને બોલાવવું. એવી રીતે શિષ્યે પ્રશ્ન કરે સતે ભગવાન્ ઉત્તર કહે છે. હે ગૌતમ, જે કોઈ સાધુ અથવા સાધ્વી નિર્ગ્રંથ અણગાર એવા સતા દ્રવસ્તવ પ્રત્યે કરે તે સાધુસાધ્વી અજતનાવંત કહીએ એટલે દ્રવ્યભાવ બે પ્રકારે જતનાએ કરીને રહિત કહેવાય અને અસંજત કહીએ એટલે છએ કાયનો હિંસક કહેવાય. અને દેવભોઈ કહીએ. એટલે દેવદ્રવ્યનો ખાનારો કહેવાય અને દેવનો અર્ચક કહીએ એટલે દેવનો પૂજારો કહેવાય. ઇહાં કેટલું કહીએ, જાવત્ ઉન્માર્ગને વિષે પડયો એમ કહેવાય અને વેગળું મુકયું છે, શીલ એટલે મુનીનો આચારતે જેણે એવો અને કુશીલીઓ એવો અને સ્વછંદાચારી એટલે પોતાની મતિ પ્રમાણે વર્ત્તનારો કહેવાય. અર્થાત્ તે જિનરાજની આજ્ઞાથી બાહિર જાણવો. એ પૂર્વે કહેલાં એવાં જે નામ તેની મધ્યેથી હર એક કોઈ નામે કરીને બોલાવીએ. પણ તેને મહાવીર સ્વામિના સાધુ કહેવાય નહીં. માટે આ સૂત્રને સારી રીતે વિચારીને દૃષ્ટિરાગ દૂર મુકીને દ્રવ્યપૂજાના કરનારને સાધુ ન જાણવા. ઇહાં કોઈ ગાઢતર કારણે વૈરસ્વામી આદિકે જૈનશાસનની ઉન્નતિ કરવા માટે કોઇક વખતે દ્રવપૂજા કરેલી છે. તે જોઇને સામાન્ય મુનિઓએ સહેજ સહેજ દ્રવ્યપૂજામાં વર્તવું ઉચિત નથી. કેમકે કોઇ અપવાદે ઘણો લાભ જાણીને તે દ્રવ્યપૂજામાં કોઈ મહાન્ ગીતાર્થ પુરૂષો, કોઇક વખત વિષયની આશંસા રહિત પ્રવર્ત્તા છે. અને પ્રવર્તે તેમાં વસ્તુગતે દોષ ન જાણવો. પણ

વ્યવહારમાં તે પુરૂષો પોતે પ્રાયશ્ચિત અંગીકાર કરે છે. માટે મુખ્યપણે એ સાધુનો આચાર નથી. અને જે દ્રવ્યલિંગિ લોકો નામ માત્ર મુંડિત અણગાર એવા સતા પોતામાં સાધુપદનું સ્થાપન કરીને ગૃહસ્થની કરણી, પોતે ધર્મ જાણીને જે લેઇ બેઠા છે અને વળી કહે છે કે શું કરીએ ગૃહસ્થ લોક પ્રમાદી થઈ ગયા માટે અમારે કરવું પડે છે. એવાં ભોળા લોકોને આલંબન દેખાડીને પોતાના વિષય પૂરા કરવાને માટે વીતરાગની આજ્ઞા રહિત ધામધૂમ ચલાવે છે. એ મિથ્યાતનું ચેષ્ટિત જાણવું એ ઉપદેશ.

ગૃહસ્થ લોકોને પોતાના ઘરને વિષે જેવી પ્રતિમા પૂજવા યોગ્ય હોય તેનું સ્વરૂપ દેખાડીએ છીએ. ગૃહસ્થ જે તેણે किल ઇતિ સત્યે પૂર્વે દેખાડેલા દોષે કરીને રહિત એવી અને એક આંગુળથી માંડીને અગીઆર આંગળ સુધી ઊંચી અને પરિકરે સહિત એટલે પરઘરે કરીને સહિત એવી સ્વર્ણ રૂપ્ય, રત્ન, પીત્તળાદિમયી એટલે સોનાની, રૂપાની, રત્નની, પીતળની એવી અને સર્વ અંગે કરીને સુંદર એવી જિનપ્રતિમા પોતાના ઘરને વિષે સેવન કરવા યોગ્ય છે. એટલે ગૃહસ્થ લોકોને પોતાના ઘર દેરાસરમાં પૂર્વે કહી એવી જિનપ્રતિમા પૂજવા યોગ્ય છે. અને પરઘરે કરીને અને કહેલા એવા માન એટલે પ્રમાણે કરીને રહિત એવી તથા પાષાણ, લેપ, દંત, કાષ્ટ, લોહમયી, એટલે પાષાણની અને લેપની અને દાંતની અને કાષ્ટની, અને લોઢાની એવી જિનપ્રતિમા અને નાના પ્રકારના રંગની પૂરેલી એવી જિનપ્રતિમા પોતાના ઘરને વિષે નથીજ પૂજાવા યોગ્ય. તે કહ્યું છે.

समयावलीसुत्ताओ लेवोवलकठदंतलोहाणं ॥
परीवारमाणरहियं घरंमि न हु पयण बिंबं ॥

અર્થ—સમયાવળી સૂત્રને વિષે એવું કહ્યું છે કે લેપનુ, અને ઉપળ કહેતાં પાષાણનુ, કાષ્ટનુ, દાંતનુ, લોઢાનુ અને પરિવાર અને માને કરીને રહિત એવું જે જિનબિંબ તે ઘર દેરાસરમાં પૂજવા યોગ્ય નથી. તથા ઘરદેરાસરની પ્રતિમાઓની આગળ બલિનો વિસ્તાર કરવો યોગ્ય નથી. ત્યારે શું કરવું તે કહે છે. ભાવ થકી નિરંતર જિનપ્રતિમાને સ્નાન કરાવવું. અને ત્રણ સંધ્યાઓએ એટલે ત્રિકાળ, પૂજા કરવી. અગીઆર આંગળથી અધિક પ્રમાણવાળી એવી જિનપ્રતિમા તો પ્રાસાદને વિષે એટલે મોટા જિનભવનને વિષે પૂજવા જોગ્ય છે. પણ ઘર દેરાસરને વિષે પૂજવા યોગ્ય નથી. તથા અગીઆર આંગળ થકી હીન પ્રમાણવાળી મૂર્તિ મૂલનાયકપણે કરીને પ્રાસાદને વિષે એટલે જિનભવનને વિષે નથીજ સ્થાપન કરવા યોગ્ય. એ પ્રકારનો વિવેક કરવો. તથા વિધિએ કરીને જિનબિંબના કરનાર

અને વળી કરાવનાર એવા જે પુરૂષો, તેમને નિરંતર સમૃદ્ધિની વૃદ્ધિ થાય છે. એટલે ઉપયોગ સહિત પૂજા કરનાર તથા કરાવનારને અંતર્ગત જ્ઞાનાદિક ગુણની વૃદ્ધિ થાય છે. અને બાહ્ય થકી ધનધાન્યાદિકની વૃદ્ધિ થાય છે. કેમકે સાક્ષાત્ જિનરાજના જ્ઞાનાદિક ગુણ સંભારીને તે ગુણોનું બહુ માન કરવાને માટે અને પોતાના જ્ઞાનાદિક ગુણ પ્રકટ કરવાને માટે તે તીર્થંકરને યાદ લાવવાને વાસ્તે, નિમિત્ત કારણ જાણીને તે તીર્થંકરનો અભાવ સતે તેમની પ્રતિમાનું સ્થાપન કરીને તે પ્રતિમાની આગળ મન વચન કાયાની એકાગ્રતા કરીને સંસારના કામનો નિષેધ કરીને ગુરૂ લાઘવના ઉપયોગ સહિત એટલે લાભ ઘણો અને દોષ થોડો એવી રીતનો વિચાર કરીને જે પુરૂષ જિનપ્રતિમાને પૂજે છે. અને તે જિનપ્રતિમા ભરાવે છે તે પુરૂષને જરૂર જ્ઞાનાદિક ગુણ પ્રકટ થાય છે. એ હેતુ માટે. વળી તે પુરૂષને દરિદ્રપણું દુર્ભાગ્યપણું, અને કુશરીર, કુગતિ, કુમતિ, અપમાનપણું રોગ, શોક ઇત્યાદિક દોષ કદાપિ ન હોય. એમ કરતાં કોઇક જીવને દ્રવ્ય થકી નિકાચિત કર્મના ઉદયવડે કરીને કદાચિત રોગાદિક હોય પણ ભાવ થકી મિથ્યાત્વાદિરૂપ, રોગ તેતો નાશ પામેજ. માટે આ જિનપૂજાનું સ્વરૂપ દ્રવ્યભાવ બે પ્રકારે સમજીને તે જિનપૂજામાં વર્તવું. કેમકે અજ્ઞાન સહિત જિનપૂજા તદ્રૂપે બની શકે નહીં. કરવાનું હોય કાંઈ ને કરી બેસે કાંઈ તો તેથી ઉલટો દોષ લાગે માટે પ્રથમથી જાણપણું કરવું એ શ્રેય છે. સિદ્ધાંતમાં પણ કહ્યું છે જે.

पढमं नाणं तओ दया एवं चिठइ सव्वसंजए ॥

अन्नाणि किं काही किंवा नाही छेय पावयं ॥

सूचाजाणइ कल्लाणं सूचा जाणइ पावयं ॥

उन्नयंपि जाणई सूचा जं छेयं तं समायरे ॥

અર્થ—પહેલુ જ્ઞાન, ત્યાર પછી દયા, એટલે પ્રથમ સદ્ગુરૂ મહારાજની પાસે જ્ઞાન કરવું. અને તે થકી દયા જાણે. કહેતાં દયાના સ્વરૂપને ઓળખે, એ પ્રકારે સર્વ સંજત રહે છે. એટલે સર્વ સાધુ લોકો, પ્રથમ જ્ઞાનનો અભ્યાસ કરી દયાના સ્વરૂપને ઓળખીને જ્ઞાન સહિત દયામાં વર્તે છે. અજ્ઞાની એટલે મૂર્ખ શું કરશે. કેમકે અજ્ઞાની પુરૂષ, સાધ્ય ઉપાયના ફળે કરીને રહિત છે માટે એટલે અજ્ઞાની પુરૂષને કારણ કારજની ખબર પડતી નથી અને તે ખબર પડયા વિના શું કરે? વળી અજ્ઞાની પુરૂષ પોતાને હિતકારી એવું અને પાપવાળું એવું શું જાણશે? એટલે અજ્ઞાનીને આ મારે કરવા યોગ્ય છે. અને આ કરવાથી મને હિત થશે અને આ કામ ક-

રવાથી મને પાપ લાગશે અને તેથી દુર્ગતિ થશે એવી રીતે વસ્તુગતે સમજ પડતી નથી, માટે પ્રથમ જ્ઞાન કરવું.

સાંભળીને કલ્યાણ પ્રત્યે જાણે એટલે સંજમના સ્વરૂપ પ્રત્યે જાણે અને સાંભળીને પાપ પ્રત્યે જાણે એટલે અસંજમના સ્વરૂપને જાણે, એ બેયવાનાં પણ એટલે સંજમાસંજમનું સ્વરૂપ પણ સાંભળીને જાણે અને તે મધ્યેથી જે હિતકારી હોય તે આચરે, માટે સદ્ગુરૂ મહારાજની પાસે પ્રમાદ છોડીને સિદ્ધાંત સાંભળીને જાણપણું કરવું એ ઉપદેશ. ઇહાં જિનરાજના ચૈત્ય અને બિંબના વિચારને વિષે અતિશે બહુ કહેવાનું છે તે સર્વે મોટા ગ્રંથોથી જાણવું.

હવે તે જિનરાજના વિનયના સ્વરૂપ પ્રત્યે પ્રતિપાદન કરીએ છીએ એટલે નીચે કહ્યા પ્રમાણે ભક્તિમાં જે વર્તવું તે વિનય કહેવાય, માટે તે ભક્તિનું સ્વરૂપ આ નીચે લખ્યા પ્રમાણે જાણવું.

द्वित्रिपंचाष्टादिभेदैः प्रोक्ता भक्तिरनेकधा ॥
द्विविधा द्रव्यभावाभ्यां त्रिविधांगादिभेदतः ॥

અર્થ—આ ગ્રંથને વિષે ભક્તિ બહુ માનાદિરૂપ, વિનય પ્રથમ દેખાડયો છે તેની મધ્યે ભક્તિ બે, ત્રણ, પાંચ. આઠ ઇત્યાદિક ભેદોએ કરીને અનેક પ્રકારે છે. તેમાં બે પ્રકારે ભક્તિ તો દ્રવ્યભાવ ભેદ થકી જાણવી. અને વળી ત્રણ પ્રકારે ભક્તિ અંગ પૂજા, અગ્રપૂજા, ભાવપૂજાના ભેદ થકી જાણવી. તેમાં અંગપૂજા તો જળ, વિલેપન, પુષ્પાભરણાદિકે કરીને થાય તે કહે છે. દુઃખે પામવા યોગ્ય એહવું સમ્યક્ત્વ રત્ન, તેને સ્થિર કરવાની ઇચ્છાવાળો એવો અને વિવેકવંત એવો જે ગૃહસ્થ તેણે પોતે દ્રવ્યભાવ બે પ્રકારે પવિત્ર થઇને એટલે દ્રવ્ય થકી પરિમિત પાણીએ કરીને અને ભાવ થકી અન્યાયાદિક દૂર કરીને એ રીતે બે પ્રકારે પવિત્ર થઇને પ્રથમ બાદર જીવની જતનાદિકને અર્થે શુદ્ધ વસ્ત્રાદિકે કરીને શ્રી જિનસમાન મુદ્રાએ કરીને સહિત એવા શ્રી જિનબિંબનું પ્રમાર્જન કરીને કર્પૂર એટલે બરાસ પુષ્પ કેસરાદિકે કરીને સહિત એવા ગંધોદકે કરીને એટલે સુગંધિમાન પાણીએ કરીને અથવા કેવળ નિર્મળ જળે કરીને સ્નાન કરાવવું. એટલે જિનબિંબનો પખાળ કરવો ત્યારપછી કર્પૂર, કેસર, ચંદનાદિ રૂડા દ્રવ્યોએ કરીને જિનબિંબનું વિલેપન કરવું ત્યારપછી ઉચિત પ્રમાણે ફુલની પૂજા કરવી. તેમાં સામાન્ય ફુલોએ કરીને તો પૂજા નજ કરવી એટલે સુગંધરહિત એવાં ફુલોએ કરીને તો પૂજા નજ થાય. કેમકે શાસ્ત્રમાં કહ્યુંછેકે.

न शुष्कैः पूजयेद्देवं कुसुमैर्न महीगतैः ॥
न विशीर्णफलैः स्पष्टैर्नाशुभैर्नाविकाशिभिः ॥१॥
पूतिगंधीन्यगंधीनि आम्लगंधीनि वर्जयेत् ।
कीटकोशापविद्धानि जीर्णपर्युषितानि च ॥२॥

અર્થ—સુકાં એવાં અને પૃથ્વી ઉપર પડેલાં એવાં અને પડેલાં છે ફુલ જેથી એવાં અને નીચ લોકોએ અડકેલાં એવાં. અને અશુભ એવાં અને વિકસ્વર ન થએલાં એવાં ફુલોએ કરીને દેવની પૂજા ન કરવી. ૧ નઠારા ગંધવાળાં એવાં અને સુગંધ રહિત એવાં અને ખાટા ગંધવાળાં એવાં અને કોડાદિકનાં ખાધેલાં એવાં અને જીર્ણ અને વાશી એવાં ફુલવડે જિનરાજની પૂજા ન કરવી. તથા એવાં ફલે હોય તેનો પણ ત્યાગ કરવો અર્થાત્ તેવા ફુલફળોએ કરીને દેવની પૂજા ન કરવી. ૨ વળી કહ્યુ છે.

हस्तात्प्रस्खलितं क्षितौ निपतितं लग्नं क्वचित्पादयो—
र्यन्मूर्ध्वोर्ध्वगतं धृतं कुवसनैर्नाभेरधो यद्धृतम् ॥
स्पष्टं दुष्टजनैर्घनैरभिहतं यद्दूषितं कीटकै—
स्त्याज्यं तत्कुसुमं दलं फलमथो भक्तैर्जिनप्रीतये ॥१॥

અર્થ—ભકત લોકોએ જિનરાજની પ્રીતિને અર્થે એટલે જિનરાજને પ્રસન્ન કરવાને અર્થે હાથ થકી પડી ગએલુ એવુ અને પૃથ્વીને વિષે પડેલુ એવુ અને કોઈક ઠેકાણે પગને વિષે લાગેલુ એવુ અને જે મસ્તકના ઉપર રહેલુ એવુ અને માઠા વસ્ત્રોએ કરીને ધારણ કરેલુ એવુ અર્થાત્ માઠા વસ્ત્રમાં ઘાલેલુ એવુ અને નાભિથી નીચુ રહેલુ એવુ અને દુષ્ટ લોકોએ અડકેલુ એવુ અને મેઘવડે કરીને હણાએલુ એવુ અને કિડાઓએ દૂષિત કરેલુ એવુ જે ફુલ, પત્ર અને ફળ એ ત્યાગ કરવુ. એટલે પૂર્વે કહેલા એવા ફુલે કરીને અને પત્રે કરીને અને ફલે કરીને પૂજા ન કરવી કેમકે, એવા ફલફુલે કરીને પૂજા કરવાથી ઉલટી આશાતના લાગે છે. અને તે આશાતના થકી જ્ઞાનાદિક ગુણનો નાશ થાય છે. માટે આશાતના ટાળીને ભકિત કરવી. તે હિતકારી છે. હ્યાં જિનરાજની પ્રીતિને અર્થે જે કહ્યું તે ઉપચારિક જાણવુ કેમકે જિનરાજ તો વીતરાગ છે. માટે તેમને કાંઇ પ્રસન્ન થવું નથી. પણ રૂડા દ્રવ્યોએ કરીને પૂજા કરતાં પોતાનો અભિપ્રાય રૂડો જણાય છે. કેમકે તે ફળ અભિપ્રાયનું ચિન્હ છે, માટે અને રૂડા દ્રવ્યોથી આશાતના ટાળીને પૂજા કરતાં પોતાનો આત્મા સંતોષ પામે છે. અને પોતાને પ્રીતિ

ઉત્પન્ન થાય છે. તેનો ઉપચાર જિનરાજને વિષે કરીને ભવ્ય જીવને ઉપદેશ દીધો છે. એમ સંભાવના કરીએ છીએ. આગળ તો બહુશ્રુત મહારાજ કહે તે ખરૂં તથા કહેલા દોષોએ કરીને દુષ્ટ એવાં ફૂલોએ કરીને પૂજા કરતો સતો જન જે તે નીચપણાને પામે છે. તે કહ્યું છે.—

पूजां कुर्व्वन्नंगलग्नैर्धरायां पातितैः पुनः॥
यः करोत्यर्च्चनं पुष्पैरुच्छिष्टः सोन्त्रिजायते ॥

અર્થ—પૂજા કરતોસતો અંગે લાગેલાં એવાં અને વળી ભૂંઈ ઉપર પડેલાં એવાં ફુલોએ કરીને જે પુરૂષ અર્ચન પ્રત્યે કરે છે. તે પુરૂષ નીચપણાને પામે છે. એ કારણ માટે કહેલા દોષોએ કરીને રહિત, એવાં ઉત્તમ ફુલોએ કરીને શ્રી જિનરાજની પૂજા કરવી. તે પૂજાના પ્રભાવ થકી ધનસાર શેઠની પઠમ તત્કાળ સમસ્ત સુખ, સ્મૃદ્ધિની વૃદ્ધિ આદિક ભવ્ય પ્રાણીઓના ઘરને વિષે પ્રકટ થાય છે. અને દરિદ્રપણું, શોક, સંતાપાદિક, દૂર જાય છે. આ, આ લોક સંબંધિ ફળ કહ્યું. પરલોક સંબંધિ ફળ તો સ્વર્ગ, મોક્ષની પ્રાપ્તિરૂપ જાણવું. પ્રથમ જણાવેલી ધનસાર શેઠની કથા આ પ્રકારે છે. તે લખીએ છીએ.

(કથા)—કુસુમપુરને વિષે ધનસાર એવે નામે શેઠ, ત્રણ કાળ એટલે સવારમાં, મધ્યાને, અને સાંજે જિનરાજની અર્ચાદિ પુણ્યને વિષે તત્પર એવો વસતો હતો. એક દહાડો અર્ધ રાત્રિને સમે તેના ચિત્તને વિષે આ પ્રકારનો વિકલ્પ ઉત્પન્ન થયો. મેં નિશ્ચે પરભવને વિષે કરેલું એવું સત્કર્મ એટલે પુણ્યકર્મ તેના બળે કરીને એટલે પુણ્યના ઉદયે કરીને ઇહાં આ ભવને વિષે વૃદ્ધિને પામતી એવી સમૃદ્ધિ પામી છે. હવે આ ભવને વિષે પણ જો કાંઇક રૂડાં ધર્મ કર્મનું આચરણ કરૂં તો આવતા ભવને વિષે પણ સુખે કરીને સહિત થઉં. વળી જે આ સમૃદ્ધિ દેખીએ છીએ તે પણ હાથીના કાનની પઠમ અતિશય ચંચળ છે. તે કારણ માટે આ ઋદ્ધિનું સફળપણું કરવાને અર્થે અને પરલોકને વિષે સુખની સિદ્ધિને અર્થે શ્રી જિનપ્રાસાદ કરાવું. જે કારણ માટે શાસ્ત્રને વિષે શ્રી જિનપ્રાસાદ કરાવનારને મહા પુણ્યની પ્રાપ્તિ કહી છે. તે કારણ માટે પ્રથમ એજ કાર્જવડે કરીને મારે પોતાની નરભવાદિ સમસ્ત સામગ્રી સફળ કરવી ઉચિત છે. એ પ્રકારે વિચાર કરતો એવા તે શેઠને બાકી રહેલી સર્વ રાત્રી તત્કાળ ગઈ અને પ્રભાત સમય થયો. ત્યારે તે શેઠ પોતાના ન્યાયે કરીને ઉપાર્જન કરેલા એવા ધન વડે કરીને એક બાવન દેવ કુલિકાએ સહિત એટલે બાવંન જિનવરનું શ્રી જિનપ્રાસાદ કરાવવાને પ્રારંભતો હવો, ત્યાર પછી તેના પુત્રો નિરંતર બહુ

* આ વિષય ૧૧૧ મે પાનેથી શરૂ થયો છે.

દ્રવ્યનો ખરચ દેખીને, આ પ્રકારે કહેતા હવા. હે તાત શું આ તમે સમસ્ત દ્રવ્યનુ નાશ કરનારૂં ફોગટ કારજ આરંભ્યું છે. અમને તો આ નથી રૂચતું. જો વળી નવીન ઘર આભરણાદિ કરાવી મૂક્યાં હોય તો પણ સારૂં. જે કારણ માટે તે ઘર આભરણાદિક કોઇક વખત કામ પડે તો કામ આવે, એવી રીતે તેમના છોકરાઓએ કહ્યું. તો પણ તે શેઠ તે પુત્રનું વચન સાંભળ્યું અણ સાંભળ્યું કરીને ઉલ્લાસ સહિત ચઢતા પરિણામે કરીને દ્રવ્યનો ખર્ચ કરતોસતો સમસ્ત ચૈત્ય નિષ્પન્ન કરાવતો હવો. ત્યાર પછી જ્યારે ચૈત્ય પરિપૂર્ણ થયું. ત્યારે કોઇક અંતરાય કર્મના ઉદય થકી સર્વ પણ દ્રવ્ય નાશ પામ્યું. ત્યારે પોતાના પુત્રો અને બીજા પણ મિથ્યાત્વિ લોકો કહેતા હવા. આ ચૈત્ય કરાવ્યું તેણે કરીને ધન ગયું તો પણ તે શેઠ જિનધર્મ ઉપર નિશ્ચલચિત્તવાળો સતો પોતાના દ્રવ્યને અનુસારે થોડું થોડું પુણ્ય કરે છે. ત્યાર પછી એક દહાડો ત્યાં પોતાના ધર્માચાર્ય આવ્યા, તેમને વંદન કરવાને અર્થે ગયો એવો જે શેઠ, તેને ગુરૂમહારાજે પૂછ્યું. તમારે સુખસાતા વર્તે છે? ત્યારે શેઠે કહ્યું. હે સ્વામિન્ તમારા પસાયથી સુખ વર્તે છે. પરંતુ જિનપ્રાસાદ નિપજાવા થકી આ શેઠનું ધન ગયું; એ રીતની ધર્મની હેલણા લોકની મધ્યે થાય છે. તે મોટું દુઃખ મારા ચિત્તને વિષે વર્ત્તે છે. જે મારૂં દ્રવ્ય ગયું તેનું તો કાંઇ પણ દુઃખ મને નથી, જે કારણ માટે દ્રવ્ય તો આ થકી પણ અધિક જીવોને શુભ કર્મના ઉદય થકી બહુ વાર આવે છે અને અંતરાય કર્મના ઉદયથી નાશ પામે છે. તો પણ હે સ્વામિન્ જ્ઞાનબળે કરીને આપ જુઓ કે મારે આ ભવને વિષે આ અંતરાય તુટશે કે નહિ તુટે, એવું શેઠનું વચન સાંભળીને તુષ્ટમાન થયા એવા જે ગુરૂ તેમણે જ્ઞાન થકી અશુભ કર્મનો નાશ અને વળી શુભ કર્મના ઉદય જાણીને ધર્મની ઉન્નતિ કરવાને માટે તે શેઠને નમસ્કાર એવે નામે સર્વ મંત્રની મધ્યે મોટો મંત્ર સાધનસહિત આપ્યો. શેઠ પણ રૂડે દિવસે દેરાસરને વિષે મૂળનાયકના બિંબની આગળ બેશીને અઠ્ઠમનું તપ કરીને એટલે ત્રણ ઉપવાસ કરીને તે નવકાર મંત્રનો જાપ કરતો હવો. ત્યાર પછી પારણાને દિવસે એક અખંડિત એવી ઉત્તમ સુગંધિમાન્ ફુલની માળા પ્રત્યે શ્રી જિનેંદ્રના કંઠને વિષે સ્થાપન કરીને જેટલામાં સ્તુતિ કરવાને પ્રવર્ત્યો તેટલામાં સંતોષ પામ્યો, એવો ધરણેંદ્ર તે શેઠની આગળ પ્રકટ થઇને કહેતો હવો. હે શેઠ હું તારી ભક્તિએ કરીને ઘણો ખુશી થયોછું માટે મનોવાંછિત માગ્ય. ત્યાર પછી તે શેઠ પણ પ્રભુની સ્તુસ્તિ પૂર્ણ કરીને કહેતો હવો. જો તું તુષ્ટમાન થયો છું. ત્યારે પ્રભુના કંઠને વિષે આરોપણ કરેલી એવી ફુલની માળાનું જે પુણ્ય મેં ઉપાર્જન કર્યું છે, તેને અનુસારે ફળ મને આપ. ત્યારે ધરણેંદ્રે કહ્યું કે તે

પુણ્યને સદ્દશતો ફળ આપવાને હું સમર્થ નથી. તે ફળ આપવાને વિષે તો ચોસઠ ઇંદ્રોનું પણ અસમર્થપણું છે. એટલે ચોસઠ ઇંદ્ર મળીને આવે તો પણ તમારી ફુલની માળાના પુણ્યને અનુસરીને ફળ આપવા સમર્થ નથી. તે માટે બીજું કાંઇ માગો. ત્યારે શેઠે કહ્યું કે માળાની મધ્યે રહેલા એક ફુલનુંજ ફળ મને આપો. ત્યારે ઇંદ્રે કહ્યું કે તે પુણ્યનું ફળ પણ આપવાને હું સમર્થ નથી. ત્યારે તે ફુલની માળાના પત્રનું ફળ મને આપો. ત્યારે ઇંદ્રે કહ્યું કે તે ફળ પણ આપવા હું સમર્થ નથી. ત્યાર પછી શેઠ કહે અહો એટલું પણ તારે વિષે સમર્થપણું નથી ત્યારે તું પોતાને સ્થાનકે જા. ત્યારે ધરણેંદ્ર કહેતો હવો કે દેવનું દર્શન નિષ્ફળ ન હોય. એ કારણ માટે તારા ઘરને વિષે રત્નના ભરેલા સોનાના કળશ હું સ્થાપન કરૂં છું, એમ કહીને અદૃશ્ય, થતો હવો શેઠ પણ ત્યાંથી ઉઠીને જ્યાં ગુરૂ હતા ત્યાં જઇને ગુરૂ મહારાજને પ્રથમ વંદન કરીને સર્વ પણ તે સ્વરૂપ કહીને પોતાને ઘરે આવીને પારણું કરતો હવો. ત્યાર પછી તે શેઠ શ્રી જિનધર્મની નિંદા કરવાને તત્પર એવા પોતાના પુત્રોને બોલાવીને પ્રથમ થએલું સર્વ વૃત્તાંત કહીને તે દ્રવ્ય દેખાડીને શ્રી જિનવરેંદ્રની ફુલની પૂજાનો મહિમા દેખાડીને સર્વ પણ કુટુંબને શ્રી જિનધર્મને વિષે સ્થિર કરીને જાવ જીવ સુધી સુખી, ભોગી અને વળી ત્યાગી એવો થયો.

એ પ્રકારે પુષ્પની પૂજા ઉપર ધનસાર શેઠની કથા સમાપ્ત.

આ કથાનકને વિષે ફુલની પૂજાનો મહિમા દેખાડ્યો. તે ઉપચારિક જાણવો. તે કેવી રીતે તે કહે છે. •

સમકિત સહિત એવો અને દૃઢચિત્તવાળો, કેમકે સ્તવના કરતી વખતે ઇંદ્રે બોલાવ્યો પણ પોતે બોલ્યો નહિ. કેમકે વચે બોલવાથી આશાતના લાગે છે માટે દૃઢ ચિત્તવાળો કહીએ. એવો અને વળી મન વચન કાયાની એકાગ્રતાએ કરીને સંસારના કામનો નિષેધ કરીને એક પ્રભુની ભક્તિમાં ઉપયોગ સહિત વર્તતો એવો જે શેઠ તેણે શુદ્ધમાન્ એવી ફુલની માળા ઉચિત પ્રમાણે પ્રભુને કંઠે સ્થાપન કરી, તેને વિષે તેના ભાવનું આરોપણ કરીને વ્યવહારમાં નિમત્તનું પ્રધાનપણું કરીને ઉપદેશ કર્યો છે. માટે વિચાર સહિત ઉપયોગવાળા પુરૂષની બાહ્યકરણી મહા લાભનું કારણ કહેવાય છે. એમ જો ન કહીએ તો કોરાં મોરાં એકલાં ફુલ તો ઘણાએ લોક ચડાવે છે. તો પણ કાર્જ પડે સતે કોઈ એક ભૂતડું પણ આવતું નથી. માટે ભાવ સહિત એટલે ક્ષયોપશમ ભાવ સહિત દ્રવ્યપૂજાને વિષે વર્તવું. અને જે પુરૂષો ત્રિકાળ વીતરાગની પૂજા ઘણું દ્રવ્ય ખરચીને ધામધુમ સહિત કરે છે

પણ વીતરાગની આજ્ઞા પાળતા નથી એટલે વીતરાગદેવે અન્યાયાદિક દૂર કરવાના કહેલા તે કરતા નથી. કુડ, કપટ, છળભેદ મુકતા નથી અને પોતાની જાતિમાં માંહોમાંહે વેર ધારણ કરે છે અને કહે છે જે અમે જિનરાજના ભક્ત છીએ એ મોટી હાંશીની વાર્તા છે માટે જિનરાજની આજ્ઞા ખંડન કરનાર પુરૂષનું જે જે કૃત્ય છે તે નિષ્ફળ જાણવું. તે કહ્યું છે.

आणाखंमनकारीसादि ०

હવે આભરણ પૂજાનું સ્વરૂપ દેખાડીએ છીએ.

વિવેકી પુરૂષોએ શ્રી જિનબિંબને વિષે સોનાની, રત્નની ચક્ષુ, શ્રીવત્સ, હાર, કુંડળ, બીજોરૂં, છત્ર, મુકટ તિલકાદિક નાના પ્રકારનાં આભરણ પોતે અને બીજાએ પ્રથમ ન ભોગવેલાં એવાં દમયંત્યાદિકની પઠમ જે સ્થાનકે શોભે તે સ્થાનકે આરોપણ કરવાં. જેમ દમયંતીએ પ્રથમ ભવને વિષે વીરમતી એવે નામે હતી. તેણીએ રત્નનાં તિલક કરાવીને અષ્ટાપદ પર્વતને વિષે ચોવીસ જિનરાજના લલાટને વિષે આરોપણ કર્યાં તે પુણ્યના પ્રભાવ થકી તે વીરમતી સ્વાભાવિક તિલકે સહિત છે લલાટ તે જેનું એવી અને રાતદિવસ તેની કાંતિએ કરીને નાશ કર્યો છે અંધકારનો પ્રચાર તે જેણીએ એવી ત્રણ ખંડના સ્વામી એવા નળરાજા તેની પટરાણી દમયંતી એવે નામે હોતી હવી. એ પ્રકારે બીજા ભવ્યપ્રાણિઓ પણ આ પૂજાએ કરીને નાના પ્રકારની સુખની શ્રેણીએ કરીને સહિત થયા છે.

ઇતિ અંગપૂજા સમાપ્ત.

ઈહાં પણ પૂર્વની પઠમ ઉપચારનું સ્વરૂપ સમજવું.

હવે બીજી અગ્રપૂજા કહીએ છીએ.

વળી તે પૂજા નૈવેદ્ય, ફળ, અક્ષત, દીપાદિકે કરીને થાય છે. તેમાં શ્રેષ્ટ એવાં ખાજાં, મોદકાદિક ભક્ષ્ય વસ્તુ તે નૈવેદ્ય કહીએ, અને નાળિકેર, બીજોરાદિક તે ફળ કહીએ. વળી પોતાને ખાવા જોગ્ય એવું ધાન્ય, તે થકી ઘણાં સારાં અને અખંડ એટલે ખંડિત નહી અને ઉજવળ એવાં શાલિપ્રમુખ ધાન્ય તે અક્ષત કહીએ તે સર્વ ભાવના પૂર્વક શ્રી જિનરાજની આગળ મુકવાં. તથા પ્રભુની આગળ ઘણી જતના સહિત ઉત્તમ ઘીનો દીવો કરવો. તે પણ ભાવના સહિત કરવો. ઈહાં ભાવના શું સમજવી તે કહે છે. જે વખત નૈવેદ્યાદિક પ્રભુની આગળ મુકીએ તે વખતે એવો વિચાર કરવો કે હે સ્વામિનાથ તમોએ તો આવી રૂડી રૂડી ચીજો ઉપરથી સર્વથા પ્રકારે મમતા દૂર કરીને વીતરાગપણું પ્રકટ કરીને પોતાનું સ્વરૂપ નિરાવરણ કરીને સિદ્ધિનું સુખ પામ્યું છે. મારે પણ આપના પસાય થકી આવા પદાર્થો ઉ-

પરથી મમતા ક્યારે ઉતરશે અને પોતાનું સ્વરૂપ હું ક્યારે પ્રકટ કરીશ. જે દિવસે મારી મમતા સંસાર ઉપરથી ઉતરશે તે દિવસે હું ધન્ય માનીશ. એ રીતની ભાવના સહિત જે દ્રવ્ય ચઢાવવાં તે પૂજા કહીએ અને વળી દીપક કરતી વખતે એવું વિચારવું કે હે સ્વામિન્ આપને તો આ રીતે કેવળ જ્ઞાનરૂપ દીપક પ્રકટ થયો છે અને હું પણ આપના પસાયથી કેવળ જ્ઞાનરૂપ દીપક ક્યારે પ્રકટ કરીશ. ઈત્યાદિક ભાવના સહિત જે દીપક કરવો તે દીપક પૂજા કહીએ. આ રીતની ભાવના માર્ગાનુસાર્યાદિક ગુણોએ સહિત પુરૂષની પ્રમાણ છે. અને તેની જે ભાવના છે તે પૂર્વકૃત કર્મની નિર્જરાનું કારણ છે. અને તે શિવાઇ ભવાભિનંદિના લક્ષણોએ સહિત પુરૂષની જે પૂજા તે ભવફળનું કારણ છે. માટે વીતરાગના કહેલા ગુણોમાં પોતાની શક્તિને અનુસારે પ્રવર્તન કરવું, અને તે ગુણોની રક્ષાને માટે ઉપર કહ્યા પ્રમાણે પૂજામાં વર્તવું. પરંતુ વિવેકી ગૃહસ્થે તે દીવાએ કરીને પોતાના ઘરનું કામ ન કરવું. જો કોઈ પણ કરે તો તે દેવસેનની માતાની પઠમ તિર્યંચ યોન્યાદિ મહા દુઃખનું ભાજન થાય. તે કહ્યું છે કે,

दीपं विधाय देवानामग्रतः पुनरेव हि ॥
गृहकार्यं न कर्त्तव्यं कृते तिर्यग्भवं व्रजेत् ॥

અર્થ—દેવોની આગળ દીવો કરીને વળી ઘરનું કામ ન કરવું અને કરે સતે તિર્યંચના ભવને ભજે અર્થાત્ તિર્યંચની જોનીમાં અવતરે. ઈહાં દેવસેનની માતાનું દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.

ઈંદ્રપુરને વિષે અજિતસેન રાજા ને દેવસેન શેઠ હતા. તે શેઠ ઉત્કૃષ્ટો શ્રાવક, નિરંતર ધર્મ કારજ કરતો સતો સુખે કરીને કાળ ગમાવે છે. હવે તેજ નગરને વિષે એક ધનસેન નામે ઉંટનો ચરાવનાર વસે છે. તેના ઘર થકી એક ઊંટડી દેવસેનને ઘરે નિરંતર આવે છે. ધનસેને લાકડીના પ્રહારાદિકે કરીને તાડન કરી તો પણ પોતાને ઘેર નથી રહેતી. ત્યારપછી દયાયે કરીને ભીનું છે ચિત્ત તે જેનું એવો દેવસેન શેઠ તેણે મૂલ્યે કરીને એટલે તે ઊંટડીની કિમત્ત આપીને તે ઊંટડી લઇને પોતાને ઘેર રાખી. એક દહાડો ત્યાં ધર્મઘોષ આચાર્ય મહારાજ પધાર્યા. ત્યારે ઘણા ભવ્યપ્રાણીઓ ગુરૂને વંદન કરવાને અર્થે જતા હવા. દેવસેન શેઠ પણ ત્યાં ગયો. ત્યાર પછી ગુરૂમહારાજે ધર્મોપદેશ દીધો. તે આ પ્રકારે.—

धर्मो जगतः सारः सर्वसुखानां प्रधानहेतुत्वात् ॥
तस्योत्पत्तिर्मनुजात्सारं तेनैव मानुष्यम् ॥ १ ॥

अपि लभ्यते सुराज्यं लभ्यंते पुरवराणि रम्याणि ॥
नहि लभ्यते विशुद्धः सर्वज्ञोक्तो महाधर्मः ॥२॥

અર્થ—જગતની મધ્યે ધર્મ છે તેજ સાર છે. કેમકે સર્વ સુખોના પ્રધાન હેતુ છે માટે. એટલે આત્મિક સુખ અને પૌદ્ગલિક સુખ તે ધર્મથીજ નિષ્પન્ન થાય છે. રાગ, દ્વેષ, મોહનું જે ટાળવું તે આત્મિક સુખ કહીએ અને ધનધાન્યાદિક પુત્રકળત્ર અને નીરોગીપણું જે પામવું તે પૌદ્ગલિક સુખ કહીએ. તેમાં જે પુદ્ગલ સંબંધી સુખ છે. તે ઘાસને ઠેકાણે જાણવું અને આત્મિક સુખ છે તે દાંણાને ઠેકાણે જાણવું જેમ કોઈ પુરૂષ દાંણા નિષ્પન્ન કરવાને માટે ક્ષેત્ર વાવે છે તેમાં ઘાસ તો પ્રસંગે થાય છે. પણ તે ઘાસને માટે પ્રાયે કરીને કોઇ પ્રયાસ કરતું નથી તેમ સમ્યક્દૃષ્ટિ જીવ, પોતાનું સ્વરૂપ પ્રકટ કરવાને અર્થે ધર્મ કરણીમાં પ્રયાસ કરે છે પણ ધન ધાન્યાદિક પામવાને માટે કરતા નથી. પણ સરાગી પુરૂષો, નિરાશિર્ભાવે ધર્મ કરતાં થકાં સરાગભાવને લીધે પુણ્યાનુબંધિ પુણ્ય ઉપાર્જન કરે છે. તે ધર્મનોજ મહિમા કહેવાય, તે ધર્મની ઉત્પત્તિ મનુષ્ય થકી છે. તે કારણ માટે મનુષ્યપણું છે તે સાર છે. ॥૧॥

નિશ્ચે ભલું રાજ્ય પામીએ અને રૂડાં નગર પણ પામીએ પણ સર્વજ્ઞ મહારાજનો કહેલો એવો વિશુદ્ધ મહા ધર્મ નથી પામતા. એટલે ઉપર કહેલી વસ્તુ તો જીવ અનંતીવાર પામે છે. પણ લઘુ કર્મી વિના એટલે હળવા કર્મી જીવ વિના વીતરાગનો કહેલો ધર્મ બીજો જીવ પામી શકતો નથી. માટે વીતરાગ દેવનો કહેલો જે ધર્મ છે. તેજ શ્રેય છે. એ ભાવ. ॥ ૨ ॥

न धम्मकज्जा परमत्थि कज्जं न पाणिहिंसा परमं अकज्जं ॥
न पेमरागा परमत्थि बंधो न बोहिलाभा परमत्थि लाभो ॥

અર્થ—ધર્મ કારજથી બીજું કોઇ ઉત્કૃષ્ટ કારજ નથી, પ્રાણિની હિંસાથી બીજું કોઇ મોટું અકારજ નથી. પ્રેમ રાગથી બીજું કોઇ મોટું બંધન નથી. બોધી લાભથી એટલે સમ્યક્તવની પ્રાપ્તિથી બીજો કોઇ મોટો લાભ નથી. તે કારણ માટે હે ભવ્ય જીવો પ્રમાદને મુકીને શ્રી જિનધર્મને વિષે પ્રીતિ કરો. જેણે કરીને તમારા સર્વ અર્થ સિદ્ધ થાય. ઈત્યાદિ ધર્મોપદેશ દીધો. હવે ઉપદેશને અંતે દેવસેન શેઠ ગુરૂ પ્રત્યે પૂછતો હવો. હે સ્વામિન્ મારે ઘરે એક ઊંટડી છે તે ઊંટડી મારા ઘર વિના, બીજે ક્યાંય

પણ રહેતી નથી. તેનું શું કારણ છે. ત્યારે આચારજ માહારાજે કહ્યું કે આ ઊંટડી પૂર્વભવને વિષે તારી માતા હતી. એક દહાડો એણીએ શ્રી જિનરાજની આગળ દીવો કરીને પછી તે દીવાએ કરીને પોતાનાં ઘરનાં કામ કર્યાં. તથા ધૂપના અંગારાએ કરીને ચુલો સળગાવ્યો. ત્યાર પછી કેટલે એક કાળે કરીને ઈહાંથી મરીને પોતાનું કર્મ આળોવ્યા વિના તે કર્મના વશ થકી આ ઊંટડી થઈ છે. અને પૂર્વભવના સ્નેહ થકી તારૂં ઘર મુકતી નથી. એ સાંભળીને શેઠ આદિ સર્વ લોકો પણ દેવ સંબંધી વસ્તુના ઉપભોગનું આવું ફળ જાણીને તેનો પરિત્યાગ કરવાને વિષે ઉદ્યમવંત થયા. એટલે દેવ સંબંધી વસ્તુ પોતાના ભોગમાં લેવી નહીં. એ રીતના આદરવંત થયા. ત્યાર પછી ગુરૂને નમસ્કાર કરીને પોતપોતાને સ્થાનકે ગયા. એ રીતે પ્રદીપ અધિકારને વિષે દેવસેનની માતાનું દૃષ્ટાંત સમાપ્ત થયું.

આ દૃષ્ટાંત સાંભળીને સંસારથી બીતા એવા ભવ્ય પ્રાણીઓએ દેવ સંબંધી દીવાદિકે કરીને પોતાનું કારજ ન કરવું. અને દેવનું નિર્માલ્ય થોડું પણ ન લેવું. અને દેવ સંબંધી ચંદનાદિકનું તિલક ન કરવું. અને દેવ સંબંધી પાણિએ કરીને હાથ, પગ, પણ ધોવા નહિ દેવ સંબંધી દ્રવ્ય, વ્યાજે રાખવું નહિ. બીજું પણ દેવ સંબંધી વસ્તુ પોતાના કારજને વિષે ન જોડવું. એટલે પોતે ન વાપરવું.

આ પ્રકારે બીજી અગ્રપૂજા સમાપ્ત થઇ.

હવે ત્રીજી ભાવપૂજા કહીએ છીએ.

તે ભાવપૂજા જિનરાજને વંદન કરવે કરીને અને તેમના સ્તવનવડે કરીને અને તેમના સ્મરણાદિકે કરીને થાય છે. તેમાં પ્રથમ ચૈત્યવંદન કરવાના ઉચિત સ્થાનકે બેશીને ચૈત્યવંદન કરવું. અને શક્રસ્તવાદિ કહેવું. એટલે નમોથ્થુણં, કહેવું, ત્યાર પછી લોકોત્તર એટલે પ્રધાન એવા અને છતા તીર્થંકરના ગુણના સમૂહનું વર્ણન કરવાને તત્પર એવાં વચનોએ કરીને સ્તુતિ કરવી. ત્યાર પછી હૃદયરૂપ કમળના દોડાને વિષે એટલે હૃદય કમળને વિષે જિનેંદ્રને સ્થાપન કરીને તેમના ગુણનું સ્મરણ કરવું. એટલે તીર્થંકરના જ્ઞાનાદિક ગુણ સંભારવા તથા પ્રભુની આગળ નાટકના કરનાર પુરૂષે લંકેશાદિકની પઠમ એટલે રાવણની પઠમ અખંડ ભાવ ધારણ કરવો. એટલે પોતાનો ભાવ ખંડિત ન થવા દેવો. જેમ રાવણે એક દહાડો અષ્ટાપદ પર્વતને વિષે ભરત રાજાએ કરાવેલો એવો ને પોતપોતાનો વર્ણ અને પ્રમાણ, તેણે કરીને સહિત એવા ચોવીસ ઋષભાદિક તીર્થંકરોનો પ્રાસાદ, તેને વિષે દ્રવ્યપૂજા કરીને મંદોદરી આદિક સોળહજાર અંતઃપુરની સ્ત્રીઓએ સહિત

નાટક કરવા માંડયે સતે પોતાની વીણાની તાંત તુટી. ત્યારે જિનરાજના ગુણગાનના રંગના ભંગે કરીને બીતો એવો જે રાવણ તેણે પોતાની નસ કહાડીને ત્યાં સાંધી. તે વખતે તે રાવણે જિનરાજની ભક્તિએ કરીને તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું મહાવિદેહ ક્ષેત્રને વિષે તીર્થંકર થશે એ પ્રકારે બીજા પ્રાણીઓએ પણ જિનરાજની પૂજાને વિષે ઉદ્યમ કરવો. એ પણ ભાષ્યને વિષે આ રીતે કહ્યું છે.

गंधव्वनट्टवाइयलवणजलारत्तियाइदीवाई ॥
जं किच्चं तं सव्वं पिऊरई अग्गपूयाए ॥

ઇત્યાદિક વચને કરીને નાટક, અગ્રપૂજાને વિષે કહ્યું છે. તો પણ નાટકને ભાવે સહિતપણું છે. એટલે નાટક છે તે ભાવસહિત છે. એ હેતુ માટે અને વળી ભાવના પ્રધાનપણે કરીને કહેવાની ઇચ્છા છે એ હેતુ માટે તે નાટકને આ ભાવપૂજાને વિષે કહે સતે પણ દોષ ન જાણવો.

ત્રીજી ભાવપૂજા સમાપ્ત.

આ કહેવે કરીને ત્રણ પ્રકારની પૂજા કહી.

હવે પાંચ પ્રકારની પૂજા કહીએ છીએ.

पुष्पाद्यर्चा तदाज्ञा च तद्द्रव्यपरिरक्षणम्॥
उत्सवास्तीर्थयात्रा च भक्तिः पंचविधा जिने॥

અર્થ—શ્રી જિનેંદ્રને વિષે પાંચ પ્રકારની ભક્તિ છે, તે ભક્તિનું સ્વરૂપ નીચે દેખાડીએ છીએ.

૧. કેતકી, ચંપો, જાઇ, જુઇ, શતપત્રાદિ એટલે કમળાદિ નાના પ્રકારનાં ફુલોએ કરીને અને ધૂપ, દીપ, ચંદનાદિકે કરીને, જિનરાજનું એટલે જિનપ્રતિમાનું જે અર્ચન કરવું એટલે પૂજવું તે પહેલી ભક્તિ કહીએ તથા ૨. શ્રી જિનેંદ્રની આજ્ઞાનું સમ્યક્ પ્રકારે મન વચન કાયાએ કરીને પરિપાલન કરવું. એટલે અંતર રૂચિસહિત જિનરાજની આજ્ઞામાં વર્તવું. તે બીજી ભક્તિ કહીએ. કેમકે જિનરાજની આજ્ઞા છે તેજ સર્વ ધર્મ કૃત્યનું મૂળ કારણ છે. તે કારણ માટે, જિનરાજની આજ્ઞા વિના સર્વ પણ ધર્મ કૃત્ય નિરર્થક છે. એટલે ફોગટ છે. એ પ્રકારે જાણીને જિનરાજની આજ્ઞાને વિષે વિશેષ પ્રકારે ઉદ્યમ કરવો. તે કહ્યું છે.

आणाइतवो आणाइसंजमो इत्यादि०

नमिउ नवो अणंतो तुह आणाविरहिएहि जीवेंहि ॥
पुण नामियव्वो तेहिं जेहिं नंगीकया आणा ॥
जो न कुणइ तुह आणं सो आणं कुणइ तिहुअणजणस्स ॥
जो पुण कुणइ जिणाणं तस्साणा तिहुअणे चेव ॥

અર્થ—તમારી આજ્ઞારહિત એવા જે પુરૂષો તેમણે અનંતો ભવભમ્યો. એટલે તમારી આજ્ઞારહિત જે પુરૂષો છે. તે અનંતાકાળ સંસારમાં ભમ્યા- વળી જેમણે તમારી આજ્ઞા અંગીકાર કરી નથી તે પુરૂષોએ સંસાર ભમવા જોગ્ય છે. એટલે જે પુરૂષો તમારી આજ્ઞા અંગીકાર નથી કરતા. તે ઘણા- કાળ સંસારમાં રહેશે.

જે પુરૂષ તમારીઆજ્ઞા નથી કરતો એટલે તમારી આજ્ઞામાં નથી વ- ર્તતો તે પુરૂષ ત્રણ ભુવનના લોકની આજ્ઞા પ્રત્યે કરે છે. એટલે ત્રણ લોકના દાસપણા પ્રત્યે પામે છે. અને જે પુરૂષ જિનરાજની આજ્ઞા પ્રત્યે કરે છે. એટલે જિનરાજની આજ્ઞામાં શક્તિને અનુસારે વર્તે છે. અને જે પોતાથી નથી પર્તાતુ તેની શ્રદ્ધા કરે છે તે પુરૂષની આજ્ઞા ત્રણ લોકને વિષે વર્ત્તે છે. એટલે ત્રણ લોકના રહેનારા જે જીવો તે તેનું દાસપણું કરે છે.

તથા દેવસંબંધી દ્રવ્યનું સમ્યક્ પ્રકારે રક્ષણ કરવું. અને વૃદ્ધિનું કરવું. એટલે વધારવું એ ત્રીજી ભક્તિ કહીએ. જે કારણ માટે આ સંસારને વિષે પોતાના દ્રવ્યનું રક્ષણ કરવું. તેને વિષે સર્વ પણ પ્રાણીઓ તત્પર વર્તે છેજ એટલે પોતાના દ્રવ્યની રક્ષા કરવી અને તેની વૃદ્ધિ કરવી તેમાં સર્વ લોકો હુંશીઆરજ છે. પરંતુ દેવદ્રવ્યના રક્ષણાદિકને વિષે એટલે દેવદ્રવ્ય બગાડવા ન દેવું અને તેની વૃદ્ધિ કરવી. તેમાં કોઇક ઉત્તમ પ્રાણીનીજ પ્રવૃત્તિ હોય છે. અર્થાત્ કોઇ ઉત્તમ જીવ હોય છે તેજ દેવદ્રવ્યની રક્ષા કરવામાં અને તેની વૃદ્ધિ કરવામાં વર્તે છે. વળી જે પ્રાણીઓ દેવદ્રવ્યના રક્ષણાદિકને વિ- ષે સમ્યક્ પ્રકારે એટલે જસ, કીર્તિની વાંછારહિત પ્રવર્તે છે. તે પ્રાણિઓ આ લોક પરલોકને વિષે મહા સુખની શ્રેણિએ સહિત થાય છે. એટલે ઘ- ણા સુખને પામે છે. અને જે પ્રાણિઓ દેવદ્રવ્યના ભક્ષણાદિ પ્રત્યે કરે છે એટલે દેવદ્રવ્ય ખાઇ જાય છે. તે પ્રાણિઓ બે લોકને વિષે પણ અતિશે દુઃખના ભજનારા થાય છે. એટલે મહાદુઃખી થાય છે. તે કહ્યું છે. કે,—

जिणपवयणवुड्ढिकरं पभावगं नाणदंसणगुणाणं ॥
भरकंतो जिणदव्वं अणंतसंसारिउ होइ ॥१॥
जिणपवयणवुड्ढिकरं पभावगं नाणदंसणगुणाणं ॥

रक्खंतो जिणदव्वं परित्तसंसारिउ होइ ॥२॥
जिणपवयणवुड्ढिकरं पभावगं नाणदंसणगुणाणं ॥
वड्ढंतो जिणदव्वं तित्थयरत्तं लहइ जीवो ॥३॥

અર્થ—જિનપ્રવચનની વૃદ્ધિનું કરનારૂં એટલે જૈનશાસનની ઉન્નતિનું કરનારૂં એવું. કેવે પ્રકારે જિનપ્રવચનની વૃદ્ધિનું કરનારૂં છે તે કહે છે. કે દેવદ્રવ્ય સતેજ નિરંતર જિનાયતનને વિષે એટલે દેરાસરને વિષે પૂજા, સત્કાર, તેના સંભવ છે. એટલે પૂજા, સત્કાર, થાય છે અને વળી તે દેરાસરને વિષે પ્રાયે કરીને યતિ લોકોનું આવવું થાય છે. અને તેમની પાસે વ્યાખ્યાનનું સાંભળવું તે આદિક થકી જિનપ્રવચનની વૃદ્ધિ થાય છે. તથા જ્ઞાન, દર્શન, ગુણોનું પ્રભાવક એટલે જ્ઞાનગુણનું અને દર્શનગુણનું શોભાવનાર એવું. કેમકે જિનપ્રવચનની વૃદ્ધિએ કરીનેજ જ્ઞાનાદિક ગુણોની પ્રભાવના થાયજ છે. એવું જે જિનદ્રવ્ય તે પ્રત્યે ભક્ષણ કરતો એટલે મૂર્ખપણા થકીજ દેવદ્રવ્યના ઉપભોગ પ્રત્યે કરતો એવો જે જીવ, તે અનંત સંસારી થાય એટલે પૂર્વે કહેલા એવા દેવ સંબંધિ દ્રવ્યને ખાનારો અનંતાકાળ સંસારમાં પરિભ્રમણ કરે છે. અર્થાત્ દુર્લભ બોધી થાય છે. એ કારણ માટે ચૈત્યદ્રવ્ય ભક્ષણ કરવા જોગ્ય નથી. અને જે ભક્ષણ કરે છે તે સંકાશાદિક શ્રાવકની પઠમ મહા અનર્થનો ભજનારો થાય છે. એટલે મહા અનર્થમાં પડે છે. ॥૧॥

પૂર્વાર્ધ ગાથાનો અર્થ તો ઉપર પ્રમાણે સમજવો. જિનદ્રવ્યની રક્ષા કરતો એવો જે જીવ તે, પરિમિત સંસારવાળો હોય. એટલે થોડા કાળમાં મુક્તિ જનારો છે. માટે અલ્પભવ સ્થિતિવાળો કહીએ. ॥૨॥

પૂર્વાર્ધ ગાથાનો અર્થ ઉપર પ્રમાણે સમજવો. જિનદ્રવ્ય પ્રત્યે વધારતો એટલે ભલા સ્થાનકમાં હરકોઈ કળાના પ્રયોગાદિકે કરીને વૃદ્ધિ પ્રત્યે કરતો એવો જે જીવ એટલે ભવ્યપ્રાણી તે તીર્થંકરપણા પ્રત્યે પાંમે છે. તીર્થંકરપણાનું પામવું તો દેવદ્રવ્યની વૃદ્ધિના કરનારને. પ્રવચનની ભક્તિના અતિશય થકી છે. એટલે પ્રભાવ થકી અતિશે કરીને પ્રસિદ્ધજ છે. અર્થાત્ જિનઆજ્ઞાએ કરીને સહિત દેવદ્રવ્યની વૃદ્ધિ કરનારો ઉત્કૃષ્ટ રૂડા પરિણામે કરીને તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરે છે. એ ભાવ છે. ॥૩॥

ઇહાં દેવદ્રવ્યની વૃદ્ધિ શી રીતે કરવી તે કહે છે, અપૂર્વ અપૂર્વ દ્રવ્ય ભંડારમાં નાખવે કરીને જાણવી. તે વૃદ્ધિ, પંદર કર્માદાનરૂપ કુવ્યાપારને વર્જીને ન્યાય સહિત વ્યવહારાદિક વિધિએ કરીનેજ, એટલે પંદર કર્માદાનને મુકીને અન્યાયને વર્જીને રૂડા વ્યાપારાદિકના વિધિએ કરીનેજ કરવી અવિ-

ધિએ કરીને તો તે દેવદ્રવ્યનું વધારવું ઉલટુ દોષને અર્થે થાય છે. એટલે કર્મબંધનને અર્થે થાય છે તે કહ્યુ છે.

जिणवरआणारहियं बद्धारंताबि केवि जिणदव्वं ॥
बुड्डंति नवसमुद्दे मूढा मोहेण अन्नाणी ॥

અર્થ—મોહે કરીને એટલે મોહનીયકર્મે કરીને અજ્ઞાની એટલે વિશુદ્ધ જ્ઞાને કરીને રહિત એવા કેટલાએક પણ મૂઢલોકો એટલે મૂર્ખલોકો જિનદ્રવ્ય પ્રત્યે એટલે જિન સંબંધી દ્રવ્ય પ્રત્યે જિનવરની આજ્ઞાએ કરીને રહિતપણે એટલે જેમ જિનરાજની આજ્ઞા ખંડિત થાય તેમ વધારતા એવાય પણ, ભવ સમુદ્રને વિષે એટલે સંસાર સમુદ્રમાં બુડે છે. જિનરાજની આજ્ઞા રહિત દેવદ્રવ્યનું વધારવું કેવી રીતે હોય તે દેખાડે છે. જેમ શ્રાવકે દેવદ્રવ્યની વૃદ્ધિને અર્થે કલ્પપાલ એટલે કલાલ અને મત્સ્યબંધક વધક એટલે જાળનો નાંખનાર, ધીવર એટલે પારધી અને વેશ્યા, અને ચર્મકારાદિ એટલે ચામડીઆ. એ આદિ લોકોને કલાંતરાદિકે કરીને આપવું. એટલે હરેક કોઇ પઇઠણ કરીને એટલે, આ દ્રવ્ય હું તને આટલું આપુછું તેને બદલે આટલું વધારે લઇશ. એવી રીતની પઇઠણ કરીને આપવું તથા દેવદ્રવ્યે કરીને ભાડાં ઉપજાવવાને માટે અને તે ભાડાં ઉપજાવીને દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાને અર્થે જે દેવને માટે થાવરાદિકનું નિપજાવવુ એટલે ઘર, હાટ, ક્ષેત્રાદિકનું નિપજાવવું તથા મોઘવારીનો સંભવ સતે એટલે આગળ આ ધાન્ય મોઘું થશે. એવો સંભવ થએ સતે વેપારે કરીને બહુ દેવદ્રવ્ય ઉત્પન્ન કરવાને અર્થે ગૃહસ્થીએ જે દેવના ધને કરીને સુંઘાં ધાન્યનો સંગ્રહ કરવો તથા દેવને માટે કુવા, વાડી, ક્ષેત્રાદિકનું કરાવવું તથા દાનશાળાદિકને વિષે ભાંડને ઉદ્દેશીને એટલે આનું આટલું દાંણ અને આ ચીજનું આટલું દાંણ એ રીતે કરીને રાજાને ગ્રહણ કરવા યોગ્ય જે ભાગ તેથી અધિક કરનું ઉત્પન્ન કરવું, તે કરવાથી ઉત્પન્ન થયું જે દ્રવ્ય તેણે કરીને દેવદ્રવ્યની વૃદ્ધિનું કરવું, તે સર્વ જિનરાજની આજ્ઞા વિરૂદ્ધ દેવદ્રવ્યનું વધારવું જાણવું. તથા પ્રકારે કહ્યું છે.

उस्सुत्तं पुण इत्थ थावरपाउग्गकूवकरणाइ ॥
उप्पूयगकरउप्पायणाइ धम्माहिगारंमि ॥१॥

અર્થ—વળી આ પ્રકારે ઉત્સૂત્ર જાણવું. કેવે પ્રકારે તે કહે છે. સ્થાવર, ઘર, હાટ, કૂવાનું કરાવવું. અને ધર્મના અધિકારને વિષે નવા નવા કરનું ઉત્પન્ન કરવું. એ સર્વે ઉત્સૂત્ર જાણવું એટલે સૂત્રથી ઉલટું જાણવું. કેમકે સ્થાવરાદિ એટલે ઘર, હાટ, કૂવા ક્ષેત્રાદિકનું નિપજાવવું નિવારણ

કર્યું છે. શા કારણ માટે નિવારણ કર્યું છે તે કહે છે. તે ઘર, હાટાદિક બનાવતાં છકાય જીવની વિરાધના થાય છે. અને તે ઘર, હાટાદિક બન્યા પછી તેમાં અસંજત લોકોના એટલે આરંભના કરનારા લોકોના રહેવાપણે કરીને મહા સાવદ્યપણું થાય છે. એટલે મહા પાપ લાગે છે. માટે નિવારણ કર્યું છે. કે, દેવને અર્થે એટલાં વાંનાં ન નિપજાવવાં. અને દેવને અર્થે નવા કરનું ઉત્પન્ન કરવું તે લોકને અપ્રીતિને ઉત્પન્ન કરનાર છે. અને તેણે કરીને અબોધિનું કારણ થાય છે. અર્થાત્ સમકિતને રોકવાનું કારણ થાય છે. માટે નવા કર ઉત્પન્ન કરવાનું નિવારણ કર્યું છે. તે કહ્યું છે.

धम्मज्ञमुज्जएणं सव्वस्सापत्तियं न कायव्वं ॥
इय संजमोवि सेज इन्न य नगवं उदाहरणं ॥
सो तावसासमाउ तेसिं अपत्तियं मुणेऊणं ॥
परमअबोहिबीयं तउ गउ हंत ऽकालेवि ॥

અર્થ— આ બે ગાથાનો અર્થ પ્રથમ ગયો છે તેથી લખ્યો નથી.

ઇહાં કેટલાએક આચાર્યો એવી રીતે કહે છે. શ્રાવક લોક વિના બીજા લોકોને અધિક ઘરેણું લઇને, પઇઠણ કરીને, તેને દેવ સંબંધી દ્રવ્ય આપીને તેની વૃદ્ધિ કરવી ઉચિત છે. પણ શ્રાવક લોકોને દેવ સંબંધી દ્રવ્ય ધીરીને તેની વૃદ્ધિ કરવી ઉચિત નથી. કેમકે તેના પ્રણામ બગડે તો સમૂળગો દ્રવ્ય આપે નહી. અને વળી કહે કે, અમારા બાપદાદાએ આ દેરાસરમાં ઘણુંએ દ્રવ્ય આપ્યું છે. એવી રીતે વાંકુ બોલીને તે પાછું આપે નહી તો તેને શું કરવું. કેમકે, તેનો કાંઇ ઇલાજ થઇ શકે નહિ. જો સરકારમાં ફરીયાદ કરીએ તો જૈનશાસનની હેલણા થાય. અને તે પ્રાણી પણ દુખી થાય. માટે શ્રાવક લોકોને તો પ્રથમથી આપવુંજ નહીં. અને જે શ્રાવક હોય તે દેવદ્રવ્ય પોતે ગ્રહણ કરે નહીં, આ વિષે વાર્તા તો ઘણી છે. પણ ગ્રંથ મોટો થાય માટે લખી નથી. બીજા શાસ્ત્રથી જાણી લેવી. અર્થાત્ આમાં સાર એટલોજ છે કે, પોતાની શક્તિ પ્રમાણે દેવદ્રવ્યની રક્ષા કરવી અને આજ્ઞા સહિત વૃદ્ધિ કરવી. અને તે દેવદ્રવ્ય બગડવા દેવું નહીં. અને કોઇ બગાડતો હોય તો, તેની પોતાની શકિત સતે ઉપેક્ષા કરવી નહિ. એટલે અવગણના કરવી નહિ. મારે શું!! ઘણાય સંભાળનારા છે. એવી રીતે કરવું નહિ. વળી કહ્યું છે.

चेइयदव्वविणासे इसिघाए पवयणस्स उड्डाहे ॥
संजइचउत्थनंगे मूलग्गी बोहिलानस्स ॥

અર્થ—ચૈત્યદ્રવ્યનો વિનાશ કરે સતે અને ઋષિનો ઘાત કરે સતે એટલે મુનિનો વિનાશ કરે સતે અને પ્રવચનનો ઉડ્ડાહ કરે સતે એટલે જૈનશાસનની હેલણા કરે સતે, અને સંજતીના ચોથા વ્રતનો ભંગ કરે સતે એટલે સાધ્વીના શીલવ્રતનો ભંગ કરે સતે, બોધિ લાભના મૂળમાં અગ્નિ દીધો એમ જાણવું. અર્થાત્ એ રીતે કરે સતે સમકિત ગુણનો નાશ થાય છે. એ ભાવ છે. ઈહાં જે દેવદ્રવ્ય કહ્યું તે ઉપચારે સમજવું. કેમકે દેવ તો વીતરાગ છે. અને પ્રથમ સર્વ ધનધાન્યાદિક ત્યાગ કરીને ચારિત્ર ગ્રહણ કરીને સર્વથા પ્રકારે મમત્વ દૂર કરીને આઠ કર્મનો ક્ષય કરીને મોક્ષ નગરે પહોંચ્યા છે. માટે તેમને તો દ્રવ્ય નજ હોય. પણ ભવ્યજીવોને તે પરમાત્માના ગુણ સંભારવાને માટે તેમની પ્રતિમા સમ્યગ્દૃષ્ટિ જીવોએ સ્થાપન કરી છે તે છે તો અજીવ પણ, વ્યવહારમાં તે પ્રતિમાને વિષે ભાવ તીર્થંકરનું આરોપણ કરીને તે પ્રતિમાને જિન કહીએ તો બાધક નથી. તેમ તે પ્રતિમાની સાચવણને માટે સમ્યગ્દૃષ્ટિ જીવોએ સ્થાપન કરેલું જે દ્રવ્ય તેને વ્યવહારમાં દેવદ્રવ્ય કહેવામાં અડચણ નથી. કેમકે સિદ્ધાંતમાં સિદ્ધાયતન ધર્મયાન, એ રીતે કહીને બોલાવ્યાં છે. વસ્તુગતે તો લાકડાનો રથ છે. પણ ધર્મી પુરૂષોના બેસવા થકી ધર્મયાન એટલે ધર્મરથ કહેવાય છે. એ રીતે ઉપયોગ સહિત દેવદ્રવ્ય કહેવામાં બાધક નથી. તે દેવદ્રવ્યને બગાડતાં પ્રણામની મલીનતા થાય છે. માટે રૂડા પ્રણામ સહિત જેમ બને તેમ તેની રક્ષા કરવી. ઈહાં દેવદ્રવ્યનું ભક્ષણ કરવું અને રક્ષણ કરવું તેમાં દૃષ્ટાંત તો ઘણાં છે. પરંતુ આ પ્રસ્તાવમાં સુવર્ણરૂચિ આદિકનું દૃષ્ટાંત દેખાડીએ છીએ.

તે દૃષ્ટાંત.

સૌરાષ્ટ્ર દેશને વિષે એટલે સોરઠ દેશને વિષે રત્નસંચયા એવે નામે નગરી છે તેમાં નાહર એવે નામે સાર્થવાહ તેની સુવર્ણશિખા એવે નામે સ્ત્રી તેમનો સુવર્ણરૂચિ એવે નામે પુત્ર, ઉત્કૃષ્ટો અર્હત્નો ભક્ત એવો એટલે શ્રાવક રહેતો હતો. તે એક દહાડો સાર્થ કરીને અને ઘણા લોકોને સાથે લઈને સિંધુસાર નગરે ગયો. ત્યાં સિંધુસૌવીર નામે રાજા વસે છે. ત્યાં સુવર્ણરૂચિ વેપારને, કરતો હવો. તેને ઘણો લાભ થયો. ત્યાર પછી તે નગરના રહેનાર રત્નાવહ સાર્થવાહની સાથે એ સુવર્ણરૂચિને પ્રીતિ થઈ. એક દહાડો રત્નાવહ શેઠના ઘરમાં ધર્મકથા પ્રત્યે કરતો એવો સુવર્ણરૂચિ તેણે દેવગુરૂ ધર્મરૂપ તત્ત્વ સમ્યગ્ પ્રકારે પરૂપ્યાં. એટલે યથાર્થ દેવનું તથા ગુરૂનું તથા ધર્મનું સ્વરૂપ દેખાડ્યું. ત્યાર પછી પોતાના કુટુંબ સહિત રત્નાવહ સાર્થવાહ પરમ અર્હત્નો ભક્ત થયો. એટલે શ્રાવક થયો. એક દહાડો તે સાર્થવાહે પોતાની રત્નાવતી એવે નામે પુત્રી મહોત્સવ પૂર્વક એટલે મોટા ઓચ્છવ

કરીને સુવર્ણરૂચિ કુંવરને આપી એટલે પરણાવી. ત્યાર પછી તે સુવર્ણરૂચિ કુમાર, સર્વ જિનભવનોને વિષે મહાપૂજાઓ પ્રત્યે કરાવતો હવો. એટલે આશાતના ટાળીને જિનરાજની ભકિત કરાવતો હવો. અને સર્વ જિનદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય, પ્રત્યે સંભાળતો હવો. એટલે તે દ્રવ્યની પોતે સારસંભાળ રાખે. અને પડેલાં એવાં જિનમંદિર અને બીજાં પણ ધર્મનાં સ્થાનક તે પ્રત્યે પોતે કરાવે છે. એક દહાડો પોતાના સસરા સાર્થવાહે કહ્યું. હે ભદ્ર પોતાના દ્રવ્યે કરીને કેમ એક પોતાનું જિનમંદિર નથી કરાવતા. પારકાં ઉધરયાં તેણે કરીને શું એટલે પરનાં કરાવેલાં જિનમંદિર સોજ કરાવવાં તેણે કરીને શું, એવું પોતાના સસરાએ કહે સતે સુવર્ણરૂચિ કહેતો હવો. હે ભદ્ર જો સમ્યગ્ પ્રકારે જિનરાજનું સ્વરૂપ જાણ્યું હોય, ત્યારે પોતાનું જિનમંદિર કીયું ને પારકું જિનમંદિર કીયું, કેમકે પરમાર્થના દેખનાર પ્રાણીઓનો એટલે સમકિતદૃષ્ટિ પ્રાણીઓનો, સર્વ વિધિ ચૈત્યોને વિષે એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિ સહિત બનેલાં એવાં દેરાસરોને વિષે સરખોજ આદર હોય, એમાં મારા તારાપણું ન હોય, કેમકે આ ઉરૂં મારૂં છે ને આ ઉરૂં પારકું છે એ રીતે મારા તારાપણું કરે સતે મિથ્યાત્વજ આવે, અને કાંઈ પણ ફળ થાય નહિ. જે કારણ માટે કહ્યું છે.

पाएणणंतदेउलजिणपडिमा कारिआउ जीवेण ॥
असमंजसवित्तीए न य सिद्धो दंसणलवो वि ॥

અર્થ—જીવે અસમંજસ વૃત્તિએ કરીને એટલે વીતરાગની આજ્ઞારહિતપણે કરીને પ્રાયે કરીને અનંત દેવળ, અને અનંત જિનપડિમાઓ કરાવી તોપણ દર્શનનો લવ માત્ર પણ સિદ્ધ થયો નહીં. એટલે સમકિતનો અંશમાત્ર પણ આવ્યો નહીં કેમકે ઉલટી રીતિએ કરીને કરાવ્યું માટે. તે કારણ માટે સર્વ ચૈત્યોને વિષે પોતાની શક્તિ પ્રમાણે સર્વ આદરે કરીને પ્રવર્તન કરવું. એટલે પોતાની શકિતને અનુસારે સર્વ વિધિજિનભવનોને વિષે સરખી રીતીએ પ્રવર્તન કરવું. પણ આ મારૂં છે. આ પારકું છે. એવી રીતે ન કરવું. એ રીતે કરવામાં વીતરાગની આજ્ઞાનો ભંગ થાય છે. માટે સર્વત્ર સરખો આદર રાખવો. તે કહ્યું છે.

एगो सुगुरू एगावि सावगा चेइयाणि विविहाणि ॥
तत्थ य जं जिणदव्वं परूप्परं तं न विच्चंति ॥

અર્થ—બીજાને ન અંગીકાર કરવાથી એક એવા સુગુરૂ એટલે રૂડા આચાર્ય—ઈહાં, આનુ સુગુરૂપણું કહ્યું. તે બાહ્ય આડંબર દેખવે કરીને

તેવા લોકોની અપેક્ષાએજ કરીને કહ્યું છે. પણ પરમાર્થ થકી સુગુરૂપણું ન જાણવું. અને એક એવા શ્રાવક તે પણ નામ માત્રે કરીને જાણવા. પણ જેવા સિદ્ધાંતમાં કહ્યા છે તેવા ન જાણવા. તથા ચૈત્ય એટલે જિનપ્રસાદ અથવા જિનપ્રતિમાઓ તે નાના પ્રકારનાં છે એટલે જુદાં જુદાં છે. તો પણ એકજ છે. તે ગુરૂ, તે શ્રાવક, તે ચૈત્યો, તેમનું એકપણું સતે પણ જે જિનદ્રવ્ય એટલે દેવદ્રવ્ય છે. ઉપલક્ષણ થકી જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય ગ્રહણ કરવું. મિથ્યાત્વે કરીને લોપાઈ ગઈ છે ચેતના તે જેમની એવા શ્રાદ્ધાભાસ સતા તે જિનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, તેને પરસ્પર એટલે માંહોમાંહે એક બીજાના દેરામાં, જ્ઞાનમાં, ખર્ચતા નથી. એનો આ નીચે પ્રમાણે ભાવ જાણવો. એક ગુરૂ શ્રાવક સતા પણ, રખે આ સમ્યગ્ પ્રકારે શિખામણ દીધા સતા અમને ત્યાગ કરીને અન્ય પક્ષને ગ્રહણ કરે!! ઇત્યાદિક બીકે કરીને દુર્ભાષી એટલે ઉત્સૂત્રના પ્રરૂપક એવા અને મુખરક્ષક એટલે મુખ જોઇને વાત કરનારા એવા જે ગુરૂ તેમણે સમ્યગ્ પ્રકારે શિક્ષણ ન કરેલા એવા શ્રાવકાભાસ, મત્સરાદિક દોષે કરીને એટલે એક બીજાના ઉપર ઈર્ષ્યા દોષે કરીને પોતાને વશ એવું ચૈત્યદ્રવ્ય, તેને, સરખાં એવાંય પણ બીજા સાધર્મિક ભાઇઓએ કરાવેલાં એવાં જે ચૈત્ય તેમને વિષે ઉપયોગી એવોય પણ એટલે તે દેરાસરોમાં તે દ્રવ્યનું કામ પડે સતે પણ, હમે પરચૈત્યને વિષે એટલે બીજાના દેરાસરને વિષે અમારા દેરાસરનું દ્રવ્ય નહિ આપીએ. એ રીતે બોલીને કલેશ કરતા એવા તે નામશ્રાવકો. છતું એવું પણ દ્રવ્ય તેને, બીજા દેરામાં આપતા નથી. એ સર્વ મિથ્યાત્વનું ચેષ્ટિત જાણવુ.

એ પ્રકારે કરનારા પુરૂષો કેવા ક્હેવાય તે કહે છે.

ते न गुरू नो सड्ढा न पूइउ होइ तेहि जिणनाहो॥
मूढाणं मोहठिइ सा न ज्ञइ समयनिउणेहिं॥

અર્થ—જે ઉપાસકના હૃદયને ગમતું બોલનારા એટલે પોતાના સેવકોની મરજી પ્રમાણે ભાષણ કરનારા ગુરૂ, તેમના શિષ્ય ભૂત, એટલે સેવક તુલ્ય એવા જે શ્રાવક. એટલે નામ માત્ર શ્રાવક. તે તેવા નિર્મળ ઉપદેશે રહિતપણે કરીને માંહોમાંહે ચૈત્યદ્રવ્ય પ્રત્યે દેવના કાર્યને વિષે નથી ખરચતા એટલે નથી આપતા. તે તેવા ગુરૂ એટલે સિદ્ધાંતમાં કહ્યા એવા ધર્માચાર્ય ન હોય. અર્થાત્ મુખદાક્ષિણ્યથી ઉપદેશના કરનારને ગુરૂ ન જાણવા. ગુરૂ તો તેજ જાણવા. જે મુખદાક્ષિણ્યાદિકવડે કરીને પણ એટલે પોતાના પુદ્ગલ સુખને માટે સાંમાની દાક્ષણુતા રાખીને પણ મિશ્ર વચન ન બોલે. ત્યારે કેવું બોલે તે કહે છે. કાલિકાચાર્યની પઠમ પ્રકટજ બોલે અર્થાત્ જેવું હોય તેવું.

કહે પણ કોઇની શરમ રાખીને સિદ્ધાંતથી ઉલટું બોલે નહિ તેજ ગુરૂ કહીએ. તે દેખાડે છે.

जीअं काऊण पणं तुरमणिदत्तस्स कालिअज्जेण ॥
अवि य सरीरं चत्तं न य जणियमहम्मसंज्जुत्तं ॥

અર્થ—તુરમણી એવે નામે નગરીને વિષે કાલિકાચાર્યે જે તેમણે દત્તનામે મહારાજની આગળ પોતાના જીવિતનું પણ કરીને એટલે પ્રતિજ્ઞા કરીને વળી પોતાનું શરીર પણ ત્યાગ કર્યું. એટલે મને કરીને પોતાનો દેહ પણ ત્યાગો. પરંતુ અધર્મ સહિત એટલે અસત્ય વચન ન કહ્યું. અર્થાત્ જુઠું ન બોલ્યા. તથા તે શ્રાવક ન કહીએ. જે ચૈત્ય સંબંધી દ્રવ્યને, પરસ્પર ચૈત્યકારજને વિષે નથી વાપરતા એટલે નથી આપતા. તે શ્રાવક ન કહેવાય કેમકે તેમનું સમકિતે કરીને સહિતપણું છે માટે, વળી સમકિતનું રહિતપણું, તેવા પુરૂષોને ઉપશમાદિકના અભાવ થકી પ્રસિદ્ધજ છે. કેમકે સમકિત સહિત ઉપશમ ભાવ થયો હોય તો મારા તારાપણું કરે નહીં અને જ્યાં ધર્મસ્થાનકોમાં મારાતારાપણું છે ત્યાં સમકિત નજ જાણવું. વળી સમકિતનો અભાવ સતે બીજાં વ્રત પાળે સતે પણ શ્રાવકપણું ન કહેવાય. કેમકે વ્રતનુ સમકિતને મૂળપણું છે. એટલે શમકિત છે તે સર્વ વ્રતનુ મૂળ છે. માટે સમકિત વિના ઉપરથી ગમે તેટલાં વ્રત પાળે તો પણ વસ્તુગતે શ્રાવક કહેવાય નહિ. તે કહ્યું છે.

सम्यक्त्वमूलानि पंचाणुव्रतानि गुणास्त्रयः ॥
शिक्षापदानि चत्वारि व्रतानि गृहमेधिनाम् ॥१॥

અર્થ—ગૃહસ્થ લોકોને સમ્યકત્વ છે મૂળ જેમનું હેવાં પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત,ને ચાર શિક્ષાવ્રત, એ રીતે બારે વ્રત સમકિત સહિત હોય તે કારણ માટે તે શ્રાવક ન કહીએ. તથા "તેમણે એટલે પરસ્પર મત્સરાદિક કરવે કરીને પોતપોતાના ચૈત્ય થકી બીજા ચૈત્યને વિષે ચૈત્ય દ્રવ્યાદિક પ્રત્યે ન ખર્ચતા એવા જે નામ શ્રાવકો તેમણે" જિનનાથ એટલે વીતરાગ દેવ, દ્રવ્ય ભાવ ભેદવાળી પૂજાએ કરીને નથી પૂજ્યા. કદાચિત્ દ્રવ્ય માત્રે કરીને પોતાની મતિ કલ્પનાથી પૂજા કરે છે તો પણ પરમાર્થે કરીને તેમને પૂજનારા ન કહીએ. કેમકે ભગવત્‌ની પૂજા મનની શાંતિને અર્થે કહી છે. તે શાસ્ત્રમાં કહ્યું છે.

पूयाए मणसंती मणसंतीए य सुहवरं झाणमित्यादिवचनात् ॥

અર્થ—પૂજાએ કરીને મનની શાંતિ થાય. મનની શાંતિએ કરીને શ્રેષ્ઠ એવું શુભ ધ્યાન થાય. એવું કહેલું છે.

જો તે પણ પૂજા કલેશ સહિત પ્રાણીઓએ કરીએ. એટલે કલેશવંત પ્રાણીઓ કરે ત્યારે જિનનાથ તેમણે નથી પૂજ્યા એમ જાણવું. કેમકે જેવું સિદ્ધાંતમાં કહ્યું છે. તે રીતે કરવાના અભાવ થકી.

ઈહાં પ્રશ્ન?

ત્યારે તે ગુરૂ શ્રાવક જિનપૂજાદિક શું કહીએ, એટલે પૂર્વે કહ્યા એવા ગુરૂ અને શ્રાવક અને જિનપૂજાદિક, તેને શું સમજવું.

ઉત્તર. મૂઢ લોકોની એટલે મૂર્ખ લોકોની મોહની સ્થિતિ જાણવી. એટલે મૂઢપણાની મર્યાદા જાણવી. તે તેવી મૂઢપણાની મર્યાદા, સિદ્ધાંતના તત્વના જાણ પુરૂષોએ જાણીએ છીએ. એટલે સિદ્ધાંતમાં ડાહ્યા પુરૂષોજ જાણે છે. જિનચૈત્યોની પણ સ્વપર ભાવની અપેક્ષાએ કરીને એટલે આ દેરૂં અમારૂં છે. આ દેરૂં પારકું છે. એવી અપેક્ષા રાખીને પૂજાના કરનાર પુરૂષનું ચિત્ત મમકારાદિકે કરીને એટલે મારાતારાપણે કરીને કુંતલ દેવીની પઠમ. સંકલેશ સહિતજ હોય. એ માટે કહ્યું છે. કે,

तवसुत्तविणयपूया न संकिलिठस्स हुंति ताणाइं ॥
खवमागमि विणयरया कुंतलदेवी उदाहरणं ॥१॥

સંકિલિષ્ટ એવું ચિત્ત સતે જન્મ, જરા, મરણરૂપ વિપત્તિઓજ હોય. તે કહ્યું છે.

चित्तरत्नमसक्लिष्टमांतरं धनमुच्यते ॥
यस्य तन्मुषितं दोषैस्तस्म शिष्टा विपत्तयः ॥१॥

અર્થ—અસંકિલિષ્ટ એવું જે ચિત્ત તે અંતરધન કહીએ. જેનું તે ચિત્તરૂપ રત્ન દોષોએ ચોરી લીધું, તેને વિપત્તિઓજ બાકી રહેછે.

તે કારણ માટે વિધિ ચૈત્યોને વિષે પણ સ્વપરાદિક ભેદ પ્રત્યે ઉપદેશ દેતા એવા અને પોતાનું સમર્થપણું સતે ભેદના કરનારાઓ પ્રત્યે ઉપદેશ ન દેવે કરીને ઉપેક્ષા કરતા. એટલે અમારે ખોટું મનવીને શું કામ છે. જે કરશે તે ભોગવશે, એવું વિચારીને અવગણના કરનારા જે હોય તે ગુરૂ ન કહીએ. અને વળી તે શ્રાવક ન કહીએ. અને એ પ્રકારે કરનારાઓએ જિનનાથ નથી પૂજ્યા. કેવળ તે સર્વે મૂઢલોકોની મોહસ્થિતિજ છે. પ્રથમ જે કહ્યું તે ગુરૂ ન કહી એ, તેજ પ્રકટ કરતા સતા કહે છે.

सो न गुरू जुगपवरो जस्स य वयणंमि वट्टए भेउ ॥
चियभवणसड्ढगाणं साहारणदव्वमाईणं ॥

અર્થ—તે એટલે પૂર્વે વિષેશણોએ કરીને સહિત કહ્યા એવા ગુરૂ,

કહેતાં આચાર્ય. જુગપ્રવર એટલે વર્તમાનકાળના આચાર્યોની મધ્યે ઉત્તમ ન જાણવા. અર્થાત્ આરાધવા જોગ્ય નથી. તે કીઆ. જે ગુરૂના વચને કરીને ચૈત્યભવન અને શ્રાવકોનો અને વળી સાધારણ દ્રવ્યાદિકનો ભેદ એટલે જુદાપણું પ્રવર્ત્તે છે. ત્યાં ચૈત્ય કરાવવાનો અને તે ચૈત્યનો ઉદ્ધાર કરાવવાનો એટલે જીર્ણ ડેરાસરને સમરાવવાનો અને પૂજાદિક કરવાનો ઉપદેશ દેતા સતા કોઇક પ્રકારે કુટિલપણે કરીને ઉપદેશ આપે છે જેમ સાંભળનારા પુરૂષો, શ્રી જિનચૈત્યોને વિષે પણ પોતાનું અને પરનું એટલે આ અમારૂં ચૈત્ય છે. આ પારકું ચૈત્ય છે. એ રીતે ભેદે કરીને પ્રવર્તે છે. અથવા સાક્ષાત્જ કહે છે. એટલે પ્રત્યક્ષપણે પોતાના સેવકોને એવું સમજાવે છે. આમાં તમારૂં શું મોટાઇપણું છે. જે તમે દ્રવ્ય સતે પણ પારકા ચૈત્યોને વિષે શાલિની પઠમ પરની પછવાડે લાગેલા આરતી પ્રમુખ કરવાને નથી પામતા. એટલે જેમ શાલી કહેતાં ડાંગરનાં ફોતરાં. ચોખાની પછવાડે લાગ્યાં સતાં આદર પામે છે તેમ તમે પણ પરની પછવાડે લાગ્યા સતા પૂજા પ્રત્યે કરોછો. એટલે ફક્ત તમને તો એક પૂજા કરવાનોજ અધિકાર છે. માટે પૂજા કરો, પણ આરતી, મંગળદીવો, પ્રમુખ કરવાને તમારો અધિકાર નથી. માટે જો પોતાનું ચૈત્ય કરાવો તો તે ચૈત્યને વિષે તમારૂંજ સર્વ પ્રધાનપણું થાય. એ પ્રકારે ભેદ પ્રવૃત્તિનું વાકય બોલે છે. એટલે જુદાપણું દેખાડે છે. અને વળી સાધર્મિક વાત્સલ્યાદિ કરવાને ઉદ્યમવંત થયા સતા એટલે સ્વામિવચ્છલાદિ કરવાને પ્રવર્ત્તા એવા શ્રાવકોને એ રીતે ઉપદેશ કરે છે. કે, પોતાના પક્ષને આશ્રિને રહેલા હોયએવાનેજ સાધર્મિકપણે કરીને માનવા અને અન્યપક્ષનેઆશ્રિને રહેલા એવા ગુણવાન્ હોયતો પણ અસાધર્મિકપણે કરીને માનવા. એટલે તેમને સાધર્મિભાઇ ન જાણવા. એ રીતે ભેદ પ્રવર્ત્તાવે છે. પણ એવો ઉપદેશ નથી કરતા કે જે વીતરાગની આજ્ઞાના માનનારા અને પંચપરમેષ્ટિના સ્મરણ કરનારા અને વિધિ સહિત નવકાર મંત્રના ગણનારા જે હોય તે સર્વે સાધર્મિકભાઇ જાણવા. એવી રીતનો ઉપદેશ નથી કરતા. વળી સાધારણ દ્રવ્યાદિકનો ભેદ આ પ્રકારે કરાવે છે. જે અમારા શ્રાવકોએજ આ સાધારણાદિ દ્રવ્ય મુકયું છે. એ કારણ માટે અમારા વચને કરીનેજ ખર્ચવા જોગ્ય છે. અમારા કહ્યા વિના કાંઇ પણ ખર્ચવા જોગ્ય નથી. જે એ પ્રકારે ભેદ કરાવે છે એટલે પોતાના સેવકોને એવા ભેદનો ઉપદેશ કરે છે. તે ગુરૂ સંક્લેશનો હેતુ છે. એ કારણ માટે આરાધવા જોગ્ય નથી એ ભાવ. અને નવીન જિનપ્રાસાદ કરવા થકી પણ જીર્ણ ડેરાસરોનો ઉદ્ધાર કરે સતે એટલે જીર્ણ ડેરાસર સમરાવે સતે સિદ્ધાંતને વિષે મોટું પુ-

ણ્ય કહ્યું છે. માટે જીર્ણોદ્ધાર કરાવ્યા પછી નવો પણ પ્રાસાદ કરાવીશ. ત્યાર પછી એક દહાડો તે સુવર્ણરૂચિએ અતીશે ઉંચું છે તોરણ તે જેનું એવું એક જિનમંદિર કરાવ્યું. અને તેની પ્રતિષ્ઠા કરાવી. તે અવસરે સુવર્ણરૂચિએ અતીશે પોતાને વશ કર્યો એવો અને સંતોષિત થયું છે મન તે જેનું એવા તે ગામના રાજાએ પોતાની દાનશાળાને વિષે દેવદાય પ્રત્યે કરતો હવો. એટલે દેવની પૂજાદિક નિમિત્તે હર વર્ષે આટલું દ્રવ્ય, દાનશાળામાંથી આપવું. એ રીતની કબુલાત પોતાની ખુશીથી કરી. ત્યાર પછી એક દહાડો ત્યાં ધનનંદી એવે નામે દાનશાળાનો અધિકારી થયો. તે અવસરે સુવર્ણરૂચિ, કોઇ પણ કાર્ય વિશેષે કરીને એટલે કોઈ કામના પ્રસંગે સૌરાષ્ટ્ર દેશમાં રહેલું પોતાનું નગર તેને વિષે પોતાના માતાપિતાને મળવાને અર્થે ગયો. અને ત્યાં ઘણા વર્ષ સુધી રહ્યો. ત્યાર પછી ધનનંદીએ દેવનું આ દાન ભાગ્યું. એટલે દેવપૂજા અર્ચા નિમિત્તે કહેલું જે દ્રવ્ય તે આપ્યું નહીં. ત્યાર પછી ત્યાંના રહેનારા શ્રાવકલોકો તે સુવર્ણરૂચિના સસરા રત્નાવહસાર્થવાહને કહે છે. કે હે ભદ્ર, તમારા જમાઇએ કરાવેલો જિનપ્રાસાદ તેને વિષે ધનનંદીએ દેવદાય ભાગ્યું. એટલે પ્રથમ રાજાએ કલ્પેલું જે દ્રવ્ય તે આપતો નથી. શા કારણ માટે તમે ઉપેક્ષા કરો છો. એટલે અવગણના કરો છો. તે શેઠ કહે છે. કે દાનશાળાના અધિપતિની સંઘાતે નિરંતર વેપારના કરનારા એવા અમારે કામ પડે છે. એટલે અમે વેપારીલોક પડ્યા, માટે તે દાનીની સાથે અમારે નિરંતર કામ પડે તે કારણ માટે તેની સંઘાતે હું શા માટે વેર ઉપાર્જન કરૂં. એટલામાં ફરીને સુવર્ણરૂચિ ત્યાં આવ્યો. તે સુવર્ણરૂચિએ પોતાના સસરાને કહ્યું. કે, દેવદ્રવ્યનો લોપનારો એવો ધનનંદી તમે કેમ ઉપેક્ષા કર્યો. એટલે તેને તમે કેમ કાંઈ કહ્યું નહિ. સાર્થવાહ કહે છે. હે ભદ્ર આ ધનનંદી અતિશય દુષ્ટ છે અને મોટો ચાડીઓ છે. અને વળી રાજાને માન્ય છે. માટે જો એની સાથે વૈર કરીએ તો નિયમાએ કોઇ મોટા અનર્થમાં નંખાવે. માટે શિખામણ દેવાને અયોગ્ય છે. તે કારણ માટે તમારે પણ એને કાંઇ પણ ન કહેવું. કેમકે તે દુષ્ટ છે માટે અતિશય પીડાનો કરાવનાર થાય. અને વળી હે વત્સ, મુક્તિપદને પામેલા એવા તીર્થંકર તે દ્રવ્યે કરીને શું કરે. એટલે તે તીર્થંકરોને દ્રવ્યનું શું કામ છે. અને વળી તેમના મહોત્સવે કરીને શું. કેમકે તે તો વીતરાગદેવ છે, એ હેતુ માટે. એવી રીતે પોતાના સસરાએ કહ્યું ત્યારે સુવર્ણરૂચિ કહેતો હવો. હે તાત, અનર્થની બીકે કરીને જો દેવદ્રવ્યનો લોપનાર ધનનંદી, તેની સાથે વૈર ન કરીએ ત્યારે દેવદ્રવ્યના વિનાશની ઉપેક્ષાના કરનારા એટલે છતી શક્તિએ દેવદ્રવ્યને બગડવા દેનારા એવા આપણને અનર્થની પરંપરા ઘણીજ

થાય. તે કારણ માટે સર્વથા પ્રકારે આ બોલવું જુક્ત નથી. એવી રીતે સુવર્ણરૂચિએ પોતાના સસરાને કહ્યું. અને વળી કહે છે કે, આ ધનનંદી દ્વેષને પામ્યો એવો, જે કરવાનું હોય તે કરો. પરંતુ હું સર્વ શક્તિએ કરીને એટલે જેટલી મારી શક્તિ છે તેટલી ફોરવીને દેવદાય પ્રત્યે વાળીશ. એટલે તેણે જે દેવદ્રવ્ય ભાગ્યું છે. તે સર્વ હું પાછું વાળીશ. એ રીતે કહીને રાજાની સમીપે ગયો. જઇને રાજાને કહે છે. હે સ્વામિન્ જે તમે મારા કરાવેલા પ્રાસાદનો દાનશાળાવિષેથી જે કર કરી આપ્યો છે, તે ધનનંદીએ હમણાં લોપી નાંખ્યો છે. અર્થાત્ તે આપતો નથી. એવી રીતે કહ્યું ત્યારે રૂષ્ટમાન થયો એવો જે રાજા, તે ધનનંદીને બંધીખાનામાં નાંખતો હવો. ત્યાર પ્રછી સર્વ વર્ષ સંબંધી દેવદાય બમણું લઇને સુવર્ણરૂચિએ મુકાવ્યો. ત્યાર પછી સુવર્ણરૂચિને વિષે દ્વેષ કરતો, કેટલેક કાળે કરીને મરણ પામ્યો. ને નરકને વિષે ઉત્પન્ન થયો. ત્યાર પછી તે નગરને વિષે સર્વ જિનાલયની ચિંતા કરવાને તત્પર એવો સુવર્ણરૂચિ તેની રત્નાવતી ભાર્યાને વિષે અર્હદ્દત્ત નામે પુત્ર ઉત્પન્ન થયો. અનુક્રમે જવાનીપણાને પામ્યો. તે પુત્ર દેવગુરૂને પ્રણામ ન કરતો હવો. અને ધર્મ પ્રત્યે પણ નથી કરતો, અને માઠા સંસર્ગ પ્રત્યે કરતો હવો. પોતાના કુલાચાર પ્રત્યે લોપતો હવો. અને અસત્ય બોલતો હવો. અને જીવોનો ઘાત કરતો હવો. પારકાં ધન ચોરતો હવો અને સાધારણ ધન ખાતો અને દેવદ્રવ્યને બગાડતો સતો જુગટીઓ થતો હવો. ત્યાર પછી લોકોએ તેનું નામ અનર્થચોર એવું કર્યું. ત્યાર પછી સુવર્ણરૂચિએ પોતાની સ્ત્રીને કહ્યું, હે પ્રિયે, આ તારો પુત્ર દેવદ્રવ્ય સાધારણ દ્રવ્ય પણ મુકતો નથી. અને સર્વથા પ્રકારે શિખામણ દેવાને અયોગ્ય થયો છે. તે કારણ માટે રાજાનો પક્ષ લેઇને ઘર થકી કાઢી મુકું. પુત્રના મોહે કરીને મોહિત થએલી એવી રત્નાવતી નથી માનતી. સુવર્ણરૂચિ કહેતો હવો. હે પ્રિયે, આ પાપ હું દેખવાને પણ સમર્થ નથી. એટલે મારાથી આ દીઠું જતું નથી. તે કારણ માટે હું ચારિત્ર ગ્રહણ કરીશ. ત્યારે તે સ્ત્રી કહેતી હવી. એ પ્રકારે તમે કરશો, ત્યારે હે પ્રિયતમ એટલે હે વહાલા સ્વામિન્ હું પણ વ્રત ગ્રહણ કરીશ. ત્યાર પછી સુવર્ણરૂચિએ સર્વ જિનાયતન સંબંધી. દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય પણ, શ્રાવક એવા વ્યવહારી લોકોને સારસંભાળ કરવાને અર્થે સાંપ્યુ. અને વળી કહ્યું, હે ભદ્રલોકો આજ થકી મારા પુત્રને જિનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય, તેની સંભાળ કરવાનો અધિકાર ન સુંપવો. જિનદ્રવ્યના અધિકારને વિષે પ્રવેશ કરતો સતો પણ સર્વથા પ્રકારે નિષેધ કરવો. એટલે તે છોકરાને પેસવા દેવો નહીં તે શ્રાવકોએ તેજ પ્રકારે અંગીકાર કર્યું. ત્યાર પછી અતિશય પુત્રના સ્નેહે કરીને આકુળ થયું છે ચિત્ત તે જેનું એવી રત્નાવતીએ તે શ્રાવકોને એક દહાડો કહ્યું

હે ભદ્રલોકો, મારા પુત્રને અતિશય તાડનતર્જન કરશો નહિ. કેમકે જિનદ્રવ્યાદિ ચિંતા અધિકારે એટલે જિનદ્રવ્યાદિકની ચિંતા કરવાના અધિકારમાં પેઠો એવો કદાચિત્ રૂડા માર્ગ પ્રત્યે પણ પામે. અને સર્વથા બાહિર કરેલો ધર્મરહિત થાય. જો કદાચિત્ દેવદ્રવ્યાદિકનો વિનાશ કરે તો પણ, સામ વચનોએ કરીને એટલે મીઠાં વચનોએ કરીને કહેવું. પણ તેને ધિક્કાર ન કરવો. જો કદાચિત્ કાંઈ પણ થોડો જિનાદિક દ્રવ્યનો વિનાશ કરે. તો પણ ઉપેક્ષા કરવી. એટલે એ વાત હિસાબમાં ન ગણવી. જે કારણ માટે એના પિતાએ પોતાના ભુજાએ કરીને ઉપાર્જન કરેલું એવું ઘણું એ ધન, દેરાસરમાં અને પુસ્તકાદિક કાર્યમાં આપ્યું છે. તે સર્વ ધન લોક રીતિએ કરીને પુત્રનુંજ કહેવાય, તે કારણ માટે તેમના પુણ્યે કરીને પણ આ વરાક એટલે રાંક એવો, જિનદ્રવ્ય ભક્ષણ કરવાના પાપ થકી છુટશે. એ પ્રકારે કહીને સુવર્ણરૂચિની સંઘાતે ચારિત્ર ગ્રહણ કરતી હવી. ત્યાર પછી તપ કરીને વળી ઘણા કાળ સુધી. અતિચાર રહિત ચારિત્ર પાળીને બે જણ પણ એટલે સ્ત્રી ભર્તા બેઉ જણાં પાંચમા દેવ લોકને વિષે મહા ઋદ્ધિવંત દેવતા થયાં. એ પ્રકારે દેવદ્રવ્ય, સાધારણ દ્રવ્ય, દેવદાય ભક્ષણ ઉપેક્ષા, સાર કરણ, ફળગર્ભ, સુવર્ણરૂચિ કથાયાં પ્રથમો ભવઃ

હવે આજ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે રહેલું અંબરતિલક નગરને વિષે અમરસેન એવે નામે રાજા તેની ચંદ્રશિખા એવે નામે રાણી તેની કુખને વિષે સુવર્ણરૂચિનો જીવ દેવતાનાં સુખ ભોગવીને અવતર્યો. જન્મ થતાંજ કોઈ પણ દેવતાએ હરણ કરી લીધો. અને કોઈક અટવીને વિષે મુકયો. અને તે દેવતાએ વિચાર્યું કે, મારે બાળક હત્યાએ કરીને શું. પોતાની મેળે મરી જાઓ. એ પ્રકારે વિચારી તે મુકયો. એટલામાં પૂર્વભવને વિષે નિપજાવેલું એવું દેવદ્રવ્યની રક્ષાવડે કરીને જે પુણ્ય તે પુણ્યને પ્રભાવે કરીને તેજ વખત ત્યાં આવેલો એવો કોઈ બીજો દેવતા તેણે તે બાળક વિરાટ દેશને વિષે રહેલું એવું સુદર્શનપુર તેને વિષે નરચૂડ એવે નામે રાજા તેની પુત્રરહિત એવી મદનચૂડા એવે નામે ભાર્યા તેને સુંપ્યો. તેણીએ આ દેવતાએ પુત્ર આપ્યો છે. એમ વિચારીને રૂડી રીતે પાળ્યો. અને તેનું નામ સુરસિંહ એવું દીધું. એક દહાડો જવાનીપણાને પામ્યો. અને પુરૂષની બહોતેર કળાને વિષે કુશળ એવો અને ઘણું છે ભુજાબળ જેને એવો અને શૂરવીર એવો થયો. એક દહાડો રાજસભાને વિષે મહાજન લોક આવ્યો. રાજાએ આવવાનું કારણ પુછ્યું ત્યારે નગરના મોટા લોકો કેહેતા હવા. હે સ્વામિન્ અલક્ષ એટલે ન દેખાતો એવો કોઇ પણ રણસિંહ નામે ચોર નગર ચોરી ખાય છે. અને વળી તે વિદ્યાએ કરીને સિદ્ધ છે. માટે કોઈ પણ તેને પકડી

શકતું નથી. ત્યાર પછી રાજાએ કહ્યું, કોઈ પણ એવો શૂરવીર છે. જે તેને પકડી લાવે. એવું સાંભળીને સર્વે પણ સુભટો નીચા મુખવાળા થઇને બેઠા. એટલે સર્વે લોકોએ ઉંધાં મોંડાં ઘાલ્યાં અને સુરસિંહ કુમાર પ્રતિજ્ઞા કરતો હવો. જો સાત દિવસમાં ચોર પ્રત્યે ન લાવું તો અગ્નિમાં પ્રવેશ કરી બળી મરૂં. ત્યાર પછી રાજાની આજ્ઞાએ કરીને ત્રિક ચોકાદિક માર્ગને વિષે કુમાર પરિભ્રમણ કરતો હવો. એટલે ત્રણખુણીઓ માર્ગ, ચોખુણીઓ માર્ગ દેવકુળાદિક સર્વે ઠેકાણે કુમાર તે ચોરને ખોળે છે. એમ કરતાં છો દિવસ થયા તો પણ તે ચોર હાથમાં આવ્યો નહિ. સાતમે દિવસે કુમાર શ્મસાનને વિષે ગયો. ત્યાં સ્મશાન છે પ્રિય તે જેને એવો પ્રભાવ સહિત એટલે મહાત્મ્ય સહિત એવો જક્ષ રહે છે. તે જક્ષને કુમાર કહેતો હવો. રે યક્ષ, તે ચોર મને આપ. જો નહીં આપે તો તારી આગળ મારૂં માથું છેદીશ. એમ કહીને પોતાનું માથુ ખડગે કરીને છેદવાને પ્રારંભ્યું. એટલામાં તુષ્ટમાન થયો એવો જક્ષ કહેતો હવો. હે વત્સ આજ દેવકુળને પછવાડે બાવન હાથની શિલા છે તેને તળે ભુયરૂં છે તેમાં તે ચોર રહે છે. પરંતુ દેવદાનવોએ પણ જીતી શકાય તેવો નથી. નિરંતર ચોરી કરીને પોતાના હાથે કરીને શિલા પ્રત્યે ઉપાડીને દિવસે ભુયરાને વિષે પ્રવેશ કરે છે. એટલે ત્યાં રહે છે. એ રીતે સાંભળીને ખુશી થયો એવો કુમાર શિલા પ્રત્યે દૂર કરીને માંહે પેઠો. એવામાં મનોહર રૂપે કરીને સૌભાગ્યવંતી એવી એક કન્યા દીઠી. ત્યાર પછી સંભ્રમ સહિત ઉઠીને તે કન્યાએ કુમારને બેસવા આસન આપ્યું. અને વળી કહ્યું. હે સત્પુરૂષ, મારો ભાઇ યમરાજ તેના મુખમાં ઈહાં કેમ આવ્યો છું. માટે ઉતાવળો પાછો જા. ત્યારે કુમાર કહે છે. હું તેનેજ પકડવાને આવ્યો છું. ત્યારે તે બાઈ કહેતી હવી. જો એમ છે તો મને પરણો. જે કારણ માટે નિમિત્તિઆઓએ મારા ભાઇને કહ્યું છે જે તારી બેનને પરણશે તે તારો મારનાર થશે. એ પ્રકારે પ્રથમ કહેલું છે. એ રીતે સાંભળીને કુમારે તે પરણી લીધી. અને કહ્યું કે હે સુંદરી જો ચોરની સંઘાતે યુદ્ધ કરતો એવો મને કાંઈ પણ થાય ત્યારે તારે જઈને મારા માતાપિતાને સર્વે કહેવું. એટલામાં તે ચોર આવ્યો. કુમારની સંઘાતે યુદ્ધ કરતો હવો. એમ કરતાં પ્રભાત થયું ત્યાર પછી તે ચોરે કુમારને ઉપાડીને આકાશ માર્ગને વિષે દૂર નાંખ્યો. ત્યાર પછી ચોરની બેન, રાજાને સર્વે કહેતી હવી. ત્યાર પછી રાજા હર્ષ અને ખેદ સહિત થયો. એટલે કુમાર જીત્યો તે હર્ષ અને કુમારને છેટે નાંખ્યો તે ખેદ તેણે યુક્ત એવો રાજા થયો. ત્યાર પછી એ બાઇએ સર્વે પ્રથમની ચોરેલી વસ્તુ રાજાને સુંપી. એક દહાડો ત્યાં કેવળ જ્ઞાની મહારાજ આવ્યા. રાજાને રાણી વંદન કરવાને ગયાં. ધર્મદેશના સાંભળી રાજાએ

ગુરૂને પુછયું. હે ભગવત્ તે અવસરે ચોરે અપહરણ કર્યો એવો જે કુમાર તેને શું થયું ? કેમ જીવે છે કે નથી જીવતો આપ કૃપા કરીને કહો. ગુરૂ કહેતા હવા. હે રાજન્ તે અવસરે ચોરે કુમારને ઉછાળયો અને છેટે નાંખ્યો તે વખતે કુમારે દૃઢમુઠીના પ્રહારે કરીને ચોરને માર્યો તે ચોર રેતિને વિષે પડતો હવો. અને મૂર્છા પામ્યો. ત્યાર પછી કુમરે કૃપાએ કરીને શીતળ જળવડે કરીને શીંચ્યો. એટલે દયાએ કરીને કુમારે ટાઢું પાણી છાંટયું. પછી તે ચોર સચેતન થતો હવો. કુમાર પ્રત્યે કહેતો હવો. હે સતપુરૂષ, તેં મને જીતી લીધો. તું પઠિત સિદ્ધ એટલે ભણવે કરીને સિદ્ધ થએલી એવી આકાશગામિની વિદ્યા ગ્રહણ કરય. એટલે આ મારી પાસે આકાશગામિની વિદ્યા છે તે તું લે. ત્યાર પછી કુમારે વિનયપૂર્વક એટલે વિનય સહિત તે વિદ્યા ગ્રહણ કરી. ત્યાર પછી ચોર કહેતો હવો. પ્રથમજ નિમિત્તિઆઓએ કહ્યું છે. જે તારી બેન રત્નસુંદરીનો વર થશે તે તારો જીતનારો છે. બીજો નહિ તે આજ સત્ય થયું. અને વળી હું તારા પ્રહારે કરીને એટલે તારા મારે કરીને અતિશે જીર્ણ શરીરવાળો થયો છું. તે માટે વૈરાગ્ય પ્રત્યે પામ્યો છું. હું ચારિત્ર ગ્રહણ કરીશ. એમ કહીને તેજ વનને વિષે સાધુની પાસે તે રણસિંહ ચોર દીક્ષા ગ્રહણ કરતો હવો. કુમાર પણ તેને વંદન કરીને ત્યાંથી પાછો વળયો એવો આકાશ માર્ગે કરીને જાય છે. એટલામાં વનની મધ્યે સુવર્ણ રત્નમય એવો અને ઉત્તુંગ એટલે ઉંચો એવો જીનપ્રાસાદ દેખતો હવો. ત્યાં ઉતર્યો. શ્રી ઋષભદેવ પ્રત્યે નમસ્કાર કરતો હવો. એટલામાં અહો ઇતિ ખેદ, નિર્વીરા પૃથ્વી સુભટ રહિત થઈ ગઈ છે. એ પ્રકારનો કરૂણસ્વર એટલે કરૂણામય એવો સ્વર કુમારે સાંભળયો. ત્યાર પછી જિનગૃહની સમીપે વૃક્ષને તલે પુષ્પપટળને ધારણ કરનારી એટલે પુષ્પચંગેરિકા સહિત એક સ્ત્રી, તેણે સહિત કોઈ પણ રૂપવાળી એવી એક બાલિકા દીઠી એટલે સ્ત્રી દીઠી અને વળી વિચાર્યું કે નિશ્ચે આ સ્ત્રીનોજ તે કરૂણસ્વર છે. એટલામાં પ્રકર્ષેકરીને લંબાયમાન રૂંડમાળાનું છે આભરણ તે જેને એટલે માથાની માળાનું પહેર્યું છે આભરણ તે જેણે એવો અને હાથમાં કપાળ લીધું છે જેણે એટલે હાથમાં કપાળનો રાખનારો એવો અને અતિશે ભયંકર છે શરીર તે જેનું એવો યમકિંકર નામે જોગી ત્યાં આવ્યો, ને વળી તે જોગી માંડલું કરીને ધ્યાનને વિષે બેઠો અને વળી અગ્નિનો કુંડ કર્યો. અને વળી હોમ કરતો હવો. વળી રોતી એવી કન્યા પ્રત્યે કેશને વિષે ગ્રહણ કરીને તેને કહેતો હવો. હે સુંદરિ, તારો કહેલો અવધિ પૂરણ થયો. મારૂં પાણિગ્રહણ કરય. એટલે મને પરણ. ત્યાર પછી તેણીએ કહ્યું. બે લોકને વિષે વિરૂદ્ધ એવું શું બોલે છે. હું સુરસિંહ કુમારને મુકીને અન્ય પુરૂષને નથી વાંછતી. ત્યાર

પછી રૂષ્ટમાન થયો એવો યોગી તે બાઇને મારવાને ઇછે છે. ત્યાર પછી કુમારે તે યોગીને હાંકી કહાડયો. ત્યારે તે યોગી કહેતો હવો. હે સુભટ, આ અસત્ય બોલનારી એવી સ્ત્રી ઉપર તમારો શો પક્ષપાત છે. એટલે જુઠું બોલનારનો શું પક્ષ કરો છો. જે કારણ માટે પ્રથમ મેં સર્વ વાંછિતનો આપનાર એવો મંત્ર સાધવાને માટે સર્વ લક્ષણે કરીને સહિત છે શરીર તે જેનું એવી અને વળી સખી સહિત એવી આ સ્ત્રી અપહરણ કરીને ઇહાં આણી છે. પછે તેના ઉપર મને અનુરાગ થયો. ત્યારે મેં તેને કહ્યું. હે સું-દરિ, મને ભર્તાપણે અંગીકાર કરય. જે માટે હું તને આ મરણ કષ્ટથી મુકી દેઊ. ત્યાર પછી એણીએ જુઠું હાસ્ય કરીને કહ્યું. કોણ તને ન ઇછે. પરંતુ મારે કામદેવની પૂજાનો અભિગ્રહ એક મહીનાનો છે. ત્યાર પછી પાણિગ્રહ-ણ કરવું, પહેલાં નહિં. એટલે મહીના પછી પરણવું થશે. પહેલાં નહિ થાય. અને વળી મને કહ્યું કે તમે આકાશગામિની વિદ્યા મને આપો જે માટે હું આકાશ માર્ગે કરીને કામદેવની પૂજાને અર્થે આ વનમાં આવું. ત્યાર પછી મેં પણ સરળપણે કરીને પઠિત સિદ્ધ એવી આકાશગામિની વિદ્યા આપી. હમણાં આ સ્ત્રી મારૂં વચન નથી માનતી તે કારણ માટે જુઠું બોલનારી એવી આ સ્ત્રીની શિક્ષા કરીશ. તમારે પક્ષપાત ન કરવો એમ કહીને તે યોગીએ તે બાઇને મારવા માંડી. ત્યાર પછી કુમારે કન્યાની કૃપાએ કરીને સંગ્રામ કરવાને તે યોગી બોલાવ્યો. બે જણને યુદ્ધ થયું. જોગી નાશી ગયો, પૂર્વપુણ્યના અનુભાવ થકી એટલે પૂર્વપુણ્યના મહાત્મ્ય થકી કુમારની જીત થઈ. ત્યાર પછી ખુશી થઈ એવી કન્યાએ કહ્યું. હે સુર-સિંહ કુમાર મારૂં પાણિગ્રહણ કરય.' હું કેવી છું, ઘણાકાળથી તારે વિષે રાજી થએલી એવી મને તું પરણી લે. ત્યારે કુંમાર કહે છે તું કોણ છું. અને સુરસિંહને કેમ તું ઓળખું છું, તે સ્ત્રી કેહેતી હવી. પ્રથમ મને પરણ પછી સર્વ વૃત્તાંત કહીશ. કેમકે આ લગ્નવેળા જાય છે. ત્યાર પછી કુમારે તે સ્ત્રી પરણી લીધી. પછે જેટલામાં અન્યોઅન્ય એટલે માંહોમાંહે એક બી-જાનું સ્વરૂપ પૂછે છે. તેટલામાં ન દેખાતો એવો કોઇકે, તે કુંમાર હરી લીધો. અને ગંગા સમુદ્રની સમીપે રહેલું એવું જે નગર૦ તેની સીમને વિષે મુકયો. તે કુંમાર નગરમાં ગયો. ત્યારે સર્વ નગરને શૂન્ય દેખતો હવો. ત્યાર પછી રાજાના મંદિરે ગયો. અને વળી. તે મંદિરના ચોથે માળે ચઢયો ત્યાં ભયાનક એટલે ભયનો ઉપજાવનાર એવો પલંગને વિષે બેઠેલો, સિંહ પ્રત્યે દેખતો હવો. પછી નિર્ભયપણે કરીને તેની સમીપે ગયો એટલામાં રૂપને ફેરવનારી એવી ગોળી મુખમાંથી કાઢીને મનોહરરૂપે કરીને સૌભાગ્ય-વાળી એવી કન્યા થઈ. કુમારે પૂછયું આ શું ? કન્યા કહેતી હવી. હે કુમાર,

આ કથા મોટી છે. તે તમે સાંભળો, આ જયસુંદર નામે નગર છે. તેનો જયવલ્લભ એવે નામે રાજા, તેની હું પુત્રી લીલાવતી નામે છું. આ નગરને વિષે કોઈક રાક્ષસ આવ્યો. તેણે રોષ થકી નગર ઉજડ કર્યું. રાજા નાશી ગયો, હું નાસતી હતી તે વખતે મને રાખી. અને કોઈ પણ મોહે કરીને રાક્ષસ, મને પુત્રીની પઠમ પાળે છે. તે કારણ હું જાણતી નથી. જ્યારે રાક્ષસ કોઇ ઠેકાણે પણ જાય છે. ત્યારે રૂપને ફેરવનારી એવી ગોળી મને આપીને જાય છે. તે ગોળીએ કરીને હું રૂપ ફેરવીને રહું છું. જેમ કોઈનો પણ ભય ન હોય એટલે કોઇનો ભય ન થાય માટે રૂપ ફેરવીને રહું છું. એટલામાં ત્યાં ઘોરાટ્ટહાસ ભયંકર એટલે નિવિડ એવું અટ્ટહાસ કહેતાં ખડખડ દાંત કહાડવા. તેણે કરીને ભયનો ઉપજાવનાર એવો તે રાક્ષસ આવ્યો. પછી કુમાર અને રાક્ષસ એ બેઉ જણને મ્હા યુદ્ધ થયું. રાક્ષસને જીતી લીધો. એટલે કુમારે રાક્ષસને જીત્યો. પછી તે રાક્ષસ કુંમારની સેવાકારી થયો. ત્યાર પછી કુંમાર કહેતો હવો હે ભદ્ર, તેં આ નગર શૂન્ય કેમ કર્યું. ત્યારે રાક્ષસ કહેતો હવો. સાંભળો. વૈતાઢયપર્વતને વિષે મહોત્સવ પુરને વિષે ગગનમંડળ એવે નામે રાજા, તેનો ગગનગતિ એવે નામે પુત્ર. તે પુત્ર જન્મથીજ બહુ રોગે સહિત થયો. અનુક્રમે કરીને ગલત્કુષ્ટવાન્ થયો, એટલે, કોડવાળો થયો. ત્યાર પછી પોતાના સજ્જન લોકોએ ત્યાગ કર્યો. પછી અન્યદેશ પ્રત્યે ગયો. ત્યાં નીરોગી થયો. એટલે રોગરહિત થયો. પછી કોઇક વિદ્યાધર ઉપાધ્યાયની સમીપે ગયો. તેમની પાસેથી ગગનગામિની વિદ્યા પ્રત્યે માગતો હવો. અતિશય બહુ આગ્રહ કરે સતે તે વિદ્યાધરે વિદ્યા આપી. એક દહાડો તે વિદ્યા પ્રંત્યે સાધતો. પૂર્વે ઉપાર્જન કરેલા પાપ કર્મના વશ થકી વિધિનું વિકલપણું થયે સતે એટલે વિધિનું ખંડિતપણું થએ સતે રૂષ્ટમાન થઈ એવી જે દેવી તણીએ વૈતાઢય પર્વત થકી નીચો ભરતભૂમિને વિષે નાંખ્યો. એટલે ભરતક્ષેત્રની ભૂમિને વિષે નાંખ્યો, વળી પણ રોગે રહિત થયો. પછી ભવિતવ્યતાના વશે કરીને સો વર્ષ ગયા પછી નીરોગી થયો. કોઇક પુરને વિષે ગયો. ત્યાં ધનઉપાર્જન કરવે કરીને ધનવાન થયો. ત્યાર પછી રતિસેના એવે નામે ગણિકાને વિષે અતિશય આસક્ત થયો. તે ગણિકા, રાજાનો પુત્ર રતિવલ્લભને અતિશે વહાલી છે. તે માટે તેણે તેને જાણીને દંડીને દેશ થકી કાઢી મુકયો. ત્યાર પછી તે ગગનગતિ ભિક્ષાવૃત્તિએ કરીને ઘણા દેશો પ્રત્યે ભમ્યો. પરંતુ સંપૂર્ણ ભિક્ષા પણ ન પામતો હવો. એક દહાડો તે ગગનગતિએ કોઇક ઠેકાણે નિધાનકલ્પ શિખ્યો એટલે જે ધરતિમાં નિધાન હોય તેને ઓળખવાનું ચિન્હ તેણે જાણ્યું પછી બીલાનો પ્રરોહ દેખીને એટલે બીલીના ઝાડનું ઉગનું દે-

ખીને એવું વિચાર્યું કે બીલી અને ખાખરો એ બે જ્યાં ઉગ્યાં હોય ત્યાં નિયમાએ કરીને ધન હોય એ પ્રકારે નિધાનકલ્પ સંભારીને તે પ્રરોહ ભૂમિને એટલે જિહાં બીલીનું ઝાડ ઉગેલું છે ત્યાં તે ભૂમિને ખણતો હવો. ત્યાંથી રત્નનિધાન પામ્યો. એટલામાં હે નિ:પુણ્ય એટલે હે પુણ્યરહિત તારા ઉપર ભગવાન એવો નિધિનો સ્વામી કોપાયમાન થયો છે. એ પ્રકારે આક્રોશ કરવાને તત્પર એવો જે જક્ષ તેણે મુદ્ગરે કરીને માર્યો. એવામાં થઈ છે અનુકંપા તે જેને એવી વનની દેવીએ, સાજું કર્યું છે શરીર તે જેનું એવો ગગનગતિ, કોઇ પણ ગામે ગયો. ત્યાં એક દહાડો નદીના પૂરે કરીને તટની ભિંત પડે સતે સોનાનું નિધાન દેખ્યું તેણે લીધું. પછી નિધાન સહિત તે ગગનગતિ, રાજાના પુરૂષોએ દીઠો. સર્વે ધન પડાવી લીધું અને તે પુરૂષો કહેવા લાગ્યા. અરે બીજું સુવર્ણ દેખાડ. તેં ક્યાં સંતાડ્યુ છે. એમ કહીને અતિશય કુટયો. મરણ અવસ્થા પમાડીને મુકી દીધો. એક દહાડો કાપાલિક જોગીએ રસકૂપિકાને વિષે, તુમડું આપીને મુકયો એટલે કુવામાં ઉતાર્યો. પછી રસે કરીને તુમડું ભરીને દોરડાવડે કરીને બહાર આવ્યો, ત્યાર પછી બે જણ પણ વનની નિકુંજને વિષે ગયા. પછી કાપાલિક જોગી તે ગગનગતિને ઠગી રસ ગ્રહણ કરીને બીજા દેશ પ્રત્યે ગયો. ગગનગતિ જે તે પણ, તેની પછવાડે દોડયો તેને મળ્યો તેની પાસેથી રસનું અર્દ્ધ લીધું. એટલે અરધોઅરધ રસ લીધો. ત્યાર પછી ગગનગતિ બીજે ઠેકાણે જઇને સોનું કરેછે. એટલામાં વનની દેવી આવી. હે નિ:પુણ્ય એટલે હે પુણ્યહીન એ પ્રકારના આક્રોશ કરવાને તત્પર એવી દેવી, તેની પાસેથી સોનું પડાવી લઇને અતિશે પગે કરીને મારતી હવી. ત્યાર પછી નિરંતર ભિક્ષાવૃત્તિએ કરીને પણ નથી થયો સંપૂર્ણ આહાર તે જેને એવો, સ્થાનક સ્થાનકને વિષે દુ:ખો પ્રત્યે સહન કરતો એવો ગગનગતિ આ જયસુંદર નગર પ્રત્યે આવ્યો. ઈહાં મનોનંદન નામે પ્રભાવ સહિત જક્ષના આયતન પ્રત્યે ગયો એટલે જક્ષને ડહેરે ગયો તિહાં એક મહીના સુધી તે જક્ષને આરાધન કરવાને અર્થે અન્નરહિત રહ્યો. ત્યાર પછી યક્ષ પ્રત્યક્ષ થયો અને કહેતો હવો રે, કેમ ઈહાં બેઠો છું. હે નિર્ભાગ્યશેખર એટલે ભાગ્યરહિત પુરૂષોની મધ્યે મુગટ સમાન દૂર જા. તારે ભોજનની પણ પ્રાપ્તિ નથી. એટલે તારા ભાગ્યમાં પૂરૂં ભોજન પણ મળવાનું નથી. એવી રીતે જ્યારે ધિક્કાર કર્યો એવો પણ નથી જતો ત્યારે કોપાયમાન થયો. જક્ષના ચાકરોએ કોઈ ઠેકાણેથી પણ સોનાના આભરણનો કંડીઓ લાવીને તેને આપ્યો, ત્યાર પછી ખુશી થયો એવો ગગનગતિ, જે તેણે, તે આભરણનો કંડીઓ લીધો. એટલામાં કોઈક ધનવંતને ઘેરે ચોરે ખાતર પાડીને ધન ગ્રહણ કર્યું છે. પછી

ખુંબારવ થએ સતે ચોર નાસી ગયો. તેની પછવાડે કોટવાળ દોડ્યા. તે લોકો તે જક્ષના ભવનને વિષે આવ્યા. ત્યાં પરદેશી એવો અને આભરણના કંડીઆ સહિત એવો ગગનગતિ દીઠો. તેને ચોર એમ કરીને તે કોટવાળ લોકોએ પકડ્યો. ત્યાર પછી રાજાની આજ્ઞાએ કરીને શૂળી ઉપર ચડાવ્યો. તે ગગનગતિ, અતીશે પાણીની તૃષાએ કરીને વ્યાપ્ત થયો સતો પાણી પ્રત્યે માગે છે પણ કોઈ તેને પાણી પાતું નથી. એટલામાં થઈ છે કૃપા તે જેને એવી એક ડોશીએ તે ગગનગતિને પાણી પાયું. ત્યાર પછી ઉત્પન્ન થયું છે મનને વિષે સમાધાન તે જેને એવો તે મરીને મહા રાક્ષસ થયો. હે કુમાર તે હું છું. તે ડોશી, ચોરને પાણી પાનારી. રાજાએ પોતાના દેશ થકી કાઢી મુકી. મારગમાં જતાં સર્પે કરડી, પછી મરણ પાંમી. તેજ આ નગરને વિષે રાજાની પુત્રી લીલાવતી એવે નામે થઈ. એક દહાડો તે રાક્ષસ ભમતો થકો ઇહાં આવ્યો. પ્રયોજમું એવું અવધિ જ્ઞાન એટલે વિભંગજ્ઞાન, તેણે કરીને સર્વે પોતાના પૂર્વભવનું વૃત્તાંત જાંણ્યુ. ત્યાર પછી થયો છે રોષ તે જેને એવા તે રાક્ષસે સર્વ નગર ઉજડ કર્યું. પછી આ રાજાની પુત્રી લીલાવતી પૂર્વભવની ઉપકારિણી જાણીને સ્નેહે કરીને પુત્રીની પઠમ રાખી, હમણાં આ જવાનીપણાને પામી છે. તે માટે "મેં રાક્ષસદેવે" અવધિ જ્ઞાને કરીને તુંજ એનો વર જાણ્યો. એટલે તુંજ એનો વર થઇશ એમ મેં જાણ્યું. માટે ઇહાં હું લાવ્યો છું. હવે આ બાઇનું પાણિ ગ્રહણ કરય. એમ કહીને મહોત્સવ પૂર્વક નગર વસાવ્યું. કુમાર રાજા થયો. હવે એક દહાડો અર્ધ રાત્રે રાજા, દિવ્ય એટલે મનોહર ગીત સંગીત ધ્વનિ એટલે ગાન, વાજીત્ર, નાટક તેના શબ્દ તે પ્રત્યે સાંભળે છે. અર્થાત્ સાંભળ્યા. ત્યાર પછી કૌતકે કરીને ગોળીએ કરીને રૂપ પરાવર્તન કરીને એટલે રૂપ ફેરવીને કુમાર ત્યાં ગયો. વનની મધ્યે રહેલો એવો જિનપ્રાસાદ, તેને વિષે વિદ્યાધરના સમુદાય, ગીત નૃત્યાદિક કરતા એવા પ્રત્યે દેખતો હવો. કુમાર પણ ત્યાં છાનો રહ્યો. પછી નાટક પુરૂં કરીને વિદ્યાધર લોકો પોતપોતાના સ્થાનકે ગયે સતે કુમાર પણ ચૈત્ય થકી બહાર નીકળ્યો. એટલામાં કોઈ સ્ત્રીનો આક્રંદ શબ્દ (દુઃખથી પોકાર) સાંભળતો હવો. ત્યાં ગયો. અને ત્યાં એક વિદ્યાધરે કેશને વિષે ગ્રહણ કરેલી અને મારવા માંડેલી એવી એક વનિતા એટલે સ્ત્રી પ્રત્યે દેખતો હવો. ત્યાર પછી કુમારે વિદ્યાધરને હાકયો. પછી બે જણને યુદ્ધ થયું. પછી કુમારે જીત્યો. એવો વિદ્યાધર કહેતો હવો. હે કુમાર વૈતાઢ્ય પર્વતને વિષે તમાલપુરનો સ્વામી હેમાર્જુન નામે વિદ્યાધરનો સ્વામી હું છું. એક દહાડો મેં સાધુની પાસે સમ્યકત્વ મૂળ એટલે સમકિત સહિત શ્રાવકનાં બાર વ્રત ગ્રહણ કર્યાં હતાં. કાળે કરીને શ્રાવકપણું મુકીને હું વિષય લોલુપી થયો.

એક દહાડો એક વનને વિષે આ સ્ત્રી સખી સહિત દીઠી. પછી થયો છે અનુરાગ તે જેને એવો મેં આ વનમાં આણી, અને બહુ પ્રકારે કરીને સામદાંનાદિકે કરીને પ્રતિબોધી. પરંતુ મને ભર્તાપણે અંગીકાર નથી કરતી. અને કહે છે. કે, સુરસિંહ પતિવિના પ્રાણાંત થએ સતે પણ અન્ય પતિ ન ઈચ્છું. ત્યાર પછી નિરંતર પાંચસેં ફટકાએ કરીને એટલે પાંચસેં કોરડાએ કરીને દિનદિન પ્રત્યે આ સ્ત્રી મેં મારી. એમ કરતાં આજ છ મહીના થયા. તો પણ મારૂં વચન માનતી નથી. તે માટે થયો છે રોષ તે જેને એવા મેં મારવાને આરંભી છે. તેં મને જીતીને રાખી. માટે હે મહાનુભાવ માનની મ્લાનિ કરનાર એટલે માનને દૂર કરનાર તમે મને પ્રતિબોધ કર્યો. વળી પ્રથમ મેં એક નિમિત્તિઆને પૂછ્યું હતું, હે ભદ્ર મારે પુત્ર નથી માટે રાજ્યનો સ્વામી કોણ થશે? ત્યારે નિમિત્તિઓ કહેતો હવો. ભૂમિગોચર એવો એટલે ભૂમિ ઉપર ચાલનાર એવો સુરસિંહ કુમાર તારા રાજ્યનો સ્વામી થશે. ત્યારે મેં પૂછયું તે શી રીતે હું ઓળખીશ. એમ પુછે સતે વળી તે કહેતો હવો. કોઇએ પણ ન જીતેલો એવો તને યુદ્ધને વિષે જીતશે. ને તારા રાજ્યનો સ્વામી થશે, એવું મને નિમિત્તિએ પ્રથમ કહ્યું હતું. હે મહાનુભાગ આજ તે સત્ય થયું. પરંતુ નિમિત્તિઆએ તેનું દિવ્યરૂપ એટલે મનોહર રૂપ કહ્યું હતું. અને તું તો કુબડો અને માઠા રૂપવાળો એવો જણાઊ છું. તે માટે પોતાનું રૂપ પ્રકટ કરો. અને આ વિદ્યાધરનું રાજ્ય લો. એમ કહે સતે કુમારે પોતાનું રૂપ પ્રકટ કર્યું. વિદ્યાધર ખુશી થયો. વનિતા જે તે પણ એટલે તે સ્ત્રી પણ, સુરસિંહ કુમાર પ્રત્યે ઓળખીને હર્ષ પામતી હવી. વળી કહેતી હવી. હે સ્વામિન્ મનોનંદન નગરનો સ્વામી જયમંગળ નામે રાજા, તેની હું વિદ્યુત્પ્રભા એવે નામે પુત્રી છું, કુળદેવીએ કહેલો એવો જે સુરસિંહ, તેને વિષે અનુરક્ત એટલે રાગી થએલી એવી, યોગીએ અપહરણ કરીને તે વનને વિષે મારવાને આરંભી, તમે મુકાવી. અને વળી પરણી લીધી. ત્યાર પછી આ વિદ્યાધરે હરણ કરી અને ઇંહાં લાવ્યો, અને મારવા માંડી, તેં તમે રક્ષા કરી એટલે તમે રાખી. ત્યાર પછી હેમાર્જુન વિદ્યાધરે કુંમારને. રોહણ્યાદિક વિદ્યાઓ આપી. પૂર્વભવના પુણ્યના પ્રતાપથી કુમારને તે વિદ્યાઓ એક દિવસમાં સિદ્ધ થઈ. ત્યાર પછી વિદ્યાએ કરીને વિરચિત એટલે રચેલું એવું જે વિમાન તેને વિષે વિદ્યુત્પ્રભા સહિત બેશીને હેમાર્જુનની સંઘાથે વૈતાઢ્ય પર્વતને વિષે ગયો. ત્યાર પછી હેમાર્જુન, કુમારને રાજ્ય આપીને ચારિત્ર ગ્રહણ કરતો હવો. પછી કુમાર, વિદ્યાધરની દક્ષિણ શ્રેણીનો સ્વામી થયો. ત્યાં વિદ્યાધરની હજાર કન્યાઓ પરણ્યો. એક દહાડો લીલાવતીને ત્યાંજ લાવ્યો.

આજ વળી, સર્વ વિદ્યાધરે સેવવા માંડેલો એવો અને લીલાવતી વિદ્યુત્પ્રભા એ આદિક સ્ત્રીઓએ સહિત એવો વિમાનની શ્રેણીએ કરીને આકાશ માર્ગને સાંકડો કરતો એવો તે સુરસિંહ કુમાર હે રાજન્ તને મળવાને માટે હમણાં ઇહાં આવશે, એવી રીતે કેવળ જ્ઞાની મહારાજે કહ્યું. એટલામાં પરિવારે સહિત કુમાર ત્યાં આવ્યો. પ્રથમ ગુરૂ પ્રત્યે નમસ્કાર કરતો હવો. પછી પિતાને નમતો હવો. પછી માતાને નમતો હવો. પછી રાણી, ગુરૂ પ્રત્યે પુછે છે. હે ભગવન્ આ સુરસિંહ મેં નથી જનમ્યો. એટલે મારી કુખથી એનો જન્મ નથી થયો, મને દેવીએ આપ્યો છે. તે માટે આ કોનો પુત્ર છે? ગુરૂ કહેતા હવા. હે ભદ્રે, અંબરતિલકપુરને વિષે અમરસેન એવે નામે રાજા. અને ચંદ્રશિખા એવે નામે તેની રાણી, તે બેનો આ પુત્ર છે. જન્મ થતાં તરતજ પૂર્વભવના વૈરી જક્ષે અપહરણ કરીને વનમાં મુકયો, અને બીજો તેનો મિત્ર દેવ તેણે લાવીને તને આપ્યો. એ પ્રકારે સાંભળીને રાજા, કુમારને રાજ્ય આપીને રાણી સહિત વ્રત લેતો હવો. એટલે ચારિત્ર ગ્રહણ કરતો હવો. તીહાં સુદર્શનપુરને વિષે સુરસિંહ રાજા થયો, સર્વ વિદ્યાધરોએ સેવવા માંડેલો એવો, એક દહાડો પોતાના મૂળ માતાપિતાને મળવાને માટે અંબરતિલકપુરને વિષે ગયો. સર્વને હર્ષ થયો. એક દહાડો અમરસેન રાજા કેવળીની સમીપે પુછે છે. હે ભગવન્ મારા પુત્ર સુરસિંહે પૂર્વભવને વિષે શું પુણ્ય કર્યું છે. જેણે કરીને એટલે જે પુણ્યે કરીને ભૂગોચર એવોય પણ એટલે ભૂચર થકો વિદ્યાધરનો ચક્રવર્તી થયો? ગુરૂ જે તે સુવર્ણરૂચિના ભવ થકી માંડીને કથા પ્રત્યે કહેતા હવા. હે રાજન્ દેવદ્રવ્યની સાર કરવે કરીને એટલે વિધિ સહિત દેવદ્રવ્યની સંભાળ કરવે કરીને આ સર્વ સંપદાઓ એને થઈ છે, વળી દાનશાળાનો અધિકારી એવો ધનનંદી તેણે દેવનું આ દાન ધન એટલે દેવપૂજાને અર્થે સ્થાપન કરેલું એવું ધન ભાગ્યું. એટલે આપ્યું નહીં તે ધનનંદી તેજ ભવને વિષે સોળ મહા રોગની વેદનાઓ ઘણાં વર્ષ સુધી ભોગવીને મરણ પામ્યો. પ્રથમ નામ પહેલા નરકને વિષે ગયો. ત્યાં મહા નરકની વેદનાઓ ભોગવતો હવો. ત્યાર પછી ત્યાંથી નીકળીને હાથી થયો. તે બીજા હાથીએ માર્યો. મરીને ચંડાળ થયો. તે માતાપિતાને અનિષ્ટ એટલે વાલો લાગે નહીં, અને વળી જન્મથી રોગી એવો થયો. એક દહાડો અગ્નિ લાગે સતે બળીમુઓ. મરીને પ્રથમ નામ પહેલા નરકને વિષે ગયો. ત્યાંથી નીકળીને તિર્યંચ જોનીને વિષે ગયો. વળી ત્યાંથી મરીને પહેલા નરકે ગયો. વળી ત્યાંથી નીકળીને મચ્છ થયો. વળી મધ્યે મત્સ્યનો ભવ કરીને બે વાર બીજી નરકે ગયો. વળી હાથી થયો. વળી પહેલા નરકે ગયો. વળી મહિષ કહેતાં પાડો થયો. એમ સર્વ ઠેકાંણે મહા

વેદનાઓ પામતો હુવો. કોઈક ઠેકાંણે વિષે કરીને એટલે ઝેરે કરીને, કોઈ ઠેકાણે શસ્ત્રે કરીને, કોઈ ઠેકાણે અગ્નિએ કરીને, કોઈ ઠેકાણે સિંહાદિકોથી મરણ પામતો હુવો. ત્યાર પછી અકામનિર્જરાના વશે કરીને રત્નપ્રિય એવે નામે જક્ષ થયો. હમણાં તે જક્ષે આ સુરસિંહ કુમારનુ જન્મ થતાંજ પૂર્વજન્મના વેર થકી અપહરણ કર્યું. અપહરણ કરીને તેણે માર્યો નહીં એમ વિચાર્યું જે પોતાની મેળે મરી જાઓ, એમ વિચારીને વનને વિષે મુકયો. પછી પૂર્વભવની રત્નવતી સ્ત્રી, દેવતા થઈ છે. તે દેવે સુદર્શનપુરને વિષે રત્નચૂડ રાજા અને પૂર્વભવની પોતાની માતા એવી નરચૂલા રાણી તેને સ્નેહે કરીને સુપ્યો. પેલો ધનનંદી જક્ષના ભવ થકી હજુ પણ અનંતાભવ સુધી સંસારમાં રોળાશે એટલે પરિભ્રમણ કરશે. અને દેવદ્રવ્યના વિલોપવાના પાપે કરીને બહુ વાર સાતે નરકને વિષે જશે. એટલી વાર્તા કેવળ જ્ઞાની મ્હારાજે કહી. પછી વિદ્યુતપ્રભા પુછતી હવી. હે ભગવન્ કીઆ કર્મે કરીને હેમાર્જુન વિદ્યાધરના સ્થાનમાં પાંચસેં ! ફટકાંના ઘાતની વેદનાઓ છ મહીના સુધી મેં સહન કરી ! ત્યાર પછી ગુરૂ મ્હારાજ કહેતા હવા. હે ભદ્રે, તું પૂર્વભવને વિષે આ સુરસિંહના સુવર્ણરૂચિ ભવને વિષે રત્નવતી એવે નામે સ્ત્રી હતી. તે અવસરે તારો પુત્ર અનર્થચૂડ એવે નામે મહાપાપી અને દેવદ્રવ્યાદિનો ભક્ષણ કરનાર એવો હતો. સુવર્ણરૂચિ તે પુત્રને અતિશે તાડન કરતો હુવો. અને વળી તું પુત્રના સ્નેહે કરીને ઉપેક્ષા કરતી હવી. એટલે અવગણના કરતી હવી. અર્થાત્ હમેશાં કહાડતી. જ્યારે પુત્રના માઠા ચરિત્રે કરીને વિરક્ત થએલો એટલે વૈરાગ્ય પામેલો એવો સુવર્ણરૂચિ, તેણે દીક્ષા ગ્રહણ કરી ત્યારે દેવદ્રવ્યાદિકની સંભાળ કરનારા એવા શ્રાવકોને તેણે કહ્યું જે આ મારો પુત્ર સર્વથા પ્રકારે દેવદ્રવ્યાદિની ચિંતાને વિષે અધિકારી ન કરવો. કેમકે અજોગ્ય છે, માટે, તે અવસરે પુત્રના સ્નેહે કરીને મૂઢ થએલી એવી તેણીએ બુદ્ધિના અપરાધરૂપ દોષ થકી છાનેમાને શ્રાવકોને કહ્યું જે આ મારો પુત્ર દેવદ્રવ્યાદિ ચિંતાનો વિભાગી કરવો. તે ચિંતાનો અધિકારી કરેલો કોઇ વખત પણ બચારો રાંક ધર્મ પ્રત્યે પામે. અને સર્વથા પ્રકારે બહાર કરેલો મિથ્યાદૃષ્ટિ થઇને જિનધર્મને પીડા કરનારો થશે. ત્યાર પછી તે શ્રાવકોએ પણ તારો પુત્ર જિનદ્રવ્યનો અધિકારી કાંઇક કર્યો. પરંતુ દેવદ્રવ્યનો બહુ વિનાશ કરે છે. પછી એવું જાણી શ્રાવકોએ ધર્મ સ્થાનકથી કાઢી મુકયો. પછી તે ચોર થયો. પરદેશને વિષે ચૌર્ય કર્મ કરતો, કોટવાળ લોકોએ ઝાલ્યો. અને બંધીખાનામાં નાંખ્યો. એક દહાડો કાંન, નાક, હાથ ઇત્યાદિક છેદીને મુકી દીધો. ઘણી વેદના પામીને મરણ પામ્યો. ત્રીજા નરકને વિષે ગયો. ત્યાંથી નીકળીને શ્રીપુરને વિષે શેઠનો પુત્ર થયો ત્યાં પુણ હજાર વર્ષ

સુધી નિરંતર સોળ મહા રોગની વેદના અનુભવીને બીજા નરકે ગયો. ત્યાંથી નીકળીને વળી મત્સ્ય થયો. વળી પહેલા નરકને વિષે ગયો. ત્યાર પછી મનુષ્ય, ત્યાર પછી બાળ તપે કરીને એટલે અજ્ઞાનકષ્ટે કરીને ગગનગતિનામા વિદ્યાધર થયો. તેની કથા પ્રથમ કહી છે. ત્યાર પછી હમણાં રાક્ષસ થયો છે. જેણે સુરસિંહ કુમારને તે અવસરે આ લીલાવતી કન્યા આપી છે. આજ થકી અંતર રહિત સંસારમાં પરિભ્રમણ કરશે. એક એક નરકને વિષે સાત સાત વાર જશે. તે અનર્થચૂલની માતા રત્નવતી સુવર્ણરૂચિની સંઘાથે દીક્ષા ગ્રહણ કરીને બુદ્ધિના અપરાધરૂપ દોષના વશ થકી ઉપાર્જન કર્યું છે દેવદ્રવ્યની ઉપેક્ષાએ કરીને પાપ તે જેણીએ એવી પણ ચારિત્ર પાળે છે. ગુરૂના મુખ થકી દુરંત એવો એટલે દુષ્ટ છે અંત તે જેનો એવું સાધારણ દ્રવ્ય દેવદ્રવ્ય તેની ઉપેક્ષણાદિકે કરીને પાપનો વિપાક સાંભળીને વળી ગુરૂ મહારાજની પાસે સમ્યક્ પ્રકારે એટલે રૂડા અધ્યવસાએ કરીને તે પાપનું અલોચન કરીને એટલે તે પાપ આળોવીને સો વાર છ માસી તપ કરીને આલોચિત, નિંદિત, ગર્હિત એટલે પ્રથમ ગુરૂમહારાજની આગળ પ્રકાશ કર્યું, પછે પોતાના આત્માની સાક્ષીએ નિંદિત કર્યું. પછે સર્વ સભાની સમક્ષ ગર્હિત કર્યું છે એટલે નિભ્રંછન કર્યું છે પાપ તે જેણીએ એવી પાંચમા દેવલોકે ગઇ. ત્યાંથી ચવીને તું વિદ્યુત્પ્રભા થઇ, તે કર્મ કાંઇ બાકી રહેવે કરીને તે પ્રકારની વેદનાઓ છ મહીના સુધી સહન કરી. એટલામાં ચંદ્રશિખા રાણીએ કહ્યું મેં પુત્રના વિજોગનું દુઃખ કેમ પામ્યું? ગુરૂ કહેતા હવા, હે ભદ્રે તેં રત્નાવહ સાર્થવાહના ભવને વિષે દેવદ્રવ્યનું આદાય એટલે પૂજા નિમિત્તે રાજાએ આપવાનું કરેલું ધન તેને લોપ કરતો એવો ધનનંદી, સામર્થ્યપણું સતે પણ ભયે કરીને ઉપેક્ષા કર્યો, એટલે હૃદયમાં કહાડયો. તે વખત એવું વિચાર્યું કે આ ચિંતાએ કરીને મારે શું, જે લોપ કરશે તેજ બંધાશે. મારે સંક્લેશના વશ થકી પાપ ઉપાર્જન કરવે કરીને શું એવી રીતે મનમાં ધારીને તે ધનનંદીને કાંઇ કહ્યું નહીં. ત્યાર પછી મરણ પામીને શ્રાવક ધર્મના પ્રભાવે કરીને પહેલે દેવ લોકે ગયો. ત્યાર પછી ઘણા તિર્યંચના ભવોને વિષે ભમ્યો. વળી દરિદ્ર મનુષ્યના કુળને વિષે ઉત્પન્ન થયો. સર્વ ઠેકાણે શસ્ત્રાદિકે કરીને મહા પીડાઓ સહન કરતો હવો. ત્યાર પછી પહેલા નરકે ગયો. ત્યાર પછી મંગળપુરને વિષે રથચૂડનામા રાજા થયો. એટલામાં રત્નવતીનો જીવ, દેવ, તેણે કેવળી પુછયા. એટલે તે દેવે કેવળીને પુછયું. હે ભગવન્ મહારો રત્નાવહ પિતા કયાં છે? કેવળીએ કહ્યું હમણાં રથચૂડનામે રાજા થયો છે. અને તે નિવિડ મિથ્યાદૃષ્ટિ છે. એટલે આકરો મિથ્યાત્વી છે અને ગળતા એવા કુષ્ટાદિ એટલે કોઢરોગાદિ ઘણા રોગની વેદનાઓએ,

કરીને પરાભવ પામેલો એવો છે, એવું ગુરૂએ કહ્યું. પછી ફરીને તે પુ-
છ્યું હે ભગવન્ કીઆ કર્મે કરીને એવો થયો? ગુરૂ કહેતા હુવા. દેવદ્રવ્યના
વિનાશની ઉપેક્ષાના પાપે કરીને એટલે ઉવેખવાના પાપે કરીને એવો થયો
છે. ત્યાર પછી રત્નવતી દેવે, ત્યાં જઇને પ્રતિબોધ કર્યો, અને પૂર્વના ભવ
કહ્યા. ત્યાર પછી થયું છે જાતિ સ્મરણ જ્ઞાન તે જેને એવો રથચૂડ રાજા
સર્વ સંગનો પરિત્યાગ કરીને એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારે પ્ર-
કારે મમતા મુકીને આલોચિત કર્યું છે પાપ તે જેણે એટલે પોતાનું પાપ
આલોવીને સમ્યક પ્રકારે એટલે લોકરંજનની અપેક્ષા રહિત પ્રાયશ્ચિત કરીને
હજાર વર્ષ સુધી ચારિત્ર આરાધીને દેવ લોકને વિષે દેવ થયો. ત્યાંથી ચવીને
હે ભદ્રે તું ચંદ્રશિખા થઇ. તેમાંનું કાંઇક કર્મ બાકી રહેલું તેણે કરીને ઘણા
વર્ષ સુધી પુત્રના વિજોગનું દુઃખ પામ્યું. એ રીતે કેવળી ભગવાને કહ્યું તે
સાંભળીને અમરસેન રાજાએ સુરસિંહ કુમારને રાજય આપી ચંદ્રશિખા
રાણી સહિત દીક્ષા ગ્રહણ કરી. પછી સુરસિંહ સમસ્ત દક્ષણ ભરતના અર્ધ-
નો સ્વામી એવો રાજા થયો. રત્નસુંદરી લીલાવતી વિદ્યુત્પ્રભા એ આ-
દિક ચાર હજાર રાણીઓનો અને સાત હજાર મુકુટબંધ રાજાઓનો અને
સોળ હજાર બીજા રાજાઓનો, અને પચ્ચાસ વિદ્યાધરના રાજાઓનો અને
અડતાલીસ કરોડ પ્યાદળનો, અને અડતાલીસ કરોડ ગામનો અને સોળ
હજાર રાજયધાનીઓનો અને છત્રીશહજાર પાટણનો અને બેંતાલીસલાખ
હાથીનો અને બેંતાલીસ લાખ ઘોડાઓનો અને બેંતાલીસ લાખ
રથનો સ્વામી થયો. ઈત્યાદિક લક્ષ્મીનો છે વિસ્તાર તે જેને એવો શીત્તેર
હજાર વર્ષ સુધી રાજય કરીને ત્યાર પછી પોતાના રત્નધ્વજ પુત્રને રાજય
આપી પોતાની સ્ત્રીઓએ સહિત પ્રવ્રજ્યા ગ્રહણ કરતો હવો. પ્રવ્રજ્યા
પાળીને એટલે ચારીત્ર પાળીને પહેલા ગ્રૈવેકને વિષે દેવતા થયો. ત્યાંથી
ચવીને મહાવિદેહક્ષેત્રમાં મંગળાવતી વિજયને વિષે સુમંગળાપુરીમાં
મંગળ નૃપની જયમંગળા ભાર્યાને વિષે ચૌદ સ્વપ્ને જણાવેલો એવો
રત્નજંઘ નામે પુત્ર થશે. અનુક્રમે કરીને સાધ્યા છે એટલે વશ કર્યા
છે છ ખંડ તે જેણે અને ઉત્પન્ન થયાં છે નવનિધાન તે જેને એવો સાર્વ-
ભૌમ કહેતાં ચક્રવર્તી થશે. ઘણા કાળ સુધી રાજય કરી દીક્ષા ગ્રહણ કરશે.
પછી તીર્થંકર ગોત્ર નામ કર્મ ઉપાર્જન કરીને સર્વાર્થસિદ્ધ વિમાનને વિષે
તેત્રીશ સાગરોપમના આઉખાવાળો દેવ થશે. ત્યાંથી ચવીને પુષ્કરવરદ્વીપને
વિષે વિદેહને વિષે પુષ્કલાવતી વિજયને વિષે સુવર્ણનંદન નગરને વિષે ચં-
પક ચૂડરાજાની ત્રિજગતતિલક એવી સ્ત્રીને વિષે ચૌદ સ્વપ્ને જણાવેલો
એવો ભુવનભૂષણ નામે તીર્થંકર પુત્ર થશે. પછી તે ભુવનભૂષણ ત્રેસઠપૂર્વ-

લાખ વર્ષ સુધી રાજ્ય પાળીને સાંવત્સરિક દાન દેઇને એટલે ચારિત્ર લેતા પહેલાં એક વર્ષ સુધી દાન આપીને પછી દીક્ષા અંગીકાર કરીને ઉત્પન્ન થયું છે કેવળ જ્ઞાન તે જેને એવો સતો તીર્થને પ્રવર્તાવી, મોક્ષ સુખને પામશે. એ પ્રકારે દેવદ્રવ્યની સંભાળ કરવી. તેને વિષે સુવર્ણરૂચિની કથા કહી.

॥ કથા સમાપ્ત. ॥

आयाणं जो नंजइ पम्विन्नधणं न देइ देवस्स ॥
नस्संतं समुवेरकइ सोवि हु परिन्नमइ संसारे ॥१॥
चेइअदव्वं साहारणं च जो डहइ मोहिअमइत्त ॥
धम्मोवएसो न याणइ अहवा बन्धाउत्त नरए ॥

અર્થ—જે પુરૂષ આદાન એટલે રાજા અમાત્યાદિકે કરેલું દેવદાય કહેતાં રાજાએ અને તેના પ્રધાનાદિકે દેવની પૂજાને માટે સ્થાપન કરેલું એવું દેવધંન તેને ભાગે છે. એટલે આપતો નથી તથા મરતાં એવાં માતા પિતાઓએ અંગીકાર કરેલું જે ધન અથવા પોતે પૂજાદિ નિમિત્તે અંગીકાર કરેલું જે ધન જેમકે, હું આટલું ધન આપીશ એ પ્રકારે બોલીને તે ન આપે. વળી નાશ પામતું એવું જે દેવદ્રવ્ય તેને પોતાનું સામર્થ્યપણું સતે પણ ઉપેક્ષા કરે એટલે ઉવેખી મુકે. તે પ્રાણી સંસારને વિષે પરિભ્રમણ કરે છે. વળી જે પ્રાણી ચૈત્યદ્રવ્ય, એટલે દેવદ્રવ્ય, વળી સાધારણ દ્રવ્ય એટલે સાત ક્ષેત્રને વિષે વાપરવા જોગ્ય એવું જે દ્રવ્ય તેને વિનાશ કરે છે. તે પુરૂષ મોહિત મતિવાળો એટલે મુઝાએલી મતિવાળો એવો અથવા તે ધર્મને નથી જાણતો એવો અથવા નરકનું બાંધ્યુ છે આઉખું તે જેણે એવો જાણવો. તેનું દ્રષ્ટાંત નીચે લખીએ છીએ.

કથા.—મણિમંદિરપુરને વિષે અતિશે મોટી છે ઋદ્ધિ તે જેને એટલે મહા ઋદ્ધિવંત એવો નગરનો શેઠ, કીર્તિ છે વાલી તે જેને એવો અને સ્વભાવે કરીને કૃપણ એવો અને કાંઈક ચિત્તને વિષે દુષ્ટ એવો શ્રાવક, વરૂણદેવ એવે નામે વેપારીઓ રહેતો હતો. તેની રતિતિલકા નામે ભાર્યા હતી. તે નગરમાં નિરંતર જિનભંવનોને વિષે સ્નાત્રાદિ મહોત્સવ થાય છે. તે અવસરે શ્રાવક લોકોએ દેવપૂજા અને જિનાલય એટલે દેરાસરાદિને માટે દેવદ્રવ્ય અને પુસ્તક લખાવવાને અર્થે જ્ઞાનદ્રવ્ય અને સાત ક્ષેત્રને વિષે ખર્ચવાને માટે અને સીઝાતા એવા સાધર્મિક અને દીન અનાથાદિકને માટે સાધારણ દ્રવ્ય એકઠું કરવા માંડયું છે. વરૂણદેવ પણ આ સર્વ શ્રાવકોની મધ્યે હું મુખ્ય છું એમ પોતાના મનમાં માનતો એવો શુભ પરિણામ રહિત એવો છે તો પણ જિ-

નભવનોને વિષે જતો હવો. સાધુઓ પ્રત્યે નમસ્કાર કરતો હવો. પ્રાયે કરીને નિરંતર ધર્મ કથાઓને સાંભળતો હવો. અને સ્નાત્રાદિ મહોત્સવોને કરાવતો હવો. અને સંઘાદિકના કારજોને વિષે એટલે સંઘના કામકાજને વિષે મળતો હવો. એવામાં દેવ, જ્ઞાન, સાધારણ, દ્રવ્ય મેળવવાને અર્થે ટીપણી કરવા માંડે સતે. તે વરૂણદેવ શેઠે એવું વિચાર્યું કે, મારેજ પ્રથમ દ્રવ્ય આપવું જોઇએ, એમ વિચારીને પહેલુંજ પોતાનું નામ લખાવતો હવો. પરંતુ તે આપવાની વખતે બહુ વખત શ્રાવકોએ માગ્યો એટલે લખાવેલું દ્રવ્ય તેની પાસે માગ્યું તો પણ કૃપણપણા થકી ન આપતો હવો. જ્યારે આપે ત્યારે પણ સંપૂર્ણ ન આપતો હવો. બહુ માગે સતે. ઉઘરાણીના કરનાર શ્રાવકોને મર્મનાં વચન બોલે અને ગાળો દે એવી રીતે કરે છે. એક દહાડો તેની સ્રીએ કહ્યું હે સ્વામિન્ પોતાના વચને કરીને અંગીકાર કરેલું એવું દેવાદિક દ્રવ્ય કેમ નથી આપતા? શેઠ કહેતો હવો. હે પ્રિયે, અતિશયદુ:ખે કરીને ઉપાર્જન કરેલું આ ધન તે કેમ આપી શકાય? ત્યારે સ્રી કહેતી હવી. કે, ન અંગીકાર કરવું એ શ્રેષ્ટ છે. કેમકે અંગીકાર કરીને જે ન આપવું એ કાંઈ સારા માણસને ઉચિત નથી. કેમકે તે શાસ્રમાં કહ્યું છે.—

लज्जोवरोहत्त वा पमिवज्जेत्त न देइ देवधणं ॥
जो सो तिरियनरएसु डक्कलरकाई पावेइ ॥१॥

અર્થ—જે પુરૂષ લજ્જા થકી અથવા કોઇના કહેવા થકી દેવધન અંગીકાર કરીને આપતો નથી તે પુરૂષ તિર્યંચ નરકોને વિષે એટલે તિર્યંચગતિને વિષે અને નરકગતિને વિષે લક્ષાવધિ દુ:ખોને પામે છે. એવી રીતે પોતાની સ્રીએ કહ્યું. ત્યાર પછી શેઠ કહેતો હવો મેં દેવનું, જ્ઞાનનું, સાધારણનું કાંઈ પણ દ્રવ્ય ગ્રહણ કર્યું નથી. અને કાંઈ ખાધું પણ નથી. ઉલટો અગ્રેસર થઇને ટીપણીને વિષે પહેલું પોતાનું નામ કરાવે સતે, દેવાદિકનું આપવા જોગ્ય બહુ દ્રવ્યનું કરવે કરીને એટલે પોતાનું નામ પહેલું કરાવે સતે દેવદ્રવ્યની વૃદ્ધિ ઘણી થશે, એવી રીતે કરવે કરીને વળી અનુક્રમે બીજાઓની પાસે સે પ્રકારે કરાવવે કરીને તે દેવદ્રવ્યની વૃદ્ધિ કરી છે. કાંઈ હાની કરી નથી. અને ધર્મને વિષે કયાંઈ પણ ધરણું દીધું નથી. એટલે જોરાવરી દીઠી નથી. વહન થઇ શકે એવાજ ભારનું ભાડું હોય પણ જે વહન ન થઈ શકે તેનું ભાડું શું? જેટલું મેં દેવાદિકનું ધન આપ્યું તેટલુંજ મારે પુણ્ય થાઓ. વળી બહુ કાર્ય એટલે જીર્ણોદ્ધાર, પડેલા દેરાસરનું કરાવવું સ્નાત્રઓત્સવ એ આદિક કૃત્ય મેં ઘણાં કર્યાં છે. હાલ પણ કરીએ છીએ. આગળ પણ અવસરે એવાં કરીશું તે કૃત્ય કરવે કરીને પણ દેવદ્રવ્ય ન આપવાનું પાપ દૂર જશે. માટે

તે પાપે કરીને શી બીક રાખવી? એમ શેઠે કહ્યું, ત્યાર પછી સ્ત્રી કહેતી હવી. હે પ્રિયતમ, એટલે હે વહાલા સ્વામિન્ માસખમણ, પક્ષખમણ, તીર્થયાત્રા, દેરાસરનું કરાવવું, મહાદાનનું દેવું, શીલાદિકનું પાળવું એ પ્રકારનાં પ્રથમ કરોડો પુણ્ય કર્યાં હોય, અને દેવદ્રવ્યનું એક ઇંટના હજારમા ભાગનું પણ ન આપવે કરીને તે સર્વે પૂર્વે કરેલાં પુણ્ય નિષ્ફળ જાય છે. જેમ કાજળે કરીને નાના પ્રકારનાં મનોહર ચિત્રામણ વ્યર્થ થાય છે. તેમ આ પણ જાણવું. ત્યાર પછી શેઠ કહેતો હવો. હે પ્રિયે, આ પ્રકારે જો તું દેવદ્રવ્ય ન આપવાના પાપ થકી બીઉછું ત્યારે પોતાનાં આભરણ વેચીને કેમ દેવાદિકનું આપવા જોગ્ય દ્રવ્ય નથી આપતી? તું પણ ઘરની સ્વામિની છું. એટલે માલીક છું. ત્યાર પછી તે સ્ત્રીએ કહ્યું, હે સ્વામિન્ હું આપીશ. પરંતુ તો પણ દેવાદિકના દેવાથી તમે કેમ છુટશો? કેમકે અન્યનું કરેલું પુણ્ય અન્યને નથી મલતુ એ પ્રકારે બહુ જુક્તિઓએ કરીને સમજાવ્યો તો પણ સંપૂર્ણ દેવાદિક દ્રવ્ય કોઇ વખત પણ ન આપતો હવો. ત્યાર પછી તેની સ્ત્રી પોતાનાં આભરણ વેચીને બાકીનું રહેલું દેવું એટલે પોતાના ભર્તારે આપતાં બાકી રહેલું, એવું દેવાદિક દ્રવ્ય તેને આપતી હવી. ત્યાર પછી વરૂણદેવ દેવદ્રવ્ય ન આપવાના પાપે કરીને નિષ્ફળ થયું છે સર્વ પુણ્યકૃત્ય તે જેનું એવો મરણ પામીને પહેલી નરકે ગયો. ત્યાર પછી ત્યાંથી નીકળીને તિર્યંચગતિને વિષે ગયો. વળી નરકે ગયો વળી તિર્યંચને વિષે ગયો. વળી નરકમાં ગયો. એ પ્રકારે સાત વાર નરકને વિષે ગયો ત્યાર પછી અસંખ્યાતા ભવ સુધી સંસારને વિષે ભમીને સ્થાનક સ્થાનકને વિષે ક્ષુધા એટલે ભુખ, તૃષા એટલે તરસ શસ્ત્ર, અગ્નિ, જળ, એટલા વડે કરીને મહા વેદનાઓને સહન કરતો મરણ પામતો હવો. ત્યાર પછી પ્રકર્ષે કરીને ક્ષીણ થયું છે, બહુ પાપ કર્મ તે જેનું એવો પુષ્કરવરદ્વીપમાં જનેશ્વરપુરને વિષે નરપાળનો સિંહકેતુ એવે નામે પુત્ર થયો. જવાનીપણું પામ્યો. એવો તાવ, ભગંદર, જળોદર આદિ માહા રોગોએ કરીને પીડાએલો એવો સાઠહજાર વર્ષ સુધી નર્ક થકી પણ અધિક વેદનાઓને સહન કરતો હવો. વળી નિરોગી થયો. અનુક્રમે કરીને રાજ્ય પામતો હવો. વળી મરીને નરકે ગયો. ઘણા ભવ ભમ્યો, સ્થાનક સ્થાનકને વિષે શસ્ત્રાદિકની વિટંબણાદિકને સહન કરતો ઘણા કાળ સંસારમાં ભમ્યો. એટલામાં સુવર્ણપુરને વિષે નરચૂડ મંત્રિની સૌભાગ્યસુંદરી નામે સ્ત્રીની કુખને વિષે પુત્રિકારૂપે કરીને ઉત્પન્ન થયો. મહા વેદનાઓને સહન કરતો ગર્ભને વિષેજ બાર વરસ સુધી રહ્યો ત્યાર પછી જન્મ થયો. તે પુત્રીનું તારૂણ્યતિલકા એવું નામ માતાપિતાઓએ કર્યું અનુક્રમે તે જવાનીપણું પામી. ત્યાર પછી તેજ ગામનો રહેનાર

મનોનંદન મંત્રી તેનો પુત્ર મદનાવહ એવે નામે તેણે તે પરણી, તેને અતીશે અનિષ્ટ થઈ. અર્થાત્ તેને તે ગમી નહીં. ત્યાર પછી તેણે તે સ્ત્રી ત્યાગ કરી. પછી કેટલો એક કાળ ગએ સતે. તારૂણ્યતિલકા સ્ત્રીનો ત્યાગ કરીને તે મદનાવહ ક્યાંય પણ, જતો રહ્યો. પછી તે સ્ત્રીએ પોતાનો ભર્તાર સર્વ ઠેકાંણે ખોળ્યો પણ જડ્યો નહીં. પછી તે તારૂણ્યતિલકા, અતીશે કરીને પૂર્વે ઉપાર્જન કરેલું એવું દેવ, જ્ઞાન, સાધારણ, દ્રવ્ય ન આપવે કરીને માઠું કર્મ કરેલું હતું તેના બાકી રહેલા લેશે કરીને દુ:ખણી થઈ એવી પિતાને ઘેર જઇને રહેતી હવી. એક દહાડો ત્યાં આવેલા તીર્થંકર મહારાજને વંદન કરવાને અર્થે તે તારૂણ્યતિલકા પોતાની માતા સૌભાગ્યસુંદરીની સાથે જતી હવી. ત્યાં ધર્મદેશના પ્રત્યે સાંભળતી હવી. એટલામાં સૌભાગ્યસુંદરીએ પુછ્યું હે ભગવન્ આ મારી પુત્રીએ અન્યજન્મને વિષે શું પાપ કર્યું છે? જેણે કરીને આ પ્રકારે દુ:ખણી થઇ છે? ભગવાન્ કેહેતા હવા. આ દુખ તે શું. જે એણીએ પૂર્વભવોને વિષે દેવાદિદ્રવ્ય ન આપવાના પાપે કરીને દુ:ખ ભોગવ્યું છે. તે સર્વજ્ઞ પણ કહેવાને પાર ન પામે. ત્યાર પછી વરૂણદેવના ભવથી માંડીને સર્વ ભવો પ્રત્યે ભગવાન્ કહેતા હવા. વરૂણદેવની ભાર્યા તો ભર્તારે માનેલું એટલે પોતાના ભર્તારે અંગીકાર કરેલું એવું દેવદ્રવ્ય આપવાના પુણ્યે કરીને દેવલોકને વિષે ઉત્પન્ન થઇ ત્યાર પછી મનુષ્યને વિષે, વળી દેવલોકને વિષે, વળી મનુષ્યને વિષે, એ પ્રકારે દેવ મનુષ્યરૂપ સત્તર ભવોને વિષે માહા સુખ પ્રત્યે ભોગવીને આ ભવને વિષે તું સૌભાગ્યસુંદરી થઈ છું. અને વરૂણદેવનો જીવ આ તારી પુત્રી થઇ છે. એ પ્રકારે સાંભળીને સૌભાગ્યસુંદરીને જાતિસ્મરણ જ્ઞાન થયું. તીર્થંકર પ્રત્યે કહેતી હવી. હે ભગવન્ આ આપનું કહેવું સત્ય છે. મેં પણ જાતિસ્મરણ જ્ઞાને કરીને સર્વ જાણ્યું, પરંતુ આ પુત્રી પાપકર્મની બહુલતાએ કરીને તે જિનરાજનું કહેલુ પોતાના ભવાદિ તે પ્રત્યે શ્રદ્ધા નથી કરતી. તેણે કરીને તેને જાતિસ્મરણ જ્ઞાન પણ ઉત્પન્ન ન થયું. વળી માતાએ પુછ્યું, હે ભગવન્ ક્યારે આ મારી પુત્રી મુક્તિ પ્રત્યે જશે? જિન કહેતા હવા. હે ભદ્રે આ ભવને વિષે નથી પામ્યો જિનધર્મ જેણીએ એવી ભર્તારના વિજોગના દુ:ખે કરીને પીડાએલી મરીને તિર્યંચને વિષે જશે. ત્યાર પછી અસંખ્યેય સાગરોપમ કોટાનકોટીની અંતે મહાવિદેહ ક્ષેત્રને વિષે મનુષ્યપણા પ્રત્યે પામીને જિનધર્મને પામશે. ત્યાર પછી દેવલોકે જશે. ત્યાંથી મનુષ્યને વિષે ઉત્પન્ન થઇને કેવળી થઇને પ્રકટ કર્યો છે પોતાના વરૂણદેવાદિ ભવ તે જેણે એવો બહુ લોકોને પ્રતિબોધ કરીને સિદ્ધિપદને વરશે. એ પ્રકારે સૌભાગ્યસુંદરી સાંભળીને દીક્ષા પ્રત્યે ગ્રહણ કરતી હવી. અનુક્રમે કરીને શિવસુખને પાંમ-

મતી હુવી. એ પ્રકારે દેવદ્રવ્ય, સાધારણ દ્રવ્ય, ન આપવાના ફળનું કથાનક કહ્યું.

॥ કથા સમાપ્તા. ॥

ઉપર પ્રમાણે દેવદ્રવ્યની રક્ષા કરવાનું ફળ તથા ભક્ષણ કરવાનું ફળ. વિચારીને દેવદ્રવ્ય તથા જ્ઞાનદ્રવ્ય તથા સાધારણદ્રવ્યની રક્ષા કરવામાં પોતાની શક્તિને અનુસારે વિધિ સહિત આ લોક પરલોકના પુદ્ગલિક સુખની વાંછાએ કરીને રહિતપણે પ્રવર્ત્તન કરવું અને છતી શક્તીએ તે દેવદ્રવ્યાદિકની ઉવેખણા કરશે, તે જીવ સંસારમાં પરિભ્રમણ કરશે, એવું જાણીને આશાતના ટાળવામાં વર્ત્તવું એ ઉપદેશ, આ ત્રીજી ભક્તિ કહી, હુવે ઉત્સવરૂપ ચોથી ભક્તિ કહીએ છીએ.

खलु નામ નિશ્ચે ભવ્યપ્રાણિઓએ એટલે સમકિતદૃષ્ટિ પ્રાણિઓએ જે 'अष्टाहिका' ઉત્સવ એટલે અઠ્ઠાઇ ઉત્સવ અને 'स्नात्र' ઉત્સવ, 'चैत्य' નો ઉત્સવ, જિનબિંબની પ્રતિષ્ઠાદિકનો ઉત્સવ કરીએ છીએ એટલે સમ્યકદૃષ્ટિ પુરૂષો પૂર્વે કહ્યા એ પ્રમાણે વિધિ સહિત ઉત્સવ કરે છે, તથા 'श्रीपर्युषणा' પર્વને વિષે કલ્પસૂત્રનું વાંચવું અને પ્રભાવનાદિક ઉત્સવ સમ્યકૂદૃષ્ટિઓએ જે કરીએ છીએ એટલે જિન આજ્ઞાસહિત સમ્યકૂદૃષ્ટિ શ્રાવકને ઉચિત પ્રમાણે તથા મુનિઓને ઉચિત પ્રમાણે પૂર્વે કહ્યા પ્રમાણે સાધુ શ્રાવક જે કરે છે તે પણ જિનશાસનની ઉન્નતિના હેતુપણા થકી જિનપૂજાજ કહીએ.

प्रकारेणाधिकां मन्ये भावनातः प्रभावनाम् ॥
भावना स्वल्पलाभाय स्वान्ययोस्तु प्रभावना ॥१॥

અર્થ—જે માટે ભાવના થકી પ્રભાવના પ્રત્યે, પ્રકારે કરીને એટલે કોઈ પ્રકારે કરીને અધિક માનુછું. કેમકે ભાવના છે તે થોડા લાભને અર્થે છે. તે એક પોતાનેજ ગુણ કરનારી છે, માટે. અને પ્રભાવના છે તે પોતાને અને પરને બેઉ જણને ગુણની કરનારી છે. માટે ભાવના કરતાં અધિક છે.

કેટલાએક લોકો પ્રભાવના શબ્દે કરીને પતાસાં વેહેંચવાં તથા સાકરનાં પડીકાં વેહેંચવાં તથા લાડવા વીગેરે હરેક વસ્તુનું વેહેંચવું તેનેજ એક પ્રભાવના માની બેઠા છે. પણ પ્રભાવના શબ્દનો પરમાર્થ નીચે પ્રમાણે સમજવો:—પ્રભાવના કહેતાં જે વીતરાગ દેવે સિદ્ધાંતમાં સ્યાદવાદ શૈળી સહિત અપેક્ષાઓ સહિત નિશ્ચે વેવારના ઉપયોગ સહિત જે પ્રરૂપણા કરી છે તે પ્રમાણે પોતાના ક્ષયોપશમને અનુસારે દાંભિકપણું મુકીને પોતાના પૂજનિકપણાને દૂર મુકીને ભવ્યજીવના હિતને માટે યથાર્થ ઉપદેશ આપવો. જે ઉપદેશ

કરવાથી પોતાનું સમકિત પણ નિર્મળ થાય. અને સાંભળનાર જીવોને સમકિત મિથ્યાત્વની, આત્મા અનાત્માની, ઉચિત અનુચિતની, ખબર પડે. તે વસ્તુગતે પ્રભાવના કહીએ. વળી કોઈ સાધર્મિકભાઇ સીઝાતા હોય તો તેની સહાજ્ય કરીને ધર્મને વિષે સ્થિર કરવો એ પણ પ્રભાવના કહીએ. અને એવી પ્રભાવના સહિત ગુણિ પુરૂષોને અથવા બીજા લોકોને પણ ધર્મની ઉન્નતિ કરવાને માટે અને જિનશાસનની અનુમોદના કરાવવાને માટે એવા ભદ્રિક જીવોને પતાસાં વિગેરે જે આપવું તે ઉપચારે પ્રભાવના કહીએ. પણ રાગ દ્વેષ સહિત કેવળ પતાસાં લેવાનાજ લાલચુ અને કુગુરૂના ઉપાસક પતાસાં લેઇ જઇને ઉલટી નિંદાના કરનારા એવા લોકોને આપીને જે પ્રભાવના માનવી તે મિથ્યાત્વનું ચેષ્ટિત છે. માટે દ્રવ્યભાવ બે પ્રકારે જે પ્રભાવના છે તે ભાવના કરતાં અધિક છે. એમ જાણવું.

હવે તીર્થજાત્રારૂપ પાંચમી ભક્તિ કહીએ છીએ. શ્રી શત્રુંજય, ગિરનાર, આબુ પર્વત, અષ્ટાપદ સમેતશિખરાદિ સમસ્ત તીર્થોને વિષે જિનબિંબને વંદન કરવાને માટે અને તે ક્ષેત્રનુ સ્પર્શનાદિ કરવાને માટે જે ગમન કરવું એટલે જવું. અર્થાત્ વિધિ સહિત સંસારના કામનો નિષેધ કરીને ફક્ત એક જિનરાજના ગુણ વિચારીને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવાને માટે એટલે રાગ દ્વેષની પરણતીઓ ઓછી કરવાને માટે તે પૂર્વે કહેલી તીર્થભૂમીએ જવું તે તીર્થયાત્રા કહીએ. આ પણ જિનરાજની ભક્તિજ જાણવી. તેમાં સમસ્ત તીર્થનો રાજા એવું શ્રી શત્રુંજય તીર્થ છે. તે તીર્થ સદૃશ ત્રણ લોકને વિષે પણ બીજું તીર્થ નથી. કેમકે તે તીર્થ ઉપર ઘણા ભવ્ય પ્રાણીઓ પોતાના રાગદ્વેષને જીતીને મોક્ષપદને પામ્યા છે. તે પુરૂષોની અપેક્ષાએ શત્રુંજય તીર્થ કેહેવાય છે.

તે કહ્યું છે કે,—

नमस्कारसमो मंत्रः शत्रुंजयसमो गिरिः ॥
वीतरागसमो देवो न भूतो न भविष्यति ॥१॥

અર્થ—નવકાર સરખો મંત્ર બીજો જગત્માં કોઈ નથી. શત્રુંજયગિરિ સરખો બીજો કોઈ ગિરિ નથી. વીતરાગ સરખો બીજો કોઈ દૈવ થયો નથી. થશે પણ નહીં. માટે સર્વ તીર્થમાં શત્રુંજય તીર્થ છે તે મોટું છે. કેમકે, જે સ્થાનક ઉપર પોતાના અનાદિ કાળના રાગદ્વેષ રૂપ શત્રુ જીતાયા તેથી અધિક ચીજ જગતમાં બીજી કોઈ નથી. અને જે પુરૂષને રાગદ્વેષ દૂર ગયા તેની અપેક્ષાએ વ્યવહારમાં એ પર્વતને શત્રુંજય કહીએ. વળી શ્રી શત્રુંજય તીર્થના સ્પર્શનાદિકે કરીને મહાપાપી એવાય પણ પ્રાણીઓ સ્વર્ગાદિક

સુખના ભોગવનારા થાયછે. અને પુણ્યશાળી પુરૂષોતો થોડાકાળે કરીનેજ સિદ્ધિપદને વરેછે.

તે કહ્યું છે કે,—

कृत्वा पापसहस्राणि हत्वा जंतुशतानि च ॥
इदं तीर्थं समासाद्य तिर्यंचोपि दिवं गताः ॥१॥

અર્થ—હજારો પાપ કરીને સેંકડો જંતુને મારીને આ તીર્થ પ્રત્યે પામીને તિર્યંચ પણ દેવલોકે ગયા.

વળી—

एकैकस्मिन्पदे दत्ते शत्रुंजयगिरिं प्रति ॥
भवकोटिसहस्रेभ्यः पातकेभ्यो विमुच्यते ॥२॥

અર્થ—શત્રુંજય ગિરિ સન્મુખ એક એક પગલું દીધે સતે કરોડો ભવનાં કરેલાં પાપ તે થકી મુકાય છે. ઈહાં આ શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે સમજવો. જે સમકિતદૃષ્ટિ પ્રાણી હોય, અથવા સમકિતને સન્મુખ થએલો એવો માર્ગાનુસારી હોય, અથવા સાધુ, અથવા શ્રાવક હોય, તે પ્રાણી ભાવ થકી પોતાના આત્માને સન્મુખ એક એક ડગલું ભરે છે. એટલે અનાદિ કાળની સંચિત કરેલી એવી મોહની કર્મની પ્રકૃતિ હલકે હલકે ખપાવે છે. અને જેમ જેમ તે પ્રકૃતિ ખપતી જાયછે તેમ તેમ પૂર્વે સંચિત કરેલાં પાપકર્મથી મુકાય છે. એવા ઉપયોગ સહિત વર્તમાનકાળે જીહાં શત્રુંજય તીર્થની સ્થાપના કરી છે. અને તીહાં ઘણા મુનીઓ વીગેરે આવીને પોતાના કર્મને દૂર કર્યાં છે, તે શત્રુંજય સન્મુખ પૂર્વે કહ્યા એવા ભાવના ઉપયોગ ચહિત પોતાના આત્મિકગુણને દઢ કરવાને માટે ઘર થકી નીકળીને મન, વચન, કાયાના ત્રિકરણ જોગે, અર્થાત્ એકાગ્રપણે, જેમ જેમ તે તીર્થના સામો ચાલેછે—તેમ તેમ કરોડો ભવનાં કરેલાં પાપ થકી છુટે છે. કેમકે તે જનારના નિર્મળ પ્રણામછે માટે, એમ જો ન કહીએ તો, એટલે અજ્ઞાની પુરૂષ રાગદ્વેષ સહિત અથવા પોતાના કુળાચારે કરીને વસ્તુ તત્વનું સ્વરૂપ સમજ્યા વિના લોકની દેખાદેખી વ્યવહારમાં સ્થાપના કરેલા એવા શત્રુંજય તીર્થ ઉપર જાય છે. અને તીહાં જઈને લોકોની સાથે કલેશ કરે છે. અને લોકોના પઈસા કરેલા પુરા આપે નહીં. અને લોકોનું મફતનું ખાવાની ઇચ્છા રાખે, એમ કરતાં જો કદી તેને જમવાનું કહ્યું ન હોય તો ઉલટી લોકોની આગળ નિંદા કરતો ફરે. એવા પણ પ્રાણીને પૂર્વે કહેલું ફળ થઈ જાય, અને તે નગરના રહેનાર લોકોને તો નિરંતર શત્રુંજય તીર્થ નજરે પડવા થકી સર્વ પહેલી સિદ્ધિ થાય. અને તે દેરાસરના ગોઠીલોકોને તો પાપની બીક શાની રહી? કેમકે રોજ તે પૂજા કરે છે માટે, અને તે રીતે તો તમે પણ માનતા નથી. કેમકે, ગોઠી લોકોને ચા-

કર તરીકે જાણુંછે માટે અરે ભાઇઓ બાહ્ય દ્રષ્ટિ મુકીને હઠકદાગ્રહ છોડીને વિચારવું કે દ્રવ્યભાવ બે પ્રકારે શત્રુનો જય કર્યા વિના તે તીર્થની જાત્રાનું ફળ થાય નહીં. માટે ભાવ થકી જતના સહિત ભક્તિના ઉલ્લાસે કરીને પરિગ્રહની મમતા રૂપ શત્રુને દૂર કરીને અને ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, રૂપ, શત્રુને જીતીને એટલે તેને દૂર કરીને વ્યવહારમાં આ શત્રુંજયગિરિ ઉપર જવું. તે મહા લાભનું કારણ છે. એમ સમજવું. પણ જે અન્યાયના કરનારા કુડ, કપટ, છળભેદના ભરેલા, કુડી સાક્ષીના કરનારા, કુડા લેખના કરનારા, તેવા પુરૂષોને કાંઈ જાત્રાનું ફળ થતું નથી. પૂર્વે શ્લોકમાં જે કહ્યું છે કે, હજારો પાપ કરીને ઇત્યાદિ. એમાં પણ એમ સમજવું કે, પ્રથમ અજ્ઞાનપણે પાપ હિંસાદિક થઈ ગયું હોય, અને પછીથી કોઈ સદ્ગુરૂના ઉપદેશથી અથવા પોતાના ક્ષયોપશમથી પ્રણામની વિશુદ્ધતા થઈ. પછી દ્રવ્ય ભાવ બે પ્રકારે શત્રુંજયતીર્થની જાત્રા કરે તેને પૂર્વનાં કરેલાં પાપ, રૂડા અધ્યવસાએ કરીને દૂર જાય. અને પુણ્યપ્રકૃતિ બંધાય તેથી દેવલોકે જાય. એ રીતનો ભાવાર્થ સમજવો. પણ જે પ્રાણીઓ નિઃશુકપણે પાપકર્મ કરતા જાય, ને કાંઈ પણ માર્ગાનુસારી ભાવ તુલ્ય, અન્યાયાદિકથી વિરામ પામે નહીં, અને એવું વિચારે કે આપણે જ્યારે શત્રુંજય જઇશું ત્યારે સર્વ પાપ ધોઈ નાંખીશું. એવું જે વિચારવું તે મિથ્યાત્વનું ચેષ્ટિત છે. અને ઉલટું મહા મોહનીકર્મ બાંધવાને અર્થે થાય, માટે સારી રીતે વિચારવું. જે ક્ષાયક વિચાર સહિત કરણી છે તે પૂર્વના પાપને ખપાવાનું નિમિત્ત કારણ છે.

વળી કહ્યું છે.—

छठेणं भत्तेणं अप्पाणएणं च सत्तजत्ताउ ॥
जो कुणइ सेत्तुंजे सो तइयभवे लहइ सिद्धिमिति ॥

અર્થ—દ્રવ્ય ભાવ બે પ્રકારે પાણી રહિત છઠનામે તપ કરીને એટલે બે ઉપવાસ કરીને શત્રુંજયને વિષે જે પુરૂષ દ્રવ્ય ભાવ બે પ્રકારે સાત જાત્રાઓ કરેછે, તે પુરૂષ ત્રિજા ભવને વિષે સિદ્ધિપદને પામેછે. દ્રવ્ય થકી પાણીએ રહિત બે ઉપવાસ કરીને અને ભાવ થકી તષ્ણારૂપ પાણીએ કરીને રહિત રાગદ્વેષના ત્યાગરૂપ બે ઉપવાસ કરીને દ્રવ્ય થકી વર્તમાનકાળે જે શત્રુંજયની સ્થાપના કરીછે તેને વિષે અને ભાવ થકી અનાદિકાળની જ્ઞાનાવરણાદિ કર્મને ગ્રહણ કરનારી એવી અશુદ્ધ પરિણતિ તેનો ત્યાગ કરીને સમતા પરિણતિમાં વર્તવું તે ભાવશત્રુંજય કહીએ. અર્થાત્ સમતાપરિણતિ સહિત સાત જાત્રાઓ એટલે દ્રવ્ય થકી આર્તધ્યાન રૂદ્રધ્યાન રહિત સાતવાર શત્રુંજય ડુંગર ઉપર ચઢવું. અને ભાવ થકી સાત પ્રકૃતિઓનું ખપાવવું

એટલે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ એ રૂપ ચોકડીનું ખપાવવું. અને મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, સમકિતમોહનીય, એ રૂપ ત્રણ પ્રકૃતિઓનુ ખપાવવું. એ રીતે સાતે પ્રકૃતિઓનું સત્તાથી દૂર કરવું. તે ભાવ થકી સાત જાત્રાઓ કહીએ. એ રીતે ભાવના ઉપયોગ સહિત દ્રવ્ય જાત્રાઓ કરેછે તે જીવ ત્રિજે ભવે મોક્ષપદને પામેછે. આ ઉપર કહેલા પ્રાણીથી ઉલટો હોય તેને કાંઈ ત્રિજે ભવે સિદ્ધિ થતી નથી, એમ સમજવું. તે માટે જે પ્રાણીઓ દુર્લભ એટલે દુઃખે પામવા જોગ્ય એવો મનુષ્ય જન્મ પામીને ભાવ સહિત એટલે સમ્યકત્વના લક્ષણે સહિત દ્રવ્ય ભાવ બે પ્રકારે સિદ્ધાચળજીની જાત્રા કરેછે તે પ્રાણીઓ પોતાના જન્મને સફળ કરેછે. વળી જે પ્રાણીઓ તથાપ્રકારની સાંમગ્રીના અભાવ થકી પોતે જાત્રા કરવાને અસમર્થ સતા પણ બીજાઓની એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે યાત્રા કરનાર પુરૂષોની અનુમોદના કરેછે. જેમ, ધન્ય છે તે પ્રાણીઓ જે શ્રી સિદ્ધાચળ પ્રત્યે પોતાની દૃષ્ટિએ કરીને એટલે જ્ઞાનદૃષ્ટિ સહિત પોતાની આંખોએ કરીને જુવેછે અને ભાવના ઉપયોગ સહિત પોતાના શરીરે કરીને સ્પર્શ કરેછે એટલે ફરસે છે. અને તીહાં પોતાના હાથે કરીને ભાવપૂજાના ઉપયોગ સહિત શ્રી ઋષભાદિ જિનોનું અર્ચન કરેછે ઇત્યાદિ અનુમોદના કરેછે. વળી બીજા પુરૂષોને ભાવ જાત્રા સહિત દ્રવ્ય જાત્રા સંબંધી ઉપદેશ આપેછે.

જેમ—

वपुः पवित्रीकुरु तीर्थयात्रया चित्तं पवित्रीकुरु धर्मवांछया ॥
वित्तं पवित्रीकुरु पात्रदानतः कुलं पवित्रीकुरु सच्चरित्रतः ॥१॥

અર્થ—તીર્થની યાત્રાએ કરીને શરીર પવિત્ર કરો. અને ધર્મની વાંચ્છાએ કરીને ચિત્ત પવિત્ર કરો. અને સુપાત્રે દાન દેવા થકી વિત્ત એટલે ધનને પવિત્ર કરો. અને રૂડા આચરણ કરવા થકી કુળ પવિત્ર કરો. આ પૂર્વે કહ્યાં એટલાં વાનાં કરવા થકી પવિત્રપણું થાયછે. તે પવિત્રપણું ઈહાં એ રીતે સમજવું. જે પ્રાણી વીતરાગની આજ્ઞા સહિત પૂર્વે કહેલાં એટલાં વાનાં ભાવના ઉપયોગ સહિત કરેછે. તો, તેને પૂર્વ કર્મની નિર્જરા થાયછે, અને સરાગભાવે કરીને પુણ્યાનુંબંધી પુણ્ય પણ બંધાય છે, માટે પૂર્વે કહેલુ શરીરાદિકનું પવિત્રપણું ઉપચારે કરીને કહેવાય. કેમકે, શરીર તો અશૂચિનું ભરેલું છે તે પવિત્ર શી રીતે થાય, પણ જેના અધ્યવસાય પવિત્ર થયા તેનો ઉપચાર શરીરમાં કરીને અપેક્ષા સહિત પવિત્રપણું કહેવું એમાં દોષ નથી. ઇત્યાદિક ઉપદેશ ભવ્ય જીવો પ્રત્યે કરેછે. તથા મુક્તિમંદિર પ્રત્યે જનારા લોકોને સુખે કરીને મુક્તિ મંદિરમાં ચઢવાને અર્થે શ્રેષ્ઠ એવું સોપાનની પઠમ

એટલે નિસરણિની પઠમ શોભાયમાન એવું શ્રી વિમળાચળ તીર્થરાજ તે પ્રત્યે ક્યારે હું પોતાના નેત્ર જુગલ વડે કરીને એટલે બે આંખોએ કરીને દ્રવ્ય ભાવ બે પ્રકારે જોઈશ. દ્રવ્યથી બે આંખોએ કરીને અને ભાવ થકી નિશ્ચે વ્યવહાર રૂપ બે આંખોએ કરીને ફરશના રૂપે જોઈશ વળી ક્યારે પોતાના શરીરે કરીને તે શત્રુંજય તીર્થની દ્રવ્ય ભાવ બે પ્રકારે સ્પર્શના કરીશ. તે શત્રુંજયના દર્શન વિના એટલે દ્રવ્ય થકી તે પર્વતના દર્શન વિના અને ભાવ થકી સમકિત રૂપ દર્શન વિના આ મારો જન્મ ફોગટ જાય છે. એ પ્રકારે પોતાના ચિત્તને વિષે ભાવના પ્રત્યે ભાવેછે. તે પ્રાણીઓ પોતાના સ્થાનકે રહ્યા સતાજ તીર્થની જાત્રાના ફળ પ્રત્યે પામેછે. કેમકે, તેના પ્રણામ રૂડા છે માટે. જિનશાસનમાં એવું કહ્યું છે કે, દ્રવ્ય ભાવ બે પ્રકારે પોતાની શક્તિ તપાસીને નિર્દંભપણે જેટલું બને તેટલું કરવું. અને જે ન બને તેની ભાવના કરવી. તે ભાવના ગુણનું કારણ કહીછે. અને વળી જે પ્રાણીઓ સામગ્રી સતે પણ તીર્થયાત્રા પ્રત્યે નથી કરતા તે અજ્ઞાની એવા અને દીર્ઘસંસારવાળા એવા જાણવા. તથા શ્રી શત્રુંજયને વિષે થોડું પણ કરેલું પુણ્ય મહાફળને આપનારૂં થાયછે.

તે કહ્યું છે—

नवि तं सुवन्नभूमीभूमणदाणेण अन्नतित्थेसु ॥
जं पावइ पुणफलं पूयाण्हवणेण सित्तुंजे ॥

અર્થ—અન્યતીર્થને વિષે સોનાની ભૂમિ અને ભૂષણ એટલે આભરણ તેનું દાન દેવે કરીને તે ફળ નથી થતું જે શત્રુંજયને વિષે સ્નાન પૂજા વડે કરીને પુણ્ય રૂપ ફળ પ્રત્યે પામે છે. વળી તીર્થયાત્રાના કરનાર પ્રાણીઓએ યાત્રા કરવાને અવસરે છ, રીકાર સહિત થવું એટલે, છ, રી, પાળવી જેણે કરીને તીર્થ જાત્રા પ્રાયે કરીને અતીશે વિશિષ્ટ મનોવાંછિત ફળની આપનારી થાય, છ, રીકાર આ નીચે લખ્યા પ્રમાણે જાણવા.

૧ એકાહારી—૨ ભૂમિસંથારી—૩ પદૂભ્યાંચારી—૪ શુદ્ધ સમ્યકત્વ ધારી—૫ યાત્રાકાળે સચિત્તાપહારી—૬ પુણ્યાત્મા બ્રહ્મચારી.

અર્થ—એક વખત આહાર કરનાર એટલે એકાસણાનો કરનાર ॥૧॥ ભૂંય ઉપર સંથારાનો કરનાર એટલે ભૂમી ઉપર કામળી આદિક પાથરીને સુઈ રહેનાર ॥૨॥ પગે કરીને ચાલનાર ॥૩॥ નિરતિચાર સમકિતનો ધરનાર એટલે કુદેવ, કુગુરૂ, કુધર્મ, તેના સંસર્ગને ટાળીને શુદ્ધદેવ, શુદ્ધગુરૂ, શુદ્ધ ધર્મ, તેને અંગીકાર કરીને ચાલનાર ॥૪॥ જે યાત્રા કરવાને અવસરે સચિત્તનો ત્યાગ કરનાર ॥૫॥ પવિત્ર છે આત્મા તે જેનો એવો અને વિવેકી

એટલે સ્વપરની વેહેંચણ સહિત બ્રહ્મવ્રતનો પાલનાર એ રીતની, છ, રીઓ દ્રવ્ય ભાવ બે પ્રકારે રાગદ્વેષની પરિણતિ રહિત જે પાળેછે. અને તીર્થજાત્રા કરેછે તે પ્રાણીને મોટો લાભ થાયછે. માટે છ, રી, પાળીને તીર્થયાત્રા કરવા જોગ્ય છે. વળી શ્રી તીર્થના રસ્તાની રજે કરીને કર્મરૂપ રજે કરીને રહિત થાયછે. તીર્થોને વિષે ભ્રમણ કરનારા પુરૂષો સંસારને વિષે ભમતા નથી. શત્રુંજયને વિષે દ્રવ્ય ખર્ચવા કથી આ લોકમાં સ્થિર સંપદાવાળા એવા પ્રાણીઓ થાયછે. જગદીશ પ્રત્યે એટલે તીર્થંકર મહારાજ પ્રત્યે પૂજનારા પ્રાણીઓ પૂજનીકપણાને પામેછે. કેમકે યાત્રાના કરનાર પુરૂષનું મન રાગ દ્વેષ રહિત પોતાના પદને અનુસારે થયું છે. અને વિષય રાગદ્વેષ મટડવાને અર્થે રૂડુ નિમિત્ત જાણીને તે અવલંબન ગ્રહણ કરવાને અર્થે પૂર્વે કહેલી એવી ક્રિયાઓ કરેછે. તેને પૂર્વ સંચિત કરેલાં કર્મ, ખપાવવાને અર્થે થાય છે. કેમકે, તેના અધ્યવસાય નિર્મળ છે માટે. તેનો ઉપચાર બાહ્ય કરણીમાં કરીને ભવ્ય જીવોને દેખાડયું છે. પણ ભાવની શૂન્યતાએ કરીને વિષય કષાયની પરિણતિ સહિત વીતરાગની આજ્ઞા રહિત પૂર્વે કહેલી કોરી મોરી કરણી કરવા થકી કાંઈ કહેલું ફળ થતું નથી. ઇત્યાદિ તીર્થસેવાનું મહાફળ જાણીને ભવ્ય પ્રાણીઓએ શત્રુંજયાદિ માહાતીર્થની યાત્રાને વિષે દ્રવ્ય ભાવ બે પ્રકારે આદરે સહિત થવુ. અને પોતાનું દ્રવ્ય સફળ કરવું તથા તીર્થ પ્રત્યે જવાની ઇચ્છાવાળા એવા બીજા ભવ્ય પ્રાણીઓને શંબલાદિ આપવે કરીને એટલે ભાથું, ખરચી વીગેરે આપવે કરીને સહાજ્ય કરવી. તથા વળી તીર્થ જાત્રા પ્રત્યે કરનારા પ્રાણીઓએ ધનશ્રેષ્ઠયાદિકની પઠમ તીર્થની ઉન્નતિ કરવી, પણ તેનું લઘુપણું ન કરવું. ઇહાં ધનશ્રેષ્ઠિની કથા આત્મપ્રબોધ ગ્રંથ થકી જાણી લેવી. વિસ્તાર થવાના ભય થકી ઇહાં લખી નથી. આ ઉપર પ્રમાણે પાંચમી ભક્તિ જાણવી. આ કહેવે કરીને પાંચ પ્રકારની પૂજા કહી.

બીજા પણ અષ્ટપ્રકારાદિ પૂજાના ભેદ આત્મપ્રબોધ ગ્રંથ થકી જાણવા. જે દ્રવ્ય પૂજા છે તે ભાવ સહિત હોય તો આત્માને ઉપકાર કરનારી થાય માટે યશોવિજય ઉપાધ્યાયજી મહારાજે કરેલા જ્ઞાનસારને વિષે દર્શાવેલું ભાવ પૂજાનું સ્વરૂપ ઇહાં દેખાડીએ છીએ.

અનેક સંસારના ભારે કરીને ત્રાસ પામેલો એવો જે ગૃહસ્થ કદાચિત્ નામ કોઈ વખત વિકાર રહિત અને આનંદ રૂપ એવી જિનમુદ્રા પ્રત્યે એટલે જિનબિંબ પ્રત્યે જોઇને પામ્યો છે વૈરાગ્ય તે જેણે. એવો અને સંસાર થકી ઉદ્વિગ્ન થએલો એવો, સર્વ અસંજમ એટલે હિંસાદિક તેનો ત્યાગ કરવાનો અભિલાષી એવો પરમ સંવરરૂપ એટલે ઉતકૃષ્ટ સંવર રૂપ પરમેશ્વર પ્રત્યે રૂડી ભક્તિએ કરીને પૂજે છે. ત્યાર પછી આત્મા, પોતાના ગુણે કરીને સહિત થયો

સતો સ્વરૂપ સાધના રૂપ એટલે પોતાનું સ્વરૂપ પ્રકટ કરવાના કારણ રૂપ એવી ભાવ પૂજાને કરેછે. કેમકે પૂજા, ચાર પ્રકારની છે. એકતો નામ થકી પૂજા, બીજી સ્થાપના થકી પૂજા, ત્રીજી દ્રવ્ય થકી પૂજા, ચોથી ભાવ થકી પૂજા. એનો અર્થ—નામે કરીને પૂજા એ પ્રકારે કહેવું તે નામથકી પૂજા કહીએ ૧ તે પૂજાના અક્ષર લીખવા તેને સ્થાપના પૂજા કહીએ ૨. શૂન્ય ઉપયોગે કરીને ચંદનાદિક વડે કરીને જે પૂજા તે દ્રવ્ય પૂજા કહીએ ૩. ગુણના એકત્વ રૂપ એટલે પોતાના આત્મિક ગુણોનું એકત્વપણું વિચારવું તે ભાવ પૂજા કહીએ ૪. એ ચાર પ્રકારની પૂજામાં ભાવ પૂજા સહિત પૂર્વની ત્રણ પૂજાઓ સફળ છે. કેમકે એ ત્રણ પૂજાઓ કારણ રૂપ છે. અને ભાવ પૂજા કારજ રૂપ છે. માટે કાર્જના ઉપયોગ સહિત કારણનું સેવવું તે ગુણકારી કહેવાય. અને જેમાં કાર્જનો ઉપયોગ નથી, તે તેનું કારણ ન કહેવાય. માટે ભાવપૂજાનું સ્વરૂપ દેખાડીએ છીએ.

दयांत्नसा कृतस्नानः संतोषशुभ्रवस्त्रभृत् ॥
विवेकतिलकभ्राजी भावनापावनाशयः ॥१॥
भक्तिश्रद्धानघुसृणोन्मिश्रकाश्मीरजद्रवैः ॥
नवब्रह्मांगतो देवं शुद्धमात्मानमर्चय ॥२॥

અર્થ—બે શ્લોકનો ભેગો અર્થ લખીએ છીએ. હે ઉત્તમ જીવ! આ પ્રકારના શુદ્ધ આત્મા રૂપ દેવ પ્રત્યે એટલે અનંત જ્ઞાનાદિ પર્યાય છે જેને એવો આત્મા તે રૂપ દેવ તે પ્રત્યે, નવ બ્રહ્માંગ થકી એટલે નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ રૂપ અંગોને વિષે અર્ચ. એટલે પૂજા કર. કેવો થઇને તે પૂજા કરવી અને શાણે કરીને કરવી, તે કહેછે. દ્રવ્ય ભાવ બે પ્રકારે પોતાના અને પરના પ્રાણનું રક્ષણ કરવું તે રૂપ દયા, તે દયા જે તેજ પાણી તેણે કરીને કર્યું છે સ્નાન કહેતાં પવિત્રપણું તે જેણે એટલે પોતાના દ્રવ્ય પ્રાણ દશ, અને ભાવ પ્રાણ ચાર. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય રૂપ તેજ પ્રમાણે પરના દ્રવ્ય ભાવ પ્રાણ રૂપ, દયા તે રૂપ પાણીએ કરીને અનાદિ કાળનો મિથ્યાત્વ અજ્ઞાનરૂપ મેલ દૂર કર્યો છે જેણે એવો. અને પુદ્ગલ ભાવની પિપાસા એટલે ધન, ધાન્ય, પુત્ર, પુત્રી, જસ, કીર્ત્તિ તેની ઇચ્છા તેણે કરીને થયો જે શોક તેના અભાવ રૂપ એટલે ત્યાગ રૂપ, સંતોષ, અર્થાત્ પુદ્ગલ ભાવની વાંચ્છાનું દૂર કરવું તેજ સંતોષ કહીએ. તે સંતોષ રૂપ રૂડાં વસ્ત્રનો ધારણ કરનાર એવો અને સ્વ પરની વેહેંચણ રૂપ જ્ઞાન તેજ વિવેક કહીએ તે વિવેક રૂપ તિલક, તેણે કરીને શોભાયમાન એવો

અને ભાવનાએ કરીને એટલે અરિહંતના ગુણ અને પોતાના ગુણ તેમનું એક રૂપપણે કરીને વિચારવું. એટલે જેવા અરિહંતને વિષે જ્ઞાનાદિક ગુણ છે, તેવાજ મારી આત્મસત્તાને વિષે ગુણો વર્તે છે. એ રીતનું ચિંતવન કરવું તે ભાવના કહીએ. તેણે કરીને પાવન કહેતાં પવિત્ર એવો આશય, એટલે અભિપ્રાય છે જેનો એવો સતો એટલે પૂર્વે કહેલા વિશેષણોએ કરીને સહિત એવો થઈને ભક્તિ કહેતાં આરાધવાપણું, અને શ્રદ્ધા કહેતાં પ્રીતિ આ અર્થ છે તેજ પરમાર્થ છે. એટલે આ વીતરાગદેવે કહેલો જે અર્થ એજ મોક્ષનું સાધન છે. અને બીજું સર્વ ધન, ધાન્ય, કુટુંબ, પરિવાર છે તે અનર્થનું કારણ છે. એટલે મોક્ષને બાધ કર્તા છે. એવી જે વિચારણા તે પ્રીતિ કહીએ તે રૂપ, એટલે ભક્તિ, શ્રધાન રૂપ ચંદને કરીને સહિત એવું કાશ્મીરજ એટલે કેસર, તેના દ્રવે કરીને એટલે ચંદન, કેસર એકઠાં ઘસીને નરમ કરીને જેમ વ્યવહારમાં પૂજા થાયછે. તેમ ઇહાં ભક્તિ રૂપ ચંદન અને શ્રદ્ધાન રૂપ કેસર એ બે એકઠાં કરીને અર્થાત્ ભક્તિ શ્રદ્ધાન રૂપ આત્માના પરિણામે કરીને શુદ્ધ આત્મારૂપ દેવ પ્રત્યે નવ બ્રહ્મચર્યની વાડો રૂપ નવ અંગને વિષે પૂજા કર. એટલે આત્મા રૂપી દેવની ભક્તિને વિષે રક્ત થા. એટલે રાગી થા.

क्षमापुष्पस्रजं धर्मयुग्मक्षौमद्वयं तथा ॥
ध्यानाभरणसारं च तदंगे विनिवेशय ॥३॥
मदस्थानभिदात्यागैर्लिखाग्रे चाष्टमंगलीम् ॥
ज्ञानाग्नौ शुभसंकल्पकाकतुंडं च धूपय ॥४॥
प्राग्धर्मलवणोत्तारं धर्मसंन्यासवन्हिना ॥
कुर्वन्पूरय सामर्थ्यराजन्नीराजनाविधिम् ॥५॥
स्फुरन्मंगलदीपं च स्थापयानुभवं पुरः ॥
योगनृत्यपरस्तौर्यत्रिकसंयमवान्भव ॥६॥
उल्लसन्मनसः सत्यघंटां वादयतस्तव ॥
भावपूजारतस्येत्थं करक्रोडे महोदयः ॥७॥

અર્થ—હવે અનુક્રમે કરીને પૂજાના પ્રકાર પ્રત્યે કહેછે. હે ભવ્ય તે દેવના અંગને વિષે એટલે આત્મ સ્વરૂપ રૂપ અંગને વિષે ક્ષમા કહેતાં ક્રોધના ઉપશમ રૂપ ધર્મક્ષમા, તે રૂપ ફુલની માળા તેને સ્થાપન કર, તથા તેમજ ધર્મનું યુગ્મ, એટલે શ્રાવકનો ધર્મ, અને સાધુનો ધર્મ તે રૂપ અથવા

શ્રુતધર્મ કહેતાં સમકિતધર્મ અને ચારિત્રધર્મ એ બે રૂપ વસ્ત્રનું જુગલ તે પ્રત્યે સ્થાપન કર, વળી ધ્યાન કહેતાં ધર્મધ્યાન, શુકલધ્યાન તે રૂપ આભરણ કહેતાં ઘરેણાં તેનું સાર, તેને પરમબ્રહ્મ રૂપ આત્મસ્વરૂપને વિષે સ્થાપન કર, આ પૂર્વે કહ્યા પ્રમાણે ગુણના પરિણમન રૂપ પૂજા પ્રત્યે કર, એટલે પૂર્વે કહ્યા એવા જે ગુણ આત્મસત્તાને વિષે રહેલા છે, તે ગુણોનું પ્રકટ કરવું, અર્થાત તે ગુણરૂપે રહેવું તે પૂજા કહીએ. એવી પૂજા કરો ॥૩॥ વળી આત્મારૂપ દેવની આગળ મદસ્થાન કહેતાં આઠ મદ ઉત્પન્ન થવાનાં સ્થાનક તે રૂપ ભેદ નામ પ્રકાર એટલે જાતિમદ, બળમદ, રૂપમદ, જ્ઞાન મદ, ઐશ્વર્યમદ, તપમદ, કુળમદ અને લાભમદ એ આદિક વડે કરીને એટલે હું ઉત્તમ જાતિનો છું એ રીતનો અહંકાર કરવો તેના ત્યાગ વડે કરીને અષ્ટમંગળિક પ્રત્યે આલેખન કરય. અર્થાત્ આઠ મદનું જે ત્યાગ કરવું તે અષ્ટમંગળિક કહીએ. વળી આત્મારૂપ દેવની આગળ જ્ઞાનરૂપ અગ્નિને વિષે શુભ સંકલ્પ રૂપ એટલે શુભરાગ પરિણામ રૂપ કાકતુંડ કહેતાં કૃષ્ણાગુરૂ ધૂપ તેને કરય. કેમકે, પુણ્યના કારણ એવા શુભ નામ રૂડા એવા રાગના અધ્યવસાય જે છે તે સિદ્ધિ સાધનને વિષે ત્યાગવા જોગ્ય છે. અને તેનો ત્યાગ જ્ઞાનના બળે કરીને થાયછે. માટે એ રીતે કહ્યું.

આ જ્ઞાનસારને વિષેજ ત્યાગાષ્ટકમાં કહ્યું છે. જે—

**धर्मास्त्याज्याः सुसंगोत्थाः क्षायोपशमिका अपि ॥**

**प्राप्य चंदनगंधाभं धर्मसंन्यासमुत्तमम् ॥ ४ ॥**

અર્થ—ચંદનની ગંધ તુલ્ય એટલે બાવના ચંદનની સુગંધીના સરખુ ઉત્તમ એવું ધર્મસંન્યાસ પ્રત્યે પામીને એટલે ક્ષાયિક અભેદ રત્નત્રયી રૂપ પોતાના ધર્મનો પરિણામ કહેતાં સહજ પરિણમન રૂપ પામીને અર્થાત્ પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ આત્મધર્મને ક્ષાયકરૂપે એટલે ચારે કષાયની ચોકડીનું દૂર કરવું. અને વીતરાગભાવ પ્રકટ કરવો. તે પ્રત્યે કરીને ભલા સંગ થકી ઉત્પન્ન થએલા એટલે સત્ દેવ ગુરૂ પ્રસંગે કરીને ઉત્પન્ન થએલા એવા ક્ષાયોપશમિક એટલે ક્ષયોપશમભાવ સંબંધી અર્થાત્ ભેદ રત્નત્રયી રૂપ એવાય પણ ધર્મ જે તે ત્યાગવા જોગ્ય છે. જો પણ છદ્મસ્થ અવસ્થાને વિષે સાધન રૂપ છે. તોપણ ત્યાગવા જોગ્ય છે. કેમકે ક્ષયોપશમ ભાવ છે તે કારણ રૂપ છે. અને ક્ષાયક ભાવ છે તે કારજ રૂપ છે, માટે કારજ કારણ ભાવ સમજીને જ્યાં સુધી કારજ ન થયું હોય ત્યાં સુધી કારણ, કારજના ઉપયોગ સહિત સેવવા જોગ્ય છે. અને કારજ થયા પછી કારણની કાંઈ જરૂર નથી. ઈહાં ચંદનના ગંધની ઉપમા આપી છે તેનું શું કારણ તે કહેછે. તિલાદિકને વિષે સુગંધપણું બીજી વસ્તુના સંસર્ગ થકી થાયછે એટલે

પુરૂષ્યાદિના નિમિત્તથી થાયછે અને ચંદનને વિષે સુગંધપણું છે તે સહજ રૂપ છે. અકર્ત્રિમ છે. જેમ બાવનાચંદનમાં સહજ સુગંધપણું રહેલું છે તેમ શુદ્ધ આત્મધર્મ જે છે તે સહજ છે. એટલે સ્વાભાવિક છે. પણ કાંઈ કર્ત્રિમ નથી. માટે ઉપમાન ઉપમેય ભાવ કર્યો છે એમ જાણવું. ॥૪॥

આ આત્મ સ્વરૂપ અર્ચનને વિષે ધર્મસંન્યાસ રૂપ અગ્નિએ કરીને એટલે સહજ પારિણામિક રૂપ ધર્મ તેનું સમ્યક્ પ્રકારે સ્થાપન કરવું તે રૂપ અગ્નિએ કરીને પ્રાગ્ધર્મ એટલે પ્રથમ સાધન રૂપ વિકલ્પ સહિત ભાવના રૂપ ધર્મ, તે પ્રાગ્ધર્મ કહીએ તેજ લવણ કહેતાં મીઠું તેનું ઉતારવું કહેતાં નિવારણ કરવું. તે પ્રત્યે કરતો સતો, કેમકે નિર્વિકલ્પ સમાધી થયે સતે સાધક એવો પણ એટલે કારણ રૂપ એવો પણ સવિકલ્પ ધર્મ, તેનો ત્યાગજ હોયછે. માટે અપવાદ સાધન રૂપ લવણોત્તર પ્રત્યે એટલે અપવાદે કરીને કારણ રૂપ એવો ક્ષયોપશમ ધર્મ રૂપ લવણનુ ઉતારવું કહેતાં નિવારણ કરવું. તેને કરતો સતો સામર્થ્યજોગ રૂપ દેદીપ્યમાન એવી નીરાજના કહેતાં આરતી તેના વિધિ પ્રત્યે પૂર્ણ કરય. સામર્થ્ય યોગ તે શું કહીએ? જે કર્મબંધના હેતુ છે તેને વિષે પ્રવર્તવા માંડયું એવું જે વીર્જ તેની તેવી પ્રવૃત્તિ ન હોય એટલે આસક્ત રૂપે પ્રવૃત્તિ ન હોય. અને પોતાના આત્મધર્મના સાધનના અનુભવના એકત્વપણાને વિષે એટલે પોતાના આત્મધર્મનું જે કારણ તેનો જે અનુભવ તેનું જે એકત્વપણું તેને વિષે પ્રવર્તવા માંડેલો પ્રયાસ રહિતપણે કરીને પ્રવર્તે છે તે સામર્થ્ય યોગ કહીએ. ॥૫॥

વળી આત્મા રૂપી દેવની આગળ અનુભવજ્ઞાન રૂપ એટલે સ્પર્શજ્ઞાન રૂપ દેદીપ્યમાન એટલે પ્રકાશનો કરનાર એવો મંગળદીપ એટલે મંગળદીવો તે પ્રત્યે સ્થાપન કરય. અનુભવજ્ઞાન તે શું કહીએ? આત્મસ્વભાવના એટલે રાગ, દ્વેષ, મોહ રહિત એવો જે આત્માનો સ્વભાવ તેનું આસ્વાદન એટલે ચાખવું તેણે કરીને સહિત એવું જે જ્ઞાન, તે અનુભવજ્ઞાન કહીએ. અર્થાત્ રાગ, દ્વેષ, મોહ, વિષય કષાય રૂપ પરપરિણતીનું મુકવું તેજ સ્પર્શજ્ઞાન કહીએ. વળી યોગ રૂપ નૃત્યને વિષે તત્પર કહેતાં ઉદ્યમ સહિત એવો સતો એટલે મન, વચન, કાયાના વેપાર રૂપ યોગ તેમના સાધનને વિષે પ્રવર્તન કરવું તે રૂપ નાટક તેને વિષે ઉદ્યમવંત થયો સતો પરં કહેતાં ઉત્કૃષ્ટ આત્માને વિષે ધારણા કરવી તથા ધ્યાન કરવું તથા સમાધી કરવી તે રૂપ ગીત, નૃત્ય, વાદિત્ર રૂપ તૌર્યત્રિક તે રૂપ સંજમ કહેતાં આશ્રવભાવથી વિરામ પામવું તે વાળો થા. એટલે આશ્રવ રહિત થા. જેમ નાટક કરવામાં ગીત, નૃત્ય, વાદિત્ર એ ત્રણે વાનાં ભેગાં થાય તેને તૌર્યત્રિક કહેછે. તેમ ઈહાં આત્મ અર્ચનને વિષે ધારણા, ધ્યાન, સમાધી રૂપ તૌર્યત્રિક કહીએ.

આ કહેવે કરીને શું જણાવ્યું તે કહેછે. આ ઉપર કહેલી અભ્યંતર પૂજાએ કરીને તત્વાનંદમય થયો સતો ચૈતન્ય લક્ષણ રૂપ પોતાના આત્માને તદ્રૂપ કરચ. એટલે પૂર્વે કહેલા ગુણોએ કરીને વાસિત કરચ. ॥૬॥

ઉલ્લાસને પામતું છે મન તે જેનું એવો અને સત્યરૂપ ઘંટાને વગાડતો એવો અને આ પૂર્વે કહ્યું એ પ્રકારે કરીને ભાવપૂજાને વિષે રક્ત એવો તારે મહોદય કહેતાં મોક્ષ હાથના તળીઆને વિષે છે. આ કહેવે કરીને શું જણાવ્યું તે કહેછે. હર્ષ સહિત એવો અને સત્યવાદી એવો અને ભાવપૂજામાં આસક્ત થએલો એવો જે પુરૂષ તેને પૂર્વે કહ્યા પ્રમાણે પૂજા કરવે કરીને સર્વ પોતાની શક્તિનું પ્રકટ કરવું તે રૂપ મોક્ષ થાયછે. તે ભાવ. ॥૭॥

આ ઉપર કહેલી ભાવપૂજાનો અધિકારી મુખ્યપણે કુણ હોય, તે નીચેના શ્લોકમાં દેખાડીએ છીએ.

द्रव्यपूजोचिता भेदोपासना गृहमेधिनाम्॥
भावपूजा तु साधूनामभेदोपासनात्मिका ॥८॥

અર્થ—ગૃહસ્થ લોકોને ભેદોપાસના રૂપ એટલે મારા થકી અર્હન્ પરમેશ્વર જુદા છે, એ રીતની વિચારણાએ કરીને સહિત ઉપાસના કહેતાં સેવા તે ભેદઉપાસના કહીએ. અને તે ભેદઉપાસના રૂપ દ્રવ્ય પૂજા ઉચિત છે એટલે યોગ્ય છે. અને સાધુ મુનિરાજને તો અભેદોપાસના રૂપ એટલે પરમાત્માની સાથે પોતાના આત્માનું અભેદરૂપ વિચારવું તે રૂપ ભાવપૂજા ઉચિત છે. જો પણ વિકલ્પ સહિત પરમાત્માના ગુણનું સ્મરણ કરવું અને તે ગુણોનું બહુમાન કરવું એટલે પોતાને અને પરમાત્માને ભેદપણે જે વિચારવું તે વિકલ્પ કહીએ. એવા વિકલ્પ સહિત તેમના ગુણોનું સંભારવું અને તેનો આદર કરવો તે રૂપ ભાવપૂજા ગૃહસ્થિઓને છે, તોપણ નિર્વિકલ્પ ઉપયોગ રૂપ ભાવપૂજા નિર્ગ્રંથોને એટલે સાધુઓનેજ હોય છે. અહીંઆં સમકિતદૃષ્ટિ શ્રાવકોને ભાવપૂજાના ઉપયોગ સહિત દ્રવ્ય પૂજા કરવા યોગ્ય છે, અને મુનિઓને તો પરમાત્માના ગુણ અને પોતાના ધર્મનું એકત્વ રૂપ વિચારવું તે રૂપ ભાવપૂજાજ હોય, તે ભાવપૂજાએ કરીને તન્મયપણા પ્રતે પામીને એટલે જિનરાજના સરખા ગુણ ઉત્પન્ન કરીને સિદ્ધ થાયછે. એટલે કર્મ રહિત થાયછે, માટે ભાવપૂજા છે તે અનંતર મોક્ષનું કારણ છે, એ કારણ માટે આત્માર્થિ પુરૂષોએ પ્રમાદ છોડીને તેનો અભ્યાસ કરવો એ ઉપદેશ. ઈહાં કેટલાએક સૂત્રના પરમાર્થના અજાણ અને વળી ગુરૂ લાઘવના વિચાર રહિત એટલે લાભ ઘણો અને ત્રોટો થોડો એવા વિચારના અજાણ, અને વળી દ્રવ્ય ભાવ હિંસાના સ્વરૂપને ન જાણતા એવા અને કારણ કાર્યના સ્વરૂપને ન જાણતા કેવળ હઠવાદે કરીને પૂર્વાપર બાધકને ન વિચારતા

એવા લોકો જિનપ્રતિમાને સર્વથા ઉત્થાપન કરેછે. એ ઘણી ભુલ ભરેલી વાર્તા છે. કેમકે સિદ્ધાંતમાં પ્રત્યક્ષ જિનપ્રતિમાના વંદન પૂજનના પાઠ છે. તોપણ મતના મમત્વે કરીને તે પાઠને ઓળવે છે. માટે સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે જિનપ્રતિમા માનવા જોગ્ય, પૂજવા જોગ્ય છે, તેનું સ્વરૂપ નીચે દેખાડીએ છીએ.

વળી નિક્ષેપાના ભેદ થકી જિન ચાર પ્રકારે છે તે કહેછે.

૧ નામજિન, ૨ સ્થાપનાજિન, ૩ દ્રવ્યજિન, અને ૪ ભાવજિન. એ ચાર પ્રકારના જિનોનું સ્વરૂપ સિદ્ધાંતને અનુસારે ભવ્યજીવોને સમજવાને માટે લખીએ છીએ.

नामजिणा जिणनामा ठवणजिणाउ जिणंदपडिमाउ ॥
दव्वजिणा जिणजीवा जावजिणा समवसरणत्था ॥

અર્થ—ઋષભ, અજિત, સંભવ, ઈત્યાદિક જિનરાજોનાં જે નામ તે નામજિન કહીએ. તે નામજિન સાક્ષાત્ જિનરાજના ગુણે કરીને રહિત છે, તોપણ પરમાત્માના ગુણને સંભારવાના હેતુપણે કરીને એટલે કારણપણે કરીને ઉત્કૃષ્ટ અર્થ એટલે મોક્ષરૂપ પ્રયોજનને નિષ્પન્ન કરનાર છે એ હેતુ માટે સમ્યક્દૃષ્ટિ પ્રાણીઓએ નિરંતર તે જિનનાં નામ સ્મરણ કરવા જોગ્યજ છે. લોકને વિષે પણ દેખીએ છીએ મંત્રાક્ષરના સ્મરણ થકી થતી એવી કાર્યની સિદ્ધિ એટલે મંત્રના અક્ષરોનું સ્મરણ કરવા થકી ધારેલા કાર્યની નિષ્પત્તિ થાયછે એમ લોકમાં પણ દેખાય છે ૧ તથા રત્ન, સોનું, રૂપું, એ આદિકમય એટલે રત્નમય, સોનામય, રૂપાદિકમય, એવી કર્ત્રિમ એટલે કરેલી અથવા અકર્ત્રિમ એટલે નકરેલી અર્થાત્ શાસ્વતી એવી જે જિનેંદ્રની પ્રતિમાઓ તે સ્થાપનાજિન કહીએ. એ સ્થાપનાજિનને વિષે જો પણ સાક્ષાત્ જિનના ગુણ નથી, તોપણ તે જિનપ્રતિમાઓ તાત્વિક એટલે સાચા જિનના સ્વરૂપને સંભારી આપનાર છે એ હેતુ માટે. એને દર્શન કરનારા એવા સમ્યક્દૃષ્ટિઓના ચિત્તને વિષે પરમ શાંતરસને ઉત્પન્ન કરનાર છે એ હેતુ માટે. અને સમકિત રહિત પ્રાણીઓને સતબોધ એટલે સમકિતની પ્રપ્તિનું કારણ છે એ હેતુ માટે અને કેવલિના વચનોએ કરીને નિમિત્તકારણની અપેક્ષાએ કરીને જિનતુલ્ય છે એ હેતુ માટે. શુદ્ધ માર્ગના અનુસારી એવા શ્રાવક જનોએ દ્રવ્ય થકી અને વળી ભાવ થકી નિરંતર શંકા રહિતપણેજ વંદન કરવા જોગ્ય છે અને પૂજવા જોગ્ય છે અને સ્તવન કરવા જોગ્ય છે. અર્થાત્ માર્ગાનુંસારી એવા શ્રાવકોને દ્રવ્ય ભાવ બે પ્રકારે પૂર્વે કહેલા એવા ગુણના કારણથી જિનપ્રતિમાઓ પૂજવામાં, વંદન કરવા-

માં, સ્તવના કરવામાં શંકા રાખવી જુકત નથી. અને સાધુજનોએતો સર્વ સાવદ્યયોગથી નિવૃત્તવાપણે કરીને ભાવપૂજાજ કરવા જોગ્ય છે. એટલે સાધુ મુનિરાજનેતો સર્વ પાપ સહિત વેપારનો ત્યાગ છે. માટે એક ભાવપૂજાજ ઉચિત છે. તેજ પ્રકારે આગમને વિષે પ્રતિપાદન કર્યું છે એ હેતુ માટે. ઈહાં ભલી બુદ્ધિએ કરીને રહિત એવા કેટલાએક આ કાળના લોકો શ્રી વીરસ્વામિની પરંપરા થકી બહાર થએલા એવા અને મિથ્યાત્વના ઉદયે કરીને પરાભવ પામેલા એવા અને પોતાની મતિએ કરીને કલ્પિત કરેલો એવો જે અર્થ તેને આરોપણ કરનારા એવા અને જ્ઞાનાદિ ગુણ સહિત એવા જિનરાજે કહેલો એવો અનેકાંતધર્મ તેના લોપનારા એવા અને પ્રકટ કર્યા છે દુષ્ટ વાણિના વિલાસ તે જેમણે એવા અને તત્વ થકી જૈનાભાસ એટલે જૈનના લક્ષણે કરીને રહિત ને જૈનની પઠમ દેખાતા એવા જે હોય તે જૈનાભાસ કહીએ એવા જ્ઞાનાદિ ગુણ સહિત એવા પરમગુરૂ એટલે તીર્થંકર મહારાજ તેમના વચનનું ઉત્થાપન કરવું તેણે કરીને ઉત્પન્ન થયો એવો અનંત ભવને વિષે ભ્રમણ રૂપ ય તેની અવગણના કરીને અર્થાત્ તે ભયને ન ગણીને પોતે ગ્રહણ કરેલો એવો અસત્પક્ષ એટલે ખોટોપક્ષ તેને સ્થિર કરવાને અર્થે ભોળા લોકોની આગળ ઉત્સૂત્રની પ્રરૂપણા પ્રત્યે કરતા સતા એવું બોલેછે જે સ્થાપનાજિન છે તે જ્ઞાનાદિ ગુણે કરીને શૂન્ય છે એટલે તેમાં જ્ઞાનાદિ ગુણ નથી માટે વંદનાદિ કરવા જોગ્ય નથી. તે સ્થાપનાજિનને વંદન કરે સતે તત્કાળ સમકિતનો નાશ થાય અને આગમને વિષે પણ તે સ્થાપનાજિનને વંદન કરવાનો અધિકાર નથી. ઘણું કહેવે કરીને શું હમણાંના ઉત્પન્ન થએલા લોકોએજ પોતાનું મહાત્મ્ય પ્રકટ કરવાને અર્થે જિનચૈત્યની સ્થાપના કરીછે. વળી તેની પૂજનાદિકને વિષે સાક્ષાત્ જીવની હિંસા દેખીએ છીએ. જયાં જીવની હિંસા થાય ત્યાં ધર્મ ન હોય, કેમકે ધર્મ તો દયામૂળ છે. એટલે ધર્મનું મૂળ તો દયા છે. એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે એ હેતુ માટે. પોતાનું સમકિત અક્ષત રાખવાની ઈચ્છાવાળા એટલે પોતાનું સમકિત કાયમ રાખવાની ઈચ્છાવાળા પ્રાણીઓને તે જિનપ્રતિમાનું દર્શન પણ કરવું અજુગ્ત છે. એટલે અઘટિત છે. વળી પૂર્વજાદિકને એટલે મરી ગએલા પોતાના બાપ દાદાદિકને સંતુષ્ટ કરવાને અર્થે એટલે સંતોષ પમાડવાને અર્થે પીંપળાદિ વૃક્ષના મૂળને વિષે સચિત્ત જળનું સેચન કરવું એટલે સચિત્તપાણીનું સીંચવું તેને વિષે વળી મિથ્યાત્વિ દેવની પૂજાદિકને વિષે પ્રવર્તન કરવું તેમાં સમકિતનો નાશ થતો નથી. કેમકે શ્રાવક લોકોને સંસારિપણે કરીને એવાં કાર્યોને વિષે અધિકાર કરેલો છે. એટલે જે શ્રાવક છે તે સંસારી લોકો છે, માટે તેમને સંસારને અર્થે તેવું

કામ કરવામાં કાંઈ હરકત જેવું નથી, એ રીતે બોલેછે.

હવે ઈહાં આમગમાં કહેલું તેને અનુસરીને એટલે આગમને અનુસારે સાચી જુક્તિએ કરીને તેના અસત્‌પક્ષને દૂર કરવાને અર્થે કાંઈક ઉત્તરવચન કહીએ છીએ. એટલે પૂર્વે પોતાની મતિકલ્પનાએ કરીને જે બોલ્યો છે તેને ઉત્તર આપીએ છીએ. પ્રથમ સ્થાપનાજિનોનું, સાચાજિનના સ્વરૂપને સંભારી આપવાદિક, પ્રથમ દેખાડેલો એવો સદ્ધર્મ તેણે કરીને સહિતપણું પ્રત્યક્ષાદિ પ્રમાણે કરીને સિદ્ધ છે એ કારણ માટે તે સ્થાપનાજિનોનું સર્વથા પ્રકારે ગુણે કરીને શૂન્યપણાનો અભાવ છે. એટલે તે સ્થાપનાજિન છે તે સર્વથા પ્રકારે ગુણે કરીને રહિત નથી. માટે તેને વંદનાદિ કરવાનું યોગ્યપણુંજ છે. તે સ્થાપનાજિનનાં દર્શન વંદનાદિકે કરીને નિશ્ચે તત્કાળ શુભ ધ્યાનનું પ્રકટ થવાપણું છે, તેથી પ્રાણીઓના સમ્યક્‌ત્વનુ નિર્મળપણું નિષ્પન્ન થાયછે તે કારણ માટે "વંદનના કરનારાઓનું સમકિત નાશ થાય છે" એ રીતે પ્રથમ કહ્યું તે સર્વથા પ્રકારે મિથ્યાત્વ સહિત વચન છે, એ કારણ માટે બુદ્ધિવંત પ્રાણીઓએ તે આદરવા જોગ્ય નથી. વળી જીહાં ચિત્રામણમાં આલેખન કરેલી એવી પણ સ્ત્રી હોય, એટલે જીહાં ચિત્રામણની સ્ત્રી કરેલી હોય ત્યાં સાધુઓને રહેવાનું આચારાંગજી સૂત્રમાં નિષેધ કર્યું છે, કેમકે સાક્ષાત્ સ્ત્રીના ગુણે કરીને વર્જિત એટલે રહિત એવી પણ તે સ્ત્રીની આકૃતિ માત્રે કરીને વિકારનું ઉત્પન્ન થવાપણું છે એ હેતુ માટે, જો તે સ્ત્રીના દર્શન થકી વિકાર ઉત્પન્ન થાયછે, ત્યારે પરમ શાંતરસે કરીને અનુકૂળ એવા સૌમ્ય આકારને ધારણ કરનારી એવી શ્રી જિનપ્રતિમાના દર્શન થકી રૂડી બુદ્ધિવાળા પ્રાણીઓને રૂડા ધ્યાનનો સંભવ શું ન હોય એટલે સારૂ ધ્યાન શું ઉત્પન્ન નથાય? અર્થાત્ થાયજ. એ પ્રકારે બુદ્ધિવંત પ્રાણીઓએ વિવેકે કરીને વિચારવું. વળી તે લોકોએ આગમને વિષે જે જિનચૈત્યના વંદનાદિકના અધિકારનું નાસ્તિકપણું કહ્યું છે. વળી પૂજાનું હિંસારૂપપણે કરીને અધર્મપણું કહ્યું છે. અને વળી ચૈત્યસ્થાપનાનું આધુનિકપણું દેખાડ્યું છે. એટલે ચૈત્યસ્થાપન કરવું તે આ કાળનું ચેષ્ટિત છે એમ દેખાડ્યું છે. અને વૃક્ષાદિનું શેચન કરવું, અને મિથ્યાત્વિના દેવનું પૂજન કરવું, એ આદિકને વિષે એટલે એવાં કામ કરવામાં સમકિતનો નાશ નથી થતો, એ રીતે પ્રથમ કહ્યું છે, તે પણ સર્વ પૂર્વે કહેલું ઉન્મત્ત પ્રલપનની પઠમ એટલે મદોન્મત્ત પ્રાણીના બોલવાની પઠમ સર્વથા પ્રકારે અજુક્ત જાણવું. એટલે જેમ કોઈ મદિરાપાન કરેલો પુરૂષ જેમ નજરમાં આવે તેમ પોતાની મતિ પ્રમાણે બોલે છે, તેનું બોલવું સર્વ અનુચિત છે, તેમ મોહરૂપિ મદિરાનું પાન કરીને કેવળ પોતાના મતને સ્થાપન કરવાના રસિકપણે કરીને આગમનાં વચન પૂર્વાપર વિચાર્યા વિના સ્વછંદપણે બોલેછે, તે સર્વ તેનું બોલવું બાધ ભરેલું છે. એટલે આગમથી

ઉલટું છે. જે કારણ માટે આગમને વિષે ઠેકાણે ઠેકાણે જિનચૈત્યને વંદન કરવાનો અને પૂજન કરવાનો અધિકાર છે. એ કારણ માટે તે સ્થાપનાનું પણ પ્રાચીનપણું સિદ્ધ થયું. એટલે જિનચૈત્યની સ્થાપના છે, તે અસલથી છે, કાંઈ નવીન નથી, એમ સાબીત થયું. વળી જો પૂજાનું અધર્મપણું હોય તો આગમને વિષે કહેલું હિત સુખ મોક્ષાદિ ફળપણું વિરૂદ્ધ પામે. એટલે ખોટું થાય. કેમકે અધર્મનું ફળ તો પદે પદે તિર્યંચ નરક ગત્યાદિક કહેલું છે એ હેતુ માટે. અર્થાત્ અધર્મના કરનાર પ્રાણીઓ તો નરક તિર્યંચ ગતિને પામેછે. અને જિનરાજની પૂજાના કરનાર પ્રાણીઓને તો હિત થાયછે. સુખ થાય છે. અનુક્રમે મોક્ષાદિ ફળ થાયછે. માટે તેનું કહેવું ખોટું છે. તથા પીપળાદિના મૂળને વિષે સચિત્તપણીનું શેચનાદિનું કરવું તે જિનધર્મની શ્રદ્ધા થકીજ વિરોધીપણે કરીને પ્રકટજ દેખાયછે. અને મિથ્યાત્વિઓનુજ એ કાર્ય પ્રસિદ્ધ છે. અર્થાત્ વૃક્ષાદિના શેચન કરનાર અને રાગ, દ્વેષ, મોહે સહિત એવા મિથ્યાત્વિ લોકોના દેવને પૂજનાર જે હોય તે મિથ્યાદૃષ્ટિ જાણવા. કેમકે સમકિતદૃષ્ટિ પ્રાણીઓને તો અન્યદેવને વંદનાદિક કરવાનો રાજા વિયોગાદિ અધિકાર થકી બીજે ઠેકાણે આગમને વિષે સર્વથા પ્રકારેજ પરિહાર કહ્યો છે. એટલે રાજાવિયોગાદિક રૂપ કારણ પડે સતે દ્રવ્ય થકી કોઇક વખત અન્ય દેવને વંદનાદિક કરવું પડે તો ઉપયોગથી ચેષ્ટા માત્ર ગુરૂ લાઘવના વિચાર સહિત કરે, તો વસ્તુગતે સમકિતનો નાશ થાય નહિ. કેમકે તેનો ભાવ જુદો છે માટે. ઉત્સર્ગ થકી તો મિથ્યાત્વિ દેવોને વંદન પૂજન કરે સતે સમકિતનો નાશજ થાય. એટલે ઘાડતર કારણ પડ્યા વિના સહેજ સહેજ મિથ્યાત્વિ દેવોને નમન, પૂર્જન કરવું તે સમકિત જવાનુજ કારણ છે, એમ સમજવું. જે ધર્મના અર્થી પ્રાણીઓ હોય તેમને પ્રથમ ઉત્સર્ગ માર્ગમાં વર્તવું એજ વીતરાગની આજ્ઞા છે. કોઈ કારણ પડે સતે ઉત્સર્ગમાર્ગ રાખવાને માટે અપવાદનું સેવન કરવું પડે તો તે વ્યવહારમાત્ર ભાવ રહિત પશ્ચાત્તાપ સહિત કાર્તિકશેઠની પઠમ સેવન કરે તો તેનું સમકિત ન જાય પણ નિઃશૂકપણે ઉત્સર્ગના ઉપયોગ વિના અપવાદનું અવલંબન ગ્રહણ કરીને પોતાના વિષયાદિકની પુષ્ટિ કરવાને અર્થે સંસારખાતુ માનીને મિથ્યાત્વની કરણી કરવી તેથી જરૂર સમકિતનો નાશજ થાય, એ ભાવ છે.

હવે કહેલા અર્થનેજ પ્રતિપાદન કરનાર કેટલાંએક આગમનાં વચન દેખાડીએ છીએ. તેમાં પ્રથમ જ્ઞાતાધર્મકથા સૂત્રને વિષે કહેલું લેશમાત્ર દેખાડીએ છીએ.

तएणं, सा दोवई रायवरकण्णा, इत्यादि०

અર્થ—તે દ્રૌપદી રાજવર કન્યા એટલે રાજાની શ્રેષ્ટ એવી કન્યા તે કેવી છે, તે કહે છે. કર્યું છે સ્નાન તે જેણીએ એવી, વળી કર્યું છે બલિકર્મ તે જેણીએ એવી, એટલે ઘરના દેવતાની કરી છે બલિકર્મ કહેતાં પૂજા તે જેણીએ એવી, વળી કર્યું છે કૌતુક મંગળિક રૂપ પ્રાયશ્ચિત્ત તે જેણીએ એવી, એટલે કૌતુક કહેતાં મષિ તિલકાદિ, મંગળિક કહેતાં સર્ષપ, દહિ, અક્ષત. દૂર્વા કહેતાં ધરો એ સર્વ, માઠાં સ્વપ્નાદિકને નાશ કરવાને અર્થે જરૂર કરવા જોગ્ય છે એવી છતી, શુદ્ધ કહેતાં નિર્મળ અને હલકાં અને અખંડિત, રાજદ્વારમાંહી પ્રવેશ કરવા જોગ્ય એવાં, મંગલકારી એવાં વસ્ત્ર કહેતાં લુગડાં, પ્રવર કહેતાં પ્રધાન એટલે ઉત્તમ એવાં પહેર્યાં છે જેણીએ એવી છતી મજ્જનના ઘર થકી કહેતાં નહાવાના ઘર થકી નીકળે. નીકળીને જ્યાં જિનઘર કહેતાં શ્રી વીતરાગ દેવનું ડેહેરૂ છે ત્યાં આવીને જિનઘર પ્રત્યે એટલે વીતરાગના ડેહેરા માંહી પ્રવેશ કરે, પ્રવેશ કરીને એટલે ડેહેરા માંહે જઈને જિન વીતરાગની પ્રતિમાને દેખે સતે એટલે દર્શન થએ સતે પ્રણામ કહેતાં નમસ્કાર કરે. નમસ્કાર કરીને મોરના રોમની પૂંજણી હાથ માંહે લેઈ જયણા સહિત જિનપ્રતિમાઓ પ્રત્યે પૂંજે. પૂંજીને એ પ્રકારે એટલે જેમ, જે પ્રકારે રાયપસેણી સૂત્રમાં સૂરિઆભ દેવતા જિન વીતરાગની પ્રતિમાઓ પ્રત્યે પૂંજે. પૂંજીને, તેજ પ્રકારે ઈહાં જાણવું. જાવત્ કહેતાં, તીહાં સૂધી સઘળું લેવું ધૂપ પ્રત્યે ઉખેવે. ઉખેવીને વામ કહેતાં ડાબા પગનો જાનુ કહેતાં ઢીચણ ઊંચો રાખે. ઊંચો રાખીને જમણા પગના ઢીચણને પૃથ્વીને વિષે, થાપે કહેતાં અડાડે. અડાડીને ઈષત્ કહેતાં લગારેક માથુ ઊંચુ લઇને નમાડીને બે હાથ જોડીને માથાને વિષે આવર્ત કરીને એટલે પ્રદક્ષિણા કરીને માથાને વિષે અંજલી પ્રત્યે રાખીને એ પ્રકારે કહેતી હવી.

**नमोत्थुणं अरिहंताणं संपत्ताणं** એ રીતનો સર્વ પાઠ શક્રસ્તવનો ભણીને વંદન કરે, એટલે ચૈત્યવંદન કરે. નમસ્કાર કરે, એટલે મસ્તક નમાડે. વંદન કરીને નમસ્કાર કરીને જિનઘર થકી નીકળે. નીકળીને જીહાં અંતેઉર છે ત્યાં આવી. આ પાઠ ઈહાં સંક્ષેપથી લખ્યો છે. પણ વિસ્તારના અર્થિ પ્રાણીઓએ જ્ઞાતાધર્મકથામાં દ્રૌપદીનું સોળમું અધ્યયન સારી રીતે વિચારવું. એજ પ્રકારે રાજપ્રશ્નીયોપાંગને વિષે પણ કહ્યું છે, તીહાંથી જાણી લેવું. વળી જીવાભિગમજીને વિષે, વિજયદેવના અધિકારમાં એજ અળાવો કહેલો છે, તે ત્યાંથી જાણી લેવો. એ પ્રકારના બહુ અળાવાને વિષે એટલે બહુ સૂત્રોને વિષે સમકિતિ દેવ અને મનુષ્ય તેમના આચરેલા જિનપૂજાના અધિકારનું સાક્ષાત્ દેખવાપણું છે એટલે સિદ્ધાંતોમાં સમકિતિ દેવોએ તથા મનુષ્યોએ પોતાનું હિત જાણીને જિનપ્રતિમાઓ પૂજીછ તેનો અધિકાર પ્રકટ

પણ દેખવામાં આવેછે માટે, કેમ તેનું નાસ્તિકપણું સમકિતદૃષ્ટિ પ્રાણીઓ-એ કહેવાને સમર્થ થઈએ. એટલે જે સમકિતદૃષ્ટિ પ્રાણીઓ હોય તે પ્રકટ સિદ્ધાંતમાં જિનપ્રતિમાની પૂજાના પાઠ દેખીને કેમ તેની નાસ્તિ કરે, એ રીતે વિવેકી પ્રાણીઓએ વિચારવું. વળી જે આ અધિકારને વિષે પોતાના મિથ્યાદૃષ્ટિપણે કરીને, બીજાઓને પણ મિથ્યાદૃષ્ટિપણે કરીને જોનારા એવા તે જૈનાભાસ લોકોએ સમકિતવંત એવી પણ દ્રૌપદીનું મિથ્યાદૃષ્ટિપણું કહ્યુંછે. તથા વળી જિનગૃહ શબ્દનો વળી સિદ્ધાયતન શબ્દનો મૂળ અર્થ ઉન્મૂલન કરીને એટલે ફેરવી નાંખીને કામદેવ યક્ષાદિ ગૃહરૂપ નવીન અર્થ પ્રરૂપણા કર્યો છે. તેમાં અમે કહીએ છીએ, જો દ્રૌપદીએ મિથ્યાદૃષ્ટિપણે કરીને કામ-દેવની પૂજા કરી હોય તથા સૂર્યાભાદિક દેવોએ યક્ષાદિની પૂજા કરી હોય, ત્યારે તે દ્રવ્યપૂજાને અંતે नमोत्थुणं अरिहंताणमित्यादि શક્રસ્તવ પ્રત્યે ન ભણે, એટલે ન કહે. તેનો પાઠ તો આગમને વિષે સાક્ષાત્ દેખીએ છીએ, માટે કેમ તે ઓળવી શકાય. તથા વૈમાનિકાદિ દેવો પોતાથી હીનપુણ્યવાળા યક્ષાદિકોનું પૂજન કેમ કરે. વળી જો દ્રૌપદી શ્રાવિકા ન હોત તો નારદ આવે સતે અભ્યુત્થાનાદિક કરત, એટલે ઉભી થાત. અને સામી જાત. તે ન કરવાથી એટલે નારદ આવે સતે ઉભી ન થવાથી અર્થાત્ તેને મિથ્યા-દૃષ્ટિ જાણીને તેનો પોતે કાંઈ પણ વિનય કર્યો નથી, તેથી દ્રૌપદી નિશ્ચય કરીને શ્રાવિકાજ છે. તથા શ્રાવિકા વિના પ્રાયે કરીને આ પ્રકારે શક્રસ્તવાદિ વિધિનું પરિજ્ઞાન કહેતાં સમ્યક્‌જ્ઞાન પણ ન સંભવે ઈત્યાદિક બુદ્ધિવંત પ્રા-ણીઓએ વિચારવું, ઇહાં કાંઈ મત હઠનું કામ નથી. મધ્યસ્થ દૃષ્ટિ રાખીને મતનો જંગ મુકીને સૂત્ર ઉપર દૃષ્ટિ દેઇને પૂર્વાપર સમ્યક્ પ્રકારે વિચારીને જે સત્ય વાર્તા હોય તે અંગીકાર કરવી, એ ભાવ.

વળી જે તેમણે કહ્યુંછે કે, સૂરિઆભ દેવતાએ પોતાની રાજધાનીના મંગળિકને અર્થે જિનપ્રતિમા પૂજી છે. એ રીતે તે જૈનાભાસ લોકો કહેછે. તેનો ઉત્તર કરીએ છીએ. સૂત્રને વિષે તો આ પાઠ નથી. વળી તે સૂત્રને વિષે પૂજાને આશરીને

हियाए, सुहाए, खेमाए, निस्सेयसाए, आणुगामियत्ताए भविस्सई

એ પ્રકારનો પાઠ છે. તેમાં નિઃશ્રેયસ્ શબ્દનો અર્થ મોક્ષ અર્થને કહેનારો સર્વ શાસ્ત્રને વિષે પ્રસિદ્ધ છે. તે માટે જ્ઞાનાદિ ગુણ સહિત એવા અર્હત્ના વચન થકી અનુક્રમે કરીને પૂજાનું મોક્ષરૂપી ફળ છે. એ પ્રકારે જાણીને અ-સત્ય એવાં પોતાની ખુશી પ્રમાણે બોલનારા લોકોનાં વચન, તેમને વિષે કેમ વિશ્વાસ કરીએ? વળી જે પૂજા તે આશરીને તેમણે કહ્યુંછે કે ભગવતે હિંસા નિષેધ કરીછે. એ કારણ માટે તે પૂજા કેમ આચરીએ. તેનો ઉત્તર આ પ્ર-કારે કહેવો. અમે ક્યાં કહીએ છીએ કે હિંસા કરવી. પરંતુ ભગવતે જિન-

પૂજા કીએ ઠેકાણે નિષેધ કરીછે, તે કહો. આગમને વિષે તો ઉલટી સત્તર પ્રકારે પૂજા બહુ સ્થાનકોને વિષે કરવાપણે કરીને કહીછે. વળી શ્રી પ્રશ્ન-વ્યાકરણ સૂત્રને વિષે પ્રથમ સંવર દ્વારમાં જે અહિંસાનાં સાઇઠ નામ કહ્યાં છે તેમને વિષે પૂજા ગ્રહણ કરીછે, તે સાઈઠ નામ કીઆં તે દેખાડે છે.

निव्वाणं १ निव्वुई २ समाही ३ सत्ती ४ इत्याद् यावत् जण्णो ४६ आयतणं ४७ जयणं ४८ मप्पमाउ ४९ आसासो ५० विसासो ५१ अन्नउ ५२ सव्वस्सवि अमाघाउ ५३ चोख्क ५४ पवित्ती ५५ सूई ५६ पूया ५७ विमल न्नासई पाठांतरे विमलप्पन्ना. ५८ सा य निम्मलतरित्ति ५९ ६० एवमाईणि निययगुणनिम्मियाइ पज्जवनामाणि होंति अहिंसाए न्नगवईएत्ति.

અર્થ—નિર્વાણ કહેતાં મોક્ષ. કેમકે તે અહિંસા મોક્ષનું કારણ છે એ હેતુ માટે નિર્વાણ કહીએ ૧. તથા નિર્વૃત્તિ કહેતાં સ્વસ્થપણું ૨. સમાધી કહેતાં સમતા ૩. શક્તિ, કેમકે શક્તિનું કારણ છે માટે અહિંસાને શકિત કહીએ. અથવા શાંતિ કહેતાં દ્રોહની વિરતિ ઇત્યાદિ.

યાવત્ જન્નો કહેતાં યજ્ઞ એટલે ભાવ થકી દેવ પૂજા ૪૬. આયતણં કહેતાં આયતનમ્ એટલે ગુણોને રહેવાનું સ્થાનક ૪૭. જયણં કહેતાં યજન એટલે અભયનું દેવું, અથવા યતન એટલે પ્રાણીની રક્ષા કરવાને વિષે ઉ-દ્યમ ૪૮. અપ્પમાઓ કહેતાં અપ્રમાદ એટલે પ્રમાદનું ત્યાગ કરવું ૪૯. આસાસો કહેતાં આસ્વાસ એટલે પ્રાણીયોનું આશ્વાસન કરવું અર્થાત્ ધીરજ આપવી ૫૦. વિસાસો કહેતાં વિશ્વાસ એટલે સાંમાને વિશ્વાસ પ-માડવો ૫૧. અભઓ કહેતાં અભય એટલે સર્વ પ્રાણી વર્ગને અભયદાન દેવું ૫૨. સવ્વસ્સવિ અમાઘાઓ કહેતાં સર્વ પ્રાણીનો અમાઘાત એટલે અમારિપડો વજડાવવો. અર્થાત્ કોઈ જીવને ઉપઘાત ન થવા દેવો ૫૩. ચોખ્ખ અને પવિત્તિ કહેતાં ચોક્ષ પવિત્ર એક અર્થવાલા બે શબ્દનું ગ્રહણ કરયું છે. માટે અતિશે કરીને પવિત્ર ૫૫. સૂઈ કહેતાં શૂચિ એટલે ભાવ શૌચ ૩૫ ॥ અન્ય ઠેકાણે પણ કહ્યું છે.—

सत्यं शौचं तपः सौचं, शौचमिंद्रियनिग्रहः ॥
सर्वभूतदया शौचं, जलशौचं तु पंचमम् ॥१॥

અર્થ—સત્ય છે તે શૌચપણું છે. એટલે સત્યને પવિત્રપણું કહીયે. તપ છે તે શૌચપણું છે. ઇદ્રિયોનો નિગ્રહ કરવો તે શૌચપણું છે. સર્વ પ્રાણિની દયા પાલવી તે શૌચપણું છે. અને પાંચમું જલે કરીને શૌચપણું.

એટલે પવિત્રપણું થાયછે. આ શ્લોકમાં દયાને શૌચપણું જણાવ્યુ છે. માટે અહિંસાને ભાવશૌચપણ કહીયે ૫૬. પૂયા કહેતાં પૂજા એટલે ભાવ થકી દેવનું અર્ચન કરવું એટલે ભાવે કરીને સહિત દેવની પૂજા કરવી. તે અહિંસા કહીયે ૫૭. વિમલપ્પભા કહેતાં વિમલપ્રભા એટલે અહિંસા તે વિમલપ્રભાનુ કારણ છે એ હેતુ માટે અહિંસાને વિમલપ્રભા કહીએ ૫૮. નિમ્મલતરા કહેતાં અતિશે કરીને નિર્મલ એટલે જે અહિંસા છે તે જીવને નિર્મલ કરેછે. માટે અહિંસાને નિર્મલતરા કહીયે ૫૯-૬૦. એવમાઈણી કહેતાં ઇયાદિ પ્રકારના નિયયગુણનિમ્મિયાઇં પજ્જવનામાણિ હોંતિ કહેતાં પોતાના ગુણે કરીને નિપજાવ્યાં એવાં જૂદાં જૂદાં પર્યાય નામ છે. પૂજ્ય એવી અહિંસાનાં એટલે પૂજવા જોગ્ય એવી અહિંસા કહેતાં દયા તેનાં આ પૂર્વે કહ્યાં એવાં જૂદાં જૂદાં પર્યાય નામ પોતાના ગુણે કરીને નિષ્પન્ન કરેલાં છે. ઈહાં અહિંસાના નામને વિષે જન્ન શબ્દે કરીને અને પૂયા શબ્દે કરીને દેવપૂજા ગ્રહણ કરીછે. તે કારણ માટે તમે તે પૂજા હિંસામાં કેમ ગણો છો. કેમકે ભગવતી સૂત્રને વિષે પણ શુભ જોગને આશ્રીને અણારંભા એ પ્રકારના પાઠમાં અણારંભા એટલે આરંભ રહિત અને શુભજોગને વિષે પ્રવર્ત્તેલો તેને આરંભપણાનો નિષેધ કરયો છે. માટે આ ઉપયોગ સહિત જિનપ્રતિમાની પૂજા છે તે શુભ જોગનું કારજ છે, કેમકે અંતર શુભ જોગ ન હોય તો વ્યવહારમાં નિમિત્ત કારણ જાણીને જતના સહિત ભાવપૂજાના ઉપયોગ પૂર્વક કેમ પ્રવર્ત્તિ શકાય અને જે પુરૂષને કારણ કારજનો ઉપયોગ નથી અને અને ભાવપૂજાના સ્વરૂપને પણ જાણતો નથી અને સંસારના કામનો મન વચન કાયાયે કરીને નિષેધ થયો નથી. અને એ પ્રતિમાનેજ તાત્વિક દેવ માનીને સાચા તીર્થંકરને અને તેમના ગુણોને કાંઈ પણ જાણતો નથી. અને કેવલ પોતાને છંદે વર્ત્તે છે. અને સમ્યક્ પ્રકારે જાણ પુરૂષની નિશ્રા અંગીકાર કરી નથી તેવા પુરૂષની જે પૂજા છે તે હિતકારી નથી. ઉલટી દૂષણ ભરેલી છે. પણ જ્ઞાનવંત પુરૂષોની પૂજા શુભ જોગ સહિત છે. અને વિશેષ શુભ જોગ કરવાનુ કારણ છે. માટે વ્યવહારમાં ગૃહસ્થોને તે ધર્મ કહેવાય, એ ભાવ. બીજૂં શ્રી સૂયગડાંગ સૂત્રને વિષે અનર્થદંડના અધિકારમાં નાગહેઊં ભૂયહેઊં ઈત્યાદિ પાઠને વિષે નાગ ભૂત યક્ષાદિને માટે પૂજાનુ હિંસાપણું કહ્યું છે. પણ જિનપૂજાનું હિંસાપણું કહ્યું નથી. જો તેનું પણ હિંસાપણું હોય તો સૂત્રને વિષે જિણહેઊં એ પ્રકારે પણ કહેત તે તો નથી દેખાતું. એ હેતુ માટે કેમ સૂત્રના વચનને ઉત્થાપન કરીને તમારૂં વચન અંગીકાર કરીયે. વલી જે તેમણે કહ્યું છે કે, જિનપૂજાને વિષે છયે કાયના આરંભનો સંભવ છે. એ હેતુ માટે શ્રાવક લોકોયે કેમ તે આચરવા

જોગ્ય હોય એ રીતે પ્રથમ કહ્યું છે, તેને આ પ્રકારે ઉત્તર આપવો. જિનધર્મનું અનેકાંત રૂપપણું છે, માટે સમકિતિ પ્રાણિયોને એકાંત પક્ષ ગ્રહણ કરવો ઉચિત નથી. એજ કારણ માટે ત્રણ જ્ઞાનવંત એવા પણ શ્રી મલ્લિનાથ જિનેશ્વર તેમણે પોતાના છ મિત્રોને પ્રતિબોધ કરવાને અર્થે સોનાની પૂતલીને વિષે નિરંતર એકેક કોલીયો નાંખ્યો. તથા સુબુદ્ધિ મંત્રિયે પોતાના સ્વામી રાજાને પ્રતિબોધ કરવાને અર્થે ખાઈના પાણીનો ફેર ફાર કર્યો. વલી આગમોને વિષે ઘણા હાથી, ઘોડા, રથ, પ્યાદલ (પાલા) તે આદિક પરિવારે કરીને સહિત એવા કોણિકાદિક રાજાઓએ સમ્યક્ પ્રકારે આચરેલો એવો જિનવંદનાદિ મહોત્સવ પદ પદને વિષે સાંભલીયે છીએ. એ પૂર્વે કહેલાં કાર્યોને વિષે ઘણી હિંસા થઈ, પણ તેને લાભના કારણપણા થકી હિંસા ગણી નથી. તે કારણ માટે જિનરાજની આજ્ઞાને આશ્રીને સમ્યક્ પ્રકારે જતનાયે કરીને અને વલી ભક્તિયે કરીને રૂડી ક્રિયા કરે સતે કોઈ પણ હિંસા રૂપ દોષ નથી. જો વલી એવું કહોછો કે, જ્યાં હિંસા હોય તિહાં જિન આજ્ઞા ન હોય, ત્યારે સાધુઓને પ્રતિક્રમણ વિહારાદિકને વિષે પણ જિન આજ્ઞા ન હોય કેમકે, તેમાં પણ હિંસાનો સંભવ છે માટે, તે કારણ માટે આ શ્રુત વ્યવહાર છે, એટલે આવી રીતે સિદ્ધાંતમાં કહ્યું છે કે, જે લાભને નિમિત્તે એટલે લાભને અર્થે નિરવદ્ય પરિણામોએ કરીને એટલે પાપ રહિત અધ્યવસાયોએ કરીને વલી જતનાએ કરીને પ્રવર્તન કરવું તેને વિષે તેવો કર્મનો બંધ થતો નથી. આ અર્થ શ્રીમત્ ભગવતી અંગને વિષે અઢારમા શતકના આઠમા ઉદ્દેશાને વિષે વિસ્તાર થકી છે. માટે તિહાં એવું કહ્યું છે કે, ભાવિતાત્મા એટલે જ્ઞાનાદિ ગુણોએ કરીને વાસિત કર્યો છે આત્મા તે જેણે એવા અને યુગમાત્ર દૃષ્ટિયે (ધુંસર પ્રમાણે દૃષ્ટિએ કરીને) જોઈ જોઇને ગમન કરતા એવા જે અનગાર એટલે મુનિરાજ તેમના પગ તલે કૂકડાદિક જીવોનું બાલ, જો મરણ પામે તોએ તેમને હિંસા પરિણામના અભાવ થકી ઇરિયાપથિકીજ ક્રિયા લાગેછે. પણ સાંપરાયિકી ક્રિયા એટલે કષાય સંબંધિ ક્રિયા નથી લાગતી, એ પ્રકારનો અધિકાર છે. વલી જે પૂજાને વિષે પુષ્પાદિક આરંભ દેખીએ છીએ, તે આરંભનુ તો ઉપચારિકપણું છે. એટલે વ્યવહારથી આરંભ દેખવામાં આવે છે, પણ ભાવ થકી આરંભ નથી. એ હેતુ માટે રૂડા ભાવે કરીને તે આરંભનો પરિહાર થાયછે, એટલે નાશ થાય છે. જેમ મુનિયોને જળ ઉતરવાને વખતે જળ ઉપર કરૂણાનો રંગ છે, એટલે દયા વર્ત્તે છે. તેમ શ્રાવકોને પણ જિનપૂજાને વિષે પુષ્પાદિકના ઉપર કરૂણાનો પરિણામ છે, એ હેતુ માટે. હિંસાનુબદ્ધ ક્લિષ્ટ પરિણામના અભાવ થકી એટલે હિંસા કરવામાં બંધાયેલા માટે ક્લિષ્ટ કહેતાં મલિન પરિણામના

અભાવ થકી સાધુઓની પઠમ તે શ્રાવકોને પણ તે પૂજા કરતી વખતે માઠા કર્મનો બંધ નથી. વળી જેમ વ્રણછેદનના સમયમાં એટલે કોઇ ગુમડાદિકનું કાપવું તે વખતે પ્રાણિયોને વેદનાનો સંભવ છે તોપણ અંતે મહા સુખ ઉત્પન્ન થાયછે. તેમ પૂજાને વિષે. પણ વ્યવહારમાં થોડોશો આરંભ છે તોપણ પરિણામની વિશુદ્ધિએ કરીને અનુક્રમે પરમાનંદ પદની પ્રાપ્તિ થાયછે, એટલે મોક્ષપદની પ્રાપ્તિ થાયછે. ઈહાં પ્રશ્ન—જો એ પ્રકારે છે, તો સાધુ દ્રવ્ય પૂજા કેમ નથી કરતા? ઉત્તર—દ્રવ્ય પૂજા છે તે રોગીયોને ઔષધ તુલ્ય છે. માટે આરંભને વિષે મગ્ન થયેલા એવા પ્રાણિઓને મહા ઉપકારની કરનારી છે, એ કારણ માટે તે પૂજા તે શ્રાવકોનેજ યોગ્ય છે. પણ સર્વ આરંભ રહિતપણે કરીને એટલે સર્વ આરંભ મૂકવે કરીને નીરોગી રૂપ થયેલા એવા સાધુઓને તે દ્રવ્ય પૂજા કરવી ઊચિત નથી. એજ કારણ માટે સાધુઓને અનુકંપા દાનાદિક પણ આગમને વિષે જિનરાજે આજ્ઞા કરયું નથી. એટલે કોઈ દીન દુઃખી હોય તેને અનુકંપા બુદ્ધિએ કરીને આપવાનું મુનિયોને સિદ્ધાંતમાં કહ્યું નથી. વળી જે દશમા અંગને વિષે એટલે પ્રશ્નવ્યાકરણ સૂત્રને વિષે ધર્મને અર્થે હિંસા કરનારનું મંદબુદ્ધિપણું કહ્યું છે, તેમાં આ ભાવ જાણવો. સિદ્ધાંતને વિષે દેશવિરતિ શ્રાવક બાલપંડિત કહ્યો છે, પણ એકાંત પંડિત કહ્યો નથી. કેમકે એકાંત પંડિત તો મુનિ કહેવાય. તે કારણ માટે તે શ્રાવકનું પણ દેશ થકી બાલપણું છે. એ કારણ માટે સંસારિક કાર્યોને વિષે પ્રવર્ત્તેલો એવો તે શ્રાવક તેને દ્રવ્ય પૂજાદિ ધર્મ કાર્યનો નિષેધ કેમ હોય, એ રીતે વિવેકી પુરૂષોએ વિચારવું. અથવા આ જુક્તિ દૂર રહો. કેમ જે પાપના આચરનાર એવા પુરૂષોને આશ્રીનેજ આ મંદબુદ્ધિપણું કહ્યું છે. પણ ભાવના ઊપયોગ સહિત જતનાએ કરીને દ્રવ્ય પૂજામાં વર્ત્તનાર પુરૂષોને આશ્રીને નથી કહ્યું. જે કારણ માટે તિહાંજ હિંસા કરનારના દ્વારને વિષે શૌકરીક એટલે સૂઅરના મારનાર મત્સ્ય (મચ્છ)ના મારનાર એવા અશુભ પરિણામવાળા અને પાપની છે રૂચિયો તે જેમને એવા જે જીવો તે એવી હિંસાના કરનાર કહ્યા છે. એટલે જે હિંસા કરવે કરીને મંદબુદ્ધિપણું આવે, તેવા હિંસાના કરનારા તે જીવો કહ્યા છે. પણ શુભ પરિણામવાળા એવા જિનગૃહાદિકના કરાવનારા એવા શ્રાવક મંદબુદ્ધિવાળા કહ્યા નથી. વળી પ્રથમ તેમણે કહ્યું છે કે, પ્રતિમાનું એકેંદ્રિ દળપણે કરીને એટલે પ્રતિમા છે તે એકેંદ્રિનું દળ છે, માટે તેને વંદનાદિક કરવું તે અજુક્ત છે, એ રીતે જૈનાભાસ લોકો કહેછે. તેને આ પ્રકારે ઉત્તર કરવો. કે, શ્રી જિનેંદ્રે તો જિનબિંબને જિનપ્રતિમા શબ્દે કરીને ઉચ્ચારણ કર્યું છે, એટલે જિનપ્રતિમા શબ્દે કરીને જિનબિંબ કહ્યાં છે. અર્થાત્ જિનપ્રતિમાનેજ જિનબિંબ કહ્યાં છે.

વળી દેવગૃહને સિદ્ધાયતન શબ્દે કરીને ઉચ્ચારણ કર્યું છે, એટલે દેવગૃહોનેજ સિદ્ધાયતન એમ કહ્યાં છે. તે માટે તમે ભવભ્રમણના ભયને અવગણના કરીને એટલે ભવભ્રમણના ભયને મુકીને શા કારણ માટે આવું કઠોર વચન બોલો છો. વળી તમે પણ દિશાના સન્મુખ થઇને વંદનાદિ કરો છો, અને તે દિશા તો અજીવ રૂપ છે. તે કારણ માટે તમારા મતને વિષે તે દિશાના સન્મુખ થવે કરીને શું. જો તમે એમ કહેશો કે દિશાવંદનની વખતે અમારા મનને વિષે સિદ્ધાદિક છે. ત્યારે જિનપ્રતિમા વંદનની વખતે પણ અમારા મનને વિષે સિદ્ધાદિક છે. ભાવની અપેક્ષાયે કરીને ન્યાયનું બે તરફ સરખાપણું છે, એટલે તમારે પણ ભાવની મુખ્યતા છે ને અમારે પણ ભાવની મુખ્યતા છે. માટે ન્યાયનું સરખાપણું થયું. તે કારણ માટે કોઈ પ્રકારે પણ તેનો નિષેધ કરવો જુક્ત નથી. બાજું સૂત્રને વિષે કહ્યું છે કે, ગુરૂના આસનની આશાતના વર્જવી. તે પટ્ટાદિ આસન અજીવ રૂપ છે, પણ ગુરૂ સંબંધિપણે કરીને સ્થાપન કરેલું છે. માટે તેહનું જે બહુમાનાદિ કરીએ છીએ તે તત્વ થકી ગુરૂનુંજ બહુમાન છે. તેની પઠમ જિનપ્રતિમાઓનુ પણ બહુમાનાદિક છે, તે વસ્તુ થકી સિદ્ધોનુજ જાણવુ. તથા વળી સુધર્મ સભાને વિષે જિનની દાઢાઓ છે, તે દાઢાઓનું અજીવ સ્કંદ રૂપ પણ સતે પણ સિદ્ધાંતને વિષે વંદન કરવાપણું, પૂજન કરવાપણું, અનાશાતનપણું કહ્યું છે, એટલે તે દાઢાઓ વંદવા જોગ્ય, પૂજવા જોગ્ય, આશાતના ટાળવા જોગ્ય છે, એ રીતે કહ્યું છે. તે માટે જિનમુદ્રાનું વંદનાદિ યોગ્યપણું સતે શો સંદેહ છે? એટલે જિનમુદ્રા વંદન કરવા જોગ્ય હોય એમાં શો સંદેહ? તથા પાંચમા અંગની આદિમાં એટલે શ્રી ભગવતી સૂત્રની આદિમાં ''णमो बंभीए लिवीए'' એ પ્રકારના વાક્યે કરીને સુધર્માસ્વામિજીએ પોતેજ અક્ષર વિન્યાસ રૂપ એટલે અક્ષરની સ્થાપના રૂપ લિપિને જો નમસ્કાર કર્યો છે, તો તેમના વચનના અનુસારી પ્રાણિયોને એટલે તે સુધર્માસ્વામિની આજ્ઞામાં વર્ત્તનાર લોકોને લિપિની પઠમ જિનપ્રતિમાને પણ નમસ્કાર કરવામાં શો દોષ આવેછે—કેમકે સ્થાપનાનું બે તરફ સરખાપણું છે, એટલે લિપિ પણ સ્થાપના છે, ને જિનપ્રતિમા પણ સ્થાપના છે, એ રીતે સ્થાપનાએ કરીને સરખાપણું છે એ હેતુ માટે. વળી જ્યારે ત્રણ લોકના સ્વામી એવા ભગવંત સમવસરણને વિષે પોતાના મૂળ રૂપે કરીને પૂર્વના સન્મુખ થઇને સિંહાસનને વિષે બેસેછે ત્યારે દેવતાઓ તત્કાળ ભગવતના સરખો છે આકાર તે જેનો એવાં ત્રણ બિંબ કરીને શેષ દિશાઓને વિષે એટલે બાકી રહેલી ત્રણ દિશાઓને વિષે સિંહાસનના ઉપર સ્થાપન કરેછે. તે અવસરે સર્વ પણ સાધુ શ્રાવકાદિક ભવ્ય જન પ્રદક્ષિણા દેવા પૂર્વક એટલે પ્રદક્ષિણા દઇને તેનૈ

વંદનાદિ કરેછે. આ વાર્ત્તા સમસ્ત જૈનમતને વિષે પ્રસિદ્ધ છે. તે થકી એમ જાણીએ છીએ કે, જેમ ભગવતે દાનાદિ ધર્મની પ્રવૃત્તિ દેખાડી છે તેમ પોતાની સ્થાપનાનું પણ પોતાની પઠમ વંદનાદિક કરવાને યોગ્યપણું દેખાડ્યું છે, જો એમ ન હોય તો જિનરાજની આજ્ઞામાં વર્ત્તનારા એવા સાધ્વાદિક તેને વંદનાદિક કેમ કરે, એ રીતે વિવેકી પુરૂષોએ વિચારવું. તથા શ્રી ભગવતી સૂત્રને વિષે પણ વિદ્યાચારણ જંઘાચારણ મુનિયોને આશ્રીને શાશ્વતી અશાશ્વતી એવી જિનપ્રતિમાઓને વંદન કરવાનો અધિકાર સ્પષ્ટપણે કરીને કહ્યોછે.

॥ तथाचतत्सूत्रम् ॥ विज्जाचारणस्स णं नंते तिरियं केवइए गतिविसए पन्नत्ते गो० सेणं इत्ते एगेणं उप्पाएणं माणुसुत्तरे पव्वए समोसरणं करेत्ति २त्ता तहिं चेइयाइं वंदति २त्ता बितिएणं उप्पाएणं नंदिस्सरवरे दीवे समोसरणं करेति २त्ता तहिं चेइयाइं वंदति २त्ता ततो पडिनियत्तइ २त्ता इह मागच्छति २त्ता इहं चेइयाइं वंदति विज्जाचारस्सणं गो० तिरियं एवइए गतिविसए पन्नत्ते विज्जाचारणस्सणं नंते उड्ढं केवतिए गतिविसए पन्नत्ते गो० सेणं इतो एगेणं उप्पाएणं नंदणवणे समोसरणं करेइ २त्ता तहिं चेइयाइं वंदति २त्ता बितिएणं उप्पाएणं पंमगवणे समोसरणं करेति तहिं चेइयाइं वंदति २त्ता ततो पडिनियत्तइ २त्ता इह मागच्छइ २त्ता इहं चेइयाइं वंदति विज्जाचारणस्स णं गोयमा उड्ढं एवतिए गतिविसए पन्नत्ते सेणं तस्स ठाणस्स अणालोइय पडिक्कंते कालं करेइ नत्थि तस्स आराहणा सेणं तस्स ठाणस्स आलोइय पडिक्कंते कालं करेइ अत्थि तस्स आराहणा एवं जंघाचारणविषयमपि सूत्रं बोध्यं परं गतिविषये विशेषः स चायं जंघाचारणो मुनिस्तिर्यग्गतिमाश्रित्य इत एकेनोत्पातेन त्रयोदशं रुचकवरद्वीपं गच्छति ततः प्रतिनिवृत्तः सन् द्वितीयेनोत्पातेन नंदीश्वरमेति तृतीयेन पुनरिहायाति उर्ध्वगतिं वाश्रित्य प्रथमेनोत्पातेन पंमकवनं गच्छति ततः प्रतिनिवृत्तः सन् द्वितीयेनोत्पातेन नंदनवनमेति तृतीयेन पुनरिहायातीति ॥

અર્થ—હે ભદંત વિદ્યાચરણ મુનિનો તિર્છો કેટલો ગતિનો વિષય છે, એટલે તિર્છી લોકમાં ક્યાં સુધી જાયછે. હે ગૌતમ તે વિદ્યાચારણ મુનિ ઈહાં થકી એક ઉત્પાતે કરીને એટલે એક ડગલે કરીને માનુષોત્તર પર્વતને વિષે સમવસરણ કરેછે, એટલે વિસામો કરેછે. વિસામો કરીને તિહાં ચૈત્ય પ્રત્યે વંદન કરેછે, એટલે તિહાં રહેલી જિનપ્રતિમાઓ પ્રત્યે વંદન કરેછે. વંદન

કરીને બીજા ઉત્પાતે કરીને એટલે બીજા ડગલાયે કરીને નંદીશ્વરવર દ્વીપને વિષે સમવસરણ પ્રત્યે કરેછે, એટલે વિસામો કરેછે. કરીને તિહાં ચૈત્ય પ્રત્યે વંદન કરેછે, એટલે તિહાં રહેલી જિનપ્રતિમાઓ પ્રત્યે વાંદેછે. વંદન કરીને તિહાં થકી પાછા વળેછે. પાછા વળીને ઈહાં આવેછે. ઈહાં આવીને ઈહાં ચૈત્ય પ્રત્યે વાંદેછે, એટલે ઈહાં રહેલી જિનપ્રતિમાઓ પ્રત્યે વંદન કરેછે. હે ગૌતમ વિદ્યાચારણ મુનિનો તિર્છો એટલોજ ગતિનો વિષય કહ્યો છે, એટલે તિર્છું એટલું જવાપણું છે. હે ભદંત વિદ્યાચારણ મુનિનો ઉર્ધ્વ કહેતાં ઊંચો કેટલો ગતિનો વિષય છે. એટલે ઊંચા કેટલા સૂધી જાયછે. હે ગૌતમ તે વિદ્યચારણ મુનિ ઈહાંથી એક ઉત્પાતે કરીને નંદનવનને વિષે સમવસરણ પ્રત્યે કરેછે. કરીને ઇહાં ચૈત્ય પ્રત્યે વંદન કરેછે. વંદન કરીને બીજા ઉત્પાતે કરીને પંડકવનને વિષે સમવસરણ પ્રત્યે કરેછે. તિહાં ચૈત્ય પ્રત્યે વાંદેછે. વંદન કરીને તિહાંથી પાછા વળેછે. પાછા વળીને ઈહાં આવેછે. ઈહાં આવીને ઈહાં રહેલી જિનપ્રતિમાઓ પ્રત્યે વંદન કરેછે. હે ગૌતમ વિદ્યાચારણ મુનિનો ઊંચો એટલો ગતિનો વિષય છે. એટલે એટલા સૂધી જાયછે. તે મુનિ તે સ્થાનકને આળોવ્યા પડિક્કમ્યા વિના કાળ કરે તો તેને આરાધના નથી કેમકે લબ્ધિનુ ઉપજીવન કરવું એટલે લબ્ધિનુ ફોરવવું તે પ્રમાદ છે. તે પ્રમાદનું સેવન કરીને આલોયણ કર્યા વિના ચારિત્રની આરાધના ન થાય. વળી એ ચારિત્રનો વિરાધક ચારિત્રની આરાધનાના ફળ પ્રત્યે ન પાંમે. તે મુનિ તે સ્થાનકને આળોઈ પડિક્કમિને કાળ કરે તો તેને ચારિત્રની આરાધના થાય. એ પ્રકારે જંઘાચારણ મુનિ સંબંધિ પણ સૂત્ર જાણવું. પરંતુ ગતિના વિષયને વિષે વિશેષ છે, એટલે ભેદછે, તે દેખાડીએ છીએ. જંઘાચારણ મુનિ તિર્છિ ગતિને આશ્રીને ઈહાંથી એક ઉત્પાતે કરીને એટલે એક ડગલે કરીને તેરમા રૂચકવર દ્વીપ સૂધી જાયછે. ત્યાંથી પાછા વળ્યા સતા બીજા ઉત્પાતે કરીને નંદીશ્વર દ્વીપ સૂધી જાયછે. વળી ત્રીજા ડગલાયે કરીને ઈહાં આવેછે. વળી ઉર્ધ્વ ગતિને આશ્રીને પહેલા ડગલાયે કરીને પંડકવન પ્રત્યે જાયછે, ત્યાંથી પાછા વળ્યા સતા બીજા ડગલાયે કરીને નંદનવન પ્રત્યે જાયછે. ત્રીજા ડગલાયે કરીને ઈહાં આવેછે.

વળી જે આ અધિકારને વિષે તે જૈનાભાસ લોકોયે ઊત્સૂત્રની પ્રરૂપણાના ભયની અવગણના કરીને એટલે સૂત્રથી ઉલટું બોલવું તેહનું પાપ હિસાબમાં ન ગણીને બહુશ્રુતની પરંપરાયે કરીને આવેલો એવો મૂળ ચૈત્ય શબ્દનો અર્થ તેનું ઉન્મૂલન કરીને એટલે તે અર્થને ઓળવીને પોતાની મતિ કલ્પનાયે કરીને ચૈત્યનો જ્ઞાનરૂપ અર્થ પ્રરૂપણા કરયો છે. તેનો ઉત્તર કહીએ છીએ. જો ઈહાંસાધુઓએ જ્ઞાન વંદન કરયું હોય તો "चइयाइं" એ પ્રકારનો

બહુવચનનો પાઠ ન હોય કેમકે ભગવતના જ્ઞાનનું અતિશે અદ્ભૂત એક સ્વરૂપ છે, એ હેતુ માટે. चेइयं એ પ્રકારના એક વચનનો પાઠ હોય, તે નથી. તે કારણ માટે જિનપ્રતિમાઓજ વંદન કરીછે એમ જાણવું. વળી માનુષોત્તર પર્વતાદિકને વિષે જિનપ્રતિમાઓ નથી એમ ન કહેવું. કેમકે, જંબૂદ્વીપપ્રજ્ઞપ્ત્યાદિકને વિષે મેરૂવન માનુષોત્તર પર્વત નંદીશ્વરદ્વીપ એ આદિક સર્વે શાસ્વતાં સ્થાનકોને વિષે પણ જિનપ્રતિમાઓનુ છતાપણાનુ કહેવાપણું છે એ હેતુ માટે. અર્થાત્ તે સ્થાનકોમાં જિનપ્રતિમાઓ છે.

વળી શ્રી ભગવત્યંગને વિષેજ ત્રિજા શતકના બીજા ઉદ્દેશાને વિષે પણ પ્રકટપણે કરીને જિનપ્રતિમાનો અધિકાર છે. તથા ચ લેશ થકી તે સૂત્ર.

किं निस्साएणं भंते असुरकुमारा देवा उड्ढं उप्पयंति जाव सोहम्मो कप्पो गो० से जहानामए इह सबराइ वा बब्बराइ वा ढंकणाइ वा चुयाति वा पण्हावाति वा पुलिंदाति वा एगं महंरणं वा गड्डं वा दुग्गं वा दरिं वा विसमं वा पव्वयं वा नीसाए सुमहल्लमपि आसबलं वा हत्थिबलं वा जोहबलं वा धणुबलं वा आगलंति एवामेव असुरकुमाराविं देवा णण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाणि वा अणगारे वा भाविअप्पाणो निस्साए उड्ढ उप्पयंति जाव सोहम्मो कप्पोत्ति ॥

અર્થ—હે ભદંત અસુરકુમાર દેવતા કોની નિશ્રાયે કરીને એટલે કોનું શરણું કરીને ઊંચા (ઊપર) જાયછે. જાવત સૌધર્મ દેવલોક સૂધી પૃચ્છા કરવી. ઉત્તર. હે ગૌતમ જેમ આ લોકને વિષે શબરાદિક એક મહોટા અરણ્યનો અથવા કોઈ ખાડાની અથવા કોઈ કિલ્લાની અથવા કોઈ ગુફાની અથવા કોઈ વિષમ પર્વતની નિશ્રાયે કરીને એટલે પૂર્વે કહેલી ચીજોનું ઓઠું લેઇને એક મહોટું ઘોડાનું સૈન્ય તે પ્રત્યે અથવા હાથીના સૈન્ય પ્રત્યે અથવા યોદ્ધાના સૈન્ય પ્રત્યે ધનુર્ધરના સૈન્ય પ્રત્યે આકલન કરેછે. એટલે પૂર્વે કહેલા એવા સૈન્યો પ્રત્યે અમે જીતીશું, એ પ્રકારના અધ્યવસાય કરેછે. એજ પ્રકારે અસુરકુમાર દેવતાઓ પણ અરિહંતાદિકની નિશ્રાયે કરીને ઊંચા (ઊપર) જાયછે. એટલે અરિહંતની અને અરિહંતની પ્રતિમાની અને ભાવિતાત્મા અણગારની નિશ્રા વિના જતા નથી. વળી જે આ ઊદ્દેશાને વિષે કોઈક પ્રકારે ત્રણ જણની નિશ્રા કહીને પછી બે જણની આશાતના ટાળવાનું કહ્યું. અરિહંતની અને સાધુઓની આશાતના ટાળવી, એ રીતે કહ્યું. તિહાં એ પ્રકારે સંભાવના કરીએ છીએ કે, અર્હત્‌ની પ્રતિમાઓનું કોઈક પ્રકારે અર્હત્‌ને તુલ્યપણું જણાવવાને અર્થે જૂદો નિર્દેશ નથી કરયો. એટલે અર્હતનું

અને અર્હત્‌ની પ્રતિમાઓનું સરખાપણું જણાવવાને માટે જૂદું ગ્રહણ નથી કરયું. કેમકે, અર્હત્‌પદે કરીનેજ તે પ્રતિમાઓનું ગ્રહણ થાયછે એ હેતુ માટે. વળી જે તેમણે કહ્યું છે કે, કોણ શ્રાવકે જિનપ્રતિમા પૂજીછે. તેનો ઉત્તર. સિદ્ધાર્થ રાજા, સુદર્શન શેઠ, શંખજી શ્રાવક, પુષ્કલિજી શ્રાવક, કાર્તિક શેઠ એ આદિક શ્રાવકોએ અને વળી તુંગિયા નગરીના રહેનાર ઘણા શ્રાવકોએ શ્રી જિનપ્રતિમા પૂજી છે. સિદ્ધાંતને વિષે તે તે અધિકારમાં દેખીએ છીએ. તિહાં એવી રીતનો પાઠ કહેલો છે કે, "ण्हाया कयबलिकम्मा" અર્થ. પ્રથમ ન્હાયા-પછી એટલે સ્નાન કરયા પછી કરયું છે બલિકર્મ એટલે પોતાના ઘરના દેવતાઓનું કહેતાં અર્હતપ્રતિમાઓનું પૂજન તે જેમણે એટલે ઘરદેહેરાસરની મધ્યે રહેલી જિનપ્રતિમાઓ પૂજીછે જેમણે. તેમણે કુળદેવીયોની પૂજા કરી છે એમ ન કહેવું. કેમકે, સમ્યક્ત્વ અંગીકાર કરવાની વખતેજ તેમને જિન થકી વ્યતિરિક્ત જૂદા દેવોને અર્થાત્ જિન વિના બીજા દેવોનું વંદન પૂજ-નાદિકનું ત્યાગ કરવાપણું છે એ હેતુ માટે. વળી તુંગિયા નગરીના રહેનાર શ્રાવકોનું સૂત્રને વિષે કહેલું વર્ણન તેનો વિરોધ આવે. તેમના વર્ણનનો પાઠ શ્રી ભગવતીજીના બીજા શતકના પાંચમા ઉદ્દેશાને વિષે છે.

अड्ढा दित्ता इत्यादि यावत असहेज्ज देवासुरनागसुवण्णजक्खरक्खस किन्नरकिंपुरिसगरुलगंधव्वमहोरगाईएहिं देवगणेहिं णिग्गंथाउ पावयणाउ अणतिक्कमणिज्जा निग्गंथे पावयणे निस्संकिया निक्कंखिया निव्वितिगिच्छा लध्धठा गहियठा इत्यादि.

અર્થ—અઢ્ઢા કહેતાં આઢ્ય એટલે ધન ધાન્યાદિકે કરીને પરિપૂર્ણ. દત્તા કહેતાં દીપ્ત કહેતાં પ્રસિદ્ધ ઈત્યાદિ જાવત્. અસહેજ્જ કહેતાં અવિ-દ્યમાન છે. સહાય્ય કહેતાં પરનું સહાય્યપણું તે જેમને કેમકે, અત્યંત સ-મર્થપણું છે એ હેતુ માટે. એટલે પરની સહાયતાએ કરીને રહિત એવા દેવ-તાદિક અથવા આ જૂદુંજ શ્રાવકોનું વિશેષણ કરવું. તેણે કરીને અસહાયા કહેતાં આપદને વિષે પણ દેવાદિકની સહાયતાની અપેક્ષા રહિત અર્થાત્ પોતાનું કરેલું કર્મ પોતેજ ભોગવવું, એ પ્રકારની વિચારણાએ કરીને અદીન છે મનની વૃત્તિયો તે જેમની એવાં જે પૂર્વે કહેલાં વિશેષણોએ કરીને સહિત શ્રાવક, તે શ્રાવકો કેમ મિથ્યાત્વિ દેવોનું પૂજન કરે, પ્રત્યક્ષ વિરોધ છે એ હેતુ માટે. એ પ્રકારે ભલા બુદ્ધિવંત પ્રાણિયોએ વિચારવું. ઉવવાઈ ઉપાંગને વિષે પણ અંબડ પરિવ્રાજકના અધિકારમાં જિનચૈત્યોનું એટલે જિનપ્રતિ-માઓનું વંદનીયપણું કહ્યું છે.

તથા ચ તત્સૂત્રં.

अम्मडस्स णं परिव्वायगस्स णो कप्पंति अणउत्थिए वा अणउत्थिअदेवयाणि वा अणउत्थियपग्गहियाणि अरिहंतचेइयाणि वा वंदित्तए वा नमंसित्तए वा जाव पज्जुवासित्तए णणत्थ अरिहंते वा अरिहंतचेइयाणि, इत्यादि.

અર્થ—અબંડ પરિવ્રાજકને અન્યતીર્થી અને અન્યતીર્થીના દેવ અને અન્યતીર્થીયોએ ગ્રહણ કરેલાં અરિહંતનાં ચૈત્ય તે વંદન કરવાને, નમસ્કાર કરવાને જાવત પર્યુપાસના કરવાને નથી કલ્પતાં. પણ અરિહંત અને અરિહંતનાં ચૈત્ય વિના અર્થાત્ અરિહંત અને અરિહંતની પ્રતિમાઓ વંદન કરવાને કલ્પે છે. એજ પ્રકારે ઉપાસક દશાંગને વિષે પણ આનંદજી શ્રાવકના અધિકારમાં પણ જાણવું. વળી તેમણે જે કહ્યું છે કે, પ્રદેશી રાજાયે ચૈત્ય કેમ નથી કરાવ્યું. તેનો ઉત્તર. પ્રદેશી રાજા જિનધર્મ પામ્યા પછી કેટલા કાળ સુધી જીવ્યા છે જે કરાવે, વળી સર્વ પણ શ્રાવકો એક ધર્મકાર્ય પ્રત્યે કરે એવો શો નિયમ છે. અર્થાત્ કોઈ નિયમ નથી. તે કારણ માટે ભલી દૃષ્ટિવાળા પ્રાણિયોએ સર્વ પણ ધર્મકાર્યોને વિષે સમદૃષ્ટિએ કરીને શ્રદ્ધા કરવી. વળી કોઈ પણ જિનરાજનું કહેલું ધર્મકૃત્ય કુદૃષ્ટિની પઠમ પોતાની મતિયે કરીને નિષેધ ન કરવું. વળી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિને વિષે પ્રથમ જિનના નિર્વાણ સ્થાનને વિષે સ્તૂપ (થુભ) નિર્માપણ અધિકારને વિષે जिनभत्तिए धम्मत्तिए એ પ્રકારનો પાઠ છે. તે કારણ માટે આગમને વિષે જો સ્તૂપનું નિર્માપણ કહેતાં કરાવવું, તે પણ જિનરાજની ભક્તિ કહી છે. ત્યારે જિનચૈત્યનું કરાવવું તે તો જિનભકિત પ્રકટ છે, તેમાં શો સંદેહ છે. વળી મહાનિશીથ સિદ્ધાંતને વિષે શ્રાવકોને આશ્રીને ચૈત્ય કરાવવાનો અધિકાર અને સાધુને આશ્રીને ચૈત્યવંદનાનો અધિકાર પ્રકટપણે કરીને કહ્યો છે, તે અધિકાર ધર્માર્થિ પ્રાણિયોએ પોતાની મેળેજ સમદૃષ્ટિએ કરીને વિચારવો. તથા વ્યવહાર સૂત્રને વિષે जहेव सम्मं भावियाइं पासिज्जा तथेव आलोइज्जा. ઈત્યાદિ પાઠ છે. તેમાં ચૈત્યની સાક્ષિયે આલોચના કરવી એમ કહ્યું છે. એ પ્રકારે કેટલાં આગમનાં વચન દેખાડીયે. ઘણાં આગમોને વિષે સ્થાપનાદિ અધિકારનું વિદ્યમાનપણું છે. માટે આત્માર્થિ પુરૂષોએ પોતાના મતનો હઠ છાડીને મધ્યસ્થ દૃષ્ટિયે કરીને નયનો ઉપયોગ કરીને આ જિનપ્રતિમા આશ્રીને સારી રીતે વિચાર કરવો. કેમકે, જો એક નિમિત્ત ઉઠાવશો તો સર્વત્ર નિમિત્તનો નિષેધ થઈ જશે, અને ઉટલી સિદ્ધાંતની આશાતના થશે. માટે પૂર્વાપર નિશ્ચય વ્યવહારનો ઉપયોગ કરીને ગુરૂ લાઘવના વિચાર સહિત દ્રવ્ય હિંસા ભાવહિંસાનું સ્વરૂપ વિચારીને જો જોશો તો પોતાની મેળેજ ખબર

પડશે, એ ઉપદેશ.

વળી તેમણે જે કહ્યું છે કે, બત્રીશજ આગમ પ્રમાણ છે. અને મહાનિશીથાદિક તો તે થકી જૂદાં છે, એ હેતુ માટે અપ્રમાણ છે. તે રીતે એ જૈનપ્રતિમાને ન માનનારા લોકો કહેછે. તેને એવી રીતે ઉત્તર કરવો કે, નંદિસૂત્રને વિષે સાક્ષાત્ કહેલાં એવાં જે આગમ તેને ઉત્થાપન કરીને તમે બત્રીશજ આગમ પ્રમાણ કરોછો તે કોની આજ્ઞાયે કરીને, જો તમે કહેશો કે તથાપ્રકારના ઉત્કૃષ્ટ જ્ઞાને કરીને, તો એમ તમારે ન કહેવું. કેમકે આ ક્ષેત્રને વિષે હમણાં એવા જ્ઞાનનો અસંભવ છે માટે. વળી આ કાળમાં શ્રી વીરસ્વામિના વચનોના પરમ વિશ્રામ ભૂત એવા અને તેમની પરંપરાને વિષે ઉત્પન્ન થયેલા એવા અને તેમની આજ્ઞાયે કરીનેજ વર્ત્તમાનકાળ સંબંધિ સર્વ સિદ્ધાંતના લખાવનાર એવા અને મહા ઉપકારી એવા શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ તેમણે સર્વ સાધુઓના સમ્મતપણે કરીને જે સિદ્ધાંતો પુસ્તકોને વિષે આરોપિત કર્યાં છે. તેને ઉત્થાપન કરનારા એવા તમારે પ્રકટજ જિનરાજની આજ્ઞાનું વિરાધકપણું આવ્યું. બીજું આગમને વિષે પ્રમાણ કરેલાં એવાં નિર્યુક્તિ, ચૂર્ણી, ભાષ્ય, વૃત્તિ તેમનું ઉત્થાપન કરવા થકી તમોએજ જિનરાજની આજ્ઞા વિરાધી છે. તે પ્રકારે શ્રી ભગવતી સૂત્રના પચ્ચિશમા શતક વિષે કહ્યું છે. सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसिओ भणिओ तइओ य निरवसेसो एस विहि होइ अणुजोगो ॥१॥ અર્થ. ખલુ કહેતાં નિશ્ચે પહેલો સૂત્રનો અર્થ આપવો, એટલે ગુરૂમહારાજ જ્યારે શિષ્યને સૂત્ર ભણાવે ત્યારે પ્રથમ સામાન્ય પ્રકારે સૂત્રનો અર્થ આપે. અને બીજો નિર્યુક્તિ મિશ્ર કહેતાં બીજીવાર નિર્યુક્તિ સહિત ભણાવે, એમ કહ્યું છે. ત્રીજો નિરવસેસ કહેતાં સંપૂર્ણ કહેવો એટલે ત્રીજીવાર સમસ્ત સૂત્રનો વિસ્તાર સહિત અર્થ ભણાવવો. એ વિધિ અનુયોગ કહેતાં અર્થ કહેવાનો જાણવો. વળી જે તેમણે કહ્યું છે કે અમે સૂત્રને અનુસારે અર્થની પ્રરૂપણા કરીએ છીએ. નિર્યુક્તિઆદિકે કરીને શું પ્રયોજન છે, તેનો ઉત્તર. એ બોલવું અતિશે અઘટિતજ છે. જે કારણ માટે સૂત્રના અતિશે ગંભીર આશયપણે કરીને નિર્યુક્તિઆદિના પરિજ્ઞાન વિના ઉપદેશના દેનાર પુરૂષોને નય નિક્ષેપ દ્રવ્ય ગુણ પર્જાય કાલ લિંગ વચન નામ ધાતુ સ્વરાદિકના અપરિજ્ઞાન થકી એટલે તેનું જ્ઞાન ન હોવાથી પગલે પગલે મૃષાવાદાદિક દોષો સંભવે છે. ॥यदुक्तम्॥ प्रश्नव्याकरणसूत्रे द्वितीयसंवरद्वारे. એટલે પ્રશ્નવ્યાકરણને વિષે બીજા સંવરદ્વારમાં કહેલું છે. ॥ केरिसयं पुणाइ सच्चं तु भासियव्वं जं तं दव्वेहिं पज्जवेहि य गुणेहिं कम्मेहिं बहुविहेहिं सिप्पेहिं आगमेहि य नामक्खायनि-

वायउवसग्गतद्धियसमाससंधिपदहेउजोइयउणादिकिरियाविहाणधाउसरविभत्तिवन्नजुत्तं तिकल्लं दसविहंपि सच्चं जह भणियं तह य कम्मुणा होइ डुवालसविहा य होइ भासावयणंपि अ होइ सोलसविहं एवमरिहंतमणुन्नायं समिक्खियं संजएणं कालंमि अ वत्तव्वं इत्यादि ॥

અર્થ—હવે કહેવું વળી સત્ય પણ બોલવું. એવું પ્રશ્ન થયે સતે "ઇહાં સૂત્રમાં પુણાઇ એવો શબ્દ કરયો છે તે ઠેકાણે આઇ એટલો શબ્દ વાક્ય શોભાવવાને અર્થે જાણવો." ભગવાન્ ઉત્તર કહેછે. જે સત્ય બોલવું તે પણ દ્રવ્યે કરીને અને પર્જાયે કરીને અને ગુણોએ કરીને અને કૃષ્યાદિ કર્મોએ કરીને અને બહુ પ્રકારના શિલ્પ વડે કરીને એટલે ચિત્રકર્માદિ વડે કરીને વળી આગમે કરીને એટલે સિદ્ધાંતના અર્થોએ કરીને વળી નામપદે કરીને અને આખ્યાતપદે કરીને નિપાતપદે કરીને ઉપસર્ગપદે કરીને તદ્ધિતપદે કરીને સમાસપદે કરીને સંધિપદે કરીને હેતુએ કરીને યૌગિક શબ્દ વડે કરીને ઊણાદિક વડે કરીને ક્રિયાવિધાને કરીને ધાતુએ કરીને અકારાદિક સ્વરે કરીને પ્રથમાદિક વિભક્તિયે કરીને વર્ણે કરીને એટલે કકારાદિક વ્યંજન અક્ષરોએ કરીને સહિત એવું જે વચન હોય તે બોલવા જોગ્ય છે. હવે તે સત્ય વચન ભેદે કરીને દેખાડે છે. ત્રણ કાળ સંબંધિ દશ પ્રકારનું પણ સત્ય વચન હોય છે. તે દશ પ્રકાર દેખાડે છે.

॥ गाथा ॥ जणवय १ सम्मय २ ठवणा ३ नामे ४ रूवे ५ पडुच्चक्सच्चे य ॥
ववहार ७ नाव ८ जोगे ९ दसमे उवम्मसच्चे य १० ॥ १ ॥

અર્થ—જનપદ સત્ય ૧, સંમત સત્ય ૨, સ્થાપના સત્ય ૩, નામ સત્ય ૪, રૂપ સત્ય ૫, પ્રતીત્ય સત્ય ૬, વ્યવહાર સત્ય ૭, ભાવ સત્ય ૮, યોગ સત્ય ૯, દશમું ઔપમ્ય સત્ય ૧૦. આ દશ પ્રકારના સત્યનો વિસ્તાર અર્થ આગળ બેતાલીશ પ્રકારની ભાષા કહીશું ત્યાંથી જાણી લેજ્યો. એટલે અતીત, અનાગત, વર્ત્તમાન કાળને વિષે પૂર્વે કહ્યા પ્રમાણે બોલવું. જેમ દશ પ્રકારનું પણ સત્ય કહ્યુંછે. એટલે ભણન ક્રિયાએ કરીને દશ પ્રકારનું સત્ય સદ્ભૂત અર્થ વડે કરીને થાયછે. તેમ કર્મે કરીને એટલે અક્ષર લેખનાદિ ક્રિયાએ કરીને છતા અર્થને જણાવવે કરીને દશ પ્રકારનુજ સત્ય થાયછે. એ રીતે વિચારીને મુનિને બોલવા જોગ્ય છે. વળી બાર પ્રકારની ભાષા છે તે દેખાડે છે. પ્રાકૃત ભાષા ૧, સંસ્કૃત ભાષા ૨, માગધ ભાષા ૩, પિશાચ ભાષા ૪, શૌરસેની ભાષા ૫, અપભ્રંશ ભાષા ૬. આ છ પ્રકારની ભાષા ગદ્ય પદ્ય ભેદે કરીને બાર પ્રકારની ભાષા થાયછે. વચન પણ સોળ પ્રકારનું હોયછે, તે કહેછે.

॥ गाथा ॥ वयणतियं लिंगतियं कालतियं तह परोरकपच्चरकं ॥
उवणीयाइ चउक्कं अझ्झत्थं चेव सोलसमं ॥ १ ॥

અર્થ—ત્રણ વચન. એકવચન, દ્વિવચન, બહુવચન રૂપ. સ્ત્રી, પુરૂષ, નપુંસક રૂપ ત્રણ લિંગ. અતીત, અનાગત, વર્ત્તમાન કાળ રૂપ ત્રણ કાળ. તેમજ પરોક્ષ વચન, પ્રત્યક્ષ વચન. ઊપનીતાદિક ચાર. એટલે ઊપનીત વચન, અપનીત વચન અને ઉપનીતાપનીત વચન અને અપનીતોપનીત વ-ચન. અધ્યાત્મ વચન સોળમુ. આ સોળ વચનનો અર્થ ઉદાહરણ સહિત આગળ બેતાલીશ પ્રકારની ભાષાના અંતમાં કહેવાશે ત્યાંથી જાણવો. આ વચનના ભેદ પ્રથમ જે કહ્યા તે સમસ્ત જાણીને નિરતાં? (જેવાં છે તેવાં) વચન બોલે તેને સત્ય ભાષા કહીયે. એ પ્રકારે એટલે પૂર્વે કહ્યું એ પ્રકારે શ્રી અરિહંત મહારાજે આજ્ઞા કરયું છે, એમ જાણીને અને સમીક્ષિત એટલે બુદ્ધિયે કરીને સારી રીતે વિચારેલું એવું જે વચન તે સંજત જે તેણે એ-ટલે સંજમવાન્ પુરૂષે કાળે એટલે અવસરે બોલવું. એટલે કામ પડે સતે પૂર્વે કહ્યા પ્રમાણે બોલવું. ઉપર કહ્યા પ્રમાણે જાણ્યા વિના જે બોલેછે, તેને ઉત્સૂત્ર બોલવાનો દોષ આવેછે, માટે નિર્યુક્ત્યાદિ જરૂર જાણવા જોગ્ય છે, ઈત્યાદિ ઘણું કહેવે કરીને શું. વસ્તુગતિયે કરીને દુષ્ટ એવું મિથ્યાત્વ તે રૂપ પિશાચ તેણે ગળેલા છે, એટલે દુષ્ટ મિથ્યાત્વ રૂપ ભૂત વળગ્યું છે. એ હેતુ માટે તે કુદૃષ્ટિ એવા પોતાના ગ્રહણ કરેલા અસત્ પક્ષની પુષ્ટિને અર્થે બહુ પ્રકારે પોતાની ઈચ્છા પ્રમાણે ઊતસૂત્રની પ્રરૂપણા પ્રત્યે કરતા એવા લોકને વિષે ભાવ સાધુની ઊપમાને ધારણ કરતા એવા પોતાને અને વળી મહા મંદબુદ્ધિવાળા બીજા પ્રાણિયોને અપાર સંસાર રૂપ પારાવાર કહેતાં સમુદ્ર તેને વિષે ડુબાવે છે. માટે જે સંસાર થકી બીહીતા એવા ભવ્ય જીવ હોય તેમણે અને પોતાના ગુણોનું કુશળ ઈચ્છનારા એવા પ્રાણિયોએ બગલાની પઠેમ બાહ્ય ક્રિયાને વિષે તત્પર એવા અને પરમ અજ્ઞાની એવા તે મહા નિન્હવાંનો સર્વથા પ્રકારે પરિચય ન કરવો. કેમકે, સદ્ય કહેતાં તત્કાળ સદ્ભૂત કહેતાં છતા સમ્યક્ત્વ રૂપ રત્નના મલીનપણાની આપત્તિ થાય એ હેતુ માટે. એટલે તે લોકોના પરિચય કરવા થકી આવેલા સમ્યક્ત્વ રૂપ ર-ત્નનું તત્કાળ મલીનપણું થાય, માટે તેમનો સંસર્ગ કરવો નહી. વળી જેમના મનને વિષે શંકા હોય તેમણે સિદ્ધાંતમાં કહેલો અનેકાંત માર્ગ તેને અનુસરીને તે લોકોનું પરીક્ષણ કરવું, એટલે પરીક્ષા કરવી. પણ બાહ્યક્રિયા માત્રને વિષે અનુરક્ત ન થવું. એટલે કેવળ તેમની બાહ્યક્રિયા દેખીને રાગ ન ધરવો. કેમકે, બાહ્યક્રિયાઓનું તો આ થકી અધિકનું પણ એટલે આ

થકી અધિક એવી બાહ્યક્રિયાનું તો સંસારને વિષે પર્યટન કરતા એવા અભવ્ય જીવોએ પણ અનંતિવાર કરવાપણું છે એ હેતુ માટે. વળી આગમને વિષે પણ સત્ જ્ઞાનની અપેક્ષાએ કરીને ક્રિયાનું ગૌણપણું કહ્યું છે. तथाच કહેતાં તે પ્રકારે શ્રી ભગવતી સૂત્રના આઠમા શતકના દશમા ઉદ્દેશાને વિષે રહેલુ સૂત્ર.

मए चत्तारि पुरिसजाया पन्नत्ता तञ्जणं जे से पढमे पुरिसजाते से णं पुरिसे सीलवं असुतवं उवरते अविन्नायधम्मे एसणं गोयमा मए पुरिसे देसाराहए पन्नत्ते तञ्जणं जे से दोच्चे पुरिसजाते से णं पुरिसे असीलवं सुतवं अणुवरते विन्नायधम्मे एसणं गोयमा मए पुरिसे देसविराहए पन्नते तञ्जणं जे से तच्चे पुरिसजाते से णं पुरिसे सीलवं सुतवं उवरते विन्नायधम्मे एसणं गोयमा मए पुरिसे सव्वाराहए पन्नते तञ्जणं जे से चउत्थे पुरिसजाते से णं पुरिसे असीलवं असुतवं अणुवरते अविन्नायधम्मे एसणं गोयमा मए पुरिसे सव्वविराहए पन्नते इति ॥

અર્થ—મેં હે ગૌતમ ચાર પુરુષના પ્રકાર કહ્યાછે. તેમાં જે પ્રથમ પુરૂષનો પ્રકાર કહ્યો છે તે પ્રથમ પુરૂષ શીલવાન્ કહેતાં ક્રિયાવાળો એવો અને અશ્રુતવાન્ કહેતાં શ્રુતજ્ઞાને કરીને રહિત એવો અને ઉપરત કહેતાં પોતાની બુદ્ધિયે કરીને પાપ થકી વિરામ પામેલો એવો અવિજ્ઞાતધર્મા કહેતાં ભાવ થકી નથી જાણ્યું શ્રુતજ્ઞાન તે જેણે એવો બાળ તપસ્વી જાણવો. બીજા આચારજ એમ કહેછે કે, ગીતાર્થની નિશ્રા વિના તપ ચારિત્રને વિષે તત્પર એવો અગીતાર્થ જાણવો. હે ગૌતમ એ પુરૂષ મેં દેશઆરાધક કહ્યો છે, એટલે મોક્ષમાર્ગના અંશપ્રત્યે આરાધન કરેછે. કેમકે સમ્યક્ત્વ બોધે કરીને રહિત છે એ હેતુ માટે. અને વળી ક્રિયાને વિષે તત્પર છે એ હેતુ માટે. અર્થાત્ દેશઆરાધકપણું કહેવે કરીને બહુ વિરાધકપણું સૂત્રમાં નથી કહ્યું, તોપણ આવ્યું. ઈહાં ક્રિયાની અપેક્ષાએ કરીને વ્યવહાર નયથી દેશઆરાધકપણું કહ્યુંછે. તે પણ ક્રિયા વ્યવહારમાં સિદ્ધાંતાનુસારી હોય તો કહેવાય, નિશ્ચે નયથી તો તે વિરાધકજ જાણવો. કેમકે, સમકિતે કરીને રહિત છે માટે. અને ગીતાર્થની નિશ્રાયે કરીને રહિત સ્વચ્છંદાચારી છે માટે. ॥૧॥ વળી તેમાં જે બીજો પુરૂષનો પ્રકાર કહ્યો છે, તે પુરૂષ અશીલવંત કહેતાં અશીલવાન્ એટલે ક્રિયા રહિત એવો અને શ્રુતવાન્ કહેતાં શ્રુતજ્ઞાને કરીને સહિત એવો અને અનુપરત કહેતાં પાપ થકી નિવર્ત્તેલો નહી એવો અને વિજ્ઞાતધર્મા કહેતાં જાણ્યો છે ધર્મ તે જેણે એવો. હે ગૌતમ આ પુરૂષ અવિરતિ સમ્યક્દૃષ્ટિ

જાણુવો. અને તે દેશવિરાધક કહ્યો છે, એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ મોક્ષમાર્ગ તેના ત્રીજા ભાગ રૂપ ચારિત્ર તે રૂપ મોક્ષમાર્ગનો અંશ તેનો વિરાધક જાણુવો. કેમકે, પામેલું એવું તે ચારિત્રનું ન પાળવાથી અથવા ચારિત્ર ન પામવાથી દેશવિરાધક કહેવાય. દેશવિરાધક કહેવે કરીને ન કહેલું એવું પણ બહુ આરાધકપણું આવ્યું. ॥૨॥ વળી તેમાં જે ત્રીજો પુરૂષનો પ્રકાર કહ્યો છે, તે પુરૂષ શીલવાન્ કહેતાં ચારિત્રવાળો અને શ્રુતવાન્ કહેતાં શ્રુતજ્ઞાને કરી સહિત (શ્રુત શબ્દે કરીને જ્ઞાન દર્શનનું ગ્રહણ કરવું) એવો ઉપરત કહેતાં પાપ થકી વિરામ પામેલો એવો અને વિજ્ઞાતધર્મા કહેતાં જાણ્યો છે સમ્યક્ પ્રકારે ધર્મ તે જેણે એવો હે ગૌતમ આ પુરૂષ મેં સર્વ આરાધક કહ્યો છે, એટલે સર્વ કહેતાં ત્રણે પ્રકારના મોક્ષ માર્ગ પ્રત્યે આરાધન કરેછે. અર્થાત્ જ્ઞાન દર્શન ચારિત્રનો આરાધક જાણવો. ઈહાં શ્રુત શબ્દે કરીને જ્ઞાન દર્શનનું ગ્રહણ કરયું છે એ હેતુ માટે. કેમકે મિથ્યાદૃષ્ટિ વિજ્ઞાતધર્મા એટલે જાણ્યો છે ધર્મ તે જેણે એવો તત્વથકી ન હોય, એ કારણ માટે. ॥૩॥ વળી તેમાં જે ચોથો પુરૂષનો પ્રકાર કહ્યો છે. તે પુરૂષ અશીલવાન્ કહેતાં ચારિત્ર રહિત એવો અને અશ્રુતવાન્ કહેતાં જ્ઞાન દર્શને કરી રહિત એવો અનુપરત કહેતાં પાપથી વિરામ પામેલો નહી એવો અને અવિજ્ઞાતધર્મા કહેતાં સમ્યક્ પ્રકારે નથી જાણ્યું ધર્મનું સ્વરૂપ તે જેણે એવો હે ગૌતમ આ પુરૂષ મેં સર્વ વિરાધક કહ્યો છે. એટલે જ્ઞાન દર્શન ચારિત્રનો વિરાધક જાણવો. ॥૪॥ કહ્યું છે કે, પોતે ગીતાર્થપણે કરીને અથવા ગીતાર્થ એવા આચાર્ય ઉપાધ્યાય કુલ ગણ તેની નિશ્રાએ કરીને જે વિચરે છે તે સૂત્રને વિષે આરાધક કહ્યા છે. અને તેથી બીજા વિરાધક કહ્યા છે.

यदुक्तं भगवत्यंगे.

गीयत्थो य विहारो बीउ गीयत्थनीसिउ भणिउ ॥
इत्तो तइयविहारो नाणुन्नाउ जिणवरेहिं ॥ १ ॥

અર્થ—પ્રથમ ગીતાર્થનો વિહાર કહ્યો છે. બીજો ગીતાર્થની નિશ્રાયે કહ્યો છે. એ થકી ત્રીજો જિનવરેંદ્રે આજ્ઞા કરયો નથી. તે કારણ માટે જ્ઞાનવંત એવા જે પુરૂષો તેમની મધ્યેથી એક પણ પુરૂષની નિશ્રાના અસંભવ થકી જિન આજ્ઞાનું વિરાધકપણું જાણવું. ઈહાં પ્રશ્ન. નનુ કહેતાં વિતર્કે સ્થાનાંગ સૂત્રને વિષે જમાલી પ્રમુખ સાતજ નિન્હવ કહ્યા છે. તેમની મધ્યે આ લોકોનું અનંતર્ભૂતપણું છે. એટલે તેમની મધ્યે તે આવતા નથી, માટે કેમ નિન્હવપણું ઘટે ? ઉત્તર. ॥मग्गं नेयाइयं सुच्चा बहवे परिभस्सई॥ અર્થ. નૈયાયિક માર્ગ પ્રત્યે સાંભલીને એટલે મોક્ષ માર્ગ પ્રત્યે સાંભલીને પણ ઘણાં

લોક ભ્રષ્ટ થઈ જાયછે ઈત્યાદિ. ઉત્તરાધ્યયન સૂત્રના વચનના પ્રમાણપણા થકી દિગંબરાદિકની પ્રથમ આમનું પણ નિન્હવપણું યુક્તજ છે. વળી જે સ્થાનાંગ સૂત્રને વિષે એમનું ગ્રહણ નથી કરયું ત્યાં આ પ્રકારે સંભાવના કરીએ છીએ કે, સૂત્રને વિષે લઘુ નિન્હવ ગ્રહણ કરયા છે. વળી આ દિગંબરની પ્રથમ મહા નિન્હવ થયા છે. એ કારણ માટે તે સૂત્રને વિષે આ અને દિગંબર એ પણ નથી ગ્રહણ કરયા. એ પ્રકારે તત્વ તો કેવળજ્ઞાની મહારાજ અથવા બહુશ્રુત મહારાજ જાણે. ઈહાં વિસ્તારે કરીને સર્યું એ પ્રકારે લેશ થકી સ્થાપના જિનનું સ્વરૂપ કહ્યું. ॥૨॥

તથા જે જીવ તીર્થંકરપણે કરીને થશે તે દ્રવ્યે જિન કહીએ. જેમ શ્રેણિકાદિક તે આગામી કાળની અવસ્થાને આશ્રીને વંદન કરવા જોગ્ય છે. વળી શાસ્ત્રને વિષે સાંભળીએ છીએ કે, શ્રી ભરત ચક્રવર્ત્તિયે મરીચિ ભવને વિષે શ્રી વીરસ્વામીનો જીવ વંદન કરયો છે. એટલે મરીચિના ભવમાં શ્રી વીરસ્વામીના જીવને ભરત ચક્રવર્ત્તિજીએ આગામી કાળે તીર્થંકર થશે એમ જાણીને નમસ્કાર કરયો છે. ॥૩॥ તથા જે સમસ્ત યથાવસ્થિત જીવાદિ પદાર્થના સમૂહને પ્રકટ કરનાર એવું કેવળજ્ઞાન પામીને સમસ્ત લોકના લોચનને ઘણા ઉત્સવને કરનાર એવું અને નિરૂપમ એવું પ્રાકારત્રય કહેતાં ત્રણ ગઢ તેને વિષે રહેલું એવું દેદીપ્યમાન સમવસરણ તેના મધ્યભાગને વિષે વ્યવસ્થાપિત એવાં અને વિચિત્ર એવા રત્નના ખંડ તેણે કરીને જડેલા એવા સિંહાસનોને વિષે સમ્યક્ પ્રકારે બેઠેલા એવા સતા વિશિષ્ટ આઠ મહા પ્રાતિહાર્યાદિ પરમ અર્હતપણાની વિભૂતિને સાક્ષાત્ અનુભવે છે, એટલે ભોગવે છે. તે ભાવજિન કહીએ. વળી તે ભાવજિન સદ્ભૂત માર્ગ દેખાડવાદિકે કરીને સર્વ પ્રાણિયોને પરમ ઉપકારના કરનાર છે એ હેતુ માટે. સર્વદા વંદન પૂજન સ્તવનાદિ કરવાને યોગ્ય છે. ॥૪॥ એ પ્રકારે ચાર નિક્ષેપાએ કરીને જિનનું સ્વરૂપ કહ્યું. વળી આ ચાર નિક્ષેપા જિન થકી વ્યતિરિક્ત કહેતાં જૂદા કેવળી સિદ્ધોને વિષે પણ એજ પ્રકારે જેમ ઘટે તેમ ઉપયોગ કરીને જોડવા. કેમકે, સર્વ પણ પદાર્થોના ચાર નિક્ષેપાએ કરીને સહિતપણું છે એ હેતુ માટે. આ જિનરાજની ભક્તિ ઈંદ્રિયોના સુખની ઈચ્છાયે કરીને અને પૌદ્‌ગલિક દુઃખને દૂર કરવાને અર્થે જે કરવી, તે તીવ્ર કષાયના ઉદયથી થાયછે. અને તીવ્ર કષાયના ઉદયથી જીવને ઉલટો કર્મનો બંધ થાયછે. માટે આ લોક પરલોકના પૌદ્‌ગલિક સુખની વાંચ્છા દૂર કરીને કેવળ એક પોતાનું આત્મ સ્વરૂપ પ્રકટ કરવાને માટે એટલે અનાદિ કાળના આશ્રવ કષાય જોગનું ચપળપણું દૂર કરવાને માટે દ્રવ્ય પૂજાના અભ્યાસે કરીને ભાવ પૂજામાં વર્ત્તવું. એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે

આશ્રવ પરણુતિયે રહિત વર્ત્તવું. એજ દ્રવ્ય પૂજાનું પ્રયોજનછે.

अलंविसतरेण.

હવે પૂર્વે કહી એવી પૂજા કરવાને અધિકારી જે શ્રાવક તેને નિવાસ યોગ્ય જે સ્થાનક, તેનું સ્વરૂપ દેખાડીએ છીએ.

॥ काव्यम् ॥ उपजातिवृत्तम् ॥

न चैत्यसाधर्मिकसाधुयोगो यत्राऽस्ति तद्ग्रामपुरादिकेषु ॥
युतेष्वपि प्राज्यगुणैः परैश्च कदापि न श्राद्धजना वसंति ॥१॥

અર્થ—બીજા ઘણા ગુણોએ કરીને એટલે ભલું રાજ્ય અને ઘણાં જળ ઇંધણ અને ધનનું ઉપાર્જન કરવું અને સ્વજન દુર્ગાદિ (કિલ્લાદિ) તેમણે કરીને સહિત એવાંય પણ તે ગ્રામ નગરાદિક તેને વિષે શ્રાવક જન કદાપિ કહેતાં કોઈ વખત પણ પ્રાયે કરીને ન વસે, કેવે ઠેકાણે ન વસે તે કહેછે. જે ગામાદિકને વિષે ચૈત્ય કહેતાં જિનમંદિર અને સાધર્મિક કહેતાં સરખા ધર્મના આરાધક ગૃહસ્થ અને સાધુ કહેતાં શુદ્ધ ધર્મના ઉપદેશક ગુરૂ એટલા જણનો સંબંધ એટલે મેલાપ ન હોય ત્યાં ન વસવું. અને પૂર્વે કહેલા પુરૂષોનો જે ગામાદિકને વિષે સમાગમ હોય ત્યાં શ્રાવક લોકો વસે.

॥ यडक्तम् ॥ बहुगुणआइसो वि हु नगरे गामे च तत्त न वसेइ ॥
जत्त न विज्जइ चेइय साहम्मियसाधुसामग्गी ॥ १ ॥

અર્થ—જ્યાં ચૈત્ય સાધર્મિક સાધુ તેમની સામગ્રી ન હોય એવુ અને ઘણા ગુણે કરીને સહિત એવું પણ ગામ નગર ત્યાં શ્રાવક જન ન વસે.

હવે નગરાદિકને વિષે વસતા એવા શ્રાવક લોકોને જે પાડોશી ત્યાગ કરવા જોગ્ય છે, તેનુ સ્વરૂપ દેખાડીએ છીએ.

॥ आर्यावृत्तम् ॥

पाखंडिपारदारिकनटनिर्दयशत्रुधूर्त्तपिशुनानाम् ॥
चौरादीनां च गृहाभ्यर्णे न वसंति सुश्राद्धाः ॥२॥

અર્થ—નગરાદિકને વિષે વસતા એવા ભલા શ્રાવકો પાખંડિઆદિકના ઘરની સમીપે ન વસે કહેતાં ન નિવાસ કરે. તેમાં પાખંડી કહેતાં કુલિંગી લોકો, પારદારિક કહેતાં કુશીલિયા લોકો, નટ કહેતાં વંશ રાસડિયાદિકે કરીને ખેલ કરનારા, નિર્દય કહેતાં જીવ હિંસાના કરનારા પારધી ધીવરાદિક, શત્રુ કહેતાં વૈરિ લોકો, ધૂર્ત્ત કહેતાં ઠગ લોકો, પિશુન કહેતાં પારકા છિદ્રના જોનારા ચાડિયા લોકો, ચોર કહેતાં ચોરીની ક્રિયાયે કરીને પારકા દ્રવ્યને હરણ કરનારા, આદિ શબ્દ થકી અમર્ષના કરનારા, અને જૂગટિયા લોકો,

અને વિદૂષકાદિક લોકો જાણવા. એ પૂર્વે કહ્યા એવા લોકોના ઘરની નજીક શ્રાવક લોકોને ન વસવું. કેમકે, એ લોકોની સમીપે વસનારા શ્રાવક લોકોને અનુક્રમે કરીને સમકિતનો નાશ થાય. પરસ્ત્રી ગમન કરવાની ઈચ્છા, તે લોકોની કળાનો અભિલાષ, ક્રૂર પરિણામ, પ્રાણનો નાશ, ધનની હાની, રાજ દંડાદિ અપાય, કલહની વૃદ્ધિ, એ આદિક ઘણા દોષ સંભવે છે. એ કારણ માટે તેનું વર્જન કરવું એજ યુક્ત છે, એમ જાણવું. અર્થાત્ તેવા લોકના પાડોશમાં ન વસવું, એ ભાવ.

॥ आर्यावृत्तम ॥

मातापित्रोर्भक्तः कुलशीलसमैश्च विहितविवाहः ॥
दीनातिथिसाधूनां प्रतिपत्तिकरो यथायोग्यम् ॥ ३ ॥

અર્થ—વળી માતા પિતાનો ભક્ત એટલે માતા પિતાની આજ્ઞાનો પાળનાર એવો અને કુલ કહેતાં ઊગ્રાદિ કુલ અને શીલ કહેતાં ધર્મનો આચાર તેણે કરીને એટલે કુલ શીલે કરીને અને ઊપલક્ષણ થકી દ્રવ્ય મહત્તા વડે કરીને એટલે દ્રવ્યે કરીને અને મહોટાઈયે કરીને સમ એટલે પોતાને તુલ્ય તેમની સાથે કરયો છે વિવાહ તે જેણે એવો કેમકે વિવાહનું વિષમપણું સતે નિરંતર ઉદ્વેગ થવા થકી ધર્મની હાની થાય એ હેતુ માટે. અને દીન કહેતાં દુઃખી પ્રાણી અને અતિથિ કહેતાં પ્રાહુણા અને સાધુ કહેતાં મુનિરાજ તેમની યથાયોગ્ય એટલે જેમ ઘટે તેમ સેવાનો કરનાર એવો હોય.॥૩॥

॥ आर्यावृत्तम् ॥

परिहरति जनविरुद्धं दीर्घरोषं च मर्मवचनं च ॥
इष्टः शत्रूणामपि परतप्तिविवर्जको भवति ॥४॥

અર્થ—લોક વિરૂદ્ધ પ્રત્યે ત્યાગ કરે, એટલે શિષ્ટ (રૂડા) લોકને વિરૂદ્ધ એવું જે કારજ તે પ્રત્યે ત્યાગ કરે.

તે વિરૂદ્ધ આ પ્રકારે—

॥ गाथा ॥ सव्वस्स चेव निंदा विसेसउ तहय गुणसमिद्धाणं ॥
उज्जुधम्माणं हसणं रीढा जणपूयणिज्जाणं ॥ १ ॥
बहुजणविरुद्धसंगो देसादाचारलंघणं चेव ॥
एमाइआइ इत्थ उ लोगविरुद्धाइ नेआइं ॥ २ ॥

અર્થ—સર્વ લોકની નિંદા નિશ્ચે તેમજ વિશેષ થકી ગુણ સહિત પુરૂષોની નિંદા અને સરલ ધર્મવંત પ્રાણિયોનું હસવું અને લોકને પૂજનીક એવા પ્રાણિયોની અવહેલા કરવી, બહુ લોકને વિરૂદ્ધ તેનો સંગ કરવો, પ્રસિદ્ધ

એવા દેશના આચારનું ઉલંઘન કરવું એ આદિક ઈહાં લોક વિરૂદ્ધ જાણવાં. એટલે પૂર્વે કહી એવી આચરણા તે સર્વ લોક વિરૂદ્ધ જાણવી. તે લોક વિરૂદ્ધનો ત્યાગ કરનાર એવો શ્રાવક હોય. ॥૧॥૨॥ વળી લાંબો રોષ ન રાખે એટલે ઘણા કાળ સૂધી કોઈના ઉપર રીસામણું ન કરે. વળી મર્મનું વચન બોલે નહી. એટલે કોઈની ગુહ્યની વાત ઉઘાડી કરે નહી. વળી શત્રુને પણ વ- લ્લભ લાગે. આ કહેવે કરીને શ્રાવક જે તેણે જગત્‌ને પ્રિય થવું. વળી પારકી તસિનો વર્જનારો હોય. એટલે પારકા દોષ દેખીને પોતે તેની ચિં- તામાં પડે નહીં.

તે કહ્યું છે કે,—

॥ गाथा ॥ आयरइ जइ अकज्जं अन्नो किं तत्थ तुज्झ चिंताए ॥
अप्पाणमेव चिंतसु अज्जवि वसमं न्नवडहाणं ॥ १ ॥

અર્થ—જો બીજો પ્રાણી અકારજ પ્રત્યે આચરે છે. તેમાં તારે ચિં- તાયે કરીને શું? એટલે તારી ચિંતાથી શું થવાનું?? અર્થાત્ કાંઈજ નહી. માટે પોતાના આત્મા પ્રત્યે ચિંતવન કર. એટલે પોતાનું સ્વરૂપ વિચ્ચાર કે, હજી સૂધી પણ ભવ દુઃખોને વશ પડયો છું. એવી વિચારણાએ કરીને પારકા દોષમાં પડે નહી. એવો શ્રાવક હોય, તથા શ્રાવક જે તેણે પાર્શ્વસ્થાદિકોનો અબ્રહ્મ સેવાદિ દુરાચાર પ્રત્યે દેખીને પણ ધર્મથી વિમુખ- પણું ન ધારણ કરવું.

॥ यदुक्तम् ॥ पासत्थाईए फुडं अहम्मकम्मं निरिख्कए तहवि ॥
सिढिलो होइ न धम्मे एसो च्चिय वंचिज्ज त्तिमई ॥१॥

અર્થ—પાસત્થાદિકોનું પ્રકટ અધર્મ કર્મ પ્રત્યે દેખે, તો પણ ધર્મને વિષે શિથિલ ન થાય. અને ઉલટો એવી મતિવાળો થાય કે, આ વરાક એ- ટલે રાંક દૈવે ઠગ્યો છે. એટલે કર્મે કરીને ઠગાયો છે. જે પાસત્થાદિક આ આગળ કહીશું એવું તિરસ્કાર કર્યું છે કલ્પવૃક્ષનું મહાત્મ્ય તે જેણે, એવું અને સમસ્ત સુખની શ્રેણીને આપવાને સમર્થ, અપાર સંસાર રૂપ સમુદ્રને ઉતારવાને નાવ સમાન એવું, અને અતિશે પવિત્ર એવું ચારિત્ર પાંમીને આ પ્રકારે પ્રવર્ત્તે છે. એ પ્રકારની છે મતિ તે જેની એવો શ્રાવક હોય. અર્થાત્ પાસત્થાદિકને દેખીને ઊલટી તેમની દયા ચિંતવે. કે આ બિચારો આ પૂર્વે કહ્યું એવું ચારિત્ર પામીને આ પ્રકારે પ્રમાદમાં વર્ત્તે છે? એ રીતે વિચારે. પણ તેને દેખીને પોતે ધર્મથી શિથિલ થાય નહી. એ ભાવ, તથા જો કોઇ ઠેકાણે પણ કોઇ સાધુનું સ્ખલિતપણું દેખે તો પણ તેને વિષે નિઃસ્નેહપણાને ન ભજે, એટલે તેમના ઉપર સ્નેહ રહિત ન થાય. ત્યારે

શું કરે તે કહે છે. એકાંતે તે સાધુને માતા પિતાની પઠમ ભલી શીખામણ આપે.

॥ यदुक्तम् ॥ साहुस्स कहवि खलियं दहूण न होइ तव निन्नेहो ॥
पुण एगंते अम्मापिउव्व से चोअणं देइ ॥ १ ॥

આ કહેવે કરીને શ્રાવક સાધુઓને માતા પિતા તુલ્ય હોય. એમ જણાવ્યું, આ વાત ઠાણાંગ સૂત્રને વિષે કહી છે તે કહે છે.

चत्तारि समणोवासया पन्नत्ता तंजहा अम्मापिउसमाणे ॥१॥ भाउसमाणे ॥२॥ मित्तसमाणे ॥३॥ सवक्किसमाणे ॥४॥

॥ एतत्स्वरूपज्ञापिकाश्चैता गाथाः ॥

चिंतइ मुणिकज्जाइं न दिठखलिउवि होइ निन्नेहो ॥
एगंतवच्छलो मुणिजणस्स जणणीसमो सड्ढो ॥१॥
हिअए ससिणेहो चिय मुणीण मंदायरो विणयकज्जे ॥
भाउसमो साहूणं पराभवे होइ सुसहाउ ॥२॥
मित्तसमाणो माणा ईसिं रूसइ अपुच्छिउ कज्जे ॥
मन्नंतो अप्पाणं मुणीण सयणाउ अब्भहियं ॥३॥
थद्धो छिद्दप्पेही पमायखलिआण निच्च मुच्चरई ॥
सड्ढो सवक्किकप्पो साहुजणं तणसमं गणई ॥४॥

અર્થ—ચ્યાર પ્રકારના શ્રમણોપાસક કહેતાં શ્રાવક કહ્યા છે. તે કહે છે. માતા પિતા સમાન, ॥ ૧ ॥ ભાઇ સમાન, ॥ ૨ ॥ મિત્ર સમાન, ॥ ૩ ॥ શોક સમાન, ॥ ૪ ॥

એ ચ્યાર પ્રકારના શ્રાવકના સ્વરૂપને જણાવનારી એવી ઉપર કહેલી ચ્યાર ગાથાનો અર્થ.

મુનિના કારજ પ્રત્યે ચિંતવે. અને સાધુ સંબંધિ દીઠું છે સ્ખલિત તે જેણે એવો સતો પણ સ્નેહ રહિત ન હોય. અને મુનિજનનો એકાંત વત્સલ કહેતાં હિતકારી એવો જે શ્રાવક તે મુનિને માતા તુલ્ય જાણવો. ॥ ૧ ॥ હૃદયને વિષે મુનિ ઉપર સ્નેહ સહિત એવો. અને વિનય કારજને વિષે મંદ આદરવાળો એવો. અને પરાભવને વિષે ભલો સહાય્યકારી એવો જે શ્રાવક હોય, તે મુનિને ભાઈ તુલ્ય જાણવો. ॥ ૨ ॥ કારજને વિષે ન પૂછેલો એવો જે શ્રાવક તે માનથકી કાંઇક રોષ કરે. અને પોતાના સ્વજનથકી મુનિને અધિક માનતો, તે મુનિને

મિત્ર સમાન જાણવો. ॥ ૩ ॥ સ્તબ્ધ કહેતાં અહંકારી એવો અને છિદ્રનો જોનારો એવો અને પ્રમાદે કરીને સ્ખલના પામેલા એવા જે સાધુ તેમનું નિરંતર કહેનારો, એટલે આ સાધુ પ્રમાદી છે. એમ કહેતો ફરે, એવો અને સાધુજનને ત્રણાતુલ્ય ગણનારો, એવો જે શ્રાવક એટલે નામ શ્રાવક તે શોક તુલ્ય જાણવો. ॥૪॥

હવે શ્રાવકનાં રાત્રિ દિવસનાં કૃત્ય લેશ થકી દેખાડીયે છીયે—

॥ उपजातिवृत्तम् ॥

प्रबुध्द्य दोषाष्टमभागमात्रे स्मृत्वोज्ज्वलां पंचनमस्कृतिं च ॥

अव्यावृतोन्यत्र विशुद्धचेता धर्मार्थिकां जागरिकां स कुर्यात् ॥१॥

અર્થ—દોષા કહેતાં રાત્રિ તેના આઠમા ભાગ માત્ર, ચ્યાર ઘડીનું છે માન તે જેનું એવો જે કાળ તેને વિષે અર્થાત્ ચાર ઘડી પાછલી રાતે જાગીને એટલે નિદ્રા દૂર કરીને શયન થકી ઉઠવાના સમયમાંજ ઉજ્વલ એવી પંચનમસ્કૃતિ કહેતાં પંચ-પરમેષ્ઠિનો નમસ્કાર તે પ્રત્યે સ્મરણ કરીને અર્થાત્ નવકાર મંત્ર સંભારીને તે શ્રાવક બીજા કારજને વિષે ન પ્રવર્ત્તેલો એવો. એટલે તતકાળ સૂતો ઉઠેલો છે એ હેતુ માટે. બીજા કામમાં એટલે ઘરના વ્યાપારમાં લાગ્યો નથી. એજ કારણ માટે વિશુદ્ધ ચિત્તવાળો એટલે અકલુષિત ચિત્તવાળો એવો સતો ધર્મ જાગરિકા પ્રત્યે કરે. તે કેવી રીતે કરે તેનો પ્રકાર દેખાડીએ છીએ.

॥ आर्यावृत्तम ॥

को हं का मेऽवस्था किंच कुलं के पुनर्गुणा नियमाः ॥

किं न स्पृष्टं क्षेत्रं श्रुतं न किं धर्मशास्त्रं च ॥१॥

અર્થ—તે શ્રાવક હિ કહેતાં નિશ્ચે રાત્રિને વિષે નિંદ્રાએ કરીને મુદ્રિત થયું છે ચેતન તે જેનું એવો તેજ વખત પ્રથમ ઊઠેલો છે એ હેતુ માટે હજી સુધી પણ નથી પામ્યું ચિત્તનું ચતુરાઈપણું જેણે એવો સતો પ્રથમ આ પ્રકારે વિચારે, કે હું કોણ છું. મનુષ્ય છું અથવા દેવતાદિક છું. તેમાં જો મનુષ્ય છું તો મારી શી અવસ્થા છે. બાલ્યાવસ્થા છે કે જુવાન અવસ્થા છે. કે વૃદ્ધાવસ્થા છે. તેમાં મારી જો જુવાન અવસ્થા છે. તો બાળકને ઉચિત એવી ચેષ્ટા મા હો. એટલે રખે થાઓ. અથવા વૃદ્ધ છુ તો જુવાની પણાને ઊચિત એવી ચેષ્ટા મા હો, એટલે રખે થાઓ. એ રીતે વિચારે. વળી મારૂં કીયું કુળ છે. શ્રાવક સંબંધિ છે અથવા બીજું છે. જો શ્રાવકનું કુળ છે તો મારામાં કીયા ગુણ છે. મૂળ અથવા ઉત્તર ગુણ છે. વળી મારે કીયા નિયમ છે એટલે અભિગ્રહ વિશેષ છે. તથા વિભવ સતે જિનભવન ॥ ૧ ॥

બિંબ. ॥ ૨ ॥ તેની પ્રતિષ્ઠા. ॥ ૩ ॥ પુસ્તક લિખાવવું. ॥ ૪ ॥ ચતુર્વિધ સંઘ કહેતાં સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ. ॥ ૮ ॥ શત્રુંજયાદિ તીર્થની યાત્રા ॥૯॥ એ રૂપ નવ ક્ષેત્રની મધ્યે મેં કીયુ ક્ષેત્ર નથી ફરસ્યું. ચ સમુચ્ચય અર્થને વિષે જાણવો. વળી કીયું ધર્મશાસ્ત્ર કહેતાં શ્રી દશવૈકાલિકાદિક, મેં નથી સાંભલ્યું એમ વિચારે. ત્યાર પછી તે ક્ષેત્ર સ્પર્શવાને વિષે અને વળી તે શાસ્ત્ર સાંભળવાને વિષે હું ઉદ્યમ કરૂં. એ પ્રકારે જાગતાંજ તત્કાળ વિચાર કરે. તથા તે શ્રાવક, નિરંતર થયો છે ભવ નામ સંસાર તેથી વૈરાગ્ય તે જેને એવો સતો દીક્ષાના ધ્યાન પ્રત્યે નજ મૂકે. તો પણ તે અવસરે અનન્ય વ્યાપારપણાથી એટલે અન્ય વ્યાપાર ન હોવાથી વિશેષે કરીને સમ્યક્ પ્રકારે ઉલ્લાસ પામ્યો છે દીક્ષાનો અભિલાષ તે જેને એવો સતો આ આગળ કહીશું એ પ્રકારે વિચારે. ધન્ય છે તે વજ્રસ્વામિ આદિક મહા મુનીશ્વરને એટલે વજ્રસ્વામિઆદિ મહા મુનીશ્વરોને ધન્ય છે કે જેમણે બાલ્યાવસ્થાને વિષેજ સમસ્ત લોકોને દુઃખ નિવારવા જોગ્ય એવાં સંસારનાં કારણ તે પ્રત્યે દ્રવ્યભાવ બે પ્રકારે ત્યાગ કરીને અને શુદ્ધ મને કરીને સંજમનો માર્ગ સેવન કર્યો. વળી હું હજી સૂધી પણ ગૃહવાસરૂપ પાસમાં પડયો સતો તે શુદ્ધ માર્ગનું સેવન કરવાને સમર્થ નથી થતો. હવે ક્યારે તેવો શુભ દિન થશે. કે જ્યારે હું પણ ધન્યપણું માનતો સતો સંજમ માર્ગ પ્રત્યે અંગીકાર કરીશ. ઈત્યાદિક પ્રથમ કાવ્યમાં નથી કહ્યું તોપણ જાણવું.

હવે એ પ્રકારે થોડી રાત્રિ રહે સતે વિચારીને પછી શ્રાવક જે કરે તે દેખાડીએ છીએ.

॥ उपजातिवृत्तम् ॥

विज्ञाव्य चेत्तं समये दयालुरावश्यकं शुद्धमनोंगवस्त्रः ॥
जिनेंद्रपूजां गुरुवंदनं च समाचरन्नित्यमनुक्रमेण ॥१॥

અર્થ—દયાળુ એવો જે શ્રાવક આ પૂર્વે કહ્યા પ્રમાણે પોતાના મનની સમક્ષ એટલે પોતાના મનની સાક્ષિયે વિચારીને સમયે કહેતાં અવસરે અર્થાત્ બે ઘડી પાછલી રાત્રિ રહે સતે આવશ્યક પ્રત્યે કહેતાં સામાયિકાદિથી માંડીને પચ્ચખ્ખાણ આવશ્યક સૂધી લોકોત્તર એવા, ભાવ આવશ્યક પ્રત્યે સમાચરે. અર્થાત્ સામાયિકાદિ છએ આવશ્યક કરે. વળી જે શ્રાવક વ્યાકુળપણાથી છએ આવશ્યક કરવાને સમર્થ ન હોય તે પણ નિમાયે કરીને પચ્ચખ્ખાણરૂપ આવશ્યક પ્રત્યે પોતાની શક્તિને અનુસારે ચિંતવે. જે માટે કહ્યું છે કે જઘન્ય થકી પણ શ્રાવકે નમસ્કાર સહિત પચ્ચખ્ખાણ તો કરવુંજ અર્થાત્ નોકારશીનું પચ્ચખ્ખાણ તો જરૂર કરવું. ત્યાર પછી દેખવા યોગ્ય

છે આરક્ત બિંબ તે જેનું એવો સૂર્ય સતે એટલે સારો સૂર્ય પ્રકાશ થયા પછી, શુદ્ધ છે મન અને અંગ અને વસ્ત્ર તે જેને એવો સતો એટલે મન શુદ્ધ કરીને અને અંગ શુદ્ધ કરીને અને વસ્ત્ર શુદ્ધ પહેરીને જિનેંદ્રની પુજા પ્રત્યે સમાચરે એટલે કરે તેમાં પ્રથમ જતનાએ કરીને વિધિ પર્વક એટલે વિધિ સહિત ગૃહ પ્રતિમાનુ પૂજન કરીને એટલે ગૃહદેરાસરની પ્રતિમાને પૂજીને ગ્રહણ કર્યાં છે પૂજાનાં ઊપકરણ તે જેણે એવો સતો મોટા ઊત્સવે કરીને જિનાલયને વિષે જઈને એટલે મહોટા દેરાસરમાં જઇને મુખકોશ પ્રત્યે કરીને એટલે મુખકોશ બાંધીને ॥ तिन्निनिसीहियेसादि* ॥ શાસ્ત્રમાં કહેલા વિધિએ કરીને જિનરાજના પૂજન પ્રત્યે કરે. પૂજાના ભેદ તો આત્મપ્રબોધના પહેલા પ્રકાશને વિષે શ્રી જ્ઞાતાધર્મકથાદિ સિદ્ધાંતને અનુસારે વિસ્તાર સહિત વ્યાખ્યાન કર્યા છે. એ કારણ માટે તે ત્યાંથીજ જાણી લેવા. વળી આ ચોપડીમાં આગળ તેને અનુસારે પૂજાના ભેદ કાંઇક દર્શાવ્યા છે. તે પણ જાણી લેજ્યો. વળી જે શુદ્ધ મન અને શુદ્ધ અંગ અને શુદ્ધ વસ્ત્ર એ પ્રકારે પ્રથમ કહ્યું છે. તે આ પ્રકારે જાણવું. પ્રથમ સર્વ સાવદ્યાધ્યવસાયનું વર્જવું. એટલે પાપ સહિત પરિણામનું ત્યાગ કરવું તે મન શુદ્ધિ કહીએ. ત્યાર પછી જીવ રહિત એવી અને પોલાંણ અને કચરાદિ રહિત એવી ભૂમિને વિષે થોડા પાણિએ કરીને અને વળી હાથના ઘણા વ્યાપારે કરીને એટલે હાથે શરીર બહુ મસળીને સર્વ અંગનુ સ્નાન કરવું. તે અંગ શુદ્ધિ કહીએ. ત્યાર પછી શુચિ કહેતાં પવિત્ર અને શ્વેત કહેતાં ઉજવલ અને અખંડિત કહેતાં ફાટેલાં નહી. એવાં વસ્ત્રોનું ધારણ કરવું તે વસ્ત્ર શુદ્ધિ કહીએ. એ રીતે ત્રણે પ્રકારની શુદ્ધિએ કરીને પૂજા કરે, સ્નાને કરીને દેહની શુદ્ધિ કર્યા વિના પણ દેવપૂજા કરવી ઘટે છે. એ રીતે ન બોલવું. કેમકે આશાતનાનો પ્રસંગ થાય માટે. જો, નામ કહેતાં નિશ્ચે જન્મથકીજ નિર્મળ શરીરના ધારણ કરનાર એવા દેવતા પણ વિશેષ શુદ્ધિને અર્થે સ્નાન કરીનેજ દેવપૂજાને અર્થે પ્રવર્ત્તે છે. તો, નવ અને અગીયાર એટલે પુરૂષને નવ અને સ્ત્રીને અગીયાર એવા શ્રોતસ્ કહેતાં પ્રવાહ અર્થાત્ અસુચિનાં સ્થાનક તે થકી શ્રવતો છે એટલે વહેતો છે. નિરંતર દુર્ગંધ એવો મળ તે જેમને એવા મનુષ્યોએ સ્નાન કર્યા વિના તે પૂજા કેમ કરીએ. એટલે મનુષ્ય સ્નાન કર્યા વિના પૂજા કેમ કરે. એજ કારણ માટે દેવપૂજા કરનાર પુરૂષોનું સિદ્ધાંતને વિષે પદે પદે ॥ न्हाया कयबलिकम्मा ॥ ઇત્યાદિ વિશેષણ ગ્રહણ કર્યું છે. ઈહાં પ્રશ્ન. "નનુ ઇતિ વિતર્કે" જતનાને વિષે તત્પર એવા શ્રાવકોને બહુ આરંભ થવા થકી સ્નાન કરવું અનુચિત છે. એમ તમારા મનમાં હશે. પણ એવું ન રા-

* આનો વિસ્તાર આ અધિકારને અંતે જોજ્યો.

ખવું. કેમકે જળ ધૂપ પુષ્પાદિકને પણ આરંભનુ હેતુપણુ છે. એટલે પૂર્વે ક- હેલી ચીજોથી આરંભ થાય છે. માટે તેનો નિષેધ આવશે. અને તેનો નિ- ષેધ શિષ્ટ પુરૂષોને એટલે રૂડા પુરૂષોને ઇષ્ટ નથી એટલે માન્ય નથી.

તે કહ્યું છે—

*अकसिणपवत्तयाणं विरयाविरयाण एस खलु जुत्तो ॥
संसारपयणुकरणे दवत्थए कूवदिठंतो ॥१॥

આ ગાથાનો અર્થ પ્રથમ લખાયો છે ત્યાંથી જાણજો. ઈત્યાદિ આ- ગમનુ પ્રમાણપણુ છે એ હેતુ માટે વિસ્તારે કરીને સર્યું. પૂર્વે કહ્યા પ્રમાણે દેવપૂજા કરીને ત્યાર પછી આ શ્રાવક જે કરે તે કહીએ છીએ.

॥ काव्यम ॥

शृंगी यथा क्षारजले पयोनिधौ वसन्नपि स्वाद्वजलं पिबेत्सदा ॥
तथैव जैनामृतवाणिमादराद्भजेद्गृही संसृतिमध्यगोपि सन ॥१॥

અર્થ—જેમ શૃંગી મત્સ્ય વિશેષ એટલે શીંગડું હોય જેને તે શૃંગી કહીએ એવો જે મત્સ્ય વિશેષ તે ખારા જળે કરીને ભરેલા એવા સમુદ્રને વિષે રહેનો સતો પણ ત્યાંજ ગંગાદિ નદિયોના પ્રવેશ સ્થાનકને વિષે ર- હેલું એવું મીઠું પાણી તેને ઓળખીને નિરંતર તેજ પાણી પ્રત્યે પીયે છે. તેમજ ગૃહસ્થ કહેતાં શ્રાવક, સસારરૂપ ખારા સમુદ્રની મધ્યે રહ્યો સતો પણ ગુરૂની સમીપે જઈને આદરથકી જિનરાજે કહેલી એવી અમૃત તુલ્ય વાણી પ્રત્યે નિરંતર ભજે એટલે સાંભળે. ત્યાર પછી બાળગ્લાનાદિક સા- ધુઓને સવારમાં ભોજન આપવું. અને ઔષધાદિક આપવું તેને વિષે ઉદ્યમ વાળો હોય. એ રીતે આ કાવ્યમાં નથી કહ્યું તો પણ જાણવું. ત્યાર પછી જે કરે તે દેખાડીએ છીએ.

॥काव्यम्॥ द्रव्यार्जनं स व्यवहारशुद्ध्या करोति सद्भोजनमादरेण॥
पूजादिकृत्यानि विधाय पूर्वं निजोचितं मुक्तविशेषलौल्यः॥१॥

અર્થ—ત્યાર પછી તે શ્રાવક વ્યવહારની શુદ્ધિએ કરીને એટલે ન્યાય સહિતપણે કરીને અને પંદર કર્માદાન રહિતપણે કરીને દ્રવ્યના ઉપાર્જન પ્રત્યે કરે. વળી ત્યાર પછી પ્રથમ આદરે કરીને મધ્યાન સંબંધિ દેવપૂજા ક- રીને તથા મુનિઓને દાન દેઇને તથા વૃદ્ધ રોગી પ્રાહુણા અને ચતુષ્પદાદિક તેમની ચિંતા કરીને એટલે સંભાળ કરીને પછી ત્યાગ કર્યું છે વિશેષ લો-

* આવશ્યક નિર્યુક્તિને વિષે શ્રી ભદ્રબાહુસ્વામિનું આ વચન છે.

લંપીપણુ તે જેણે એવો સતો પોતાને ઉચિત એવા રૂડા ભોજન પ્રત્યે કરે. એટલે સૂતક ભક્તાદિ એટલે સૂતકીના ઘરનાં આહાર પાણીઆદિ જે લોક વિરૂદ્ધ એવું અને સંસક્તાનંતકાયાદિ એટલે જે ભોજનમાં જીવ ચઢેલા હોય તે અને કંદમૂળાદિ જે આગમ વિરૂદ્ધ એવું અને મદ્યમાંસાદિ (મદિરા અને માંસ) જે ઉભય વિરૂદ્ધ એટલે આ લોક પરલોક વિરૂદ્ધ એવું ભોજન પ્રત્યે ન કરે. તથા લોલપીપણા થકી પોતાનું અભિબળ વિચાર્યા વિના અધિક પણ ન જમે. કેમ કે તેના ઉત્તરકાળમાં એટલે જમ્યા પછી વમન વિરેચન રૂપ રોગની ઉત્પત્તિ એટલે ઉલટી ઝાડારૂપ રોગનું ઉત્પન્ન થવું અને મરણાદિ બહુ અનર્થનુ કરનાર એવું તે ભોજન થાય. એજ કારણ માટે મિત જમે એટલે પ્રમાણોપેત આહાર કરે. એ ભાવ, ત્યાર પછી ધર્મશાસ્ત્રના પરમાર્થનું ચિંતન કરવે કરીને અને વળી ઉચિત વ્યાપારે કરીને પાછલા પહોર પ્રત્યે ગમાવીને સૂર્ય અસ્ત થતા પહેલાંજ સંધ્યાકાળે વળી જિનપૂજા પ્રત્યે કરે. તથા વળી જો બેસણાનું પચ્ચખ્ખાણ કર્યું હોય ત્યારે ચારઘડી દિવસ બાકી રહે સતે વૈકાલિક ભોજન પ્રત્યે કરે. એટલે વ્યાળુ કરે, ઈત્યાદિક પ્રથમ કાવ્યમાં નથી કહ્યું તો પણ જાણવું. હવે ત્રિકાળ પૂજાનું કરવું તે આ પ્રકારે.

॥ श्लोकः ॥ प्रातः प्रपूजयेद्वासैर्मध्याह्ने कुसुमैर्जिनम् ॥
संध्यायां धूपनैर्दीपैस्त्रिधा देवं प्रपूजयेत् ॥१॥

અર્થ—પ્રાતઃકાળને વિષે વાસે કરીને એટલે ચંદનાદિ દ્રવ્યોએ કરીને જિનપ્રત્યે પૂજે, મધ્યાન સમે ફૂલોએ કરીને પૂજે. અને સંધ્યાકાળને વિષે ધૂપે કરીને અને દીપે કરીને પૂજે, એમ ત્રણ પ્રકારે શ્રાવક, દેવની પૂજા કરે. વાર વાર પૂજાનું કરવું તે મહા લાભનું કારણ છે. માટે ઘટતિજ છે.

તે કહ્યું છે.—

नीसेसइड्ढीजणणी दुग्गइदालिद्दुरकनिद्दलणी ॥
दंसणसुद्धिनिमित्तं पुणो पुणो कीरए पूया ॥१॥

અર્થ—સમસ્ત ઋદ્ધિની ઉત્પન્ન કરનારી એવી અને દુર્ગતિ અને દારિદ્ર અને દુઃખને નાશ કરનારી એવી જે પૂજા તે દર્શન શુદ્ધિને નિમિત્તે એટલે સમકિત નિર્મળ કરવાને અર્થે વાર વાર કરીએ એટલે વાર વાર કરવા જોગ્ય છે. એ ભાવ.

એ પ્રકારે દિવસનાં કૃત્ય કહીને હવે રાત્રિનું કાંઈક કૃત્ય કહીએ છીએ.

॥ उपजातिवृत्तम् ॥

कृत्वा षडावश्यकधर्मकृत्यं करोति निद्रामुचितक्षणे च ॥
हृदि स्मरन् पंचनमस्कृतिं सः प्रायः किलाऽब्रह्म विवर्जयंश्च ॥१॥

અર્થ—ત્યાર પછી તે શ્રાવક છ આવશ્યક રૂપ ધર્મ કૃત્ય પ્રત્યે કરીને ઉચિત ક્ષણને વિષે એટલે યોગ્યવેળાને વિષે નિદ્રા પ્રત્યે કરે. શું કરતો સતો કરે તે કહે છે. પોતાના હૃદયને વિષે પંચપરમેષ્ઠીને નમસ્કાર કરતો સતો એટલે નવકાર મંત્રનું સ્મરણ કરતો સતો. અને વળી પ્રાયે કરીને એટલે બોહોળતાએ કરીને અબ્રહ્મ સેવાનો પરિહાર કરતો સતો એટલે મૈથુન ભાવનો ત્યાગ કરતો સતો નિદ્રા પ્રત્યે કરે. કેમકે ઋતુકાળને વિષે સંતાનને અર્થે અથવા વેદનો ઉદય શમાવાને અર્થે પોતાની સ્ત્રીને વિષે પણ તે અબ્રહ્મ સેવાનો એટલે મૈથુન ભાવનો નિયમ નથી. એ હેતુ માટે ઈહાં પ્રાય શબ્દનું ગ્રહણ કરયું છે. આ કહેવે કરીને જે શ્રાવક હોય તે અતિશે કરીને મૈથુન સેવાને વિષે લોલપી ન હોય. એમ જણાવ્યું, એ પ્રકારે લેશ થકી શ્રાવકનાં સમસ્ત અહો રાત્રિનાં કૃત્ય કહ્યાં.

હવે ઠાણાંગ એવે નામે ત્રીજા અંગના ચોથા ઠાણાને વિષે કહેલી એવી શ્રાવક સંબંધિ ચ્યાર વિસામાની ભૂમિઓ દેખાડીએ છીએ.

जहा न्नारं णं वहमाणस्स चत्तारि आसासा पन्नत्ता तं जहाणं अंसाउ अंसं साहरइ १ जहाविअणं उच्चारं पासवणं वा परिठवेइ २ जहाविअणं नागकुमारावासंसि वा सुवन्नकुमारावासंसि वा वासं उवेइ ३ जहाविअणं आवकहाए चिठइ ४ एवामेव समणोवासगस्स णं चत्तारि आसासा पन्नत्ता तं जहाणं सीलव्वयगुणवेरमणपच्चख्काणपोसहोववासाइं पडिवज्जइ १ जहाविअणं सामाइयं देसावगासिअं वा पडिवज्जइ २ जहाविअणं चाउद्दसठमुद्दिठपुन्नमासिणीसु पडिपुन्नं पोसहं सम्मं अणुपालेइ ३ जहाविअणं अपच्छिममारणंतियसंलेहणाझूसणाझूसिए न्नत्तपडिआइक्खिए पाउवगए कालं अणवकंखमाणे विहरइ ४ ॥ इति ॥

અર્થ—જેમ ભાર પ્રત્યે વહન કરનાર પુરૂષને એટલે એક સ્થાનક થકી બીજા સ્થાનકે લેઇ જનાર પુરૂષને ચ્યાર વિસામા કહ્યા છે એટલે ચ્યાર વિસામાનાં સ્થાનક કહ્યાં છે. તે વિસામાનો ભેદ અવસર ભેદે કરીને જાણવો. તે કહે છે, જે અવસરને વિષે એટલે જે કાળે એક ખભાથી બીજા ખભા પ્રત્યે ભારને મૂકે તે અવસરે ભારના વહન કરનારૂ પુરૂષને એક

વિસામાનું સ્થાનક કહ્યું છે. ॥૧॥ જે અવસરે ઉચ્ચાર કહેતાં સ્થંડિલ એટલે ઝાડો અને પ્રસ્રવણ કહેતાં પેશાબ તેને પરઠવે. એટલે ઝાડે જવા બેસે અને પેશાબ કરવા બેસે તે અવસરે પણ તે ભારના વહન કરનાર પુરૂષને એક વિસામાનું સ્થાનક કહ્યું છે. ॥૨॥ વળી જે અવસરે નાગકુમારના આવાસને વિષે એટલે સ્થાનકને વિષે અથવા સુવર્ણકુમારના સ્થાનકને વિષે વાસ પ્રત્યે પામે. એટલે તે દેવના સ્થાનકને વિષે રાત્રે વાસો કરે. તે અવસરે પણ તેને એક વિસામાનું સ્થાનક કહ્યું છે. ॥૩॥ વળી જે અવસરે એટલે જ્યારે જે સ્થાનકમાં જાવજ્જીવ સૂધી રહે તે અવસરે પણ તે ભારના વહન કરનાર પુરૂષને એક વિસામાનું સ્થાનક કહ્યું છે. ॥૪॥ એ રીતે આ ઉપર લખેલાં ચ્યાર વિસામાનાં સ્થાનક એટલે વિસામો લેવાનાં સ્થાનક ભારના વહન કરનાર પુરૂષનાં દેખાડ્યાં છે આ લૌકિક દૃષ્ટાંત જાણવું. એજ પ્રકારે શ્રમણોપાસકને કહેતાં સાધુઓની જે સેવા કરે તે શ્રમણોપાસક કહીએ એટલે શ્રાવક કહીએ, તે શ્રાવકને અને સાવદ્ય વ્યાપારના ભારે કરીને આક્રાંત થએલો (અકળાઈ ગએલો) એવાને આશ્વાસ કહેતાં તે સાવદ્ય વ્યાપાર મૂકવે કરીને વિસામા એટલે ચિત્તને સ્વસ્થ કરનાર એવાં સ્થાનક, પરલોકથી બીહીનેલો એવો મને રક્ષણનુ આ સ્થાનક છે. એ પ્રકારનાં ચ્યાર વિસામાનાં સ્થાનક કહ્યાં છે તે કહીએ છીએ જે અવસરે શીલ કહેતાં સમાધાન વિશેષ અથવા બ્રહ્મચર્ય વિશેષ અને વ્રત કહેતાં સ્થૂલ પ્રાણાતિપાત વિરમણાદિક અને ગુણવ્રત કહેતાં દિગ્વ્રત એટલે દિશાના પરિમાણરૂપ વ્રત અને ભોગોપભોગ કહેતાં એકવાર ભોગવવામાં આવે તે ભોગ કહીએ. અને વારવાર ભોગવવામાં આવે તેને ઉપભોગ કહીએ. એ રૂપ ગુણવ્રત કહીએ. વિરમણ કહેતાં અનર્થ દંડ વિરતિરૂપ અથવા રાગાદિ વિરતિરૂપ અને પ્રત્યાખ્યાન કહેતાં નમસ્કાર સહિતાદિ એટલે નવકારસી પ્રમુખ અને પોષધ કહેતાં અષ્ટમ્યાદિ પર્વનો દિવસ તેને વિષે ઉપવાસ કરવો. તે પોષધોપવાસ કહીએ. એ પૂર્વે કહેલા સર્વે પદાર્થો પ્રત્યે અંગીકાર કરે છે. તે અવસરે પણ તે શ્રાવકને વિસામાનું સ્થાનક કહ્યું છે. વળી જે અવસરે સામાયિક કહેતાં સાવદ્યયોગનું પરિવર્જન અને નિરવદ્યયોગનું પ્રતિસેવન તે રૂપ. તેને વિષે રહેલો જે શ્રાવક તે શ્રમણતુલ્ય હોય, તથા દેશાવકાશિક એટલે દેશને વિષે કહેતાં દિગ્વ્રતે કરીને ગ્રહણ કરેલું એવું દિશાનું પરિમાણ તેના વિભાગને વિષે અવકાશ નામ રહેવું છે જેનું તે દેશાવકાશિક કહીએ. અર્થાત્ દિગ્વ્રતે કરીને ગ્રહણ કરેલું એવું દિશાનું પરિમાણ તેનું નિરંતર સંક્ષેપ કરવું તે રૂપ અથવા સર્વ વ્રતનું સંક્ષેપ કરવું તે રૂપ દેશાવકાશિક વ્રત પ્રત્યે પાળે છે. એટલે અંગીકાર કર્યા પછી અખંડપણે સેવન કરે છે.

*આ વિષય ૧૮૩ મે પાનેથી શરૂ થયો છે.

તે અવસરે પણ તે શ્રાવકને એક વિસામાનું સ્થાનક કહીએ. વળી જે અવસરે એટલે જ્યારે ચઉદશ આઠેમ અમાવાસ્યા પુનમ એ તિથિઓને વિષે પરિપૂર્ણ એટલે રાતદિવસ સુધી આહારનો અને શરીરના સત્કારનો ત્યાગ અને બ્રહ્મચર્ય અને અવ્યાપાર એ રૂપ ભેદોયે કરીને સહિત એવો જે પૌષધ તે પ્રત્યે સમ્યક્પ્રકારે પાળે છે. તે અવસરે પણ તે શ્રાવકને એ વિસામાનું સ્થાનક કહ્યું છે. વળી જે અવસરે અપશ્ચિમમારણાંતિકી કહેતાં પશ્ચિમ એટલે છેલ્લી એજ અપશ્ચિમ કહીએ. ઈહાં અકાર અમંગળિક દૂર કરવાને અર્થે જોડ્યો છે. એવી અને મરણ એજ અંત તે મરણાંત કહીએ. તેને વિષે થએલી તે મારણાંતિકી કહીએ એટલે મરણને અવસરે થએલી એવી તે અપશ્ચિમમારણાંતિકી કહીએ. અર્થાત્ છેલા મરણના અવસરમાં થએલી એવી સંલેખના કહેતાં જેણીએ કરીને શરીર કષાયાદિક ઓછા કરીએ તે સંલેખના કહીએ. એટલે તપ વિશેષ તે અપશ્ચિમમારણાંતિક સંલેખના કહીએ. તેની જોષણા કહેતાં સેવના તે રૂપ જે ધર્મ તેણે કરીને સેવેલો એટલે તે રૂપ ધર્મે કરીને સહિત એવો અને ભાત પાણીનું પચ્ચખ્ખાણ કર્યું છે જેણે એવો અને વૃક્ષની પઠમ ચેષ્ટારહિતપણે કરીને રહેવું તે પાદપોપગમ કહીએ. એટલે અનશન વિશેષ તે પ્રત્યે પામેલો એવો અને કાલ કહેતાં મરણકાળ તે પ્રત્યે ન વાંછતો એવો સતો વિચરે છે. એટલે રહે છે. તે અવસરે પણ તે શ્રાવકને એક વિસામાનું સ્થાનક કહ્યુ છે. એ રીતે શ્રાવકને ચ્યાર વિસામાનાં સ્થાનક જાણવાં. એ રીતના જે વિસામા કરે તે સંસારથી બીહીનેલો એવો શ્રાવક જાણવો. અને જે રાત્રિદિવસ સંસારના કામમાંજ લાગેલોજ રહે છે. અને ઉપર કહ્યા પ્રમાણે સિદ્ધાંતને અનુસારે સાચાં વિસામાનાં સ્થાનક અંગીકાર કરતો નથી. અને કહે છે જે હું શ્રાવક છું. તે મૃષાવાદી જાણવો. કેમકે ગુણવિના ગુણી કહેવાય નહી. જેમ કોઈ ધોળું વસ્ત્ર છે. અથવા કાળું વસ્ત્ર છે. તેમાં કાંઈ લાલ રંગ દેખાતો નથી. તેને લાલ વસ્ત્ર કેમ કહી શકીએ. માટે આત્માર્થિ પુરૂષોએ પ્રમાદ મૂકીને ગુણ ગ્રહણ કરવામાં વર્ત્તવું એ ઉપદેશ.

હવે શ્રાવકના છતા ગુણોનું વર્ણન કરીએ છીએ

॥ उपजातिवृत्तम् ॥

जिनप्रणीतार्थविदो यथार्थवाग्युक्तितोऽपास्तमतांतरस्थाः ॥
स्वकीयधर्मोज्ज्वलमार्गमग्नाः श्रद्धालवः शुद्धधियो जयंतु ॥१॥

અર્થ—જિનરાજેએ એટલે અનંત તીર્થંકરોએ કહેલા એવા જે અર્થ એટલે યથાવસ્થિત જીવાજીવાદિ પદાર્થ તેના જાંણ એવા. એજ કારણ માટે મંડુકાદિ શ્રાવકની પઠમ યથાર્થ વચનની યુક્તિએ કરીને ઉત્તર રહિત કરવા થકી પરાજય પ્રત્યે પમાડ્યા છે અન્યમતમાં રહેલા કુલિંગિયો તે

જેમણે એવા. તથા વળી પોતાના ધર્મનો જે ઉજવળ માર્ગ તેને વિષે મગ્ન એટલે એકાગ્ર ચિત્તવાળા એવા અને શુદ્ધ બુદ્ધિના ધરનારા એવા અને શ્રદ્ધાવંત એવા જે શ્રાવકો તે જયવંતા વર્તો. આ કહેવે કરીને ગુણવંત શ્રાવકોનીજ અનુમોદના કરવી. એમ જણાવ્યું.

હવે મંદુક શ્રાવકનુ વૃત્તાંત તો વિસ્તાર થકી પાંચમા અંગને વિષે દેખાડયુ છે. તે લેશ થકી ઈહાં પણ દેખાડીએ છીએ.

॥ કથા ॥

રાજગૃહ એવે નામે નગર તેની પાસે ગુણશીલક એવે નામે ચૈત્ય કહેતાં વન હોતુ હવુ. કહેતાં હતુ, તે વનના સમીપ સ્થાનને વિષે ઘણા કાલોદાઈ સેવાલોદાઈ પ્રમુખ અન્યતીર્થીયો વસ્તા હતા. તે એક દહાડો એક ઠેકાણે એકઠા થયા હતા તેમને પરસ્પર કથાનો સંલાપ ઉત્પન્ન થયો. એટલે માંહોમાંહે વાર્ત્તા ચાલી કે, મહાવીર ધર્માસ્તિકાયાદિ પાંચ અસ્તિકાય પ્રત્યે પ્રરૂપણા કરે છે. તેમાં ધર્મ અધર્મ આકાશ અને પુદ્ગળાસ્તિકાય તે તે પ્રત્યે અચેતન કહે છે. અને વળી જીવાસ્તિકાયને સચેતન કહે છે. તથા ધર્મ અધર્મ આકાશ અને જીવાસ્તિકાય પ્રત્યે અરૂપી કહે છે. અને વળી પુદ્ગળાસ્તિકાયને રૂપી કહે છે. હિ કહેતાં નિશ્ચે એવં કહેતાં સચેતન અચેતનાદિ રૂપે કરીને અદૃશ્યમાનપણાથી કેમ એ મનાય. એ પ્રકારે તે સર્વ લોક માંહોમાંહે વાતો કરે છે. તથા તેજ નગરને વિષે મહાસમૃદ્ધિમાન્ એવો અને સર્વલોકને માન્ય એવો અને જાણ્યા છે જીવાજીવાદિ પદાર્થ તે જેણે એવો અને નિરંતર ધર્મકૃત્યોએ કરીને આત્માને વાસિત કરતો એવો મંદુકનામા શ્રમણોપાસક વસ્તો હતો. તે સુખે કરીને કાળ ગમાવતો હતો. ત્યાર પછી એક દહાડો તે ગુણશીલક ચૈત્યને વિષે શ્રી વીરસ્વામી સમોસર્યા ત્યારે સ્વામીના આગમનની વાર્ત્તા સાંભળીને તે મંદુક શ્રાવક ખુશી થયો સતો સ્વામીને વંદન કરવાને અર્થે જતો નગરથી બહાર નીકળીને જેટલામાં તે અન્યતીર્થી લોકોના નહી અતિ દૂર અને નહી અતિ સમીપે આવ્યો. એટલે તેમનાથી ઘણો દૂર નહી અને ઘણો છેટે નહી એવા સ્થાનકે આવ્યો. તેટલામાં તે અન્યતીર્થીયો તેને જતો દેખીને સર્વ એકઠા થઇને તેની પાસે જઈને એ પ્રકારે કહેતા હવા. હે મંદુક તારો ધર્માચાર્ય જે પંચાસ્તિકાયાદિ પ્રત્યે પ્રરૂપે છે. તે શી રીતે જાણીએ.? ત્યારે મંદુક શ્રાવક તેમને કહેતો હવો. જો ધર્માસ્તિકાયાદિકે કરીને પોતાનું કાર્ય કરીએ છીએ. ત્યારે તે કાર્યવડે કરીને તે પ્રત્યે અમે જાણીએ છીએ. જેમ ધૂંવાડે કરીને અગ્નિ જણાય તેમ. જો તે ધર્માસ્તિકાયાદિકે કરીને કાર્ય ન કરીએ. ત્યારે ન જાણીએ. અર્થાત્ કાર્યાદિ લિંગ દ્વારે કરીનેજ છદ્મસ્થોને અતીંદ્રિય પદાર્થનું જ્ઞાન થાય.

છે. ધર્માસ્તિકાયાદિકનું અમારે પ્રસિદ્ધ એવું કાંઈ કાર્યાદિ લિંગ નથી દેખાતું તે કારણ માટે તે લિંગના અભાવ થકી એટલે તે ચિન્હના અભાવ થકી અમે નથીજ જાણતા. ત્યાર પછી ધર્માસ્તિકાયાદિકનુ અજાણપણુ અંગીકાર કરતો એવો તે મંદુક શ્રાવક તે પ્રત્યે ઓળંભો દેવાને અર્થે તે અન્યતીર્થીઓ કહેતા હવા. હે મંદુક જો આ અર્થ પ્રત્યે તું નથી જાણતો ત્યારે તું શ્રાવક કેવો. એટલે શ્યાનો શ્રાવક, તે અવસરે એ પ્રકારે ઓળંભો દીધો સતો આ મંદુક શ્રાવક જે તેમણે ન દેખાવાપણુ કરીને ધર્માસ્તિકાયાદિકનો અસંભવ કહ્યો છે. તેને વિઘટાવાને અર્થે કહેતો હવો.

एवं आउसो वाउआए वाति हंता अत्थि तुप्रेणं आउसो वाउआयस्स वायमाणस्स रूवं पासह णोति णठे समठे अत्थिणं आउसो घाणसहगया पोग्गला हंता अथि तुप्रेणं आउसो घाणसहगयाणं पोग्गलाणं रूवं पासह णोति णठे समठे अत्थिण आउसो अराणिसहगए अगणिकाए हंता अत्थि तुप्रेणं आउसो अराणि सहगयस्स अगणिकायस्स रूवं पासह णोति णठे समठे अत्थिणं आउसो समुद्दस्स पारगयाइं रूवाइं हंता अत्थि तुप्रेणं आउसो ताइं रूवाइं पासह णोति णठे समठे अत्थिणं आउसो देवलोगगयाइं रूवाइं हंता अत्थि तुप्रेणं आउसो ताइं पासह णोति णठे समठे एवामेव आउसो अहंवा तुप्रेवा अन्नोवा उउमत्थो जहिजो जं न जणाति तं सव्वं न नवति । किंच एवं हि ॥

અર્થ—ઈહાં હે આયુષ્મંત વાઉકાય વાય છે? ત્યારે તે અન્ય તીર્થીયો બોલ્યા કે. હા વાય છે, ત્યારે તેમને પુછયું. હે આયુષ્મંત વાતો એવો જે વાયુકાય તેના રૂપ પ્રત્યે તમે દેખો છો? ત્યારે તે બોલ્યા. તે અર્થ સમર્થ નથી અર્થાત્ અમે દેખતા નથી. વળી તેમને પૂછયું હે આઊખાવંત ઘ્રાણઇંદ્રિની સાથે પ્રાપ્ત થયા એવા પુદ્ગળ છે? ત્યારે તે બોલ્યા હા છે. વળી તેમને પૂછયું. હે આઊખાવંત ઘ્રાણઇંદ્રિની સાથે પ્રાપ્ત થયા એવા પુદ્ગળોનું એટલે સુગંધિમાન્ પુદ્ગળોનું રૂપ તમે દેખો છો? ત્યારે તે બોલ્યા અમે નથી દેખતા. વળી તેમને પૂછયું. હે આઊખાવંત અરણિના લાકડામાં રહેલો અગ્નિકાય છે? ત્યારે તે બોલ્યા હા છે. ત્યારે તેમને ફરી પૂછયું. હે આઊખાવંત અરણિના લાકડામાં રહેલા અગ્નિકાયનું રૂપ તમે દેખો છો? ત્યારે તે બોલ્યા તે અર્થ સમર્થ નહી. એટલે અમે નથી દેખતા, વળી તેમને પૂછયું હે આઊખાવંત સમુદ્રની પેલી તરફ રૂપ છે? એટલે માણસો છે. ત્યારે તે બોલ્યા હા છે. વળી તેમને પૂછયું, હે આઊખાવંત તે રૂપ પ્રત્યે તમે દેખો છો? ત્યારે તે બોલ્યા તે અર્થ સમર્થ નહી એટલે અમે નથી દે-

સતા. વળી તેમને પૂછ્યું હે આઊખ્મંત દેવલોકને વિષે રહેલાં એવા રૂપ છે? એટલે દેવતા છે. ત્યારે તે બોલ્યા હા છે. વળી પૂછ્યું. હે આઊખાવંત તે રૂપ પ્રત્યે તમે દેખો છો? ત્યારે તે બોલ્યા અમે નથી દેખતા. એવામેવ કહેતાં એજ પ્રકારે હે આઊખાવંત હું અથવા તમે અથવા બીજો કોઈ છદ્મસ્થ, જે સ્થાનકે જે પદાર્થ પ્રત્યે નથી જાણતો તે સર્વ નથી, એમ કહેવાથી તમારે અતિબહુ લોક પણ નહી હોય. એમ થશે. એ પ્રકારે તે અન્યતીર્થીયો પ્રત્યે ઉત્તર રહિત કરીને ત્યાર પછી તે મંદુક શ્રાવક ગુણશીલક ચૈત્યને વિષે શ્રી વીરસ્વામી પાસે જઇને વંદનાદિક કરીને ઘટિત સ્થાનકે બેઠો. ત્યારે સ્વામી મંદુક પ્રત્યે કહેતા હવા. હે મંદુક તું રૂડો છું. જે કારણ માટે અસ્તિકાય પ્રત્યે ન જાણતા એવા જે તે અન્યતીર્થીયો તેની આગળ અમે નથી જાણતા એમ કહ્યું તે ઘણું સારૂં કર્યું. કેમકે અજાણતો સતો પણ જો અમે જાણીએ છીએ. એ પ્રકારે કહેત તો અર્હંદાદિકનો તું આશાતનાનો કરનાર થાત. ત્યાર પછી એ પ્રકારે પ્રભુના વચનને સાંભળીને તે મંદુક શ્રાવક ખુશી થયો સતો સ્વામી પ્રત્યે નમસ્કાર કરીને ધર્મોપદેશ પ્રત્યે સાંભળીને પોતાના સ્થાનક પ્રત્યે ગયો. અને આઊખાનો ક્ષય થએ સતે અરૂણાભ વિમાનને વિષે દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રને વિષે સિદ્ધિપદને વરશે. ॥ કથા સમાપ્ત. ॥

આ કથામાં અન્યતીર્થીયોને ઉત્તર રહિત કરવા રૂપ શ્રાવકનું લક્ષણ જણાવ્યું. અને બીજું જે અર્થ પોતે યથાર્થ ન જાણતા હોઇએ તે અર્થ બીજાની આગળ ન કહેવો. કેમકે અજાણ્યો અર્થ કહેવા થકી ઉલટી તીર્થંકરની આશાતના થાય છે. એમ જણાવ્યું. માટે આત્માર્થિ પુરૂષોએ ગીતાર્થ ગુરૂ મહારાજની સમીપે સમ્યક્પ્રકારે યથાર્થ વસ્તુનુ જાણપણું કરવું. કેમકે જ્ઞાનવિના હેય ઊપાદેયની ખબર પડે નહી. માટે જાણપણુ કરીને પોતાની શક્તિને અનુસારે નિષ્કપટપણે ત્યાગવા જોગ્ય વસ્તુને ત્યાગવી. અને ગ્રહણ કરવા જોગ્ય વસ્તુને ગ્રહણ કરવી. પણ જૂઠ ડફાણ કરવાથી આત્માની કાંઈ સિદ્ધિ થતી નથી. તે કહ્યું છે કે "ન કરે જૂઠ ડફાણ" માટે સમ્યક્જ્ઞાન કરવાના ઉદ્યમમાં વર્તવું. એ ઊપદેશ.

હવે એ પ્રકારનુ શ્રાવકપણુ પાંમીને તેને પાળવાને અર્થે સર્વથા પ્રકારે પ્રમાદનો પરિત્યાગ કરવો. એ પ્રકારે દેખાડીએ છીએ.

॥ उपजातिवृत्तम् ॥

निशम्य विप्रोपनयं सुधीभिः प्रमादसंगोपि न कार्य एव ॥
इहोत्तरत्रापि समृद्धिहेतौ महोज्ज्वलेऽस्मान्निजधर्मकार्ये ॥१॥

અર્થ—ભલી બુદ્ધિવંત એવા ભવ્યપ્રાણિઓએ દરિદ્ર બ્રાહ્મણના ઉ-પનય પ્રત્યે સાંભળીને પશ્ચાત્તાપનું કારણ એવા પ્રમાદનો સંગ પણ નજ કરવો. તો પ્રમાદ સેવા તો શેનીજ કરવી. હવે પ્રમાદ ક્યાં ન કરવો તે કહે છે. આ ભવને વિષે અને આવતા ભવને વિષે સમૃદ્ધિનું કારણ એજ કારણ માટે અતિશે નિર્મળ એવા આ દેશવિરતિરૂપ પોતાના ધર્મકાર્યને વિષે પ્ર-માદ ન કરવો. અર્થાત્ ધર્મકાર્યને વિષે નિરંતર આળસ રહિતજ થવું. એ ભાવ.—

દરિદ્ર બ્રાહ્મણનો ઉપનય આ નીચે લખ્યા પ્રમાણે છે.

કથા—કોઈક નગરને વિષે જનમનો દરિદ્ર, એવો, અને મહા આ-લસુ એવો, એક બ્રાહ્મણ વસતો હતો, તે એક દહાડો પોતાની સ્રીએ પ્રેરણા કરયો સતો દાન લેવાને માટે રાજાની સમીપે ગયો. ત્યારે ચિરંજીવ ઇત્યાદિક વચને કરીને આશિષ્ પ્રત્યે દેતો. એવા તે બ્રાહ્મણ પ્રત્યે આકૃત્યા-દિકે કરીને મહા દરિદ્રાદિકે કરીને પરાભવ પામેલો એવો જાણીને અનુકં-પાએ કરીને પૂરિત થયું છે હૃદય તે જેનું એવો જે રાજા તેણે કહ્યું. હે વિપ્ર સૂર્ય આથમતા પહેલાં તારી ખુશી પ્રમાણે મારા ભંડાર થકી દ્રવ્ય પ્રત્યે ગ્રહણ કરીને તું પોતાના ઘર પ્રત્યે પૂસ્ય. એવી મારી આજ્ઞા છે. એમ કહીને તે પ્રવૃત્તિને સૂચક એટલે રાજાએ આ રીતે કહ્યું છે એ વાતને જણાવનાર એવો પોતાની સહી સહિત પત્ર લખીને તે બ્રાહ્મણને આપ્યો. અર્થાત્ રા-જાએ પોતાના નામની ચિઠી લખીને તેને આપી. તે બ્રાહ્મણ પણ ખુશી થયો સતો તે પત્ર લેઇને પોતાને ઘેર આવીને પોતાની સ્રીને સર્વ પણ વૃત્તાંત ક-હેતો હવો. ત્યારે સ્રીએ કહ્યું કે, હે સ્વામિન્ ત્યાં જઇને પ્રથમ દ્રવ્ય લાવો. એ વાતમાં વિલંબ ન કરો. કેમકે શ્રેય છે તે બહુ વિઘ્નવાળાં છે એમ કહ્યું છે. એ હેતુ માટે. ત્યારે તે બ્રાહ્મણ કહેતો હવો ॥ शतं विहाय भोक्तव्यमि-ति नीतिवचनं विद्यते ॥ એટલે શેકડો કાંમ મૂકીને જમવું એ પ્રકારનું નીતિનું વચન છે. એ કારણ માટે ભોજન કરીને અને સ્થિર ચિત્તવાળો થઇને પછી દ્રવ્યને અર્થે જઈશ. ત્યાર પછી તે સ્રીએ પાડોશીના ઘરથકી લોટ પ્રમુખ સામન લાવીને તત્કાળ રસોઇ નિપજાવીને તેને ભોજન કરાવીને વળી કહ્યું. હે સ્વામિન્ ઊતાવળા ત્યાં જઇને પોતાના કાર્ય પ્રત્યે સાધો. ત્યારે તે કહેતો હવો. ॥ भुक्त्वा शतपदं गच्छेद्यदि शय्या न लभ्यते इतिशास्त्रे उक्तत्वात् ॥ એટલે જમીને સો પગલાં ચાલવું. જો સૃય્યા ન પામીયે તો, અર્થાત્ જો સુવાનું ન મળે તો જમીને સો પગલાં ચાલવું એ રીતે શાસ્રને વિષે કહેલું છે. એ હેતુ માટે થોડી વાર સૂઇને પછી જઈશ, એમ કહીને સૂઈ ગયો. પરંતુ પ્રાયે કરીને દરિદ્રને નિદ્રા ઘણી હોય. એ કારણ માટે તે

બહુ નિદ્રાએ કરીને વ્યાપ્ત થયો સતો તે પ્રકારે સૂઈ ગયો જેમ બહુ કરાસ્ફોટન ધૂનનાદિ ક્રિયાએ કરીને એટલે હાથે કરીને ખેંચવું અને ઢંઢોળવું એ આદિક ક્રિયાઓએ કરીને પોતાની સ્ત્રીએ તત્કાળ જગાડવા માંડયો. પણ કષ્ટે કરીને ત્રીજે પહોરે જાગ્યો. ત્યાર પછી વળી સ્ત્રીએ પ્રેરણા કરયો. એવો તે બ્રાહ્મણ પોતાના ઘરથકી નીકળીને ચઊટાના માર્ગે કરીને જતો. વચમાં થવા માંડેલું એવું નાટક તે પ્રત્યે જોઇને વિચાર કરતો હવો. હજી પણ દિવસ ઘણો છે. માટે નાટક જોઇને પછી તત્કાળ દ્રવ્ય પ્રત્યે લાવીશુ. એ પ્રકારે વિચાર કરીને પૂરણ નાટક જોઇને આગળ ચાલતો અને માર્ગ મધ્યે સ્થાનકે સ્થાનકે કૌતક જોતો એવો, ને જતા એવા દિવસ પ્રત્યે ન જાણતો એવો તે બ્રાહ્મણ સૂર્યને આથમવાની વખતે રાજાના ભંડારની સમીપે પહોચ્યો. ત્યાં સૂર્ય આથમવા થકી ભંડારને બારણે તાળું દેઇને પોતાને ઘેર જતો એવો તે ભંડારી પ્રત્યે તે બ્રાહ્મણ, તે રાજાનો લખીઆપેલો કાગળ દેખાડતો હવો. ત્યારે તે ભંડારીએ પત્ર દેખીને કહ્યું. હે વિપ્ર ! રાજાનો કહેલો નિયમ પૂરણ થયો. માટે તું કાંઈ પણ પામીશ નહી. અર્થાત્ તને કાંઈ નહી મળે. માટે પોતાને ઘેર જા, ત્યાર પછી તે બ્રાહ્મણ પ્રમાદના વશ થકી ધન પ્રત્યે ન પામીને હાથ ઘસતો અને પશ્ચાત્તાપ કરતો એવો ત્યાંથી પાછો વળીને પોતાને ઘેર આવ્યો. અને પૂર્વની પઠમ દરિદ્રજ રહ્યો. આ લૌકિક દૃષ્ટાંત કહ્યું. હવે આત્મા ઉપર આ ઊપનય કરવો. તે કહે છે. સંસાર રૂપ નગરને વિષે દરિદ્ર બ્રાહ્મણ તુલ્ય મહાદુઃખી એવો સંસારી જીવ, તેને રૂડા કાર્યને વિષે પ્રેરણા કરનારી એવી સુમતિરૂપ સ્ત્રી જાણવી. તથા રાજાને તુલ્ય ઇહાં તીર્થંકરાદિ જાણવા. અને સદ્ગુરૂ ઈહાં ધર્મરૂપ ધનના દાતાર જાણવા. અને નરભવ રૂપ ઈહાં ભંડાર જાણવો. કેમકે તે વિના ધર્મધનની પ્રાપ્તિ ન હોય માટે એટલે જેમ ભંડાર વિના ધન ન પામીએ, તેમ નરભવ વિના ચારિત્ર રૂપ ધર્મ ન પામીએ, એ ભાવ. વળી સૂર્યસમાન આઊખુ જાણવું. યથા નામ જેમ સૂર્યના આથમતા પહેલાં ધન ગ્રહણ કરવાને વિષે રાજાની આજ્ઞા હતી. તેમ આયુઃક્ષય થયા પહેલાં ધર્મ કરવો. એ રીતની ગુરૂની આજ્ઞા છે.

॥यदुक्तम्॥ जरा जाव न पीडेइ वाही जाव न वड्ढई ॥

जाव न इंदियहाणी ताव धम्मं समायरे ॥१॥

અર્થ—જ્યાં સૂધી જરા નથી પીડતી એટલે જ્યાં સૂધી જરા નથી આવી. અને જ્યાં સૂધી વ્યાધિ વૃદ્ધિને નથી પામ્યો. અને જ્યાં સૂધી ઈંદ્રિયોની હાનિ નથી થઈ. ત્યાં સૂધી ધર્મનુ આચરણ કરવુ ઈત્યાદિ. વળી જેમ તે બ્રાહ્મણ ઘણો દિવસ માનતો નિદ્રા અને નાટક દેખવાદિ તે રૂપ પ્र-

મોહને વિષે આસક્ત થયો સતો ધન ન પામવે કરીને અતિશે પશ્ચાત્તાપનો કરનાર થયો, તેમ આ જીવ પણ પોતાનું આઊખુ બહુ માંનતો પાંચ ઈંદ્રિયોના વિષય સુખને વિષે આસક્ત થયો સતો આઊખુ પૂર્ણ થવા થકી ધર્મકૃત્ય કર્યા વિનાજ અન્યગતિને વિષે જઇને દુઃખે કરીને પીડિત થયો સતો પશ્ચાત્તાપ પ્રત્યે પામે છે. કે અહોઇતિ ખેદ વિષયને વિષે મગ્ન એવા મેં પરભવને વિષે સામગ્રી સતે પણ શ્રી જિનરાજનો ધર્મ આરાધન ન કર્યો. એ પ્રકારે પશ્ચાત્તાપ કરે છે. તો પણ પછી કાંઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી. તે કારણ માટે હે ભવ્ય જીવો. પ્રથમ થકીજ પ્રમાદ પ્રત્યે ત્યાગ કરીને રૂડા ધર્મને પાળવાને વિષે તત્પર થાઓ. જેણે કરીને તમારી સર્વ વાંછિતની સિદ્ધિ થાય, એ રીતે પ્રમાદ ઉપર દરિદ્ર બ્રાહ્મણનો ઉપનય જાણવો.

હવે આ પ્રકારે શ્રાવકપણું પામવાની ઇચ્છાવાળા ભવ્ય પ્રાણિઓએ નિન્હવાદિ કુદૃષ્ટિયોના વચનને વિષે વિશ્વાસી ન થવું એ પ્રકારે દેખાડીએ છીએ.—

॥ काव्यम् ॥ जनस्य सत्कांचनकंकणद्वयी निर्मापकस्योपनयं निशम्य सः ॥

कुदृष्टिवाक्याश्रयणे पराङ्मुखो भवेन्न चेद्वंचनमश्नुते ध्रुवम् ॥१॥

અર્થ—સોનીની પાસે રૂડા સોનાના કટક યુગળને ( કડાના જોડાને ) કરાવનાર પ્રાણિના ઉપનય પ્રત્યે સાંભળીને શ્રાવકને ઉચિત એવા ધર્મનો અભિલાષી એવો જે ભવ્યપ્રાણી હોય તે, કુદૃષ્ટિયોનાં જે વચન તેના આશ્રય કરવાને વિષે પરાઙ્મુખ થાય. અથાત્ તે કુદૃષ્ટિયોના વચનોને વિષે વિશ્વાસ પ્રત્યે ન કરે. અને જો તેને વિષે પરાઙ્મુખ ન થાય, એટલે તે કુદૃષ્ટિયોનાં વચન સાંભળવાથી ઉપરાંઠો ન થાય તો નિશ્ચે તે ઠગાય. અર્થાત્ તે કુદૃષ્ટિયોના વચનને વિષે વિશ્વાસ પ્રત્યે કરતો એવો અને તેના વચને કરી વ્યુદ્ગ્રાહિત થયું છે ચિત્ત તે જેનું એટલે ભોળવાયું છે ચિત્ત તે જેનું એવો સતો સદગુરૂના ઉપદેશ પ્રત્યે અનાદર કરીને આત્મ ધર્મથી ભ્રષ્ટ થાય. એ ભાવ.—

સોનાના કંકણને નિપજાવનાર નરનો ઉપનય આ નીચે પ્રમાણે.

કોઈ એક ભોળો પુરૂષ સોનીની પાસે સોનાનાં કંકણ યુગલ પ્રત્યે એટલે સોનાનાં કડાજોડાં પ્રત્યે કરાવતા હવો. ત્યારે તે ધૂર્ત્ત સોનીએ તે પુરૂષને ભોળો જાણીને તેને ઠગવાને માટે બે કંકણ યુગલ કર્યાં. એટલે કડાના બે જોડા તૈયાર કરયા. તેમાં એક કડાનો જોડા સોનાનો કર્યો. અને બીજો જોડો પીતળનો કર્યો. ત્યાર પછી તે ભોળા પુરૂષને સોનાનો કડાંજોડો આપીને તેને છેતરવાની બુદ્ધીએ કરીને તે સોનીએ એકાંતે તેને કહ્યું.

કે આ ગામને વિષે સર્વ લોકો મારા દ્વેષી છે. તે લોકો મારૂં કરેલું શુદ્ધ એવું પણ આભરણ તેને અશુદ્ધ કહેશે. તે કારણ માટે તું પ્રથમ મારૂં નામ લીધા વિના સર્વ લોકોને આ દેખાડીને શુદ્ધ અશુદ્ધની પરીક્ષા કરાવીને તું પાછો આવ. પછી હું ઉજળાં કરીને તારા હાથે પહેરાવું. ત્યાર પછી તે ભોળો પુરૂષ તેના કપટ પ્રત્યે ન જાણતો સતો તે ભૂષણ પ્રત્યે તેમજ લોકોને દેખાડીને અને લોકના મુખથકી તેને શુદ્ધતા પ્રત્યે સાંભળીને એટલે આ શુદ્ધ સોનાનાં કડાં છે. એવી વાર્ત્તા સાંભળીને પાછો આવીને સોનીને તે વૃત્તાંત કહીને તે ભૂષણ તેને આપતો હવો. ત્યાર પછી તે સોનીએ પોતાના હાથના લાઘવપણાથકી એટલે લઘુ લાઘવી કળાએ કરીને તે સોનાનું કંકણ યુગલ છાના સ્થાનકને વિષે મૂકીને વરણ પ્રમાણ અને આકારે કરીને તેને તુલ્ય બીજું પીતળનું કંકણ યુગલ તત્કાળ ઊજવળ કરીને તેના બે હાથમાં પહેરાવીને કહ્યું. કે આજ પછી મારૂ નામ સાંભળવાથી જો કોઇ પણ લોક આ પીતળનાં કડાં છે એમ કહે ત્યારે તેનું વચન તારે માનવું નહી. મારા વચનને વિષે તારે વિશ્વાસ રાખવો. ત્યાર પછી તે પુરૂષે ભોળાશપણે કરીને તેમજ અંગીકાર કર્યું. ત્યાર પછી તે પુરૂષ તે અશુદ્ધ એવું પણ ભૂષણ તેને શુદ્ધ માનતો ચતુષ્પથાદિકને વિષે એટલે મોટા માર્ગને વિષે જતો સતો લોકોએ પૂછયો. એટલે લોકોએ તેને પૂછયું આ કંકણ યુગલ કીયા સોનીએ કર્યું છે. ત્યારે તેણે કહ્યું ફલાણા સોનીએ કરયું છે. ત્યારે પરીક્ષાના કરનાર લોકોએ રૂડે પ્રકારે જોઇને કહ્યું. આતો પીતળનું છે તે ધૂર્ત્ત સોનીએ તને ઠગ્યો. ત્યાર પછી તે પુરૂષ તે સોનીએ વ્યુદ્ગ્રાહિત ચિત્ત કરયું છે માટે એ પ્રકારે વિચારતો હવો. આ સર્વ લોક તેના દ્વેષી છે. એ કારણ માટે આ પ્રકારે બોલે છે. આ મારૂં ભૂષણ તો શુદ્ધ સોનાનું છે. તે કારણ માટે એ-મની ખુશી આવે તેમ બોલો. પણ હું એ કડાના ત્યાગ પ્રત્યે નહી કરૂં. એ પ્રકારે રૂડા પુરૂષોના વચનનો અનાદર કરવા થકી અને તે ધૂર્ત્તના વચનને વિષે વિશ્વાસ કરવા થકી તે પુરૂષ અશુદ્ધ વસ્તુની પ્રાપ્તિયે કરીને ઠગાવાપણા પ્રત્યે પામ્યો. એટલે ઠગાયો. અને શુદ્ધ વસ્તુનો ભાગી ન થયો. આ લૌકિક દૃષ્ટાંત કહ્યું. હવે આ દૃષ્ટાંત આત્મા ઉપર ઉતારવું તે કહે છે. જે સોનાના કાંકણને ગ્રહણ કરનારો પુરૂષ તે ઈહાં ધર્મનો અર્થી જીવ જાણવો. અને જે સોની તે નિન્હવાદિ કુગુરૂ જાણવો. અને તે સોનીએ પ્રથમ સોનાનાં કડાં દેખાડયાં તે ઇહાં પ્રથમ પચ્ચખ્ખાણ દાનદયાદિ ધર્મકૃત્ય તેને કુગુરૂ દેખાડે છે. વળી જે તે સોનીએ પોતાનો વિશ્વાસ ઉપજાવીને તેને પીતળનાં કડાં આ-પ્યાં. તે ઇહાં કુદૃષ્ટિવાળા પૂરૂષે નાના પ્રકારની વચનની કલ્પનાએ કરીને તેના ચિત્તને વ્યુદ્ગ્રાહિત કરીને એટલે તેના ચિત્તને ભોળવીને એકાંત વાદ સહિત શ્રી

અરિહંતના ધર્મથી વિરૂદ્ધ એવું ધર્મનું સ્વરૂપ તેને ગ્રહણ કરાવીએ છીએ. એટલે વીતરાગના કહેલા ધર્મથી વિપરીત ધર્મનું સ્વરૂપ તેને ગ્રહણ કરાવે છે. વળી જેમ તે ભોળો પુરૂષ તે સોનીની પ્રેરણા કરવાથી એટલે તે સોનીના કહેવાથી સતપુરૂષના વચનને દ્વેષરૂપ જાણીને ન માનતો હવો. તેમ આ પણ ધર્મનો અર્થિ પુરૂષ મિથ્યાત્વિ લોકોએ વ્યુદ્ગ્રાહિત ચિત્ત કરવાથી એટલે મિથ્યાત્વિ લોકોએ તેના ચિત્તમાં શલ્ય ઘાલવાથી શુદ્ધ ધર્મના ઉપદેશક ગુરૂનું વચન દ્વેષરૂપ જાણીને એટલે આ ગુરૂ તો લોકોના ઉપર દ્વેષ કરીને લોકોનાં છિદ્ર કહાડે છે. એમ મનમાં જાણીને નથી માનતો. ત્યાર પછી જેમ તે પુરૂષ અશુદ્ધ વસ્તુની પ્રાપ્તિયે કરીને ઠગાવા પ્રત્યે પામ્યો. એટલે ઠગાયો. તેમ આ ધર્મનો અર્થી પણ શુદ્ધ ધર્મની અપ્રાપ્તિયે કરીને વંચન પ્રત્યે પામ્યો સતો એટલે શુદ્ધ ધર્મ ન પામવે કરીને ઠગાયો સતો દુર્ગતિનો ભજનાર થાય છે. એટલે દુર્ગતિ જાય છે. પછી તેને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય છે. અર્થાત્ તે દુર્લભ બોધિ થાય છે. તે કારણ માટે હે ભવ્ય જીવો તમારે જો શુદ્ધ ધર્મની ઈચ્છા હોય તો પ્રથમ થકીજ નિન્હવાદિ કુદૃષ્ટિયોના વચનોને વિષે વિશ્વાસ પરિહરો. અને જ્ઞાનાદિ ગુણવંત એવા અરિહંતના કહેલા અનેકાંત ધર્મના ઉપદેશક સદ્ગુરૂના વચનોને વિષે વિશ્વાસ પ્રત્યે કરો. જેણે કરીને તત્કાળ પરમાત્મપણાની સંપદા પ્રકટ થાય. એ પ્રકારે કુદૃષ્ટિના વચનના વિશ્વાસને વિષે સોનાના કાંકણને નિપજાવનારનો ઊપનય કહ્યો. એ પ્રકારે પ્રસંગ સહિત દેશવિરતિનું સ્વરૂપ કહ્યું.

॥ उपजातिवृत्तम् ॥

इत्थं स्वरूपं परमात्मरूपनिरूपकं चित्रगुणं पवित्रम् ॥
सुश्रावकत्वं परिगृह्य भव्या भजंतु दिव्यं सुखमक्षयं च ॥१॥

અર્થ—પરમાત્મ રૂપને નિરૂપણ કરનાર એવું અને નાના પ્રકારના છે ગુણ તે જેમાં એવું અને પવિત્ર એવું અને આ પૂર્વે કહ્યું એવું છે સ્વરૂપ તે જેનું એવું ભલું શ્રાવકપણું તે પ્રત્યે હે ભવ્ય જીવો અંગીકાર કરીને મનોહર છે સુખ તે જેને વિષે એવું અને અક્ષય કહેતાં ક્ષય રહિત એવું જે મોક્ષ સુખ તે પ્રત્યે ભજો એટલે સેવન કરો. અર્થાત્ પૂર્વે કહ્યા પ્રમાણે દ્રવ્યભાવ બે પ્રકારે શ્રાવકપણું જે પાળે તેનો અનુક્રમે મોક્ષ થાય છે. એ ભાવ. આ દેશવિરતિનો વિચાર લેશથકી આત્મપ્રબોધ ગ્રંથને અનુસારે મે ઇહાં વર્ણન કર્યો છે. આ અધિકારમાં પ્રથમ પૂજાને અધિકારે ॥ तिण्णि नि-सिही इत्यादिक ॥ સંક્ષેપથી કહ્યું છે. તેનું સ્વરૂપ આ નીચે પ્રમાણે જાણવું.

## દેરાસરે જાતાંજ દશ ત્રિક સાચવવા તેની વિગત.

| | | | |
|---|---|---|---|
| ૧ | ત્રણ નિસિહીનું ત્રિક. | ૬ | ચ્યાર દિશિમાંથી જે દિશિએ ભગવાન્ બેઠેલા હોય તેજ એક દિશાના સાંમુ જોવાનુ મુકીને ત્રણ દિશાની સન્મુખ જોવાનું વિરમણ કરવું એટલે ટાળવું, તેનું ત્રિક. |
| ૨ | ત્રણ પ્રદક્ષિણાનું ત્રિક. | ૭ | ત્રણવાર પગ મુકવાની ભૂમીનું પ્રમાર્જન કરવું. તેનું ત્રિક. |
| ૩ | ત્રણ વખત પ્રણામ કરવાનું ત્રિક. | ૮ | વર્ણાદિકનું ત્રિક. |
| ૪ | ત્રણ પ્રકારની પૂજાનું ત્રિક, અંગ પૂજાદિક. | ૯ | ત્રણ મુદ્રાનું ત્રિક. |
| ૫ | ત્રણ અવસ્થાનું ભાવવું, તેનું ત્રિક, પિંડસ્થાવસ્થાદિક. | ૧૦ | ત્રણ પ્રણિધાનનું ત્રિક. |

જે ત્રણ બોલનો સમુદાય હોય તેને ત્રિક કહીએ. આ દશ ત્રિકનાં નામ કહ્યાં.

### હવે પ્રથમ ત્રણ નિસિહી કયે કયે સ્થાનકે કરવી તે કહેછે.

જે સાવદ્ય વ્યાપારનો એટલે પાપ સહિત વ્યાપારનો મન વચન અને કાયાએ કરીને નિષેધ કરવો. તેને નિસિહી કહીએ. તેમાં પ્રથમ નિસિહી તે પોતાના ઘરં હાટ પરિવારાદિ સંબંધિ જે સાવદ્ય વ્યાપાર એટલે પાપ સહિત વ્યાપાર, તે સર્વ દૂર કરવાને માટે એટલે દ્રવ્યભાવ બે પ્રકારે મૂકવાને માટે શ્રી જિનમંદિરના અગ્રદ્વારને વિષે કહે. એટલે દેરાસરના મૂળ બારણે દરવાજામાં પેસતાંજ પહેલી નિસિહી કહે, પણ ઈહાં શ્રી જિનઘરને પુંજવા સમારવા સંબંધિ તથા પૂજા સંબંધિ સર્વ વ્યાપાર આદરે. અર્થાત્ ઘર સંબંધિનો પાપવ્યાપાર મૂકીને દેરાસર સંબંધિ જે વ્યાપાર છે તે કરવો ઉચિત છે. તથા બીજી નિસિહી તે જિનઘર સંબંધિ વ્યાપારથી નિવર્ત્તવા રૂપ એટલે દેરાસર સંબંધિ વ્યાપારને દૂર કરવા રૂપ દેરાસરના મધ્ય ગભારામાં પેસતાં કહે. ત્યાં એટલે બીજી નિસિહીમાં દેરાસર પડ્યા આખડયાની ચિંતાનો તથા દેરાસરમાં પુંજવાદિકનો ત્યાગ કરીને દ્રવ્ય પૂજાદિકનો પ્રારંભ

કરે, એમ સર્વ પ્રકારની પૂજા, વિધિ સહિત સાચવી રહ્યા પછી. ત્રીજી નિ-સિહી જે જિનપૂજા સંબંધિ વ્યાપારના ત્યાગ રૂપ છે. તે જિનપૂજાના વ્યાપારનો ત્યાગ તો ચૈત્યવંદન કરવાને અવસરે હોય, એટલે ચૈત્યવંદન કરતી વખતે દ્રવ્યપૂજાનો વ્યાપાર સર્વ નિવર્ત્તાવીને એટલે દૂર કરીને કેવળ એક ભાવપૂજા રૂપ ચૈત્યવંદન સ્તવનાદિકનો એકાગ્ર ચિત્તે કરીને પાઠનો ઉચ્ચાર કરે. એ રીતે ત્રણ નિસિહી સાચવે, વળી બીજે પ્રકારે તેનું સ્વરૂપ કહ્યું છે તે દેખાડીએ છીએ. અથવા મન વચન અને કાયાએ કરીને ઘર સંબંધિ વ્યાપારના નિષેધ કરવા રૂપ ત્રણવાર નિસિહી દેરાસરના અગ્રદ્વારમાં કહેવી. અને તેજ પ્રમાણે મનાદિક ત્રણ યોગે કરીને દેરાસર સંબંધિ વ્યાપારને ત્યાગવારૂપ ત્રણ નિસિહી ગભારામાં કહેવી. તથા વળી ચૈત્યવંદનાદિ કરવાને અવસરે પણ મન વચન કાયાએ કરીને જિનપૂજાના વ્યાપારને ત્યાગવારૂપ ત્રણ નિસિહી કહેવી. એ રીતે દરેક વખતે મન વચન અને કાયાના યોગે કરીને ત્રણ ત્રણ નિસિહી કહેવી. તે ત્રણ ત્રણ નિસિહીએ કરીને એક એક નિસિહી જાણવી. અથવા દરેક વખતે એકજ નિસિહી કહેવી. એટલે ઉપર લખેલા ત્રણ સ્થાનકે એકેક નિસિહી કહેવી, તેમાં પણ મન વચન અને કાયાએ કરીને તે તે વ્યાપારનો ત્યાગ જાણવો. પરંતુ ઘર સંબંધિ અને દેરાસર સંબંધિ અને પૂજા સંબંધિ વ્યાપારનો નિષેધ કરીએ છીએ. એમ સમજીને દેરાસરમાં પેસતાંજ ત્રણે નિસિહી કહી દેવી નહી. જે જે સ્થાનકે કહેવાની કહી છે. તે તે સ્થાનકે તેનું સ્વરૂપ સમજીને દ્રવ્યભાવ બે પ્રકારે નિસિહી કહેવી. એટલે નિષેધ કરવો.. પણ કાંઇ મુખમાત્ર ઊચ્ચારણ કરવે કરીને તેનો લાભ થાય નહી. ઉલટું અંતરમાં તેનો નિષેધ થયા વિના એટલે તે તે વ્યાપારથી વિરતિપરિણામ થયા વિના મૃષાવાદનો દોષ લાગે છે. અને તેથી મિથ્યાત્વ આવે છે. માટે આત્માર્થિ પુરૂષોએ સાચી નિસિહી કહેવામાં વર્ત્તવું. એ તાત્પર્ય છે. એ ત્રણ નિસિહીનું ત્રિક પૂરૂં થયું.

હવે બીજુ ત્રણ પ્રદક્ષિણાનું ત્રિક કહીએ છીએ.

ચૈત્યના દક્ષિણ ભાગથી ત્રણ પ્રદક્ષિણા દેવી. એટલે સંસારમાં ભ્રમણ ટાળવારૂપ ભાવનાએ કરીને. તે ભાવના કેવે પ્રકારે કરવી તે કહે છે. હે સ્વામિનાથ હું સંસારમાં આ રીતે અનાદિકાળનો ભ્રમણ કરૂંછું માટે આ પ્રદક્ષિણાએ કરીને એ મહારૂં ભ્રમણ ટળી જાય. ફરીથી મહારે સંસારમાં પરિભ્રમણ કરવું પડે નહી. એ રીતે વિચારતો સતો શ્રી પ્રતિમાજી મહારાજની જમણી બાજુથી અનુક્રમે દ્રવ્યથી ત્રણ પ્રદક્ષિણા કરે, એટલે ત્રણ ફેરા ફરે. અને ભાવથી જ્ઞાનદર્શન અને ચારિત્રની આરાધનારૂપ એટલે તેને પાળવારૂપ ત્રણ ફેરા કરે, એ રીતે દ્રવ્યભાવ બે પ્રકારે પ્રદક્ષિણાનું સ્વરૂપ સ-

અને જે સમ્યક્દૃષ્ટિ ભવ્યપ્રાણી, ઉપર કહ્યા પ્રમાણે ત્રણ પ્રદક્ષિણા કરવે કરીને અનુક્રમે સંસારથી મૂકાય છે. અને જે ભવાભિનંદી મિથ્યાત્વાદિ અનેક અવગુણોએ કરીને ભરેલો દગાબાજ પડપંચનો કરનારો. અને વિશ્વાસ ઘાતનો કરનારો કેવળ ઊપરથી લોકની દેખાદેખી પ્રદક્ષિણા કરે, તેને કાંઈ ફળ થતું નથી. ઉલટું જૂઠું બોલવાનું પાપ લાગે છે. એ બીજૂ પ્રદક્ષિણાનું ત્રિક કહ્યું.

હવે ત્રીજું પ્રણામનું ત્રિક કહીએ છીએ.

શ્રી જિનપ્રતિમાને દેખીને બે હાથ જોડી નિલાડે (કપાળે) લગાડી પ્રણામ કરીએ. તે પ્રથમ અંજળીબદ્ધ પ્રણામ કહીએ તથા કટિદેશથી એટલે કેહેડના ભાગથી ઊપરલું અરધું શરીર તેને લગારેક નમાડી પ્રણામ કરીએ અથવા ઉર્ધ્વાદિ સ્થાનકે રહ્યા થકા (ઊભાથકા) કાંઈક મસ્તક નમાડીએ. તથા મસ્તક અને હાથાદિકે કરીને ભૂમી અને પગાદિકનું ફરસવું. તે એક અંગથી માંડીને ચ્યાર અંગ પર્યંત નમાડવું. તે બીજો અર્દ્ધાવનત પ્રણામ કહીએ. તથા વળી બે ઢીંચણ બે હાથ અને પાંચમું મસ્તક એ પાંચ અંગ નમાડીને નીચા પડીને નમસ્કાર કરીએ. તે પંચાંગ પ્રણામ કહીએ. તે પંચાંગ પ્રણામ એવે નામે ત્રીજો પ્રણામ જાણવો. એ રીતે દ્રવ્યભાવ બે પ્રકારે ત્રણે પ્રકારના પ્રણામ જાણવા. તેમાં દ્રવ્યથકી તો ઉપર કહ્યું તે પ્રમાણે અને ભાવથકી મન વચન અને કાયાએ કરીને કષાયરહિત થવું. તે ભાવ પ્રણામ કહીએ. એ રીતે આત્માર્થી પુરૂષોએ પ્રણામ કરવો એ ત્રીજું પ્રણામનું ત્રિક કહ્યું.

હવે ચોથું પૂજાનું ત્રિક કહીએ છીએ.—

પહેલી અંગપૂજા કરવી. તેમાં પ્રથમ શ્રી વીતરાગની પૂજાના અવસરે મન વચન અને કાયાની શુદ્ધિયે કરીને કેસર ચંદનાદિક ઉચિત દ્રવ્યે કરીને શ્રી જિનપ્રતિમાની પૂજા કરવી. તે અંગપૂજા કહીએ. બીજી અગ્રપૂજા તેમાં ધૂપ દીપ નૈવેદ્યાદિકનું આગળ ઢોકન કરવું એટલે આગળ મૂકવું. એ બીજી અગ્રપૂજા કહીએ. ત્રીજી ભાવપૂજા તેમાં સ્તુતિ ગીત ગાન નાટક છત્ર, ચામર વિંજવું ઈત્યાદિ તથા દેવદ્રવ્ય વધારવા પ્રમુખ સર્વ ભાવપૂજા જાણવી. આ ત્રણ પ્રકારની પૂજાનું સ્વરૂપ પ્રથમ પંચપ્રકારની પૂજાનું સ્વરૂપ કહ્યું છે. તેમાં સવિસ્તર દર્શાવેલું છે. માટે ત્યાંથી જાણજો. એ પૂજાનું ત્રિક કહ્યું. અથવા એક વિઘ્નોપશામિની• એટલે વિઘ્નને ઊપશમાવનારી અર્થાત્ દ્રવ્યભાવ બે પ્રકારે વિઘ્નને નાશ કરનારી અને બીજી અભ્યુદયસાધની એટલે દેવલોકને પમાડનારી અને ત્રીજી નિવૃત્તિદાયિની એટલે મોક્ષપદને પમાડનારી એ રીતની ત્રણ પ્રકારની પૂજા આવશ્યક નિર્યુક્તિને વિષે કહી છે. બીજા પણ

પૂજાના પ્રકાર ત્યાં કહેલા છે. માટે ત્યાંથી જાણી લેવા, અને ઈહાં પણ આગળ પૂજાના અધિકારમાં કહી આવ્યા છીએ.

હવે પાંચમું અવસ્થાનું ત્રિક કહે છે.—

પહેલી પિંડસ્થાવસ્થા ભાવીએ, બીજી પદસ્થઅવસ્થા ભાવીએ. ત્રીજી રૂપરહિતપણાની અવસ્થા ભાવીએ. તેમાં જે પિંડસ્થાવસ્થા છે તે છદ્મસ્થાવસ્થાનેવિષે તીર્થંકર પદનાં પિંડ કહેતાં જે શરીર તીર્થંકર નામકર્મને યોગ્ય છે. તે પિંડસ્થાવસ્થા કહીએ. અર્થાત્ તીર્થંકર મહારાજની છદ્મસ્થાવસ્થાનું જે શરીર તેનો જે વિચાર કરવો. તે પિંડસ્થાવસ્થા કહેવાય, અને બીજી કેવળ જ્ઞાન અવસ્થાએ એટલે કેવળ જ્ઞાન પામ્યા પછી પ્રભુ, પદસ્થ થયા. એટલે પ્રભુતાઇપણાને પાંમ્યા. તે પદસ્થાવસ્થા કહીએ. અને ત્રીજી રૂપાતીતાવસ્થા સિદ્ધપણાની અવસ્થાએ ભાવવી. કારણ કે સિદ્ધપણું છે તે રૂપથકી અતીત છે એટલે રહિત છે. માટે સિદ્ધના સ્વરૂપનું જે વિચારવું. તે રૂપાતીત ભાવના કહીએ. એ ત્રણ અવસ્થાનું ત્રિક કહ્યું.

હવે છઠું ત્રણ દિશિ જોવાથી નિવર્તીવાનું ત્રિક કહે છે.—

શ્રી જિનપ્રતિમા જૂહારતાં પ્રભુ ઉપર એકાંત ધ્યાન રાખવાને માટે એક ઊંચી દિશાને વિષે અને બીજુ અધો દિશિને વિષે એટલે નીચી દિશાને વિષે અને ત્રીજું તીરછી દિશાને વિષે એટલે આડુઅવળું જોવાનું વર્જવું. એટલે છાંડવું. અથવા પાછળ પૂંઠની દિશાએ અને જમણી દિશાએ અને ડાબી દિશાએ જોવું નહીં. એટલે જે દિશાએ શ્રી ભગવંતની પ્રતિમા હોય તે દિશાને મૂકીને પૂંઠની બાજુ તથા જમણી બાજુ અને ડાબી બાજુ એ ત્રણે દિશાએ જોવાનું વર્જન કરવું. અર્થાત્ શ્રી જિનેશ્વરના મુખને વિષે પોતાની દૃષ્ટિને સ્થાપન કરીને વંદન કરે, એટલે જિનપ્રતિમા ઉપર પોતાનાં લોચન થાપી એકાગ્ર મન કરીને ચૈત્યવંદનાદિક કરે, પરંતુ આડું અવળું જૂવે નહી. એ છઠું ત્રણ દિશિમાં જોવાને વર્જવાનું ત્રિક કહ્યું.

હવે સાતમુ પદ ભૂમિ પ્રમાર્જનનું ત્રિક કહે છે.

શ્રી જિનને વંદના કરતી વખતે ઇરિયાવહિ પડિક્કમતાં તથા ચૈત્યવંદન કરતાં જીવની યતનાને અર્થે રૂડે પ્રકારે દૃષ્ટિવડે જોઇને પગ સ્થાપવાની ભૂમિ ત્રણવાર પૂંજવી. તેમાં ગૃહસ્થ હોય તો વસ્ત્રને છેડે કરીને પૂંજે, અને સાધુ હોય તો રજોહરણે કરીને પૂજે, એ સાતમું ત્રિક કહ્યું.

હવે આઠમું આલંબનનું ત્રિક કહે છે.—

એક વર્ણનું આલંબન, બીજું અર્થનું આલંબન તેમાં નમોત્થુણાદિક

સૂત્ર ભણતાં તેમાં આવેલા જે હળવા ભારે અક્ષર તે ન્યૂનાધિક રહિતપણે યથાવસ્થિત બોલવા. એટલે જેવા હોય તેવા બોલવા. તથા સંપદા પ્રમુખનું એટલે વિસામાદિકનું બરાબર ચિંતન રાખવું. અર્થાત્ જે જે સ્થાનકે વિસામો કરવો ઘટે તે તે ઠેકાંણેજ વિસામો કરવો. તે પ્રથમ વર્ણાલંબન જાણવું. અને જે નમોત્થુણં પ્રમુખ સૂત્રો ભણતાં તેના અર્થ હૃદયમાં વિચારવા. એટલે નમોત્થુણાદિક બોલતી વખતે તેના અર્થ ઉપર ઉપયોગ રાખવો. તે બીજું અર્થાલંબન જાણવું. ત્રીજું પ્રતિમાદિકનું આલંબન તે કેવી રીતે હોય તે કહે છે. જિનપ્રતિમા તથા આદિ શબ્દ થકી ભાવ અરિહંત તેમનું જે સ્વરૂપ તેનું આલંબન ધારવું. એટલે જિનપ્રમાનું અને ભાવ અરિહંતનું યથાર્થ સ્વરૂપ વિચારવામાં ઉપયોગ લગાડવો. તે ત્રીજુ પતિમાદિ આલંબન જાણવું. એ આઠમું ત્રિક કહ્યું.

હવે નવમું મુદ્રાનું ત્રિક કહે છે.

પહેલી યોગ મુદ્રા, બીજી જિનમુદ્રા, ત્રીજી મુક્તાશુક્તિ મુદ્રા, એ ત્રણ મુદ્રાનું સ્વરૂપ સવિસ્તર નીચે જણાવીએ છીએ.

૧ અન્યોન્યાંતરિતાંગુલિ કરવી. એટલે બે હાથની દશે આંગળીયોને માંહોમાંહે ભીડાવવી. અને કમળના દોડાને આકારે બે હાથ જોડી કરીને તે બેઉ હાથની કૂણીયો પેટ ઉપર સ્થાપન કરવો. એ રીતે કરવે કરીને યોગ મુદ્રા થાય. એ પહેલી યોગમુદ્રાનુ સ્વરૂપ કહ્યું. આ યોગમુદ્રા ચૈત્યવંદન કરતી વખતે જાણવી.

હવે બીજી જિનમુદ્રાનું સ્વરૂપ કહે છે.—

૨ આગળની તરફ બે પગની વચમાં ચ્યાર આંગળનું આંતરૂં રાખવું. અને પછવાડે પગની પાનીની તરફ કાંઈક ઓછા એવા ચ્યાર આંગળનું આંતરૂં રાખવું. એ રીતે કરવે કરીને જિનમુદ્રા થાય, આ જિનમુદ્રા કાઊસ્સગ્ગ કરતી વખતે જાણવી.

હવે ત્રીજી મુક્તાશુક્તિ મુદ્રા કહે છે.—

૩ બેઉ હાથ સરખા ગર્ભિતપણે રાખીએ, એટલે બેઉ હાથ બરોબર જોડીએ. અર્થાત્ આંગળીમાં આંગળી ભરાવ્યા વિના બે હાથ જોડીને લલાટના (કપાળના) મધ્યભાગને વિષે લગાડીએ. તે મુક્તાશુક્તિ મુદ્રા કહીએ ઈહાં બીજા આચાર્ય એમ કહે છે કે કપાળે લગાડયા વિના પણ થાય. આ મુદ્રા આંગળિયોના છિદ્ર વિના જેમ મોતીના છીપનો જોડો મળેલો હોય. તેવે આકારે હાથ રાખવા.. આ મુદ્રા પ્રણિધાનની વખતે જાણવી. આ ઉપર કહેલા ત્રણ મુદ્રાઓ જે જે ક્રિયા વખતે કરવી તે વિશેષથી કહીએ છીએ. પંચાંગ પ્રણિપાત કરતી વખતે એટલે ઇચ્છામિ ખમાસમણનો પાઠ ભણતી

વખતે, ઇહાં ઇચ્છામિ ખમાસમણુનો પંચાંગ પ્રણિપાત કહ્યો છે. અને સ્તવ પાઠ ભણુની વખતે એટલે શ્રી જિનેશ્વરના ગુણની સ્તુતિ એટલે સ્તવનાદિક કરતી વખતે યોગમુદ્રા કરવી. એટલે ઉપર લખેલી ક્રિયા યોગમુદ્રાએ કરવી, અને વળી વાંદણાં દેવાં. અને કાઊસ્સગ્ગ ઈત્યાદિ સર્વ જિનમુદ્રાએ કરીને થાય, અને વળી પ્રણિધાન કહેતાં જયવીયરાય તે મુક્તાશુક્તિ મુદ્રાએ કરીને કહીએ. ઇહાં શ્રી સંઘાચાર ભાષ્યમાં એવું કહ્યું છે કે મુક્તાશુક્તિ મુદ્રાએ કરીને સ્ત્રીયોને સ્તનાદિક અવયવો જેમ પ્રકટ ન દેખાય તેમ થવું જોઇએ. એટલાજ કારણ માટે સ્ત્રીયોને ઊંચા લલાટ દેશે હાથ લગાડવા કહ્યા નથી. એટલે કપાળે હાથ લગાડવા કહ્યા નથી. એ નવમું મુદ્રા ત્રિક કહ્યું.

હવે દશમું પ્રણિધાનનું ત્રિક કહે છે.—

॥ जावंति चेइयाइ ॥ એ ગાથા ચૈત્યને વાંદવારૂપ છે. એટલે જિનપ્રતિમાને વાંદવારૂપ છે. તે પહેલુ પ્રણિધાન જાણવું. તથા ॥ जावंत केवि-साहु ॥ એ ગાથા મુનિને વાંદવારૂપ છે. તે બીજું પ્રણિધાનન જાણવું. તથા ॥ जयवीयराय आ जवमखंडा पर्यंत ॥ એ ગાથાઓ પ્રાર્થનારૂપ છે. તે ત્રીજું પ્રણિધાન જાણવું. અથવા એક મનનું, બીજું વચનનું, અને ત્રીજું કાયાનું; એકત્વપણું એટલે એ ત્રણનું એકાગ્રપણું તે પણ પ્રણિધાનનું ત્રિક કહીએ. ઈહાં શિષ્ય પૂછે છે, કે

ચૈત્યવંદન કરતી વખતે તો પ્રણિધાન આવે છે. અને બીજી બાકીની વંદનાઓ તો પ્રણિધાન વિનાજ થાય છે. ત્યાં એ બોલ સચવાતા નથી તેનું કેમ? તેને ગુરૂ કહે છે, કે

ઈહાં એટલે બીજી વદદનાઓ કરતાં મન વચન અને કાયાની એકાગ્રતા છે. એ મુખ્ય પ્રણિધાન છે. કેમકે સિદ્ધાંતમાં એવું કહ્યું છે કે કોઇ ક્રિયા પ્રણિધાન વિના લેખે લાગે નહી. જેમ ખેતીના કરનારને ખેતી વાવવામાં પ્રથમ પાણી જોઇયે. જો પાણી વિના તેની કરેલી ખેતી સર્વ નિષ્ફળ જાય, તેમ જે જે ક્રિયા કરવી, તે તે સર્વ પ્રણિધાન સહિતજ લેખે લાગે. અને પ્રણિધાન વિના એટલે મન વચન અને કાયાની એકાગ્રતા વિના જે કરવું તે સર્વ છાર ઉપર લીંપણ જેવું છે ઈહાં શિષ્ય પુછે છે કે

આવશ્યકજીના બાળાવબોધમાં તો એવું લખ્યું છે કે કદાચિત્ સામાયિકમાં મન બાહાર જાય અને તેનું જે પાપ લાગે તે મિચ્છ.મિ દુક્કડ દેવાથી છુટીએ છીએ. અને ઇહાં તો એવું કહ્યું કે ત્રિકરણ શુદ્ધિ વિના કોઈ ક્રિયા લેખે લાગતી નથી. તેનું શી રીતે.?

ગુરૂ કહે છે હે શિષ્ય તમે પ્રશ્ન તો ઠીક કર્યું પણ તેનો પરમાર્થ તમારા

સમજવામાં આવ્યો નહી. માટે તેનો પરમાર્થ એ રીતે સમજવો કે, જે પુરૂષ અધિકારી હોય અને જ્ઞાનવંત હોય, તે પુરૂષ પ્રથમથી મન વચન અને કાયાની શુદ્ધિ કરીને પોતાને ઊચિત ક્રિયામાં પ્રવર્ત્તે છે. તેમ કરતાં કોઈ વખત સરાગભાવને લીધે કોઈ આશ્રવભાવમાં મન જાય, તો તેને સમ્યક્પ્રકારે જ્ઞાને કરીને મનને પાછું વાળીને પોતાના સ્વભાવમાં લાવે. અને જેટલી વખત આશ્રવભાવમાં મન રહ્યું તેનો પશ્ચાત્તાપ સહિત મિચ્છામિ દુક્કડ દેછે. તો તેણે જે જ્ઞાનાવરણાદિક દળ મેળવ્યાં હોય તો વેરાઈ જાય. પણ પ્રથમથી કાંઇ સમજતો નથી અને મન વચન અને કાયા તેનું કાંઈ ઠેકાણું નથી. અને મન તે કેવી રીતે ગયું તેનું તેને કાંઇ ભાંન નથી. અને મિચ્છામિ દુક્કડનો શ્યો અર્થ છે. તે કાંઇ જાંણતો નથી. કેવળ લોકની દેખાદેખી મિચ્છામિ દુકકડ એટલા અક્ષર બોલી જાણે છે. તો તેને કાંઈ પાપ છૂટતું નથી. માટે પ્રથમથીજ મન વચન અને કાયાની શુદ્ધિ કરીને પોતાની યોગ્યતા પ્રમાણે શુભ ક્રિયામાં પ્રવર્ત્તન કરવું. પણ સમકિતદૃષ્ટિ અધિકારી પુરૂષોને આશ્રીને કદાચિત કોઇક વચન મિછામિ દુક્કડ દીધે સતે મનનુ પાપ છુટે છે, એ પ્રકારનુ કહેલું હોય તેનું અવલંબન કરીને મનને રોકવાના ઉદ્યમમાં જે ન વર્ત્તવું તે અજ્ઞાનનું ચેષ્ટિત (આચરણ) છે. કેમકે અધ્યાત્મસાર ગ્રંથને વિષે પણ કહ્યું છે. કે,—

अनिगृहीतमना विदधत्परां न वपुषा वचसा च शुभक्रियाम् ॥
गुणमुपैति विराधनयानया बत दुरंतभवभ्रममंचति ॥१॥
अनिगृहीतमनाःकुविकल्पतो नरकमृच्छति तंडुलमत्स्यवत् ॥
इयमभक्षणजा नहि जीर्णताऽमुपनतार्थविकल्पकदर्थना ॥२॥

અર્થ—નથી વશ કરયું મન તે જેણે એવો જે પુરૂષ તે વચને કરીને અને કાયાએ કરીને ઊત્કૃષ્ટિ એવી શુભ ક્રિયા પ્રત્યે કરતો સતો ગુણ પ્રત્યે ન પાંમે. અને બત કહેતાં ખેદ એટલે આ ખેદની વાત છે કે, આ વિરાધનાએ કરીને દુષ્ટ છે અંત તે જેનો એવા ભવમાં ભ્રમણ પ્રત્યે પાંમે છે. આ અક્ષરાર્થ થયો. એનો ભાવાર્થ આ નીચે પ્રમાણે. એક મનનો નિગ્રહ કર્યા વિના. વચને કરીને તથા કાયાએ કરીને જેટલી શુભ ક્રિયા કરે તેટલી ઉપયોગની શૂન્યતાએ કરીને અવિધિએજ કરે. કેમકે ઊપયોગ વિના વિધિ શી રીતે બની શકે, અને તે અવિધિનો કરનારો તો અવશ્ય સૂત્રને વિષે છ કાયનો વિરાધક કહ્યો છે. માટે તેવી રીતે ક્રિયા કરવાથી કાંઇ ગુણ થતો નથી. માટે શૂન્ય ક્રિયા કરતો થકો વિરાધકપણે કરીને સંસારમાં ઘણા ભવ ભમશે, એ ભાવ. ॥૧॥ નથી વશ કરયું મન તે જેણે એવો જે પુરૂષ તે કુવિકલ્પથી તંદુલ મત્સ્યની પઠમ નરક ગતિને પાંમે છે.

એ અભક્ષણુ થકી થએલી જીર્ણતા નથી. એ તો ન પ્રાપ્ત થએલા એવા જે અર્થ તેના જે સંકલ્પ વિકલ્પ તેણે કરીને કદર્થના થઈ છે. એ અક્ષરાર્થ થયો. હવે ભાવાર્થ કહે છે. મન વશ કર્યા વિના જે પુરૂષ તપ જપ કરે અને વળી મનમાં માઠા માઠા વિકલ્પ ઘણા થાય તો તેથી તે પુરૂષ તંદુલ મચ્છની પઠમ નરકમાં પડે, કેમકે એ કુવિકલ્પ કરતો થકો ઊપવાસ છઠ્ઠ અઠ્ઠમાદિક તપ કરે. એટલે ઊપવાસાદિકે કરીને તેને પારણે સારી સારી ચીજો ખાવાની અથવા સારી સારી ચીજો પામવાની તે ઊપવાસમાં રહ્યો થકોજ ઇચ્છા કરે, અને તે ચીજોની તેને પ્રાપ્તિ થાય નહી તો, તેથી તેને બહુ વિકલ્પવૃદ્ધિને પામે કે, અરેરે મેં ઊપવાસ કરયો પણ મને કાંઈ મળ્યું નહી. એવી રીતે વિકલ્પ કરવે કરીને મહોટી કદર્થના પામે, અને તે કદર્થના છે તે તપનું અજીર્ણ છે. માટે મન વશ કરીને કરવુ એજ શ્રેય છે. એ ભાવ. ॥૨॥

मनसि लोलतरे विपरीततां वचननेत्रकरेंगितगोपना ॥

व्रजति धूर्त्ततया ह्यनयाखिलं निविडदंभपरैर्मुषितं जगत् ॥३॥

અર્થ—મન ચંચળ સતે વચન અને નેત્ર અને હાથ તેમની ચેષ્ટાનું ગોપવવુ. તે વિપરીતપણાને પામે છે. આ ધૂર્ત્તપણે કરીને નિવિડ કહેતાં આકરા દંભને વિષે તત્પર, એવા જે પુરૂષો તેમણે આ સમસ્ત જગત્ ચોરી ખાધું છે; એમ જાણવું. એ અક્ષરાર્થ થયો, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે. જો મન ચપળ છે, તો વચન ગુપ્તિ કરે તથા નેત્રને ગોપવી રાખે તથા ઈંગિત આકારરૂપ સૂક્ષ્મ તથા સ્થૂલ ચેષ્ટા વિના પણ કાઊસ્સગ્ગ કરે, તે સર્વ વિપરીત જાણવું. એટલે પૂર્વે કહેલી વચન ગુપ્તિઆદિક સદ્ગતિને ઉદ્દેશ કરીને કરે, તો પણ મનની ચપળાઈ મિટયા વિના દુર્ગતિજ થાય. અને જે જે કરણી કરે છે, તેની અવગણના કરીને મન બીજી કરણીમાં જાય છે તો પણ ઊપરલી કરણીનું નામ ધરાવે છે એટલે સાધુપણુ અંગીકાર કરયું છે, અને પ્રણામ તો ગૃહસ્થપણાના વર્ત્તે છે, અને કહે છે જે હું સાધુ છું, એ ધૂર્ત્તપણુ જાણવું. એટલે ઠગાઇ જાણવી. એ રીતના ધૂર્ત્તપણાએ કરીને કપટક્રિયાના કરનાર લોકોએ આ સમસ્ત જગત લૂટી ખાધું છે. એટલે ભોળા લોકોની પાસે કુજુક્તિએ કરીને અને ખોટાં ખોટાં અવલંબન દેખાડીને પોતાને વિષે સાધુપણું મનાવે છે. અને તે માનનારા લોકો પોતાની પુણ્ય પ્રકૃતિ રૂપ ધનને હારી જાય છે. અને ઉલટી પાપપ્રકૃતિ ઊપાર્જન કરે છે. જેમ શ્રી મહાનિશીથ સૂત્રને વિષે સુમતિ શ્રાવકે કરી તેમ, વળી આનંદઘનજી મહારાજે પણ કહ્યું છે કે, मुक्तितणा अभिलाषी जे तपीया, ज्ञानने ध्यान अभ्यासे; वैरिडु कांइ एहवुं चिंते, नांखे अवले पासे हो कुंथुजिन मनडुं किमही न बाजे.

અર્થ—મુક્તિના અભિલાષી એટલે કર્મરહિત થવાના અભિલાષી એવા જે તપસ્વી, તે જ્ઞાનને ધ્યાનનો અભ્યાસ કરે છે. પણ વૈરિ એવું જે મન તે કોઈક એવો વિચાર કરે છે કે, તેથી અવળે પાસે નાંખે છે એટલે દુર્ગતિમાં પાડે છે. એ ભાવ, આ વિષે સિદ્ધાંતોમાં ઠામ ઠામ ઘણી વાર્त्ता છે. ઈહાં કેટલી લખીએ. માટે જે મન વશ કર્યા વિના કેવળ બહાજ્ય કરણીમાં સદ્દગતિ દેખાડીને ભોળા લોકોને રંજીત કરે છે, માટે તેવા લોકના વચનનો વિશ્વાસ ન કરવો. એ ઉપદેશ, એ દશ ત્રિકનું સ્વરૂપ થયું. અને ઊત્તર બોલ ત્રીશ થયા.

હવે દેહરે જાતાં પાંચ પ્રકારના અભિગમ સાચવવા, તે લખીએ છીએ.—

ચૈત્યાદિકને વિષે પ્રવેશ કરવાનો જે વિધિ તેને અભિગમ કહીએ. તે અભિગમ પાંચે પ્રકારના જેવી રીતે છે તેવીરીતે લખીએ છીએ.

૧. દેહરે જાતાં જે પોતાના અંગને આશ્રિત કુસુમાદિક ફળાદિક રૂપ સચિત દ્રવ્ય હોય તેનું વર્જવું. એટલે મૂકી દેવું. તે પ્રથમ અભિગમ કહીએ.

૨. જે દ્રવ્ય નાણાદિક તથા આભરણાદિક તથા વસ્ત્રાદિક અચિત વસ્તુ જે પોતાની પાસે હોય તેનું ન મૂકવું. એટલે પોતાની પાસે રાખવાની આજ્ઞા છે. કેમકે તેથી શાસનની ઉન્નતિ થાય છે. માટે એ બીજો અભિગમ.

૩. મનનું એકાગ્રપણુ કરવું એ ત્રીજો અભિગમ.

૪. એક સાડી ઊત્તરાસંગ કરવું. એટલે બેહુ છેડાએ સહિત અને અખંડિત અને પોતાની શક્તિને અનુસારે ઉત્તમ એવા વસ્ત્રનું ઉત્તરાસંગ કરવું. એ ચોથો અભિગમ.

૫. શ્રી જિનેશ્વરને દૂર થકી નજરે દીઠે થકે બે હાથ જોડીને મસ્તકને વિષે લગાડયા એટલે અંજળીબદ્ધ પ્રણામ કરવો. એ પાંચમો અભિગમ. એ ઉપર લખેલા પાંચ પ્રકારે અભિગમ, દેવ તથા ગુરૂ પાસે આવતાં સાચવવા. અથવા વંદના કરનાર શ્રાવક જો પોતે રાજાદિક હોય તો એ પાંચે અભિગમ સાચવે. અને વળી બીજાં રાજાનાં પાંચ ચિન્હ છે તે પ્રત્યે મૂકે. એટલે છાંડે તે પાંચ ચિન્હનાં નાંમ આ નીચે પ્રમાણે જાણવાં.

૧. ખડ્ગ એટલે તરવાર. ૨. છત્ર એટલે માંથા ઉપર ધરાવવાનું છત્ર. ૩. ઉપાનહ એટલે પગની મોજડી. ૪. માંથાનો મુકુટ. ૫. ચામર.

એ રીતે પાંચે વાનાં દેવદર્શન કરવા જતી વખતે તથા ગુરૂને વંદન કરવા જતી વખતે મૂકીને દેવવંદન તથા ગુરૂવંદન કરે, અર્થાત્ દેવ જનરે તથા

ગુરૂ નજરે દેખે સતે એ પાંચે વાંનાં ત્યાગ કરે, એ ભાવ. એ પણ પાંચ અભિગમ રાજાને આશ્રીને જાણવાં, એ અભિગમનું સ્વરૂપ પુરૂ થયું.

આ પંચમ કાળમાં કેટલાએક લોકો સિદ્ધાંતની અવગણના કરીને તથાપ્રકારની પરંપરાના અભાવથકી કેવળ પોતાની મતિ કલ્પનાએ કરીને પોતાના છતા દોષ ઢાંકવાને અર્થે ભોળા લોકોને એવું સમજાવે છે કે, આજ તો બકુશકુશિલપણુ છે. તે બકુશકુશિલનું નામ લેઇને પોતામાં મુનિપદનું સ્થાપન કરીને અનાચારને વિષે પ્રવર્ત્તે છે. અને કહે છે કે, આજ તો એક અપવાદજ છે. એટલે મુનિપણુ લેઇને દોષ લાગે તો પણ તેને સાધુ કહીએ. એવી રીતે કહીને મોટા મોટા અનાચાર સેવતાં કાંઈ પણ ડર રાખતા નથી અને તેનું પ્રાયશ્ચિત્ત પણ લેતા નથી. માટે અરે ભાઇયો મધ્યસ્થ દૃષ્ટિએ કરીને દૃષ્ટિરાગ મૂકીને કાંઇક વિચાર કરો, કે ઉત્સર્ગ માર્ગ વિના અપવાદ માર્ગ શી રીતે હોય. કેમકે મૂળ વિના શાખા નજ હોય. અને પૂર્વ પુરૂષોના ગ્રંથોમાં પણ સિદ્ધાંતને અનુસારે મુનિયોનો માર્ગ વર્ણવ્યો છે. પણ ભોળા લોકોને છેતરવાને માટે તે વર્ણવેલો માર્ગ પોતાના કરેલા ગ્રંથમાં અંગીકાર કરીને પછી છેવટમાં ગુરૂ શિષ્યનો સંવાદ ઉઠાવીને એવું કહે છે કે, હે શિષ્ય આ માર્ગ સાંભળીને તું ભડકીશ નહી, કેમકે આ ગ્રંથોમાં તો ઉત્સર્ગ માર્ગનુંજ વર્ણન કરેલું છે. અને આજ તો એક અપવાદ માર્ગજ વર્ત્તે છે. એમ કહીને અપેક્ષા સહિત કહેલાં જે સિદ્ધાંતોમાં વચન તેને અગ્રેસર કરીને અજાણ લોકોને તેની અપેક્ષા સમજાવ્યા વિના કેવળ એક આરંભને પરિગ્રહના ભરેલા લોકોમાં સાધુપદનું સ્થાપન કરી આપે છે. અને કહે છે કે આગળ તો સુગંધિત ફૂલોવાળી પુષ્કરિણી વાવ્યો હતી તેવી ફૂલોવાળી આજ નથી. તો પણ પુષ્કરિણી વાવ્યો કહેવાય છે. એટલે લોક આ સામાન્ય વાવડીયોને પુષ્કરિણી એમ કહીને પોતાનું કાંમ ચલાવે છે. વળી આગળ સંપૂર્ણ આચાર પ્રકલ્પ નવમા પૂર્વમાં હતુ. તે નવમા પૂર્વથી ઊદ્ધાર કરીને નિશીથ સૂત્રની રચના કરી છે. તો તેને શું આચાર પ્રકલ્પ ન કહીએ. ? વળી પૂર્વકાળમાં તાલુ ઊઘાડવાની અવસ્વાપિનીઆદિક વિદ્યાને ધરવાવાળા ચોર કહેવાતા હતા. અને આ કાળમાં તો તેવી વિદ્યાવાળા નથી. તો શું ચોરી કરનારને ચોર ન કહીએ. ? વળી પૂર્વકાળમાં તો ચઊદ પૂર્વના ભણેલા ગીતાર્થ કહેવાતા હતા. અને આ કાળમાં તો જઘન્યથી આચારપ્રકલ્પ નિશીથ વૃહત્કલ્પ એ આદિક શાસ્ત્રોના ભણેલાને શું ગીતાર્થ ન કહીએ. ? વળી પૂર્વકાળમાં તો શ્રી આચારાંગજી સૂત્રના શસ્ત્રપ્રજ્ઞા અધ્યયન ભણેલાને છેદોપસ્થાપનીય ચારિત્ર આપતા હતા. અને આ કાળમાં તો દશવૈકાલિક સૂત્રના છજીવનીય અધ્યયનના ભણેલાને શું છેદોપસ્થાપનીય ચારિત્ર ન

અપાય? ઇત્યાદિ સિદ્ધાંતોમાં કહેલાં સાપેક્ષ વચન તેને લેઇને મૂઢ લોકોને સમજાવવાને માટે એવું કહે છે કે ઉપર કહેલી ચીજો આજ નથી. તો પણ સામાન્ય ચીજોને તે નામે કરીને બોલાવાય છે તેમ પ્રથમ જે મુનિયોના ગુણ કહેલા તેવા ગુણ તો આજ નથી. તો પણ થોડું ઘણું પાળતા હોય તેને સાધુ કહીએ. એમ કહીને છએ કાયના આરંભ કરનાર અને ગૃહસ્થીયોની સાથે આલાપસંલાપ કરનાર અને પરિગ્રહના રાખનાર એટલે પુસ્તકના ભંડાર કરવા અને જ્ઞાનનું ઉપકરણ એવું નામ દેઇને ભારે ભારે રૂમાલ પુંઠાંના રાખનાર અને જ્ઞાન લખાવવાનું બાનું કરીને લોકોની પાસેથી રોકડા રૂપૈયા લેનાર એ સર્વને પરિગ્રહ ધારીજ કહીએ. તેવા લોકોને વિષે પૂર્વના વચનોનું અવલંબન લેઇને મુનિપદની સ્થાપના કરાવે છે. પણ પૂર્વે જે વચન કહેલાં છે. તે તપસ્યાની અપેક્ષાએ કરીને કહ્યાં છે. એટલે પ્રથમ વજ્રૠષભ નારાચ સંઘયણના ધણીયો જે તપ કરતા હતા અને ઉપસર્ગાદિક સહન કરતા હતા તેવી રીતે આજના સાધુઓથી તેવું તપાદિક થઈ શકતું નથી. પણ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પાળવી. તેમાં કોઈ શાસ્ત્રમાં ફેરફાર કરયો નથી. કદાચિત્ કોઈ વખત સંઘયણની નિર્બળતાએ કરીને અતિચાર દોષ લાગી જાય. તો તેને આળોઈ પ્રાયશ્ચિત લેઈ શુદ્ધ થાય. પણ એવું બોલે નહી કે આજ એવું સાધુપણુ કયાંથી પળે. જેવું તેવું પળે તો પણ સાધુ કહેવાય. વળી એવું નથી સમજતા કે પૂર્વે જે વાવ્યોમાં પાંણી હતું તેજ પાંણી આજની વાવ્યોમાં છે. અને પ્રથમ જે આચારાંગજીના શસ્ત્રપ્રજ્ઞા અધ્યયનમાં નવ દીક્ષિત સાધુને પ્રથમ છએકાયનું જાણપણુ કરીને પછી પંચમહાવ્રત ઊચરવાં. તો, તેજ વાત શ્રી દશવૈકાલિકજીના છજીવણિયા અધ્યયનમાં પણ છે. એમાં શું ફરી ગયું છે. માટે ડાહ્યા પુરૂષોએ લગાર વિચાર કરવો. આ વાત શ્રી હેમચંદ્રસૂરિકૃત પુષ્પમાળામાં પણ કહી છે. કે પ્રથમની પઠમ તપસ્યા થઇ શકે નહી, પણ અષ્ટપ્રવચન માતા પાળતાં તને શું જોર આવે છે. અને યશોવિજયજી ઊપાધ્યાય મહારાજે પણ ચઠયા પડયાની સઝાયમાં પણ કહ્યું છે કે,

ગાથા. મુનિને તો સંઘળુ સાચવવું, વાત ઘટે નહી કૂડી; શુદ્ધ પ્રરૂપકને
તો જે જે જતના તે તે રૂડી રે, લોગા ભોળવિયા મતિ ભૂલો.

અર્થ—મુનિને તો સંઘળું સાચવવું કહેતાં અઢાર હજાર શીલાંગ રથ પાળવા. તેમાં કાંઇ કૂડ નભે નહી. એટલે થોડુ પાળે અને થોડુ ન પાળે એમ નભે નહી. કેમકે એક શીળના અંગનો એટલે ચારિત્રના અંગનો ભંગ થયે સતે નિશ્ચેનયથી સર્વનો ભંગ થાય છે માટે. અને જે શુદ્ધપ્રરૂપક પુરૂષો છે તે પોતાની શક્તિને અનુસારે દ્રવ્યભાવ બે પ્રકારે જે જતના પાળે છે તે રૂડી છે. કેમકે તે કાંઇ મુનિ કહેવાતા નથી. માટે હે ભોળા લોકો ભોળ:

વ્યા સતા ભોળવાશયો નહી. જો આ કાળમાં તેવું સાધુપણું પળતું ન હોત તો તે લોકોને તે રીતે લખવાનું શું જરૂર હતું. અને આ પંચમકાળના મુનિયોનુ સ્વરૂપ જણાવવાને માટે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે કરેલા પંચાશક નામા ગ્રંથમાં અગીયારમા પંચાશકથી માંડીને સર્વ મુનિનો માર્ગ દર્શાવ્યો છે. અને હેમાચાર્ય મહારાજે કરેલા યોગશાસ્ત્રમાં પહેલોજ પ્રકાશ મુનિ માર્ગનો દેખાડો છે. તો આ કાળમાં તેવું મુનિપણુ તો હોયજ નહી તો તે દેખાડવાનો પ્રયાસ લેવાનું શું જરૂર હતું. અને એમ કરતાં કદાચિત્ પૂર્વના સિદ્ધાંતને અનુસરીને ગ્રંથ બાંધ્યા તો તેમણે તે ઠેકાણે તર્ક ઊત્તર કરીને એક અપવાદ પદનુજ કેમ થાપન કર્યું નથી. તેમના કરતાં આજના કાળના લોકો કાંઈ બુદ્ધિશાળી વધારે થયા કે શું ? આ વાત ઘણી વિચારવા જેવી છે. વળી કલ્પસૂત્રને વિષે છેવટમાં જે તીર્થંકરોની પરખદા લખી છે. તેમાં વીરસ્વામિની પરખદા લખી છે. તેમાં કેવળ જ્ઞાની સાધુ તથા મનપરજવ જ્ઞાની સાધુ તથા અવધિજ્ઞાની સાધુ વિગેરે સર્વ સાધુઓની સંખ્યા દેખાડી છે. તેમાં કાંઇ બકુશકુશીલ સાધુઓની સંખ્યા દેખાડી નથી. જો વ્યવહારમાં પ્રસિદ્ધપણે સદાય કાળ બકુશકુશીળ હોય તો તેમની જુદી પરખદા દેખાડવી જોઇએ. તે તો દેખાડી નથી. તો તેથી એમ જાણવુ કે પંચમકાળમાં બકુશકુશીળથી શાસન રહેશે. તે બકુશકુશીળ નિશ્ચે નયની અપેક્ષાએ કરીને સંજવળનની ચોકડીના ઊદયની અપેક્ષાએ કરીને કહ્યા છે. કેમકે શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે, છદ્મસ્થ સાધુ ઉત્સૂત્રચારી હોય અને વીતરાગી સાધુ સૂત્રચારી હોય. એટલે સંજવળનની ચોકડીમાં વર્ત્તવું તે ઊત્સૂત્રચારીપણુ છે. અને ચ્યારે કષાયની ચોકડીનો ક્ષય કરવો તે સૂત્રચારીપણું છે. આ પણ કેવળીની અપેક્ષાનું વચન જાણવું. કેમકે નવમા ગુણઠાણા સુધી છદ્મસ્થ સાધુને વેદનો ઊદય કહ્યો છે. અને જે વખત પંચમહાવ્રત ઉચરે છે. તે વખતે તો ત્રિવિધે મૈથુન ભાવનો ત્યાગ કરે છે. તો વેદનો ઉદય છતાં જે ત્યાગ કરવો તે તો મૃષાવાદ લાગે. માટે ઈહાં એવું સમજવું કે, જે વેદનો ઊદય કહ્યો છે. તે કેવળીની અપેક્ષાએ સંજવળનની ચોકડી આશ્રીને જાણવો. અને મહાવ્રતનો ઉચ્ચાર છદ્મસ્થની અપેક્ષાએ જાણવો. એમ જો ન કહીએ તો મહાવ્રતધારી પુરૂષને પણ મૈથુન સેવનની ક્રિયા કરતાં કાંઈ બાધક આવશે નહી. અને તેમને નવવાડ પાળવાની પણ જરૂર રહેશે નહી. માટે ધર્મના અર્થિ પુરૂષોએ સૂત્રનાં વચન પૂર્વાપર મેળવીને કોઈ ગીતાર્થ ગુરૂ મહાજની પાસે સમજવાં. વળી જે સાધુ હોય અથવા શ્રાવક હોય તે ઘણુ વિચારીને પોતાની યોગ્યતા પ્રમાણે વ્રત ગ્રહણ કરે છે. અને જેવી રીતે ગ્રહણ કરે છે. તેવી રીતે પોતે પાળે છે. કદાચિત્ છદ્મસ્થપણાએ કરીને અનાભોગ થકી

એટલે અજાણપણા થકી દોષ લાગી જાય, અને પોતાના જાણવામાં આવે. તો તતકાળ તેને આળોવે છે. અને પોતાના જાણવામાં જે ન આવે તો તેનો સંભવ કરીને બે વખત પ્રતિક્રમણ કરે છે. જે શ્રાવકનાં વ્રત છે તેમાં તો ભાંગા કહ્યા છે, પણ મુનિના વ્રતમાં કાંઈ ભાંગા કહ્યા નથી. મુનિને તો નવકોટી પચ્ચખ્ખાણ કહ્યું છે. તો થોડુંઘણું પાળનારને સાધુ શી રીતે કહી શકીએ. અને જે વખત સાધુપણું અંગીકાર કરે છે. તે વખત ઊત્સર્ગ માર્ગે કરીનેજ કરે છે. પણ તે વખત એવી બોલી કાંઈ રાખતા નથી. કે અમારાથી પળશે એટલું પાળીશું. અને કોઈ વખત મોટું કારણ પડે ઊત્સર્ગ માર્ગે જતો હોય તો ગીતાર્થ ગુરૂની આજ્ઞાએ કરીને અપવાદ સેવન કરી લે. અને પછી તેનું પ્રાયશ્ચિત્ત લે. પણ જે નિરંતર દૂષણ સેવવું. તે કાંઇ અપવાદ કહેવાય નહી. એતો એક પોતાનું છંદાચારીપણું જાણવું. જેમ સંસારમાં કોઇક માણસ કોઇને રૂપૈયા ધીરે છે. તે વખત એવું ખત લખાવી લેછે કે જ્યારે ધણી માગે તારે દેવા. દેશ પરદેશ દેવા. પણ તેમાં એવું કાંઇ લખતા નથી. કે કાંધાં કરવાં, અથવા એક રૂપૈયે પાવલી ચૂકવવી. પણ જ્યારે તે આશામી નરમ પડે છે. અને સમૂળગી મૂડી જતી હોય ત્યારે જેવો અવસર દેખે તેવું કરી લે. તેને અપવાદ કહેવાય. તેમ ધર્મને વિષે પણ જાણવું. વળી બાર કષાયના ઊદયવડે કરીને મૂળ છેદ તીર્થંકર મહારાજે કહ્યો છે. એટલે પ્રથમના બાર કષાય માંહી થકી પ્રબળ મોહનીય કર્મના ઊદયથી કોઇક કષાયનો ઊદય થઇ જાય. તો તેને ફરી ચારિત્ર આવે. એમ તીર્થંકર મહારાજે સિદ્ધાંતમાં કહ્યું છે. અને તેમનેજ માટે દશ પ્રકારનાં પ્રાયશ્ચિત કર્યાં છે. અને જે સરાગી સાધુ કહેવાય છે. તે સંજવળનની ચોકડીના ઊદય થકી કહેવાય છે. અને તે સંજવળનની ચોકડીનો ઊદય પણ મંદભાવે હોય છે. અને જો તીવ્ર ભાવે લગાડે તો તે સંજમમાં અતિચાર કહેવાય, અને મંદ ભાવે જે સંજવળનની ચોકડીનો ઉદય વર્ત્તે છે. તે તો કેવળી ગમ્ય છે. તે કાંઈ છદ્મસ્થને જાણવામાં આવતો નથી. માટે પંચ નિર્ગ્રંથનો વિચાર જે ભગવતી સૂત્રમાં કહેલો છે. તે દ્રવ્યભાવ બે પ્રકારે સમજવો. જો દ્રવ્યભાવ બે પ્રકાર નહી કરે તો પૂર્વાપર બાધક આવશે. માટે બકુશકુશીળ સાધુ નિશ્ચે નયની અપેક્ષાએ છે. એમ શ્રદ્ધા કરવી. અને વ્યવહાર નયમાં તો જ્યારે જે વ્રતમાં દોષ લગાડે ત્યારે તે બકુશ અથવા કુશીળ કહેવાય. અને પ્રાયશ્ચિત્ત લેઇને શુદ્ધ થાય ત્યારે નિર્ગ્રંથ કહેવાય, કેમકે પ્રથમ તેમનું નામ નિર્ગ્રંથજ છે. જે દ્રવ્યભાવ બે પ્રકારે પરિગ્રહે કરીને રહિત હોય તે નિર્ગ્રંથ કહીએ. તે મૂળ શબ્દનો અર્થ મૂકીને કેવળ પોતાની મતિ કલ્પનાએ કરીને નવીન અર્થની કલ્પના કરે છે. એમ કરતાં કોઈ અજાણ પુરૂષ નિશ્ચે નયથી બકુશકુ-

શીળ એવું નામ વ્યવહારમાં અગ્રેસર કરીને અમે બકુશકુશિલીયા છીએ તે બકુશકુશીળ પુરૂષો, ઉપકરણ બકુશ અને શરીર બકુશ કહ્યા છે. પણ કાંઇ પરિગ્રહ બકુશ અને દીવા બકુશ કહ્યા નથી. માટે અરે ભાઇયો શેર ધાન્ય ખાઓ છો. અને સંસારિક બાવતોનો ઘણો વિચાર કરો છો. તો આ ધર્મ બાવતમાં જેથી સંસાર સમુદ્ર તરવું તેનો કાંઇક તો વિચાર કરો, ડાહ્યા પુરૂષોએ એકદમ દ્રષ્ટિરાગમાં ફસાઈ જવું એ કાંઇ ઠીક નથી. વળી પાંચ નિગ્રંથનું સ્વરૂપ શ્રી ભગવતી સૂત્રના પચ્ચિસમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં છત્રીશ દ્વાર કહ્યા છે. તે પૂર્વાપર વિચારીને ગુરૂગમ્ય ધારણા કરવાથી બકુશકુશીળનું સ્વરૂપ સમજાણ પડશે. ઇહાં પણ ઠાંણાજી સૂત્રને અનુસારે સંક્ષેપથી પાંચે નિર્ગ્રંથનું સ્વરૂપ લખીશું.

વળી સંબોધસિત્તરીમાં કહ્યું છે કે—

॥ गाथा ॥ पासत्थो उसन्नो होइ कुशीलो तहेव संसत्तो ॥
अहछंदोवि य एए अवंदणिज्जा जिणमयंमि ॥ १ ॥

અર્થ—જિનશાસનને વિષે પાર્શ્વસ્થ અથવા પાસસ્થ કહેતાં જ્ઞાનદર્શન ચારિત્રે કરીને રહિત અથવા કર્મરૂપ પાસલાને વિષે પડેલો અને ઉસન્નો કહેતાં સાધુની ક્રિયાને વિષે શિથિલ હોય તેમજ કુશીલ કહેતાં મુનિના માર્ગથી ઉલટો વર્ત્તનાર સંસત્તો કહેતાં જેની સાથે મિલે તેવો થાય, અહછંદો કહેતાં શાસ્ત્રની અપેક્ષારહિત પોતાની ખુશી પ્રમાણે વર્ત્તનાર. એ પાંચે જણ અવંદનીય કહ્યા છે. એટલે વંદના કરવા યોગ્ય કહ્યા નથી. એ પાંચની મધ્યે કુશિલીયાને અવંદનિક કહ્યો. અને પાંચ નિર્ગ્રંથની મધ્યે જે બકુશકુશીલ કહ્યા છે. તેમાં કુશીલને સાધુ કહ્યા. તો હવે એ બન્ને કુશીલ તે કેવી રીતે સમજવા. ઈહાં તે બન્નેનું સ્વરૂપ નીચે લખીએ છીએ. તેથી હઠ કદાગ્રહ મૂકીને સમજવું. ઇહાં જે પ્રથમ વંદન કરવા જોગ્ય નહી એવા જે કુશીલ કહ્યા તે બાર કષાય માંહીલા કષાયના ઊદયવડે કરીને જ્ઞાન કુશીલ દર્શન કુશીલ ચારિત્ર કુશીલ થાય છે. એટલે જ્ઞાનાદિકવડે કરીને પોતાની આજીવિકા ચલાવે છે. અને પોતાનું નામ સાધુ ધરાવે છે. તે તો વંદન કરવા જોગ્ય ન જાણવા. અને પાંચ નિર્ગ્રંથની મધ્યે જે કુશીળ કહ્યા છે. તેતો સંજ્વળનની ચોકડીના ઊદયે કરીને કેવળ જ્ઞાની મહારાજે કુશીળ કહી બોલાવ્યા છે. પણ છદ્મસ્થ જીવોએ વ્યવહારમાં તેમને કુશીળ કહી શકાય નહી. વ્યવહારી જીવ તો કોઈ વખત વ્યવહારમાં દોષ દેખીને બકુશકુશીલ એવું કહી શકે. પણ તેમના ઉપરથી સાધુપણાની અશ્રદ્ધા કરે નહી. કેમકે તે મુનિ પોતાના અપરાધનું તત્કાળ પ્રાયશ્ચિત ગ્રહણ કરે છે. અને તે મુનિ ઘણા

અશૂક છે. એટલે અંતરગતથી દોષ લગાડવાના કામી નથી અને સંવેગ ભાવમાં વર્ત્તતા સતા વાર વાર તે દોષથી પાછા ઓસરે છે. અને તે મુનિ સમકિત સહિત હોય છે. અને જેવી રીતે પોતાને દોષ લાગે તેવી રીતે, પ્રમાદ રહિત સત્યાર્થે, ગુરૂમહારાજની આગળ પ્રકાશ કરે છે. અને સંજવળન કષાયને પણ તે ખોટો જાણે છે. તેથીજ તે સાધુ કહેવાય છે. અને જે ઊત્સૂત્રનું ભાષણ કરે છે. અને પ્રમાદને વિષે વર્ત્તે છે. અને પોતાના દોષને ગોપવવાનો ઈલાજ કરે છે. તેને સાધુપંથના ધણી ન જાણવા. તેવા લોકોથી છેટે રહેવું. અને તેની નિંદામાં પણ પડવું નહી. એમ જાણવું જે જગતજીવ સર્વ કર્મને વશ છે. ભવસ્થિતિ વિચારીને તેના ઉપર મધ્યસ્થ ભાવના રાખવી. જે, વ્યવહારમાં નિધ્વંધળ (નિશૂક)પણે વર્ત્તતા હાય. તેનામાં કાંઇ સાધુપણ હશે એમ મનમાં લાવવું નહી. અરે હે ભાઇઓ નામના સરખાપણે કરીને ભૂલવું નહી. કેમકે દૂધ શબ્દ તો એક છે. પણ તે ગાયનું પણ દૂધ. ભેંસનું પણ દૂધ. ઊંટડીનું પણ દૂધ. ખરસાણીનું પણ દૂધ અને આકડાનું પણ દૂધ એ દૂધમાં કેટલો તફાવત રહેલો છે.? એકેક દૂધ તો પુષ્ટિનું કરનાર છે અને એકેક દૂધ જીવિતનો નાશ કરનાર છે. માટે સમ્યક્‌પ્રકારે પરીક્ષા કરીને જે દૂધથી પોતાને પોતાની પુષ્ટિ થાય. તે ગ્રહણ કરવું શ્રેય છે. વળી પહેલે ગુણઠાણે કૃષ્ણલેશ્યા કહી છે. અને છઠ્ઠા ગુણઠાણા સુધી કૃષ્ણલેશ્યા કહી છે તો એ કૃષ્ણલેશ્યા અને ઓલી કૃષ્ણલેશ્યા તેમાં કેટલો તફાવત છે. કેમકે લેશ્યાનાં અસંખ્યાતાં સ્થાનક છે. માટે પહેલે ગુણઠાણે જે કૃષ્ણલેશ્યા છે. તે અનંતાનુબંધી કષાયના ઊદય સહિત હોય. અને છઠ્ઠે ગુણઠાણે જે કૃષ્ણલેશ્યા કહી છે તે સંજવળનની ચોકડીના ઊદય સહિત હોય. વળી પ્રથમ ગુણઠાણે લોભ કહ્યો છે. અને દશમા ગુણઠાણા સુધી લોભ કહ્યો છે તો તે લોભને તે લોભમાં તો ઘણો ફેર છે. વસ્તુનુ નામ તો એક હોય પણ કષાયની વિચિત્રતાએ કરીને તેના ભેદ પણ વિચિત્ર પ્રકારના જાણવા. માટે કષાયોનું સ્વરૂપ સમજવાથી દેશવિરતિનું તથા સર્વવિરતિનું સ્વરૂપ સમજવામાં આવશે માટે સાધુ એવા શબ્દથી ભૂલવું નહી. કેમકે ચ્યાર પ્રકારના સાધુ કહ્યા છે. ૧. નામ સાધુ. ૨ સ્થાપના સાધુ. ૩ દ્રવ્ય સાધુ. અને ૪ ભાવ સાધુ. અર્થ—કેવળ સાધુ એવું જે નામ તે નામ સાધુ કહીએ. અને હરેક કોઇ પદાર્થને વિષે સાધુપદનું આરોપણ કરવું અથવા સાધુ એવા અક્ષર લિખવા, તે સ્થાપના સાધુ કહીએ. અને સમકિત રહિત, ભાવે કરીને શૂન્ય ઉપરથી સાધુની ક્રિયાં કરતો હોય તે દ્રવ્ય સાધુ કહીએ. અને જે સમકિતના લક્ષણોએ કરીને સહિત અને બાર કષાએ કરીને રહિત પોતે ગીતાર્થ સતો અથવા ગીતાર્થની નિશ્રામાં રહ્યો સતો મોહકર્મને દૂર કરવાને માટે સિદ્ધાં-

તમાં કહેલી મુનિની ક્રિયામાં વર્ત્તે છે. એટલે શુદ્ધ વ્યવહારમાં વર્ત્તે છે. તે ભાવ સાધુ કહીએ. આ ચાર નિક્ષેપામાં ભાવ નિક્ષેપા સહિત પ્રથમના ત્રણે નિક્ષેપા પ્રમાણ છે. અને ભાવ શૂન્ય તે ત્રણ નિક્ષેપા અંગીકાર કરવા જોગ્ય નથી. વળી પંચ નિર્ગ્રંથના સ્વરૂપમાં એવું કહ્યું છે કે, નખ ઉતારે. કેશ સંમારે અથવા સારા સારા કપડા રાખે. તો તેને પણ સાધુ કહીએ. અને શ્રી દશવૈકાળિકજી સૂત્રમાં સાધુનાં બાવન અનાચીર્ણ લખ્યાં છે. તેમાં એવું કહ્યું છે કે, જે નખ ઉતારે કેશ સમારે ઇત્યાદિ. તે અનાચાર કહીએ. તો એ વાત પૂર્વાપર કેમ મળશે. તેનું સમાધાન એવી રીતે સમજવું કે, બકુશકુશીલ સાધુને સરાગના વશેકરીને એટલે સંજવળનની ચોકડીના વશે કરીને કોઇક વખત એવો અભિલાષ થઈ જાય, તો તેને નિંદીગર્હીને તેથી વિરામ પામે છે તો તે સાધુજ કહેવાય, અને જે સદાયકાળ વ્યવહારમાં નિશૂકપણે તેવાં કામ કરે અને પોતામાં સાધુપણું માને અને બીજા પાસે મનાવે તે અનાચાર કહેવાય. એવા અનાચારના સેવનારા તે પાપ સાધુ કહેવાય. માટે બકુશકુશીળ સાધુ અને પાપ શ્રમણ તે સરખા કહેવાયજ નહી. અને જો મનમાં તેમની સરખી ભાવના રાખે તો તેને મ્હોટી આશાતના લાગે, કેમકે જેટલો ગધેડામાં અને હાથીમાં અંતર છે. અને સરશવ અને મેરૂ પર્વતમાં જેટલો અંતર છે. અને વળી મૂર્ખ અને જાણમાં જેટલો અંતર છે. અને ખજુઆમાં અને સૂર્યમાં જેટલો અંતર છે. અને સતી અને અસતીમાં જેટલો અંતર છે. અને વળી ગૃહસ્થ અને યતિમાં જેટલો અંતર છે. વળી કાગડો અને હંસમાં જેટલો અંતર છે. એ રીતે પાપસાધુ અને બકુસકુશીળમાં અંતર જાણવો, ગોળ અને ખોળ સરખાં કહેવાયજ નહી. મહિષ કહેતાં પાડો અને ઐરાવણ હાથી એ બે સરખાં કહેવાય નહી. તેમ સાધુ અને કુશીલિયા એ સરખા કહેવાય નહી. અને સરખા કહેતાં મુનિયોની હિલના થાય. જે પ્રાણિયો સૂત્રના પરમાર્થને જાણતા નથી તે મનમાં શંસય રાખીને ગીતાર્થ ગુરૂમહારાજને પૂછ્યા વિના પોતાની મતિકલ્પનાએ વર્ત્તે છે. વળી કેટલાએક લોક એવી શંકા કરે છે કે, હાલમાં આ લોકને સાધુ ન કહીએ તો ગુણવંત સાધુ ક્યાંથી લાવીએ. પણ એવી શંકા કરવી નહી. કેમકે, હાલમાં આપણી નજરે હંસ દેખવામાં આવતા નથી તો જગત્‌માં શું હંસ નથી? જે મોતીનો ચારો ચરે તેજ હંસ કહેવાય. પણ બગલાને હંસ કહેવાય નહી. વળી ક્રોડપતિ સર્વત્ર દેખવામા આવતા નથી તો શું ક્રોડપતિ નથી? તેમ આપણી નજરે તેવા સાધુ દેખવામાં આવ્યા નહી. તો શું જગતમાં ગુણવંત સાધુ નથી? અર્થાત્ છેજ. એમ આસ્તા રાખવી. પણ ગુણ રહિતને વિષે સાધુપદની આરોપણા થાય નહી. નેમિચંદ્ર ભંડારીએ પણ ષષ્ટિશતકમાં કહ્યું

છે કે, હમણાં નામે કરીને જે જે ગુરૂ દેખીએ છીએ. તે તે સિદ્ધાંતની પરીક્ષાની સાથે મળતા નથી. એટલે સિદ્ધાંત ઉપર દૃષ્ટિ દેઇને તેમનામાં સાધુનાં લક્ષણ જોઇએ છીએ તો તે લક્ષણ મળતાં નથી. ઉલટા ગૃહસ્થિયોના જેવા છયે કાયના આરંભીયો દેખાય છે. માટે મ્હારે એક એવું શ્રદ્ધાન છે કે, દુપ્પસહ મહારાજ થશે ત્યાં સૂધી ચારિત્ર છે. પણ તેમણે કેવળ એક વેશમાં કાંઇ સાધુપણ થાપન કર્યું નથી. વળી શ્રી ભગવતી સૂત્રના વીશમા શતકના આઠમા ઉદ્દેશમાં ગૌતમસ્વામીએ શ્રી ભગવંતને પૂછ્યું, હે ભદંત આ જંબુદ્વીપ એવે નામે દ્વીપને વિષે રહેલું જે ભરતક્ષેત્ર તેને વિષે આ અવસર્પિણિકાળમાં આપનું તીર્થ એટલે સંઘરૂપ, કેટલા કાળ સૂધી રહેશે. ત્યારે ભગવંતે કહ્યું કે, હે ગૌતમ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આ અવસર્પિણિ કાળમાં મહારૂં તીર્થ એટલે સંઘ એકવીશ હજાર વર્ષ સૂધી રહેશે. તીર્થ કહેતાં સંઘ, ચ્યાર છે વર્ણ તે જેને વિષે તે ચતુર્વર્ણ કહીએ. તે ચતુર્વર્ણ એવો ને આકીર્ણ એટલે ક્ષમાદિ ગુણોએ કરીને વ્યાપ્ત એવો જે સંઘ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ તેને મેં સંઘ કહ્યો છે. અને તે સંઘરૂપ તીર્થ એકવીશ હજાર વર્ષ સૂધી રહેશે. એમ ભગવંતે ગૌતમસ્વામિજી મહારાજને કહ્યું છે. પણ કાંઇ નામમાત્રને સંઘ કહ્યો નથી. પણ કેટલાએક લોકો આ ભગવતીજીના વચનનું અવલંબન લેઇને મુગ્ધ લોકાને એવું કહે છે કે, એકવીશ હજાર વર્ષ સૂધી શાસન જયવંતુ કહ્યું છે. માટે તમે અમારામાં સાધુપણ નહી માનો તો શાસનનો ઉચ્છેદ થશે, પણ એવું નથી સમજતા કે, ભગવતીજીમાં તો ગુણ સહિત તીર્થે કરીને શાસન જયવંતુ કહ્યું છે. માટે ધર્મના અર્થી પ્રાણિયોએ તેવા લોકોના બોલવા ઉપર વિશ્વાસ ન રાખવો. આ વિષે ચર્ચા ઘણી છે. પણ કેટલી લખી જાય, માટે કોઇ ભવ ભીરૂ પુરૂષ હોય અને સાપેક્ષપણે સૂત્રનો પરમાર્થ જાણતો હોય તેને પૂછીને નિર્ણય કરવો.

## પાંચ નિર્ગ્રંથનું સ્વરૂપ.

॥पंचनियंठा पं. तं. पुलाए बउसे कुसीले णियंठे सिणाए ॥

અર્થ—ગ્રંથ થકી એટલે અંતર ગ્રંથથી કહેતાં મિથ્યાત્વાદિક થકી અને બાહ્ય ગ્રંથથી કહેતાં ધર્મોપકરણને વરજીને ધનાદિકથકી નિર્ગત કહેતાં નિકલ્યા તે નિર્ગ્રંથ કહીએ. એટલે ચૌદ પ્રકારના અભ્યંતર પરિગ્રહે કરીને રહિત અને નવ પ્રકારના બાહ્ય પરિગ્રહે કરીને રહિત જે હોય તે નિર્ગ્રંથ કહેવાય એટલે સાધુ કહેવાય. વળી અંગીકાર કરી છે સર્વ વિરતિ તે જેમણે એવા પણ આ સાધુઓનો વિચિત્ર, ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમાદિકે કરીને કરેલો એવો ભેદ જાણવો. એટલે એ સર્વ સાધુ તો કહેવાય. પણ એ-

મનામાં જે ભેદ પડયો છે. તે ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમાદિકની વિચિત્રતાએ કરીને જાણવો. હવે એ નિર્ગ્રંથોના પાંચ ભેદ છે. ૧ પુલાક, ૨ બકુશ, ૩ કુશીલ, ૪ નિર્ગ્રંથ, ૫ સ્નાતક. પુલાક કહેતાં નિઃસાર એવો ધાન્યનો કણ તે પુલાક કહીએ. એટલે સળેલો દાણો, તેની પઠમ પુલાક કહેતાં સંજમસારની અપેક્ષાએ કરીને, સંજમવાન્ એવો પણ તે સંજમ પ્રત્યે અસાર કરતો તે પુલાક કહીએ. અર્થાત્ સળેલા દાણાની પઠમ સંજમસારે કરીને રહિત તપ શ્રુતની લબ્ધિવંત, કામ પડ્યાથી ચક્રવર્ત્તિની સેનાનું ચુરણ કરે, અને જ્ઞાનાદિકના અતિચાર સહિત લબ્ધિ ફોરવે, તે પુલાક કહેવાય, જહાં કહ્યું છે. કે, જિનરાજના કહેલા આગમ થકી નિરંતર ન પડેલા એવા અને જ્ઞાનને અનુસારે ક્રિયાઓના કરનારા એવા અને લબ્ધિ પ્રત્યે ઊપજીવન કરતા એટલે કામ પડે લબ્ધિને ફોરવતા એવા જે નિર્ગ્રંથ તે પુલાક હોય. ॥૧॥ બકુશ શબલ કર્બૂર એ ત્રણે શબ્દ એક અર્થવાળા જાણવા. બકુશ કહેતાં કાબરૂ છે ચારિત્ર તે જેને અર્થાત્ અતિચાર સહિત ચારિત્રના ધરનાર, એટલે શરીર અને ઊપકરણ તેની વિભૂષા કહેતાં શોભા તેને વિષે વર્ત્તવાપણે કરીને શુદ્ધિ અને અશુદ્ધિ એ બેએ કરીને વ્યતિકીર્ણ કહેતાં મિશ્ર એવું જે ચરણ કહેતાં ચારિત્ર તે બકુશ ચારિત્ર કહીએ, તે બકુશ ચારિત્રના સંબંધ થકી સાધુને પણ બકુશ કહીએ. આ બકુશ ચારિત્રીયો પણ બે પ્રકારનો છે. જે માટે કહ્યું છે કે, મોહનીય કર્મને ક્ષય કરવા પ્રત્યે ઊઠેલા એવા અને શરીર અને ઊપકરણ તેની વિભૂષા કહેતા શોભા તેને વિષે વર્ત્તનારા એવા જે સાધુ હોય તે શરીર બકુશ અને ઉપકરણ બકુશ કહીએ. તેમાં શરીરને વિષે જેવી રીતે બકુશ થાય છે. તેવી રીતે લખીએ છીએ, ॥ अनागुप्तव्यतिकरेण ॥ કહેતાં શરીરને વિષે અતિ પ્રકટપણે કરીને હાથ પગ મુખ તેનું ધોવું અને આંખો કાન નાસિકાદિ અવયવો થકી દૂષિક કહેતાં આંખના પીયા અને મળાદિક તેનું દૂર કરવું. અને દાંતનું ધોવું. અને કેશનો સંસ્કાર કરવો. એટલે કેશ સમારવા. એ પૂર્વે કહ્યાં એટલાં વાંનાંને દેહની શોભાને અર્થે આચરતા એટલે કરનારા જે હોય તે શરીર બકુશ કહેવાય. અને અકાળેજ ધોએલા એવા ચોલપટ્ટક અને અંતરકલ્પાદિ કહેતાં માંહી પાંગરવાના કપડાદિ ચોખાં વસ્ત્ર છે પ્રિય તે જેમને એવા. અને પાત્ર દંડકાદિ પ્રત્યે પણ તેલની માત્રાએ કરીને અર્થાત્ રોગાનવડે કરીને ઊજવળ કરીને વિભૂષાને અર્થે એટલે શોભાને માટે તેવાં પાત્રદંડકાદિક પ્રત્યે ધારણ કરે છે તે ઉપકરણ બકુશ કહેવાય, એ બન્નેજણ પણ એટલે શરીર બકુશ અને ઊપકરણ બકુશ એ બેઉજણ પણ ઋદ્ધિ અને જશની વાંછાવાળા હોય, તેમાં ઋદ્ધિ તે શું કહીએ.? તે કહે છે. ઘણાં વસ્ત્ર પાત્રાદિક તે ઋદ્ધિ કહીએ તેની વાં-

છાવાળા અને જશ કહેતાં ખ્યાતિ તે શું કહીએ? આ સાધુ ગુણવંત છે. ઘણા સારા છે. ઇત્યાદિ લોકનું કહેવું તે ખ્યાતિ કહીએ. એ પૂર્વે કહેલી ઋદ્ધિ અને ખ્યાતિ એ બેની વાંછાના કરનાર એવા. અને સાત ગૌરવ પ્રત્યે આશ્રિત એટલે સાતાએ કરીને મોટાઈપણાને માંનતા એવા. અને રાત્રિ દિવસમાં કરવા યોગ્ય એવી ક્રિયાયોને વિષે અતિશે ઉદ્યમે કરીને રહિત એવા. અને અવિવિક્ત છે પરિવાર તે જેમનો એવા એટલે દોષ સહિત પરિવારવાળા એવા અર્થાત્ અસંજમ સહિત એવો અને ઘશી છે. જંઘાઓ તે જેણે એવો અને તૈલાદિકે કરીને કર્યું છે શરીરનું મજ્જન તે જેણે એવો અને કાતરવડે કરીને કાપ્યા છે કેશ તે જેણે એવો છે પરિવાર તે જેમને એ ભાવ, વળી બહુ છેદ શબળયુક્ત કહેતાં, સર્વ છેદ દેશ છેદને યોગ્ય એવા અતિચારવડે કરીને ઉત્પન્ન થયું એવું શબળપણું તેણે કરીને યુક્ત, એટલે કોઈ અતિચાર એવો લાગી જાય કે સર્વ ચારિત્રનો છેદ થાય અને ફરી ચારિત્ર લેવું પડે. તથા કોઈ અતિચાર એવો લાગી જાય કે થોડા ચારિત્રનો છેદ થાય, તે નિર્ગ્રંથ બકુશ કહીએ. ॥૨॥ તથા કુત્સિત કહેતાં માઠું છે શીળ કહેતાં ચારિત્ર તે જેનુ તે કુશીળ કહીએ. તે ચારિત્ર અઢાર હજાર શીલાંગરથના ભેદવાળું જાણવું. કેમકે ઉત્તરગુણની પ્રતિસેવાએ કરીને એટલે ઉત્તર ગુણમાં દોષ લાગવે કરીને અથવા સંજવલન કષાયના ઉદયવડે કરીને દૂષિત થવાપણું છે એ હેતુ માટે તે કુશીલ કહીએ. આ કુશીળ સાધુ પણ બેજ પ્રકારના છે. તે ઈહાં કહીએ છીએ. એક પ્રતિસેવના કુશીળ બીજા કષાય કુશીળ તે બેની મધ્યે જે નિર્ગ્રંથપણા પ્રત્યે ઉઠેલા એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે ગ્રંથ કહેતાં પરિગ્રહ તેને મુકવાને સાવધાન થએલા એવા. અને નથી નિશ્ચત ઇંદ્રિયો તે જેમની, એટલે નથી ઇંદ્રિયો નિયમમાં તે જેમને એવા. કથંચિત્ કહેતાં કોઇક પ્રકારે ક્વચિદેવ કહેતાં કોઈકજ વખતે ઉત્તર ગુણોને વિષે એટલે પિંડવિશુદ્ધિ કહેતાં બેતાલીશ દોષ રહિત આહાર વસ્ત્ર પાત્રાદિક લેવાં, અને સમિતિ કહેતાં ઈરિયાસમિત્યાદિક પાંચ સમિતિયો અને ભાવના કહેતાં પાંચ મહાવ્રતની પચ્ચીશ ભાવનાઓ, અને તપ કહેતાં બારે ભેદે તપ, અને પ્રતિમા કહેતાં સાધુની બાર પડિમાઓ અને અભિગ્રહાદિ કહેતાં નાના પ્રકારના નિયમ કરવા. એ સર્વ ઉત્તરગુણ જાણવા. તેમને વિષે વિરાધના કરતા એવા, સર્વજ્ઞની આજ્ઞાનું ઉલ્લંઘન પ્રત્યે આચરે છે. તે પ્રતિસેવના કુશીળ કહીએ. અને જે સંજત છે તો પણ તેમને કથંચિત્ કહેતાં કોઈક પ્રકારે સંજ્વળન કષાય ઉદયમાં આવે છે. તે કષાયકુશીળ કહીએ. ॥૩॥ ગ્રંથ થકી એટલે મોહનીય કર્મ થકી અર્થાત્ મોહની ગાંઠ થકી નીકળ્યો તે નિર્ગ્રંથ કહીએ. તે નિર્ગ્રંથ બે પ્રકારે હોય, એક તો ક્ષીણ કષાય એટલે બારમે ગુણઠાણે વર્ત્તનારો અને બીજો ઉપશાંત

મોહ એટલે અગીયારમે ગુણઠાણે વર્ત્તનારો એ બેઉ જણ નિર્ગ્રંથ કહેવાય॥૪॥
॥स्नात इव स्नातः॥ કહેતાં નાહેલોજ હોયને શું જેમ, તે સ્નાત કહીએ. એટલે જેમ કોઇ પુરૂષ નાહીને પોતાના મેલને દૂર કરે છે. તેમ આપણુ ક્ષાલિત કહેતાં નાશ કર્યો છે. સમસ્ત ઘાતિકર્મરૂપ મળનો સમૂહ તે જેણે એ હેતુ માટે સ્નાત કહીએ. અર્થાત્ ઘાતિકર્મરૂપ મળે કરીને રહિત છે, તેજ સ્નાતક કહીએ. તે સ્નાતક બે પ્રકારે હોય, એક તો સયોગી કેવળી એટલે તેરમે ગુણઠાણે વર્ત્તનારા અને બીજા અયોગી કેવળી તે ચૌદમે ગુણઠાણે વર્ત્તનારા તે બેઉજણ સ્નાતક કહેવાય. ॥૫॥

હવે એજ પાંચ નિર્ગ્રંથોને ભેદે કરીને કહીએ છીએ.

તે પાંચ નિર્ગ્રંથોમાં પ્રથમ જે આસેવી પુલાક છે તે પાંચ પ્રકારે છે. કેમકે લબ્ધિપુલાકનો એકજ ભેદ છે એ હેતુ માટે. હવે તે પાંચ પ્રકારના પુલાક દેખાડીએ છીએ. ॥૧॥ જ્ઞાનપુલાક, ॥૨॥ દર્શનપુલાક, ॥૩॥ ચારિત્રપુલાક, ॥૪॥ લિંગપુલાક, ॥૫॥ યથાસૂક્ષ્મપુલાક. તેમાં †સ્ખલિત મિલિતાદિક અતિચારોવડે કરીને જ્ઞાનને આશ્રીને આત્મા પ્રત્યે અસાર કરતો તે જ્ઞાનપુલાક કહીએ, ॥૧॥ એ પ્રકારે કુદૃષ્ટિના સંસ્તવાદિકે કરીને એટલે પરિચયાદિકે કરીને દર્શનપુલાક કહેવાય, અર્થાત્ કુદૃષ્ટિયોના એટલે મિથ્યાદૃષ્ટિયોના પરિચય કરવા થકી સમકિતમાં અતિચાર આવે છે, માટે દર્શનપુલાક કહીએ. ॥૨॥ મૂળ અને ઉત્તર ગુણની પ્રતિસેવના થકી એટલે મૂળ અને ઉત્તરગુણોમાં દોષ લગાડવાથી ચરણપુલાક કહેતાં ચારિત્રપુલાક કહીએ. ॥૩॥ શાસ્ત્રમાં કહેલા લિંગથકી અધિક ગ્રહણ કરવાથી અથવા કારણ વિના અન્યલિંગ ગ્રહણ કરવાથી લિંગપુલાક કહીએ. ॥૪॥ કાંઇક પ્રમાદ થકી અથવા મને કરીને અકલ્પ્ય એટલે નહી ગ્રહણ કરવા જોગ્ય તેનુ ગ્રહણકરવાથી યથાસૂક્ષ્મ એવે નામે પાંચમો પુલાક જાણવો. ॥૫॥

હવે બે પ્રકારનો બકુશ પાંચ પ્રકારે હોય તે કહીએ છીએ—

આભોગબકુશ, ॥૧॥ અનાભોગબકુશ, ॥૨॥ સંવૃતબકુશ, ॥૩॥ અસંવૃતબકુશ. ॥૪॥ યથાસૂક્ષ્મબકુશ, ॥૫॥ એ પાંચ પ્રકારના બકુશમાં જે શરીર અને ઉપકરણની શોભાને વિચારીને કરે, તે આભોગ બકુશ કહીએ. ॥૧॥ જે સહસાતકારે કરે એટલે વિચાર્યા વિના શરીર અને ઉપકરણની શોભા કરે તે અનાભોગ બકુશ કહીએ. ॥૨॥ જે છાને માને દોષ લગાડે તે સંવૃત બકુશ કહીએ. ॥૩॥ જે પ્રકટ દોષ લગાડે તે અસંવૃત બકુશ કહીએ. અથવા મૂળ અને ઉત્તર ગુણને આશ્રીને સંવૃત અને અસંવૃત કહીએ. જેટલો

---

†સ્ખલિત કહેતાં ભણતી વખતે અટકી જેવું અને મિલિત કહેતાં ભણતાં ભણતાં એક અક્ષરમાં બીજો અક્ષર ભેગો થઈ જાય.

છાનો અથવા પ્રકટ મૂળગુણ તથા ઉત્તરગુણમાં દોષ લગાડે, તે સંવૃતાસંવૃત બકુશ કહીએ. ॥૪॥ કાંઈક પ્રમાદી, આંખના મળાદિકને દૂર કરવાથી યથાસૂક્ષ્મ એવે નામે પાંચમો બકુશ કહીએ. ॥૫॥

હવે બે પ્રકારનો કુશીળ પાંચ પ્રકારે હોય તે કહીએ છીએ.

જ્ઞાનકુશીલ, ॥૧॥ દર્શનકુશીલ, ॥૨॥ ચારિત્રકુશીલ, ॥૩॥ લિંગકુશીલ, ॥૪॥ યથાસૂક્ષ્મકુશીળ, ॥૫॥ તેમાં જ્ઞાનદર્શન ચારિત્ર અને લિંગ તે પ્રત્યે ઉપજીવન કરતો સતો પ્રતિસેવના થકી જ્ઞાનાદિ કુશીળ કહીએ. કોઈક ઠેકાણે લિંગને સ્થાનકે તપ દેખીએ છીએ. એટલે લિંગને ઠેકાણે તપ લખ્યું છે, તથા આ સાધુ તપ કરે છે, એ પ્રકારે બીજા લોકોએ અનુમોદના કરવા માંડેલો એવો હર્ષ પ્રત્યે પામે છે તે યથાસૂક્ષ્મકુશીલ કહીએ. અર્થાત્ પોતાના વખાણ કરીને જે ખુશીપણુ પામે, તે યથાસુમ્મકુશીલ કહેવાય. અથવા પ્રતિસેવનાએ કરીનેજ યથાસૂક્ષ્મકુશીલ કહેવાય. કષાયકુશીલ પણ એજ પ્રકારે જાણવો, પણ એટલું વિશેષ છે કે, ક્રોધાદિકે કરીને વિદ્યાદિ જ્ઞાન પ્રત્યે પ્રયુંજતો તે જ્ઞાનકુશીલ કહીએ. દર્શન એવો જે ગ્રંથ એટલે સમ્યક્ત્વ સંબંધિ જે ગ્રંથ તે પ્રત્યે પ્રયુંજતો તે દર્શન થકી કુશીલ કહીએ. શરાપ પ્રત્યે દેતો તે ચારિત્રથી કુશીલ કહીએ. કષાયોવડે કરીને અન્ય લિંગ પ્રત્યે કરતો તે લિંગકુશીગ કહીએ. મને કરી કષાય પ્રત્યે કરતો તે યથાસૂક્ષ્મ કુશીળ કહીએ. ચૂર્ણિકારની વ્યાખ્યા આ પ્રકારે છે. સમ્યક્ પ્રકારે આરાધના તે સેવના કહીએ. વિપરીત એવી જે સેવના તે પ્રતિસેવના કહીએ, અર્થાત્ સમ્યક્પ્રકારે આરાધના ન કરવી તે પ્રતિસેવનાકહીએ. અથવા પ્રતિગતા સેવના તે પ્રતિસેવના કહીએ. એટલે કાંઇક વિરાધના કરવી તે પ્રતિસેવના કહેવાય. તે પ્રતિસેવના પાંચે જ્ઞાનાદિકને વિષે છે જેમને એટલે જ્ઞાનાદિક પાંચ સ્થાનકને વિષે નથી સમ્યક્ આરાધના તે જેમને તે પ્રતિસેવનાકુશીળ કહીએ. અને કષાયકુશીળ જે તે તો, પાંચે જ્ઞાનાદિકને વિષે જેમને કષાયોવડે કરીને વિરાધના થાય છે, તે કહેવાય.

હવે પાંચ પ્રકારના નિર્ગ્રંથ હોય તે કહીએ છીએ—

પ્રથમ સમયનિર્ગ્રંથ, ॥૧॥ અપ્રથમ સમયનિર્ગ્રંથ, ॥૨॥ ચરિમ સમયનિર્ગ્રંથ, ॥૩॥ અચરિમ સમયનિર્ગ્રંથ ॥૪॥ યથાસૂક્ષ્મનિર્ગ્રંથ ॥૫॥ અંતરમુહૂર્ત્તપ્રમાણ જે નિર્ગ્રંથપણાનો કાળ તેને વિષે પ્રથમ સમયમાં વર્ત્તનારો જે હોય તે પ્રથમ સમયનિર્ગ્રંથ કહીએ. ॥૧॥ અને બાકીના સમયોમાં વર્ત્તનારો જે હોય તે બીજો અપ્રથમ સમય નિર્ગ્રંથ કહીએ. ॥૨॥ છેલ્લા સમયમાં વર્ત્તનારો તે ત્રીજો ચરિમસમય નિર્ગ્રંથ કહીએ. ॥૩॥ અને તેના પહેલા બાકીના સમયોમાં વર્ત્તનારો તે ચોથો અચરિમસમય નિર્ગ્રંથ કહીએ. ॥૪॥

સર્વ સમયમાં વર્ત્તનારો તે પાંચમો યથાસૂક્ષ્મ નિર્ગ્રંથ કહીએ. ॥૫॥ એ પ્રકારે કહેવાની ઇચ્છાએ કરીને એમના ભેદ છે.

હવે સ્નાતક પાંચ પ્રકારનો હોય તે કહીએ છીએ.

અછવી, ॥૧॥ અસબળે, ॥૨॥ અકમ્મંસે, ॥૩॥ સંસુદ્ધનાણદંસણધરે અરહા જિણે કેવળી, ॥૪॥ અપરિસ્સાવિ. ॥૫॥ અર્થ—છવી કહેતાં શરીર તે શરીરના અભાવથકી અછવી એટલે શરીર રહિત કેમકે, કાયજોગને રૂંધવે કરીને શરીર ન હોય માટે અછવી કહીએ અથવા અછવી કહેતાં અક્ષપી ક્ષપા કહેતાં ખેદ સહિત વ્યાપાર તેના છતાપણા થકી ક્ષપી કહીએ, તેના નિષેધ થકી એટલે ખેદ સહિત વ્યાપારના અભાવ થકી અક્ષપી કહીએ એટલે અવ્યથક ખેદ રહિત કહીએ. કેમકે, ચ્યાર ઘાતિકર્મ ખપાવ્યાં છે માટે. ॥૧॥ અશબલ કહેતાં એકાંત વિશુદ્ધ ચારિત્રવાળા. કેમકે અતિચારરૂપ કાદવનો અભાવ છે માટે. ॥૨॥ અકર્માંશઃ કહેતાં વિશેષે કરીને ઘાતિકર્મ રહિત. ॥૩॥ સંશુદ્ધ જ્ઞાનદર્શના ધરનાર એટલે કેવળજ્ઞાન અને કેવળદર્શનના ધરનાર એવા અને પૂજાને યોગ્યપણા થકી અર્હત અથવા રહ કહેતાં એકાંત નથી જેને તે અરહ કહીએ એવા. અને કષાયને જીતવા થકી જિન એવા. અને કેવળ કહેતાં પરિપૂર્ણ જ્ઞાનાદિ ત્રણ છે જેને તે કેવળી. એ સર્વ મળીને સ્નાતકનો ચોથો ભેદ જાણવો. ॥૪॥ અપરિશ્રાવી, કર્મ બાંધવાનું શીળ છે જેને તે પરિશ્રાવી કહીએ તેના નિષેધ થકી અપરિશ્રાવી કહેતાં અબંધક એટલે કર્મબંધે કરીને રહિત. કેમકે ક્રિયા રહિત છે એ હેતુ માટે. અને સમસ્તયોગને રોક્યા છે માટે આ પાંચમો સ્નાતકનો ભેદ ચૌદમા ગુણઠાણા આશ્રી જાણવો. શ્રી ઉત્તરાધ્યયનને વિષે તો અર્હત જિન કેવળી એ પાંચમો ભેદ કહ્યો છે. અને અપરિશ્રાવી એ એમનોજ ભેદ જાણી લેવો. એમ સંભાવના કરી છે. ॥૫॥ આ ઉપર લખેલા પાંચ નિર્ગ્રંથનું સ્વરૂપ શ્રી ભગવતીસૂત્રના પચ્ચીશમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં છત્રીશ દ્વારે કરીને વિસ્તાર સહિત વર્ણન કરેલું છે. તેમાંથી કાંઈક લેશ માત્ર ઈહાં જણાવીએ છીએ.

पन्नवण १ वेद २ रागे ३ कप्प ४ चरित्त ५ पडिसेवणा ६ णाणे ७॥
तित्थे ८ लिंग ९ सरीरे १० खेत्ते ११ काल १२ गइ १३ संजमं १४ निकासे १५॥१॥
जोगु १६ वओग १७ कसाए १८ लेसा १९ परिणाम २० बंध २१ वेदय ॥२२॥
कम्मोदीरण २३ उवसंप जहन्न २४ सन्नाय २५ आहारे २६ ॥२॥
भव २७ आगरिसे २८ कालं २९ अंतरेय ३० समुग्घाय ३१ खेत्त ३२ फुसणाय ३३
भावे ३४ परिणामेय ३५ खलु अप्पाबहुयं ३६ नियंठाणं ॥३॥

આ છત્રીશ દ્વાર સવિસ્તરપણે સૂત્ર ટીકાથી જાણવાં. તેનો સંક્ષેપ આ નીચે લખીએ છીએ.

૧ પ્રજ્ઞાપના દ્વાર ઉપર પ્રમાણે જાણવું.

## ૨ वेदद्वार.

પુલાક, સવેદ એટલે વેદ સહિત હોય, વેદ રહિત ન હોય; કેમકે, પુલાક બકુશ પ્રતિસેવાકુશીલ તેમને ઉપશમ અને ક્ષપકશ્રેણીનો અભાવ છે માટે. તેમાં જે પુલાક છે તે સ્ત્રી વેદને વિષે ન હોય. કેમકે, સ્ત્રીને પુલાક લબ્ધિ ઊત્પન્ન થતી નથી માટે પુરૂષ વેદ તથા પુરૂષ નપુસંક વેદ એટલે કર્ત્રિમ નપુંસક એ બે વેદને વિષે પુલાક હોય. અને બકુશ અને પ્રતિસેવનાકુશીળ એ ત્રણે વેદને વિષે હોય એટલે સ્ત્રી વેદને વિષે અને પુરૂષ વેદને વિષે અને પુરૂષ નપુંસક વેદને વિષે હોય, વેદ રહિત ન હોય, કષાય કુશીળ વેદ સહિત પણ હોય અને વેદ રહિત પણ હોય, જે વેદ રહિત છે તે બે પ્રકારનો જાણવો. એક તો ઉપશમ શ્રેણીને વિષે વેદ રહિત હોય અને બીજો ક્ષપકશ્રેણીને વિષે વેદ રહિત હોય. કેમકે, કષાય કુશીળ દશમા ગુણઠાણા સૂધી હોય છે; માટે તેમાં જે છઠ્ઠે સાતમે અને આઠમે ગુણઠાણે વર્ત્તનાર કષાયકુશીળ ત્રણે વેદને વિષે હોય. અને નવમે તથા દશમે ગુણઠાણે વર્ત્તનાર કષાયકુશીળ, વેદ રહિત હોય. ॥૨॥

## ३ रागद्वार.

પુલાક, રાગ સહિત હોય એટલે કષાય સહિત હોય. એમ જાવત્ કષાયકુશીળ સૂધી કહેવું. નિર્ગ્રંથ, વીતરાગભાવને વિષે હોય એટલે કષાય રહિત હોય. તેમાં ઊપશાંત કષાય વીતરાગી હોય અથવા ક્ષીણ કષાય વીતરાગી હોય. સ્નાતક, ક્ષીણ કષાય વીતરાગી હોય એટલે સર્વથા કષાએ કરીને રહિત હોય.—

## ४ कल्पद्वार.

પુલાક, સ્થિત કલ્પને વિષે હોય અથવા અસ્થિત કલ્પને વિષે હોય એટલે પ્રથમ અને ચરમ તીર્થંકરના સાધુ *અચેલકાદિ દશ કલ્પ જરૂર પાળે છે. અને તે બે તીર્થંકરોને વારે પુલાક લબ્ધિવાળા સાધુ હોય છે. માટે તે સ્થિત કલ્પને વિષે કહેવાય, અને મધ્યમ તીર્થંકરના સાધુને એ અચેલકાદિ દશ કલ્પ પાળવાનો નિયમ નથી. તે દશમાંથી કેટલાએકનો નિયમ છે અને કેટલાએકનો નિયમ નથી. અને તે બાવીશ તીર્થંકરને વારે પણ પુલાક હોય છે. તે સ્થિતાસ્થિત કલ્પને વિષે કહીએ. એ રીતે પુલાક લબ્ધિવાળા સાધુ

* અચેલક ૧ ઔદ્દેશિક ૨ શય્યાતર ૩ રાજપિંડ ૪ કૃતિકર્મ એટલે વંદન ૫ વ્રત એટલે મહાવ્રતનો ઉચ્ચાર કરવો ૬ જેષ્ઠ એટલે નાંના મોટાપણુ ૭ પ્રતિક્રમણ ૮ માસકલ્પ ૯ પર્યુષણાકલ્પ ૧૦.

સર્વ તીર્થંકરને વારે હોય છે. એ રીતે જાવત્ સ્નાતક સુધી જાણવું. પુલાક સાધુ, સ્થવિર કલ્પને વિષે હોય અને જિનકલ્પ અને કલ્પાતીત એ બેની મધ્યે ન હોય. બકુશ અને પ્રતિસેવનાકુશીળ જિનકલ્પ તથા સ્થવિરકલ્પ એ બેમાંજ હોય, અને કષાયકુશીળ સ્થવિરકલ્પ તથા જિનકલ્પ તથા કલ્પાતીત એ ત્રણે કલ્પને વિષે હોય. કેમકે, કલ્પાતીત ભેદ છદ્મસ્થ તીર્થંકરને વિષે હોય છે માટે. અને નિર્ગ્રંથ તથા સ્નાતક એ બેઊ જણ, કલ્પાતીતને વિષે હોય. કેમકે, જિનકલ્પના તથા સ્થવિરકલ્પના ધર્મ, તેમને વિષે નથી માટે. ॥૪॥

## ૫ ચારિત્રદ્વાર.

પુલાક, સામાયિક સંજમને વિષે તથા છેદોપસ્થાપનીય સંજમને વિષે હોય, અને પરિહાર વિશુદ્ધાદિક ત્રણ સંજમને વિષે ન હોય. એ રીતે બકુશ તથા પ્રતિસેવનાકુશીળ જાણવા. કષાયકુશીળ, સામાયિકાદિ ચ્યાર સંજમને વિષે હોય, યથાખ્યાત ચારિત્રને વિષે ન હોય. નિર્ગ્રંથ અને સ્નાતક એ બન્ને જણ, એક યથાખ્યાત સજમને વિષેજ હોય

## ૬ પ્રતિસેવનાદ્વાર.

પુલાક સાધુ, પ્રતિસેવક હોય એટલે દોષનો લગાડનાર હોય પણ અપ્રતિસેવક ન હોય. એટલે તેને દોષ લાગતોજ નથી એમ ન હોય. કેમકે, સંજવલન કષાયના ઊદયથી એટલે ચોથી ચોકડીના ઊદયથી સંજમનો વિરાધક હોય છે. માટે તે પુલાક, મૂળગુણ તથા ઉત્તરગુણ એ બેઊનો પ્રતિસેવક હોય. એટલે મૂળગુણ મધ્યેથી હરેક કોઇને તથા ઉત્તરગુણ દશ પચ્ચખાણ મધ્યેથી હરેક કોઈનો પ્રતિસેવક હોય એટલે દોષનો સેવનારો હોય. અર્થાત્ સરાગભાવે કરીને મૂળગુણમાં તથા ઊત્તરગુણમાં કોઈક અપેક્ષાએ કરીને કોઈક ભેદ આશ્રીને તેમને દોષ લાગે છે. એ ભાવ જાણવો. બકુશ, ઉત્તરગુણનો પ્રતિસેવક હોય એટલે બકુશને ઉત્તરગુણમાં દોષ લાગે છે. પણ મૂળગુણનો પ્રતિસેવક ન હોય એટલે મૂળગુણનો વિરાધક ન હોય. અને પ્રતિસેવના કુશીળ તો પુલાકની પઠમ જાણવો. અને કષાયકુશીળ અપ્રતિસેવક હોય એટલે અવિરાધક હોય. પણ પ્રતિસેવક કહેતાં વિરાધક ન હોય. એ રીતે નિર્ગ્રંથ તથા સ્નાતક જાણવા.

## ૭ જ્ઞાનદ્વાર.

પુલાક સાધુ, બે જ્ઞાનને વિષે અથવા ત્રણ જ્ઞાનને વિષે હોય. બે જ્ઞાન તે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન. અને ત્રણ જ્ઞાન તે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન. એ રીતે બકુશ તથા પ્રતિસેવનાકુશીળ પણ બે જ્ઞાનને વિષે

અથવા ત્રણ જ્ઞાનને વિષે હોય. અને કષાય કુશીળ સાધુ, બે જ્ઞાનને વિષે અથવા ત્રણ જ્ઞાનને વિષે અથવા ચ્યાર જ્ઞાનને વિષે હોય. બે જ્ઞાન તે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન અને ત્રણ જ્ઞાન તે મતિ શ્રુત અને અવધિજ્ઞાન. અથવા મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને મનપર્યવજ્ઞાન એ ત્રણ જ્ઞાનને વિષે હોય. ચ્યાર જ્ઞાન તે મતિ શ્રુત અવધિ અને મનપર્યવજ્ઞાન એ ચ્યારે જ્ઞાનને વિષે હોય. એ રીતે નિર્ગ્રંથ સાધુ પણ ચારે જ્ઞાનને વિષે હોય. અને સ્નાતક સાધુ એક કેવળ જ્ઞાનને વિષેજ હોય. હવે જ્ઞાનનું વિશેષભૂત જે શ્રુતજ્ઞાન તેને આશ્રીને કહીએ છીએ. પુલાક સાધુ, જઘન્ય થકી નવમા પૂર્વની ત્રીજી વસ્તુ સૂધી ભણે અને ઊત્કૃષ્ટથી નવમા પૂર્વ સૂધી ભણે. અને બકુશ સાધુ, જઘન્યથી અષ્ટ પ્રવચનમાતા એટલે અષ્ટપ્રવચન માતાને પ્રતિપાદન કરનાર એવું સિદ્ધાંત;અર્થાત્ અષ્ટપ્રવચન માતાનુ વિવરણ કરનાર સૂત્ર ભણે. એમ સંભાવના કરી છે. અને ઉત્કૃષ્ટથી દશ પૂર્વ સૂધી ભણે. એ રીતે પ્રતિસેવનાકુશીળને પણ જાણવું. કષાયકુશીળ જઘન્યથી અષ્ટપ્રવચન માતાનું જ્ઞાન ભણે અને ઊત્કૃષ્ટથી ચૌદપૂર્વ સૂધી ભણે. એમ નિર્ગ્રંથને પણ જાણવું. સ્નાતક, શ્રુત વ્યતિરિક્ત (શ્રુતજ્ઞાન રહિત) હોય. કેમકે, કેવળજ્ઞાન સહિત છે માટે. ॥૭॥

## ૮ તીર્થદ્વાર.

પુલાક સાધુ, તીર્થને વિષે હોય એટલે ચતુર્વિધ સંઘ સતે હોય. પણ અતીર્થને વિષે ન હોય. એ રીતે બકુશ તથા પ્રતિસેવનાકુશીળ પણ જાણવા. કષાયકુશીળ તીર્થને વિષે હોય અને અતીર્થને વિષે પણ હોય, જો અતીર્થને વિષે હોય તો છદ્મસ્થાવસ્થાને વિષે તીર્થંકર હોય. અને પ્રત્યેકબુદ્ધ પણ હોય; એ રીતે નિર્ગ્રંથ તથા સ્નાતક પણ જાણવા. ॥૮॥

## ૯ લિંગદ્વાર.

લિંગ બે પ્રકારનાં છે. એક દ્રવ્ય લિંગ બીજુ ભાવ લિંગ. ભાવ લિંગ તે જ્ઞાનાદિગુણ. અને દ્રવ્યલિંગ તે બે પ્રકારે હોય. એક સ્વલિંગ બીજુ પરલિંગ.. સ્વલિંગ તે જૈનલિંગ અને પરલિંગ તે અન્યદર્શનીનું લિંગ. પુલાકસાધુ, દ્રવ્યલિંગને આશ્રીને સ્વલિંગને વિષે અથવા અન્યલિગને વિષે અથવા ગ્રહસ્થ લિંગને વિષે હોય. અને ભાવલિંગને આશ્રીને તો એક જૈનલિંગમાંજ હોય. કેમકે, સમ્યક્જ્ઞાનાદિ ગુણવંત છે માટે. એ રીતે યાવત્ સ્નાતક સૂધી જાણવા. એ પુલાકાદિ સર્વે નિર્ગ્રંથ, ભાવલિંગની અપેક્ષાએ નિમાએ કરીને સ્વલિંગને વિષેજ હોય. કેમકે, ભાવ જૈનિપણુ આવ્યા વિના મોક્ષ થતો નથી માટે. ॥૯॥

## ૧૦ शरीरद्वार,

પુલાક, ઊદારિક તેજસ કાર્મણ એ ત્રણ શરીરને વિષે હોય. અને બ-કુશ, ત્રણ શરીર અથવા ચ્યાર શરીરને વિષે હોય, ત્રણ શરીર પૂર્વે કહ્યાં તેજ રીતે અને ચોથું વૈક્રિય શરીર. એ રીતે પ્રતિસેવનાકુશીળ પણ જાણવો. કષાય કુશીળ ત્રણ અથવા ચ્યાર અથવા પાંચ શરીરને વિષે હોય. ચાર તો પૂર્વે કહ્યાં તે રીતે, અને પાંચમું આહારક શરીર, નિર્ગ્રંથ તથા સ્નાતક, પુલાકની પઠમ જાણવા. એટલે ત્રણજ શરીરને વિષે હોય. કેમકે એ વીતરાગ ભાવમાં વર્ત્તનારા છે. માટે તેમને લબ્ધિ ફેરવવાનું નથી. કેમકે લબ્ધિનું ફેરવવું તો પ્રમાદ દશામાં હોય છે. અને પ્રમાદદશા સકષાય ભાવમાં હોય છે. માટે. ॥ ૧૦ ॥

## ૧૧ क्षेत्रद्वार.

પુલાક સાધુ, જન્મ અને સદ્ભાવ (છતાપણાને) આશ્રીને કર્મભૂમિને વિષેજ હોય. એટલે કર્મભૂમિને વિષે જન્મે. અને કર્મભૂમિને વિષેજ વિચરે. કેમકે, પુલાક લબ્ધિને વિષે વર્ત્તનાર સાધુને દેવતાદિક હરી શકે નહી. બકુશ જન્મ અને સદ્ભાવ આશ્રીને કર્મભૂમિને વિષે હોય. અને સંહરણ આશ્રીને કર્મભૂમિ અથવા અકર્મભૂમિને વિષે હોય, એક ક્ષેત્રથી બીજા ક્ષેત્રને વિષે મૂકવું તે સંહરણ કહીએ, તે રીતે સ્નાતક સુધી જાણવું. નિર્ગ્રંથ તથા સ્નાતકપણું પામતા પહેલાં હરી જાય. અને તે દશા પામ્યા પછી એટલે નિર્ગ્રંથપણ તથા સ્નાતકપણુ પામ્યા પછી તેજ ઠેકાંણે પાછા લાવીને મૂકે. એ અપેક્ષાનું આ વચન છે. ॥૧૧॥

## ૧૨ कालद्वार.

પુલાક સાધુ, અવસર્પિણિ કાળને વિષે હોય. અને ઉત્સર્પિણિ કાળને વિષે પણ હોય. અને નોઉત્સર્પિણિ નોઅવસર્પિણિ કાળને વિષે પણ હોય. એટલે પ્રથમના અવસર્પિણિ અને ઉત્સર્પિણિ એ બે કાળ, ભરત તથા એરવત એ બે ક્ષેત્રને વિષે હોય. કેમકે, તે ક્ષેત્રોમાં ચઢતા પડતા આરા વર્ત્તે છે. માટે, અને ત્રીજો ભેદ મહાવિદેહ ક્ષેત્રને વિષે તથા હૈમવતાદિકને વિષે હોય. કેમકે, ત્યાં આરાની ગણત્રી નથી. સદાય એકરૂપનો કાળ વર્ત્તે છે માટે. ઈહાં પ્રશ્ન. જો અવસર્પિણિકાળને વિષે હોય તો છ આરામાંથી કીયા આરાને વિષે હોય. ? ઊત્તર. સુખમદુખમ રૂપ ત્રીજા આરાને છેડે, આદિદેવકાળને વિષે એટલે પ્રથમ તીર્થંકરને અવસરે જન્મને આશ્રીને, એટલે જન્મ થકી

હોય. અને સદ્ભાવ થકી પણ હોય. અને દુખમ સુખમરૂપ ચોથા આરાને વિષે જન્મને આશ્રીને હોય. એટલે જન્મથી હોય. અને સદ્ભાવને આશ્રીને એટલે છતાપણા થકી ત્રીજા તથા ચોથા તથા પાંચમા આરાને વિષે પણ હોય. કેમકે, ચોથા આરાના જન્મેલા એટલે ચોથા આરાને અંતે જન્મેલા પાંચમા આરાને વિષે વિચરે છે માટે; તેમાં ત્રીજા ચોથા આરાને વિષે જે છતાપણું તે જન્મપૂર્વક હોય એટલે જન્મ સહિત હોય. ઉત્સર્પિણિકાળને વિષે બીજા (દુશમ) ત્રીજા (દુસમસુસમ) ચોથા (સુસમદુસમ) આરાને વિષે જન્મથકી હોય તેમાં બીજા આરાને અંતે જન્મે છે. અને ત્રીજા આરાને વિષે ચારિત્ર ગ્રહણ કરે છે. અને ત્રીજા ચોથા આરાને વિષે તો જન્મ પણ થાય છે અને ચારિત્ર પણ અંગીકાર કરે છે. વળી સદ્ભાવને આશ્રીને એટલે છતાપણા થકી દુસમસુસમરૂપ ત્રીજો આરો. અને સુસમદુસમરૂપ ચોથો આરો એ બે આરાને વિષે હોય. અને તે બે આરાને વિષેજ તે પુલાકને ચારિત્રનું ગ્રહણ કરવાપણું છે એ હેતુ માટે. ઇહાં પ્રશ્ન. જો નોઉત્સર્પિણિ નોઅવસર્પિણિ કાળને વિષે હોય તો કિયા આરાના પ્રતિભાગને વિષે હોય. ઉત્તર. સુખમસુખમ નામે પહેલો આરો તેનો પ્રતિભાગ કહેતાં સરખાપણુ જ્યાં હોય તે કાળમાં ન હોય એટલે દેવકુરૂ અને ઊત્તરકુરૂને વિષે સદાયકાળ પહેલા આરાના જેવા ભાવ વર્ત્તે છે. તેને પ્રતિભાગ કહીએ. તે પ્રતિભાગમાં પુલાક ન હોય. સુખમ નામે બીજો આરો તેનો પ્રતિભાગ એટલે બીજા આરાના જેવા ભાવ, હરિવર્ષ રમ્યક્વર્ષ ક્ષેત્રને વિષે વર્ત્તે છે. તેમાં પુલાક ન હોય. અને સુખમદુખમ નામે ત્રીજા આરાનો પ્રતિભાગ એટલે ત્રીજા આરાના સરખા ભાવ, હૈમવત ઐરણ્યવત ક્ષેત્રોને વિષે વર્ત્તે છે. તેમાં પણ ન હોય. દુખમસુખમ નામે ચોથો આરો તેનો પ્રતિભાગ એટલે તેના સરખો ભાવ મહાવિદેહ ક્ષેત્રને વિષે વર્ત્તે છે. તેમાં પુલાક હોય. આ ઉપર કહ્યા ક્ષેત્રોને વિષે આરાની ગણત્રી નથી. પણ તેના જેવા ભાવ, અવસ્થિતપણે સદાય વર્ત્તે છે. એમ જાણવું. એ રીતે બકુશ તથા પ્રતિસેવનાકુશીળ તથા કષાય કુશીળ તથા નિર્ગ્રંથ તથા સ્નાતક એ સર્વને પુલાકની પઠમ જાણવું. પણ એટલું વિશેષ છે કે, પુલાકનું સંહરણ થતું નથી અને બીજાઓનું સંહરણ થાય છે. ॥૧૨॥

## ૧૩ गतिद्वार.

પુલાક સાધુ, કાળ કરીને જઘન્યથી પહેલા સૌધર્મ દેવલોકને વિષે ઉત્પન્ન થાય છે. અને ઊત્કૃષ્ટથી આઠમા સહસ્રાર સૂધી ઉત્પન્ન થાય છે. બકુશ પણ એજ પ્રકારે. પણ ઊત્કૃષ્ટથી બારમા અચ્યુત દેવલોક સૂધી જાય છે. પ્રતિસેવનાકુશીળ બકુશની પઠમ જાણવો. કષાયકુશીળ, પુલાકની પઠમ જા-

જાણવો. પણ એટલું વિશેષ છે કે, ઊત્કૃષ્ટથી અનુત્તર વિમાન સુધી જાય છે. અને નિર્ગ્રંથ, જઘન્ય ઊત્કૃષ્ટપણાએ રહિત એવા અનુત્તર વિમાનને વિષે એટલે સર્વાર્થસિદ્ધને વિષે ઉત્પન્ન થાય છે. સ્નાતક, સિદ્ધિ ગતિને પામે છે. તે ઉપર લખેલા સાધુ દેવલોકમાં ગયા સતા કેવાપણે ઉત્પન્ન થાય છે. તે કહીએ છીએ. પુલાક સાધુ, અવિરાધનાને આશ્રીને ઇંદ્રપણે તથા સામાનિક દેવતાપણે તથા ત્રાયત્રિંશક ગુરૂસ્થાનકિયા દેવપણે ઉત્પન્ન થાય છે. પણ અહમિંદ્રપણે ઉત્પન્ન થાય નહી. અને વિરાધનાને આશ્રીને ભવનપત્યાદિકની મધ્યે હરેક દેવતામાં ઉત્પન્ન થાય. એમ બકુશ તથા પ્રતિસેવનાકુશીળ પણ જાણવા. કષાયકુશીળ અવિરાધનાને આશ્રીને ઇંદ્રપણે તથા યાવત્ અહમિંદ્રપણે પણ ઉત્પન્ન થાય. વિરાધનાને આશ્રીને પૂર્વે જેમ કહ્યું તેમ જાણવું. નિર્ગ્રંથ સાધુ, અવિરાધનાને આશ્રીને એક અહમિંદ્રપણેજ ઉત્પન્ન થાય. કેમકે તેમની સર્વાર્થસિદ્ધમાં જવાની ગતિ છે. અને ત્યાં અહમિંદ્રપણુજ છે માટે. વિરાધનાને આશ્રીને પૂર્વની પઠમ ગતિ જાણવી. પુલાકસાધુની દેવલોકને વિષે સ્થિતિ જઘન્યથી પલ્યોપમ પ્રથક્ત્વની હોય છે. એટલે બે પલ્યોપમથી તે નવ પલ્યોપમ સુધી હોય, ઉત્કૃષ્ટથી અઢાર સાગરોપમની સ્થિતિ હોય. સ્થિતિ કહેતાં આઊખુ જાણવું. બકુશની તથા પ્રતિસેવનાકુશીળની સ્થિતિ જઘન્યથી પૂર્વની પઠમ એટલે પુલાકની પઠમ જાણવી. અને ઊત્કૃષ્ટથી બાવીશ સાગરોપમની સ્થિતિ જાણવી. કષાયકુશીળની જઘન્યથી પૂર્વની પઠમ અને ઊત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમની સ્થિતિ હોય અને નિર્ગ્રંથની અજઘન્યોત્કૃષ્ટ એટલે જઘન્ય ઊત્કૃષ્ટપણાએ રહિત તે ત્રીશ સાગરોપમની સ્થિતિ હોય. ॥૧૩॥

## १४ संजमद्दार.

પુલાક સાધુને સંજમનાં સ્થાન અસંખ્યાતાં હોય. સંજમ કહેતાં ચારિત્ર તેનાં જે સ્થાનક કહેતાં ઠેકાણાં તે શુદ્ધિના પ્રકર્ષ અપ્રકર્ષપણે કરીને કરેલા એવા ભેદ છે, એટલે શુદ્ધિના ઘણાપણે કરીને અને શુદ્ધિના થોડાપણે કરીને સંજમનાં સ્થાનક થાય છે, તે સ્થાનક પ્રત્યેક કહેતાં જુદાં જુદાં એટલે અત્યંત શુદ્ધ સંજમનાં સ્થાન પણ અસંખ્યાતાં છે, અને થોડા શુદ્ધ સંજમનાં સ્થાન પણ અસંખ્યાતાં છે. એ સર્વ મળીને અસંખ્યાતાં કહેવાય. તે અસંખ્યાતુ કેટલુ થાય તે દેખાડે છે. સર્વ આકાશ પ્રદેશના અગ્રે કરીને એટલે પરિમાણે કરીને ગુણ્યા એવા જે સર્વ આકાશના પ્રદેશ, એટલે આકાશના પ્રદેશ જે તેજ આકાશના પ્રદેશે કરીને ગુણવા. તેટલા પરિમાણે અસંખ્યાત પરજાય જાણવા. તે અસંખ્યાત પરજાએ કરીને સહિત પુલાક સાધુનાં અસંખ્યાતાં સંજમનાં સ્થાનક હોય. કેમકે ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમનું વિચિત્રપણુ છે

એ હેતુ માટે. એ પ્રકારે જાવત્ કષાયકુશીળને કહેવું, એટલે બકુશ, પ્રતિસેવના કુશીળ, કષાયકુશીળ તેમને પણ સંજમનાં અસંખ્યાતાં સ્થાનક છે. નિર્ગ્રંથ સાધુને જઘન્યપણાએ તથા ઊત્કુષ્ટપણાએ રહિત એક સ્થાનક હોય. કેમકે કષાયોના ઊપશમનું અને ક્ષયનું વિચિત્રપણુ નથી, એ કારણ માટે શુદ્ધિનું એક પ્રકારપણુ છે, અને એકપણાથકીજ જઘન્ય ઊત્કૃષ્ટ કહેવાય નહી. કેમકે, બહુ સ્થાનકોને વિષેજ જઘન્ય ઊત્કૃષ્ટપણુ સંભવે; પણ એક સ્થાનકને વિષે જઘન્ય ઊત્કૃષ્ટ સંભવે નહી. અને સ્નાતક સાધુને પણ એમજ જાણવું, એટલે એકજ સંજમ સ્થાનક હોય. તેમના અલ્પ બહુત્વને વિષે સર્વથી થોડું સંજમ સ્થાનક નિર્ગ્રંથ અને સ્નાતકને કહ્યું છે, અને પુલાકાદિક સાધુઓને તો અનુક્રમે કરીને અસંખ્યાતગુણ સંજમનાં સ્થાનક છે, એટલે નિર્ગ્રંથ સ્નાતકના સંજમ સ્થાનક થકી પુલાક સાધુને સંજમનાં સ્થાનક અસંખ્યાત ગુણ વધારે છે. તે થકી બકુશ સાધુને સંજમનાં સ્થાનક અસંખ્યાતગુણ વધારે છે, તે થકી પ્રતિસેવનાકુશીળને સંજમનાં સ્થાનક અસંખ્યાતગુણછે. તે થકી કષાય કુશીળને સંજમનાં સ્થાનક અસંખ્યાતગુણ છે. એ રીતે એકેકથી ચડતાં ચડતાં સંજમનાં સ્થાનક છે, કેમકે ક્ષયોપશમનું વિચિત્રપણુ છે માટે. પુલાક સાધુને ચારિત્રના પરજાય અનંતા છે. એ રીતે યાવત્ સ્નાતક સુધી સર્વને ચારિત્ર પરજાય અનંતા જાણવા. ॥૧૪॥

## १५ निकर्षद्वार.

સન્નિકર્ષ એટલે પુલાકાદિકને પરસ્પર સંયોજન કરવું, એટલે પુલાકાદિક જે તે પુલાકાદિકની સાંથે મિલાપ કરતાં સ્વસ્થાનકને આશ્રીને એટલે એક પુલાક બીજા પુલાકથી ચારિત્ર પરજાયવડે કરીને કદાચિત્ હીન હોય, કદાચિત્ તુલ્ય હોય, કદાચિત્ અધિક હોય, ઇાયાદિ છઠાણ વડિયા ભાગ, એટલે ષટ્ગુણ હાની વૃદ્ધિનું સ્વરૂપ ભગવતી સૂત્રના ૨૫ મા શતકના ૬ ઠ્ઠા ઉદ્દેશામાં સવિસ્તરપણે જણાવ્યું છે; ઇહાં ગ્રંથ વધવાના ભયથી અને બાળજીવોને ઘુંચવણી પડવાના ભયથી લખ્યું નથી. પુલાકાદિક પાંચ નિર્ગ્રંથમા અલ્પબહુત્વ નીચે પ્રમાણે.

પુલાક અને કષાયકુશીળ એ બે જણના જઘન્ય ચારિત્ર પરજાય તુલ્ય (સરખા) છે, અને તેથી પુલાકના ઊત્કૃષ્ટ ચારિત્ર પરજાય અનંત ગુણા છે. બકુશ અને પ્રતિસેવનાકુશીળ એ બન્નેના જઘન્ય ચારિત્ર પરજાય તુલ્ય છે, અને પુલાકથી અનંતગુણા છે, તેથી બકુશના ઊત્કૃષ્ટ પરજાય અનંતગુણા છે, તેથી પ્રતિસેવનાકુશીળના ઊત્કૃષ્ટ પરજાય અનંતગુણા છે. તેથી કષાયકુશીળના ઊત્કૃષ્ટ ચારિત્ર પરજાય અનંતગુણા છે, નિર્ગ્રંથ અને સ્નાતક એ બન્ને-

ના જઘન્ય ઊત્કૃષ્ટપણે રહિત ચારિત્ર પરજાય તુલ્ય છે, અને કષાયકુશીળથી અનંતગુણા છે. ॥૧૫॥

## ૧૬ योगद्वार.

પુલાક, સજોગી હોય. એટલે મન વચન અને કાયાના ત્રણે જોગ સહિત હોય, એ રીતે યાવત્ નિર્ગ્રંથ સૂધી જાણવું. સ્નાતક સજોગી પણ હોય અને અજોગી પણ હોય, તેરમે ગુણઠાણે સજોગી હોય અને ચૌદમે શૈલેશી કરણને વિષે અજોગી હોય. ॥૧૬॥

## ૧૭ ऊपयोगद्वार.

પુલાક, સાકાર ઊપયોગી અને અનાકાર ઊપયોગી હોય. એમ સ્નાત સૂધી જાણવું, વિશેષ ઉપયોગ રૂપ જે જ્ઞાન તે સાકાર ઉપયોગ કહીએ. અને સામાન્ય ઉપયોગ રૂપ જે દર્શન તે અનાકાર ઉપયોગ કહીએ; એ બે ઉપયોગ સર્વને હોય. ૧૭॥

## ૧૮ कषायद्वार.

પુલાક, સકષાયીજ હોય એટલે ક્રોધ માન માયા લોભ સહિત હોય, કેમકે, પુલાકને કષાયના ક્ષયનો તથા ઉપશમનો અભાવ છે માટે. એ રીતે બકુશ પ્રતિસેવનાકુશીળ પણ જાણવા. કષાયકુશીળ પણ કષાય સહિતજ હોય, ચ્યાર કષાયને વિષે અથવા ત્રણ કષાયને વિષે અથવા બે કષાયને વિષે અથવા એક કષાયને વિષે હોય, તેમાં જે ચ્યાર કષાયને વિષે હોય તે સંજવલન ક્રોધ માન માયા અને લોભ તેમને વિષે હોય, તે મધ્યેથી ઉપશમ શ્રેણીને વિષે અથવા ક્ષપકશ્રેણીને વિષે સંજવલન ક્રોધ, ઉપશાંત થયે સતે અથવા ક્ષીણ થએ સતે ત્રણ કષાયને વિષે હોય. એમ માન ગએ સતે બેને વિષે હોય એમ માયા ગએ સતે સૂક્ષ્મસંપરાય નામે દશમા ગુણસ્થાનકને વિષે એક લોભને વિષે હોય. નિર્ગ્રંથ અકષાયીજ હોય, એટલે કષાય રહિતજ હોય; અર્થાત્ અગીયારમે ગુણઠાણે વર્ત્તનાર નિર્ગ્રંથ ઉપશાંત અકષાયીજ હોય, અને બારમે ગુણઠાણે વર્ત્તનાર ક્ષીણ અકષાયી હોય. અને સ્નાતક ક્ષીણ અકષાયીજ હોય. કેમકે સર્વથા કષાયનો અભાવ થયો છે માટે. ॥૧૮॥

## ૧૯ लेश्याद्वार.

પુલાકને ત્રણ વિશુદ્ધ લેશ્યા હોય, એટલે ભાવલેશ્યાની અપેક્ષાએ તેજોલેશ્યા અને પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા એ ત્રણ પ્રશસ્ત લેશ્યાને વિષેજ પુલાક હોય; એમ બકુશ પ્રતિસેવનાકુશીળ જાણવા. એટલે બકુશ પ્રતિસેવનાકુશીળ એ ઉપર લખેલી ત્રણ પ્રશસ્ત લેશ્યાવાળા હોય. અને કષાયકુશીળ છએ લેશ્યાને વિષે

હોય. એટલે કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા, અને શુક્લલેશ્યા એ ૭ લેશ્યાને વિષે કષાયકુશીળ હોય. નિર્ગ્રંથ એક શુક્લલેશ્યાને વિષેજ હોય. એ ચ્યારે જણ પોતપોતાની લેશ્યાઓએ કરીને સલેશી કહેવાય. સ્નાતક, સલેશી હોય અને અલેશી પણ હોય. જે સલેશી હોય તે એક પરમ શુક્લલેશ્યાને વિષે હોય, તે પરમ શુક્લલેશ્યા તે શું કહીએ.? તે કહે છે. શુક્લધ્યાનના ત્રીજા ભેદને અવસરે યોગ નિરોધ કાળને વિષે તેરમા ગુણઠાણાને અંતે જે લેશ્યા તે પરમ શુક્લલેશ્યા કહીએ. અન્યદા એટલે જ્યારે યોગનો નિરોધ ન હોય ત્યારે શુક્લલેશ્યા કહેવાય. પણ તે શુક્લલેશ્યા નિર્ગ્રંથની અપેક્ષાએ સ્નાતકને પરમ શુક્લલેશ્યા કહી છે. ॥૧૯॥

## ૨૦ પરિણામદ્વાર.

પુલાક, વર્દ્ધમાન પરિણામને વિષે હોય, એટલે શુદ્ધ પરજાઓએ કરીને ઉત્કર્ષ પ્રત્યે પામતો એવો હોય. અને હીયમાન પરિણામને વિષે પણ હોય એટલે ચારિત્ર પરજાઓએ કરીને અપકર્ષ પ્રત્યે પામતો એવો હોય. અને અવસ્થિત પરિણામને વિષે પણ હોય. એટલે ચારિત્ર પરજાયોએ કરીને સ્થિર હોય. એ રીતે પુલાક સાધુ ત્રણે પ્રકારના પરિણામમાં વર્ત્તે છે. અર્થાત્ કોઇ વખત ચઢતા પરિણામમાં વર્ત્તે, કોઇ વખત ઘટતા પરિણામમાં વર્ત્તે, અને કોઇ વખત જે પરિણામમાં હોય તેજ પરિણામમાં વર્ત્તે, એ રીતે બકુશ પ્રતિસેવનાકુશીળ અને કષાયકુશીળ જાણવા. નિર્ગ્રંથ સાધુ વર્દ્ધમાન પરિણામમાં હોય, અને અવસ્થિત પરિણામમાં પણ હોય. પણ નિર્ગ્રંથ હીયમાન પરિણામવાળો ન હોય; કેમકે, તે નિર્ગ્રંથને પરિણામની હાની થયે સતે કષાયકુશીળનો વ્યપદેશ થાય છે એ હેતુ માટે. એટલે કષાયકુશીળ એવું નામ કહેવાય છે એ ભાવ. એ પ્રકારે સ્નાતક પણ જાણવો. સ્નાતકને હાની કરવાના અભાવ થકી હીયમાન પરિણામ ન હોય.

પુલાક, વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્યથી એક સમય રહે. કેમકે, તે વર્દ્ધમાન પરિણામકાળ, કષાઓએ બાધિત કરે સતે, તે વર્દ્ધમાન પરિણામનો એકાદિક સમય પ્રત્યે અનુભવે છે. અર્થાત્ એક સમય સુધી રહે છે. માટે જઘન્યપણે કરીને એક સમય કહીએ છીએ. ઊત્કૃષ્ટ થકી વર્દ્ધમાન પરિણામ અંતર મહુર્ત્ત સુધી રહે. કેમકે, વર્દ્ધમાન પરિણામનો એજ સ્વભાવ છે માટે. વળી પુલાકને હીયમાન પરિણામ જઘન્યથી તથા ઊત્કૃષ્ટથી ઉપર પ્રમાણે જાણવું. અવસ્થિત પરિણામ જઘન્યથી એક સમય અને ઊત્કૃષ્ટથી સાત સમય સુધી રહે, એ પ્રકારે બકુશ પ્રતિસેવાકુશીળ અને કષાયકુશીળોને વિષે પણ જાણવું. પણ એટલું વિશેષ છે કે, બકુશાદિકને જઘન્ય થકી એક

સમયપણુ મરણ થકી પણ ઇષ્ટ છે. એટલે બકુશાદિકને વર્દ્ધમાન પરિણામ થએ સતે એક સમય થયો હોય. અને બકુશ, મરણ પામે ત્યારે બકુશને એક સમય કહેવાય. વળી પુલાકને પુલાકપણાને વિષે મરણનો અભાવ છે. કેમકે, મરણના અવસરે કષાયકુશીળના પરિણામમાં આવે; પછી મરે. નિર્ગ્રંથ વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્ય થકી અંતરમુહૂર્ત્ત સુધી રહે. ઊત્કૃષ્ટ થકી પણ અંતરમુહૂર્ત્ત સુધી રહે. કેમકે, પછી કેવળજ્ઞાન પામે માટે. અને કેવળજ્ઞાન પામ્યા પછી બીજા પરિણામનો અભાવ છે. વળી નિર્ગ્રંથને અવસ્થિત પરિણામ. જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટ થકી અંતરમુહૂર્ત્ત હોય. જઘન્યથી અવસ્થિત પરિણામ જે એક સમયનો કહ્યો તે ઊપશમ શ્રેણીને વિષે મરણની અપેક્ષાએ જાણવો. સ્નાતક, વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્ય અને ઊત્કૃષ્ટથી અંતરમુહૂર્ત્ત સુધી હોય. એ શૈલશીકરણ અવસ્થાને વિષે જાણવો. કેમકે, તે શૈલેશી અવસ્થાનો તેટલાજ કાળનો પરિમાણ છે માટે. અવસ્થિત પરિણામ, જઘન્યથી અંતરમુહૂર્ત્ત અને ઊત્કૃષ્ટથી †દેશોનપૂર્વ કોટી વર્ષ સુધી રહે. ॥૨૦॥

## ૨૧ બંધદ્વાર.

પુલાક, આઊખા કર્મ વર્જીને સાત કર્મ બાંધે. કેમકે, આયુ કર્મ બાંધવાના અધ્યવસાયનો તેને અભાવ છે માટે. બકુશ, સાત તથા આઠ કર્મ બાંધે. કેમકે, આઊખાનો બંધ એકવાર પડે છે માટે. જો આઊખા કર્મ ન બાંધ્યું હોય તો આઠ કર્મ બાંધે, અને જો આઊખાકર્મ બંધાયુ હોય તો સાતકર્મ બાંધે. એ રીતે પ્રતિસેવનાકુશીળને પણ જાણવું. કષાયકુશીળ, સાત અથવા આઠ અથવા છકર્મ બાંધે. તેમાં સાત આઠનો બંધ પૂર્વની પઠમ જાણવો. અને જે વારે છ બાંધે ત્યારે આઊખાકર્મ અને મોહનીય કર્મ વરજીને બાંધે. નિર્ગ્રંથ સાધુ એક વેદનીય કર્મ બાંધે. કેમકે, કર્મ બાંધવાના હેતુઓની મધ્યેથી યોગનુંજ સતાપણુ છે માટે. અર્થાત્ નિર્ગ્રંથને યોગ પ્રત્યેજ બંધ છે. એ ભાવ. સ્નાતક, એક પ્રકારે બાંધે. અને અબંધકે પણ હોય. કેમકે, અયોગી અવસ્થાને વિષે બંધનો અભાવ છે માટે. ॥૨૧॥

## ૨૨ વેદનાદ્વાર.

પુલાક, નિયમાએ કરીને આઠેકર્મની પ્રકૃતિ વેદે. એટલે આઠેકર્મની પ્રકૃતિનો ઉદય હોય. એ રીતે જાવત્ કષાયકુશીળ સુધી જાણવું. નિર્ગ્રંથ સાધુ મોહનીયકર્મ વરજીને સાત કર્મની પ્રકૃતિ વેદે. કેમકે, તેને મોહનીયનું ઊપશાંતપણુ અથવા ક્ષીણપણુ છે માટે. સ્નાતક વેદનીયકર્મ, આયુકર્મ, નામકર્મ

†નવ વર્ષે ઓછાં.

અને ગોત્રકર્મ એ ચ્યાર કર્મની પ્રકૃતિને વેદે; એટલે ચ્યાર કર્મનો ઉદય હોય. કેમકે, ચ્યાર ઘાતિકકર્મનો ક્ષય કર્યો છે માટે. ॥૨૨॥

## ૨૩ उदीरणाद्वार.

પુલાક, આઉખુ અને વેદનીય એ બે કર્મને વરજીને છ કર્મ પ્રકૃતિની ઉદીરણા કરે. કેમકે, આયુકર્મ અને વેદનીય કર્મને ઉદીરવાના અધ્યવસાય સ્થાનનો અભાવ છે માટે. તે આયુકર્મ અને વેદનીય કર્મની ઉદીરણા, પ્રથમ કરીને પુલાકપણા પ્રત્યે પામે છે. એ પ્રકારે આગળ પણ જાણવું એટલે જે જે પ્રકૃતિઓની ઉદીરણા નથી કરતો તે તે પ્રકૃતિયોની પ્રથમ ઉદીરણા કરીને બકુશાદિક પણા પ્રત્યે પામે છે. કેમકે, ઉદીરણા કર્યા વિના વેદવાનો અભાવ છે માટે. એમ શ્રી ભગવતીજીના શતક ૧ લાના ત્રીજા ઉદ્દેશામાં કહ્યું છે. બકુશ, આયુ વરજીને સાત કર્મપ્રકૃતિને ઉદીરે અથવા પ્રતિપૂર્ણ આઠ કર્મપ્રકૃતિને ઉદીરે. અથવા આયુ વેદનીય એ બેકર્મ વરજીને છકર્મની પ્રકૃતિને ઉદીરે. એ રીતે પ્રતિસેવનાકુશીળને પણ જાણવું કષાયકુશીળ સાતકર્મની પ્રકૃતિ, અથવા છકર્મની પ્રકૃતિ અથવા પાંચકર્મની પ્રકૃતિ, એ રીતે કર્મ પ્રકૃતિઓને ઉદીરે. તે પૂર્વની પઠમ જાણવું. પણ આટલું વિશેષ છે કે, આયુ વેદનીય અને મોહનીય એ ત્રણ વરજીને પાંચની ઉદીરણા કરે. નિર્ગ્રંથ પાંચ પ્રકૃતિને ઉદીરે. પૂર્વની પઠમ. અથવા નામકર્મ ગોત્રકર્મ એ બે પ્રકૃતિને ઉદીરે. સ્નાતક ઉદીરક અથવા અનુદીરક હોય. સજોગી અવસ્થાને વિષે ઉદીરક એટલે નિર્ગ્રંથની પઠમ બેકર્મની ઉદીરણા કરનાર હોય. અને અયોગી અવસ્થાને વિષે એટલે ચૌદમે ગુણઠાણે અનુદીરક એટલે ઉદીરણાએ કરીને રહિત હોય. ॥૨૩॥

## ૨૪ उपसंपज्जहन्नद्वार.

ઉપસંપત્ એટલે પ્રાપ્તિ અર્થાત્ પામવું. હાન એટલે ત્યાગ, અર્થાત્ છોડવું. પુલાકસાધુ, પુલાકપણા પ્રત્યે ત્યાગ કરીને એટલે છોડીને, અર્થાત્ પુલાકપણાના અધ્યવસાયોને મુકીને કષાયકુશીળપણા પ્રત્યે પામે. એટલે કષાયકુશીળના અધ્યવસાયોમાં આવે. કેમકે, તે બેઉનાં સંજમસ્થાનક સરખાં છે માટે, અથવા અસંજમપણાં પ્રત્યે પણ પામે. એટલે અસંજમ ભાવમાં આવે. બકુશ, બકુશપણા પ્રત્યે છાંડીને પ્રતિસેવના કુશીળપણા પ્રત્યે પામે. અથવા કષાયકુશીળપણા પ્રત્યે પામે. તે ત્રણનાં સંજમસ્થાનક સરખાં છે માટે. અથવા અસંજમપણા પ્રત્યે પામે. અથવા સંજમાસંજમપણા પ્રત્યે એટલે શ્રાવકપણા પ્રત્યે પામે. પ્રતિસેવનાકુશીળ, પોતાપણુ ત્યાગ કરીને બકુશાદિકપણા પ્રત્યે પામે. ઇત્યાદિ બકુશની પઠમ જાણવું. કષાયકુશીળ, પોતાપણુ છાંડીને એટલે

કષાયકુશીળપણું મુકીને પુલાકપણાપ્રત્યે અથવા બકુશપણા પ્રત્યે અથવા પ્રતિસેવના કુશીળપણા પ્રત્યે અથવા નિર્ગ્રંથપણા પ્રત્યે અથવા અસંજમપણા પ્રત્યે અથવા સંજમાસંજમપણા પ્રત્યે પામે. નિર્ગ્રંથ, પોતાપણું મુકીને કષાયકુશીળપણા પ્રત્યે અથવા સ્નાતકપણા પ્રત્યે અથવા અસંજમપણા પ્રત્યે પામે. જો પણ ઉપશમ શ્રેણીથી પડયો સતો સંજતાસંજત પણ થાય છે, તો પણ ઇહાં કહ્યો નથી. કેમકે, અનંતરપણે એટલે તતકાળ સંજતાસંજત થતો નથી. અનુક્રમે અગીયારમેથી દશમે આવે. અને દશમેથી નવમે ગુણઠાણે આવે એ રીતે ઉતરતે ઉતરતે થાય છે માટે. સ્નાતક, સ્નાતકપણું મુકીને સિદ્ધિપણા પ્રત્યે પામે છે. ॥૨૪॥

## ૨૫ સંજ્ઞાદ્વાર.

સંજ્ઞા એટલે આહારાદિકનો અભિલાષ, તેને વિષે ઉપયુક્ત એટલે કોઇ પ્રકારે આસક્તિપણું અર્થાત આહારને વિષે લંપટપણું; પુલાકસાધુ, નોસંજ્ઞાઉપયુક્ત હોય, એટલે આહારાદિ સંજ્ઞાના ઉપયોગ રહિત હોય. કેમકે, આહારાદિકનો ઉપભોગ સતે પણ તેને વિષે અનાસક્તપણું છે માટે. એટલે લંપટપણાએ રહિત છે માટે. બકુશ, સંજ્ઞા ઉપયુક્ત હોય. એટલે કોઇક પ્રકારે આહારાદિકના અભિલાષને વિષે લંપટ હોય, અને તે બકુશ આહારાદિક સંજ્ઞા રહિત પણ હોય. એટલે લંપટપણાએ રહિત હોય. એ રીતે પ્રતિસેવના કુશીળ તથા કષાયકુશીળ જાણવા. નિર્ગ્રંથ તથા સ્નાતક, પુલાકની પેઠે એટલે પુલાક નિર્ગ્રંથ અને સ્નાતક એ ત્રણ જણ નોસંજ્ઞાઉપયુક્ત છે. એટલે આહારાદિકને વિષે લંપટપણાએ રહિત છે. ઇહાં પ્રશ્ન. નિર્ગ્રંથ અને સ્નાતક તો વીતરાગપણા થકી અનાસક્ત હોય. એ વાત યુક્ત છે. પણ પુલાક તો સરાગી છે. માટે તેને અનાસક્ત કેમ કહ્યો.? ઉત્તર એમ તમારે ન બોલવું. કેમકે, સરાગપણું સતે પણ સર્વથા પ્રકારે અનાસક્ત ન હોય એમ ન કહેવાય.? અપિતુ અનાસક્ત હોય. બકુશાદિકને સરાગપણું સતે પણ નિસ્સંગપણું પ્રતિપાદન કર્યું છે એ હેતુ માટે. ઇહાં ચૂર્ણિકારે નોસંજ્ઞા શબ્દે કરીછે જ્ઞાનસંજ્ઞા કહી છે. તે પક્ષે પુલાક નિર્ગ્રંથ અને સ્નાતક નોસંજ્ઞાઉપયુક્ત છે. એટલે જ્ઞાને કરી પ્રધાન ઉપયોગવાળા છે. પણ આહારાદિસંજ્ઞાવાળા નથી. અને બકુશાદિક તો બે પ્રકારના છે. કેમકે, તથા પ્રકારના સંજમ સ્થાનકનું સદ્ભાવપણું છે માટે. ॥૨૫॥

## ૨૬ આહારકદ્વાર.

પુલાક, આહારક હોય. યાવત્ નિર્ગ્રંથ સૂધી આહારક જાણવા. કેમકે,

પુલાકથી માંડીને નિર્ગ્રંથ સૂધી વિગ્રહગતિ કરે નહી, ઋજુ ગતિ કરે, એવો નિયમ છે માટે. અણઆહારીપણુ તો વિગ્રહ ગતિમાં સંભવે. તે વિગ્રહ ગતિ તો તેમને નથી. માટે આહારીજ જાણવા. સ્નાતક, આહારક હોય. અને અનાહારક પણ હોય. કેમ જે કેવળિસમુદ્ઘાતને અવસરે ત્રીજા ચોથા અને પાંચમા સમયને વિષે અણઆહારી હોય. અને વળી અજોગી અવસ્થાને વિષે અણઆહારી હોય. તે શિવાય બીજે અવસરે આહારી હોય. ॥૨૬॥

## ૨૭ ભવદ્વાર.

પુલાકને જઘન્યથી એક ભવ હોય, અને ઉત્કૃષ્ટથી ત્રણ ભવ હોય; કેમકે પુલાક, અનેક વખત કષાયકુશીળપણા પ્રત્યે પામે; પણ પુલાકપણુ પામે. નહી. અર્થાત્ પહેલી વખત પુલાક થયો પછી અનેક વખત કષાય-કુશીળાદિક થઇને મુક્તિ જાય, અથવા બીજા ભવને વિષે નિર્ગ્રંથપણુ પામીને સિદ્ધિપદને વરે. ફરી પુલાક થાય નહી. એ રીતે એક ભવ જાણવો. અને જે ત્રણ ભવ કરે તે આવી રીતે. એક ભવ દેવતાનો કરે, એક ભવ પુલાકનો કરે, વળી એક ભવ દેવતાનો કરે, ત્યાંથી ચવીને વળી એક ભવ પુલાકનો કરે, એ રીતે બે ભવ દેવતાના થાય. અને ત્રણ ભવ પુલાકના થાય. તેમાં દેવતાના ભવ ગણવા નહી. બકુસને જઘન્યથી એક ભવ, અને ઉત્કૃષ્ટથી આઠ ભવ. તેમાં જે બકુશ, તેજ ભવને વિષે કષાકકુશીળાદિકપણા પ્રત્યે પામીને સિદ્ધિપદને વરે, તેને એક ભવ કહેવાય. અને જે આઠ ભવ સૂધી સંલગ્નપણે ચારિત્ર પ્રત્યે પામે. અને આઠમે ભવે કષાયકુશીળાદિકને પામીને સિદ્ધિપદને વરે, તેને આઠ ભવ કહેવાય. એ રીતે પ્રતિસેવનાકુશીળ તથા કષાયકુશીળને પણ જાણવું. નિર્ગ્રંથને પુલાકની પઠમ જાણવું. સ્નાતકને એકજ ભવ હોય. કેમકે, તે તેજ ભવને વિષે સિદ્ધિપદને વરે છે માટે. ॥૨૭॥

## ૨૮ आकर्षद्वार.

આકર્ષ એટલે ચારિત્રની પ્રાપ્તિ, પુલાકને જઘન્યથી એક ભવ સંબંધિ એક આકર્ષ હોય. એટલે એકવાર ચારિત્રની પ્રાપ્તિ થાય. અને ઊત્કૃષ્ટથી ત્રણ આકર્ષ હોય. એટલે ત્રણવાર ચારિત્ર પામે. અને બકુશને જઘન્યથી એક આકર્ષ હોય. અને ઊત્કૃષ્ટથી શતપ્રથકૃત્વ આકર્ષ હોય. એટલે બસેંવારથી માંડીને નવશે વાર ચારિત્ર પામે. એ પ્રણામ આશ્રી જાણવું. એ રીતે પ્રતિસેવનાકુશીળ અને કષાયકુશીળને જાણવું. અને નિર્ગ્રંથને જઘન્યથી એક આકર્ષ અને ઊત્કૃષ્ટથી બે આકર્ષ હોય. અને સ્નાતકને એક આકર્ષ હોય. એ સર્વ એક ભવને આશ્રીને પ્રણામ આશ્રી જાણવું. અને નાના ભવ

આશ્રી એટલે ઘણા ભવ આશ્રી, અર્થાત્ જેટલા કાળ સંસારમાં રહેવું હોય તે આશ્રીને પુલાકને જઘન્યથી બે આકર્ષ અને ઊત્કૃષ્ટથી સાત આકર્ષ હોય બકુશને જઘન્યથી બે આકર્ષ હોય અને ઊત્કૃષ્ટથી સહસ્રપ્રથક્ત્વ હોય. એટલે બે હજારથી માંડી નવ હજાર સુધી ચારિત્રની પ્રાપ્તિ થાય. એમ યાવત્ કષાયકુશીળ સુધી જાણવું. નિર્ગ્રંથને જઘન્યથી બે આકર્ષ અને ઊત્કૃષ્ટથી પાંચ આકર્ષ. સ્નાતકને એકે આકર્ષ નથી. કેમકે, તેમને ભવ કરવા નથી માટે. આ ઉપર લખેલી વાર્ત્તા પ્રણામ આશ્રીને જાણવી. કેમકે, કેવળજ્ઞાની મહારાજે જે રીતે પ્રણામ દીઠા તે રીતે છદ્મસ્થ જીવોને શ્રદ્ધા થવાને માટે દેખાડ્યા છે. પણ વ્યવહારમાં છદ્મસ્થને તેની કાંઈ ખબર પડે નહી. માટે શ્રદ્ધા કરવી. ॥૨૮॥

## ૨૯ कालद्वार.

પુલાકનો જઘન્ય તથા ઊત્કૃષ્ટથી અંતરમુહૂર્ત્તનો કાળ છે. કેમકે, અંતરમુહૂર્ત્ત પુરૂં કર્યા વિના મરે નહી અને પડે પણ નહી માટે. બકુશને જઘન્યથી એક સમયનો કાળ છે. કેમકે, ચારિત્રની પ્રાપ્તિ થયા પછી લગતે સમય કાળ કરે છે માટે. અને ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વકોટિ વર્ષનો કાળ છે. એટલે આઠ વર્ષ પછી ચારિત્ર લેછે, માટે દેશોન એટલે દેશે કરીને ઓછાં પૂર્વકોટિ વર્ષ સુધી ચારિત્રભાવમાં વર્ત્તે છે. એ રીતે પ્રતિસેવનાકુશીળ તથા કષાયકુશીળ જાણવા. નિર્ગ્રંથ, જઘન્યથી એક સમય સુધી નિર્ગ્રંથ ભાવમાં રહે. કેમકે, ઉપશાંતમોહ ગુણઠાણે એટલે અગીયારમે ગુણઠાણે લગતે સમય મરણનો સંભવ છે માટે. ઉત્કૃષ્ટથી નિર્ગ્રંથપણાનો કાળ અંતરમુહૂર્ત્તનો જાણવો. કેમકે, પછી કેવળજ્ઞાન પામે છે માટે. સ્નાતક, જઘન્યથી અંતરમુહૂર્ત્ત કાળ સુધી સ્નાતક ભાવમાં રહે. અને પછી સિદ્ધિપદને વરે. અને ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વકોટિ વર્ષ સુધી સ્નાતક ભાવમાં રહે, પછી સિદ્ધિપદને, વરે. આ સર્વ એક વચન આશ્રી જાણવું. બહુવચન આશ્રીને પુલાકોનો જઘન્ય એક સમય. કેમકે, બે પુલાકોનુ એક સમયને વિષે છતાપણુ છે માટે. તે આવી રીતે. એક પુલાકના અંતને સમે બીજો પુલાક થાય તેનો આદ્મિનો સમય, એ રીતે એક સમય કહેવાય. બકુશો સર્વકાળમાં હોય. એ રીતે જાવત્ કષાયકુશીળ સુધી જાણવું. નિર્ગ્રંથ, પુલાકની પઠમ જાણવા. અને સ્નાતક બકુશાની પઠમ જાણવા. ॥૨૯॥

## ૩૦ अंतरद्वार.

પુલાક જે તે, પુલાક થઇને ફરી કેટલે કાળે કરીને પુલાકપણા પ્રત્યે

પામે. ? ઉત્તર જઘન્યથી અંતરમુહૂર્ત્ત રહીને ફરી પુલાકજ થાય. અને ઉત્કૃષ્ટથી અનંતેકાળે પુલાકપણા પ્રત્યે પામે. એટલે કાળથી અનંતી ઉત્સર્પિણી અવસર્પિણીનો પુલાકપણુ પામવાનો અંતર પડે. અને ક્ષેત્રથી દેશે ઉન અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્તનનો અંતર પડે. અર્દ્ધપુદ્ગળ પરાવર્ત્તનકાળ થયા પછી નિયમાએ પુલાકપણા પ્રત્યે પામે. એ રીતે યાવત્ નિર્ગ્રંથ સુધી અંતર જાણવો સ્નાતકને અંતર નથી, એ એક વચનને આશ્રીને કહ્યું. બહુવચન આશ્રી પુલાકોનો અંતર જઘન્યથી એક સમય, અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા વર્ષનો જાણવો. બકુશોનો અંતર નથી. એમ યાવત્ કષાયકુશીળ સુધી જાણવું. નિર્ગ્રંથોનો અંતર જઘન્યથી એક સમયનો, અને ઉત્કૃષ્ટથી છ માસનો. સ્નાતકોનો બકુશોની પેઠે અંતર જાણવો. ॥૩૦॥

## ૩૧ समुद्घातद्वार.

પુલાકને ત્રણ સમુદ્ઘાત હોય, ૧ વેદના સમુદ્ઘાત. ૨ કષાય સમુદ્ઘાત. ૩ મરણાંતિક સમુદ્ઘાત. તેમાં સંજ્વલન કષાયના ઉદયના સંભવે કરીને કષાય સમુદ્ઘાત જાણવો. પુલાકને મરણનો અભાવ સતે પણ એટલે પુલાકના પરિણામમાં મરણ પામે નહી, તો પણ મરણ સમુદ્ઘાત કરે છે. અને તે સમુદ્ઘાતથી નિવૃત્તિ પામીને કષાયકુશીળના પરિણામમાં આવીને મરણ કરે છે. માટે મારણાંતિક સમુદ્ઘાત કહેવાય. બકુશને પાંચ સમુદ્ઘાત હોય. જાવત્ તેજસ સમુદ્ઘાત સુધી કરે, એ રીતે પ્રતિસેવનાકુશીળને પણ જાણવું. કષાયકુશીળને છ સમુદ્ઘાત હોય. યાવત્ આહારક સમુદ્ઘાત સુધી કરે. નિર્ગ્રંથને એકે સમુદ્ઘાત નથી; કેમકે તથા પ્રકારનો સ્વભાવ છે માટે. સ્નાતકને એક કેવળી સમુદ્ઘાત હોય. ॥૩૧॥

## ૩૨ क्षेत्रद्वार. એટલે અવગાહનાનું ક્ષેત્ર.

પુલાક લોકના અસંખ્યાતમા ભાગને વિષે હોય. કેમકે, પુલાકના શરીરને લોકના અસંખ્યાતમા ભાગનું અવગાહન કરવાપણુ છે માટે. એમ જાવત્ નિર્ગ્રંથ સુધી જાણવું. સ્નાતક, અસંખ્યાતમા ભાગને વિષે હોય. અને અસંખ્યાતા ભાગોને વિષે પણ હોય. અને સર્વ લોકને વિષે પણ હોય. એટલે દંડ કપાટ કરવાના અવસરે લોકના અસંખ્યાતમે ભાગે કેવળીના શરીરની અવગાહના હોય. અને મંથન કરવાના અવસરે બહુ લોકને વિષે વ્યાપવે કરીને લોકના ઘણા અસંખ્યાતમા ભાગોનો વિષે શરીરની અવગાહના હોય. અને આંતરાં પૂરવાને અવસરે સર્વ લોકને વિષે અવગાહના હોય. ॥૩૨॥

## ૩૩ સ્પર્શનાદ્વાર.

સ્પર્શના, ક્ષેત્રદ્વારની પઠમ જાણવી. પણ એટલું વિશેષ છે કે, ક્ષેત્ર અવગાહુ માત્ર જાણવું. અને સ્પર્શના તો અવગાહન કરેલા જે પદાર્થ તેની અને તેને પાર્શ્વવર્તિ એટલે તેને પડખે રહેલા પદાર્થની જાણવી. એટલું વિશેષ છે. બીજુ સર્વ ક્ષેત્રદ્વારની પેઠે જાણવું. ॥૩૩॥

## ૩૪ ભાવદ્વાર.

પુલાક, ક્ષયોપશમ ભાવને વિષે હોય. એ રીતે જાવત્ કષાયકુશીળ સૂધી જાણવું. નિર્ગ્રંથ, ઉપશમ ભાવને વિષે હોય. અને ક્ષાયક ભાવને વિષે પણ હોય. સ્નાતક, એક ક્ષાયક ભાવને વિષેજ હોય. ॥૩૪॥

## ૩૫ પરિમાણદ્વાર.

પુલાક, એક સમયમાં પુલાકપણું અંગીકાર કરવાને આશ્રીને એટલે એક સમયમાં પુલાકપણુ અંગીકાર કરનારા કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. જો હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ હોય. અને ઉત્કૃષ્ટથી શતપ્રથક્ત્વ હોય એટલે બસેંથી માંડીને નવશે સૂધી હોય. પૂર્વે પુલાકપણુ અંગીકાર કરેલું તેને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. જો હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ હોય. અને ઊત્કૃષ્ટથી સહસ્રપ્રથક્ત્વ એટલે બે હજારથી નવહજાર સૂધી હોય. બકુશ એક સમયમાં બકુશપણાને અંગીકાર કરનારા તેને આશ્રીને કદાચિત્ ન હોય. જો હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ હોય. ઊત્કૃષ્ટથી શતપ્રથક્ત્વ એટલે બસેથી નવશે સૂધી હોય, અને પૂર્વે બકુશપણુ અંગીકાર કરેલું તેને આશ્રીને જઘન્યથી કોટીશત પ્રથક્ત્વ એટલે બસેક્રોડથી નવશે ક્રોડ સૂધી હોય. ઊત્કૃષ્ટ થકી પણ તેટલાજ જાણવા. એ રીતે પ્રતિસેવનાકુશીળને પણ જાણવું. કષાયકુશીળ, કષાયકુશીળપણાને એક સમયમાં અંગીકાર કરનારા તેને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. જો હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ હોય. ઉત્કૃષ્ટથી સહસ્રપ્રથક્ત્વ એટલે બે હજારથી માંડીને નવહજાર સૂધી હોય. પ્રથમ કષાયકુશીળપણુ અંગીકાર કરેલું તેને આશ્રીને જઘન્યથી કોટીસહસ્રપ્રથક્ત્વ. એટલે બેહજાર ક્રોડથી માંડીને નવહજાર ક્રોડ સૂધી હોય. ઊત્કૃષ્ટ થકી પણ તેટલાજ જાણવા. ઈહાં પ્રશ્ન. સર્વ સંજતોનું કોટીસહસ્રપ્રથક્ત્વપણુ સાંભળીએ છીએ. એટલે બેહજાર ક્રોડથી નવહજાર ક્રોડ સૂધી સાંભળીએ છીએ. અને ઇહાં તો કેવળ એક કષા-

યકુશીળોનું સહસ્ત્રપ્રથક્ત્વપણુ કહ્યું છે, તે માટે પુલાકાદિ સંજતોનું માન, તે થકી વધારે થશે. માટે કેમ વિરોધ નહી આવે. ? ઉત્તર. કષાયકુશીળોનું જે કોટી સહસ્ત્રપ્રથક્ત્વપણુ કહ્યું છે. તે બે ત્રણ કોટી સહસ્ત્રરૂપ કલ્પના કરીને પુલાક બકુશાદિકની સંખ્યા તેને વિષે પ્રવેશ કરાવીએ છીએ. એટલે કષાયકુશીળમાં મિલાવીએ છીએ. તે કારણ માટે સમસ્ત સંજતનુ માન એટલે પરિમાણ જેટલું કહ્યું છે તેટલુંજ થશે, તેથી વધારે નહીં થાય. નિર્ગ્રંથ પ્રતિપદ્યમાન આશ્રી એટલે એક સમયમાં વર્તમાન કાળે નિર્ગ્રંથપણુ અંગીકાર કરનારાઓને આશ્રીને જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ, ઊત્કૃષ્ટથી એકસો બાસઠ તેમાં એકશોઆઠ ક્ષપકશ્રેણીવાળાને આશ્રી જાણવા. અને ચોપન ઉપશમશ્રેણીવાળાને આશ્રી જાણવા. પૂર્વપ્રતિપન્ન આશ્રી એટલે અતીત કાળમાં નિર્ગ્રંથપણુ અંગીકાર કરેલું તેને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. જો હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ, ઊત્કૃષ્ટથી શતપ્રથક્ત્વ એટલે બસેથી નવશે સૂધી હોય. સ્નાતક, પ્રતિપદ્યમાન આશ્રી કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. હોય તો જઘન્યથી એક અથવા બે અથવા ત્રણ. અને ઊત્કૃષ્ટથી એકસોઆઠ. પૂર્વપ્રતિપન્ન આશ્રી જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી કોટીપ્રથક્ત્વ હોય. ॥૩૫॥

## ३६ अल्पबहुत्वद्वार.

સર્વથી થોડા નિર્ગ્રંથ, તેથી પુલાક સંખ્યાતગુણા, તેથી સ્નાતક, તેથી બકુશ, તેથી પ્રતિસેવનાકુશીળ, તેથી કષાયકુશીળ, એ અનુક્રમે એક એકથી સંખ્યાતગુણ અધિક જાણવા. ॥૩૬॥

## पांच प्रकारना संजतनु स्वरूप.

અથ શ્રીભગવતી સૂત્રના પચ્ચીશમા શતકના સાતમા ઉદ્દેશાથી.

## १ प्रज्ञापनाद्वार.

પાંચ પ્રકારના સંજત કહ્યા છે, તે કહે છે.

૧ સામાયિક સંજત. ૨ છેદોપસ્થાપનીય સંજત.
૩ પરિહાર વિશુદ્ધિક સંજત. ૪ સૂક્ષ્મ સંપરાય સંજત.
૫ યથાખ્યાત સંજત.

સામાયિક સંજત તે કોને કહીએ? તે કહે છે. સામાયિક કહેતાં ચારિત્ર વિશેષ તે છે પ્રધાન તે જેને અથવા સામાયિક ચારિત્રે કરીને જે સંજત તે સામાયિક સંજત કહીએ. એ રીતે બીજાઓની પણ વ્યુત્પત્તિ જાણવી.

સાંમાયિક સંજત બે પ્રકારનો છે. એક ઈત્વરિક સામાયિક સંજમ અને બીજો યાવતકથિત સામાયિક સંજમ. ઇત્વરિક સામાયિક સંજમ તે કોને કહીએ. ? તે કહે છે. ઇત્વર કહેતાં થનાર એવા અન્યવ્યપદેશપણે કરીને થોડાકાળ સામાયિક સંજમનું રહેવાપણુ છે. એ હેતુ માટે, ઈત્વરિક કહીએ. એટલે થોડાકાળ સામાયિક સંજમમાં રહીને પછી છેદોપસ્થાપનીય સંજમ ગ્રહણ કરે છે. એ ઈત્વરિક સામાયિક સંજત કહેવાય. તે ઇત્વરિક સામાયિક સંજત આરોપણ કરશે મહાવ્રત તે જેને એવો પ્રથમ તીર્થંકર અને છેલા તીર્થંકરનો સાધુ જાણવો.

યાવતકથિત સામાયિક સંજમ તે કોને કહીએ. ? યાવત્કથિત કહેતાં હોણહાર અન્ય વ્યપદેશના અભાવ થકી જાવજીવ સુધી સામાયિક ચારિત્રનું અસ્તિપણુ છે, કહેતાં વિદ્યમાનપણું છે. એટલે જ્યાંથી સામાયિક સંજમ અંગીકાર કર્યું છે. ત્યાંથી માંડીને જાવજીવ સુધી રહે. ફરી છેદોપસ્થાપનીય ચારિત્ર લેવાનું જેને નથી તે યાવતકથિત એટલે જાવજીવ સામાયિક સંજત કહીએ. તે યાવતકથિત સામાયિક સંજત મધ્યમ બાવીશ તીર્થંકર સંબંધિ અને મહાવિદેહના જિનસંબંધિ સાધુ જાણવો. ॥૧॥

છેદોપસ્થાપનીય સંજત બે પ્રકારનો છે. એક સાતિચાર એટલે અતિચાર સહિત છેદોપસ્થાપનીય સંજત. બીજો નિરતિચાર એટલે અતિચાર રહિત છેદોપસ્થાપનીય સંજત. સાતિચાર છેદોપસ્થાપનીય સંજત તે કોને કહીએ. ? અતિચાર સહિત એવા સાધુને જે આરોપણ કરીએ તે સાતિચાર એવુંજ છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય. એટલે સામાયિક ચારિત્રવાળા સાધુને અતિચાર લાગે સતે છેદોપસ્થાપનીય સંજમ આરોપણ કરીએ તે સાતિચાર એવુંજ છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય. તેના યોગ થકી સાધુ પણ સાતિચારજ કહેવાય. એ પ્રકારે નિરતિચાર છેદોપસ્થાપનીય સંજમના યોગ થકી નિરતિચાર એટલે અતિચાર રહિત એવો છેદોપસ્થાપનીય સંજત કહેવાય. તે નવીન સાધુ અથવા પાર્શ્વનાથના તીર્થ થકી મહાવીર સ્વામીના તીર્થમાં સંક્રમણ કરતો એવો છેદોપસ્થાપનીય સાધુ જાણવો. તે પહેલા અને છેલાં તીર્થંકરને વારે હોય. અર્થાત્ નવો જે શિષ્ય તે પ્રત્યે ગુરૂમહારાજ પ્રથમ સાવદ્યયોગની વિરતિરૂપ એટલે સાવદ્યવ્યાપારના ત્યાગરૂપ સામાયિક ચારિત્ર પ્રત્યે ગ્રહણ કરાવે છે. ત્યાર પછી કેટલોએક કાળ ગયે સતે પંચમહાવ્રતના આરોપણ રૂપ છેદોપસ્થાપનીય ચારિત્ર ગ્રહણ કરાવે છે. એટલે પંચમહાવ્રત ઉચરાવે છે. તે કારણ માટે અતિચારનો અભાવ સતે પણ જે છેદોપસ્થાપનીય આપવું તે નિરતિચાર એવુંજ છેદોપસ્થાપનીય કહીએ. એ ભાવ. ॥૨॥

પરિહારવિસુદ્ધિક સંજત બે પ્રકારનો, ૧ નિર્વિશમાનક પરિહારવિશુદ્ધિ સંજત. ૨ નિર્વિષ્ટકાયિક પરિહારવિશુદ્ધિ સંજત. પરિહારિક કહેતાં તપ તે પ્રત્યે કરે. એટલે તપનો કરનાર જે સાધુ તે નિર્વિશમાનક કહીએ. તેમની સેવાનો જે કરનાર તે નિર્વિષ્ટકાયિક કહીએ. ॥૩॥

સૂક્ષ્મસંપરાય સંજત બે પ્રકારનો. એક તો સંક્લિશ્યમાન અને બીજો વિશુધ્યમાન. જે ઊપશમશ્રેણીથી પડતો હોય તે સંક્લિશ્યમાન કહીએ. અને જે ઉપશમશ્રેણી પ્રત્યે અથવા ક્ષપકશ્રેણી પ્રત્યે ચડતો થકો હોય. તે વિશુધ્યમાન કહીએ. ॥૪॥

યથાખ્યાત સંજત બે પ્રકાનો હોય. એક છદ્મસ્થ યથાખ્યાત સંજત અને બીજા કેવળી. અગીયારમે બારમે ગુણઠાણે છદ્મસ્થ હોય અને તેરમે ચોદમે ગુણઠાણે કેવળી હોય.

આ ઉપર લખેલા સામાયિક સંજતાદિકના સ્વરૂપને પ્રતિપાદન કરનાર ગાથા પાંચ નીચે પ્રમાણે.

सामाइयंमि ज कए चनज्जामं अणुत्तरं धम्मं ॥
तिविहेण फासुयंतो सामाइयसंजत स खलु ॥१॥
छेत्तूण ज परियागं पोराणं जाव ठवेइ अप्पाणं ॥
धम्मंमि पंचयामे छेदोवठावणो स खलु ॥२॥
परिहरइ जो विसुद्धं तु पंचयामं अणुत्तरं धम्मं ॥
तिविहेण फासयंतो परिहारियसंजत स खलु ॥३॥
लोभाणू वेयणंतो जो खलु जवसामत व खवत वा ॥
सो सुहुमसंपराज अहरकाया जणत किंचि ॥४॥
जवसंत खीणंमि व जो खलु कम्मंमि मोहणिज्जंमि ॥
छजमत्थो वि जिणो वा अहरकात संजत स खलु ॥५॥

અર્થ—સામાયિક અંગીકાર કરે સતેજ ચ્યાર મહાવ્રતરૂપ એવો અને અનુત્તર કહેતાં પ્રધાન એવો જે ધર્મ કહેતાં શ્રમણધર્મ તે પ્રત્યે ત્રિવિધે કરીને એટલે મન વચન અને કાયાએ કરીને ફરશતો એટલે પાળતો સતો જે વર્ત્તે છે, તે ખલુ કહેતાં નિશ્ચે સામાયિક સંજત કહીએ. આ ગાથાએ કરીને યાવત્ કથિત સમાયિક સંજત કહ્યો. ઈત્વર સામાયિક સંજત તો પોતાની મેળે સમજી લેવો. અર્થાત્ એ ઉપર પ્રમાણેજ જાણવો. ॥૧॥ પૂર્વ પરજાય પ્રત્યે એટલે સામાયિક સંજમના પરજાય પ્રત્યે છેદીને આત્મા પ્રત્યે

પાંચ મહાવ્રતરૂપ શ્રમણ ધર્મને વિષે સ્થાપન કરે. એટલે મન વચન કાયા-એ કરીને પંચમહાવ્રત પ્રત્યે પાળે. તે છેદોપસ્થાપનીય કહીએ. આ ગાથાએ કરીને સાતિચાર નિરતિચાર સંજત કહ્યો. ॥૨॥ જે સાધુ, વિશુદ્ધ કહેતાં નિ-રતિચાર એવો ને, પંચ મહાવ્રત રૂપ અનુત્તર કહેતાં પ્રધાન એવો જે ધર્મ તે પ્રત્યે ત્રિવિધે કરીને પાળતો સતો, નિર્વિશમાનકાદિક છે ભેદ તે જેના એવુ જે તપ તે પ્રત્યે પરિહરે છે. એટલે આસેવન કરે છે, તે પરિહારિક સંજત કહીએ. ઈહાં પચ મહાવ્રત કહેવે કરીને પ્રથમ ચરમ તીર્થને વિષેજ પરિ-હાર વિશુદ્ધિક સંજતનુ છતાપણુ જણાવ્યું. એમ જાણવું. ॥૩॥ જે ઊપશા-મક અથવા ક્ષપક એટલે ઊપશમ શ્રેણીનો ચઢનારો અથવા ક્ષપકશ્રેણીનો ચઢનારો. લોભના અણુપ્રત્યે એટલે લોભરૂપ કષાયની સૂક્ષ્મ કિટિકા (કાટ) પ્રત્યે વેદતો એટલે ભોગવતો સતો વર્ત્તે છે, તે સૂક્ષ્મ સંપરાય સંજત કહીએ. તે યથાખ્યાતથી કાંઈક ઊણો જાણવો. ॥૪॥

ઉપશાંત મોહનીય કર્મને વિષે એટલે અગીયારમા ગુણસ્થાનકને વિષે રહેલો એવો જે છદ્મસ્થ અથવા ક્ષીણ મોહનીય કર્મને વિષે એટલે બારમા ગુણસ્થાનકને વિષે વર્ત્તતો એવો જે છદ્મસ્થ તે પણ અથવા જિન કહેતાં કેવળી એટલે તેરમે ચાદમે ગુણઠાણે વર્ત્તનાર એવા જે કેવળી તે પણ યથા-ખ્યાત સંજત કહીએ. ખલુ કહેતાં નિશ્ચે. ॥૫॥

એ પ્રજ્ઞાપના દ્વાર થયું. ॥૧॥

## ૨ वेदद्वार.

સામાયિક સંજત વેદ સહિત પણ હોય. અને વેદ રહિત પણ હોય. કેમકે, નવમા ગુણઠાણાને વિષે વેદનો ઊપશમ અથવા ક્ષય થાય છે માટે. અ-ને નવમા ગુણઠાણા સૂધી સામાયિક સંજત કહેવાય છે. માટે અવેદક કહ્યો એટલે વેદ રહિત કહ્યો. જે વેદ સહિત હોય તે ત્રણે વેદવાળો હોય. અને જે અવેદક હોય તે ક્ષીણ અથવા ઉપશાંત અવેદી હોય. એ રીતે છેદોપસ્થા-પનીય સંજત પણ જાણવો' પરિહારવિશુદ્ધિક સંજત, જેમ પ્રથમ, પુલાક કહ્યો છે તેમ. એટલે પુરૂષ વેદવાળો હોય અથવા પુરૂષ નપુંસક વેદવાળો હોય, એટલે કર્ત્રિમ નપુંસક વેદવાળો હોય. સૂક્ષ્મસંપરાય સંજત અને યથાખ્યાત સંજત જેમ નિર્ગ્રંથ કહ્યો છે તેમ જાણવો. એટલે ક્ષીણ અથવા ઊપશાંતપણે કરીને અવેદી હોય. ॥૨॥

## ૩ रागद्वार.

સામાયિક સંજત સરાગીજ હોય. વીતરાગી ન હોય. એ રીતે સૂ-ક્ષ્મસંપરાય સંજત સૂધી જાણવું. યથાખ્યાત સંજત જેમ પ્રથમ નિર્ગ્રંથ ક-હ્યો છે તે પ્રમાણે જાણવો. ॥૩॥

## ૪ कल्पद्वार.

સામાયિક સંજત, સ્થિતકલ્પને વિષે હોય અને અસ્થિતકલ્પને વિષે પણ હોય. છેદોપસ્થાપનીય સંજત એક સ્થિતકલ્પને વિષેજ હોય. અસ્થિત કલ્પને વિષે ન હોય. કેમકે, અસ્થિતકલ્પ એટલે અનિશ્ચિતકલ્પ તો મધ્યમ બાવીસ જિનને વારે હોય. અને મહાવિદેહ જિન તીર્થને વિષે હોય. અને ત્યાં એટલે બાવીશ જિનને વારે અને મહાવિદેહ ક્ષેત્રમાં છેદોપસ્થાપનીય સંજમ નથી માટે. એ રીતે પરિહારવિશુદ્ધિ સંજત પણ જાણવો. બીજા રહ્યા તે સામાયિક સંજતની પઠમ જાણવા. સામાયિક સંજત જિનકલ્પને વિષે હોય. જેમ કષાયકુશીળ કહ્યો છે, તેમ સમસ્ત જાણવું. છેદોપસ્થાપનીય અને પરિહાર વિશુદ્ધિક જેમ બકુશ કહ્યા છે, તેમ જાણવા. બીજા જે રહ્યા તે નિર્ગ્રંથની પઠમ જાણવા. ॥૪॥

## ૫ चारित्रद्वार.

સામાયિક સંજત, પુલાકને વિષે, બકુશને વિષે, પ્રતિસેવનાકુશીળને વિષે, અને કષાયકુશીળને વિષે હોય. કેમકે, પુલાકાદિ પરિણામને ચારિત્રપણુ છે માટે, નિર્ગ્રંથને વિષે અને સ્નાતકને વિષે ન હોય. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક સંજત એક કષાયકુશીળને વિષેજ હોય. પુલાક, બકુશ, પ્રતિસેવનાકુશીળ, નિર્ગ્રંથ, અને સ્નાતક, એટલા નિર્ગ્રંથોને વિષે ન હોય. એ રીતે સૂક્ષ્મસંપરાય સંજત પણ જાણવો. યથાખ્યાત સંજત નિર્ગ્રંથપણાને વિષે અને સ્નાતકને વિષેજ હોય. બીજા નિર્ગ્રંથોને વિષે ન હોય. ॥૫॥

## ૬ प्रतिसेवनाद्वार. (દોષનુ લગાડવું, તે)

સામાયિક સંજત, પ્રતિસેવક હોય. અને અપ્રતિસેવક પણ હોય. જો પ્રતિસેવક હોય. તો મૂળગુણ પ્રતિસેવક હોય. એટલે મૂળગુણમાં દોષ લગાડનારો હોય. બીજુ જેમ પુલાકને કહ્યું છે તેમ કહેવું. જેમ સામાયિક સંજ કહ્યો તેમ છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક સંજત અપ્રતિસેવકજ હોય. એટલે દોષ રહિતજ હોય. એ રીતે યાવત્ યથાખ્યાત સંજત સૂધી જાણવું. ॥૬॥

## ૭ ज्ञानद्वार.

સામાયિક સંજત, બે જ્ઞાન અથવા ત્રણજ્ઞાન અથવા ચ્યાર જ્ઞાનને વિષે હોય. જેમ કષાયકુશીળને પ્રથમ ચ્યારજ્ઞાન ભજનાએ કહ્યાં છે, તેમ ઈહાં પણ જાણવું. એ રીતે યાવત્ સૂક્ષ્મસંપરાય સૂધી જાણવું. યથાખ્યાત

સંજતને પાંચજ્ઞાન ભજનાએ હોય. તેમાં કેવળી એવા જે યથાખ્યાત ચારિત્રિયા તેમને એક કેવળ જ્ઞાન હોય. તે તેરમે ચૌદમે ગુણઠાણે જાણવું. અને છદ્મસ્થ વીતરાગ યથાખ્યાત ચારિત્રિયાને બે અથવા ત્રણ અથવા ચ્યાર જ્ઞાન હોય. તે અગીયારમે બારમે ગુણઠાણે જાણવું. એ રીતની ઇહાં ભજના જાણવી. આ ભજનાનું સ્વરૂપ, શ્રી ભગવતી સૂત્રના આઠમા શતકના બીજા જ્ઞાન ઉદ્દેશકને વિષે કહ્યું છે. તે વિસ્તારના અર્થિ પ્રાણિયોએ ત્યાંથી જાણી લેવું.

## શ્રુતાધિકાર.

સામાયિક સંજત, જઘન્ય થકી અષ્ટપ્રવચન માતાનું જ્ઞાન ભણે. જેમ પ્રથમ કષાયકુશીળને વિષે કહ્યું છે, તેમ ઈહાં જાણવું. એ રીતે છેદોપસ્થાપનીયને પણ જાણવું. પરિહારવિશુદ્ધિક સંજત, જઘન્યથી નવમા પૂર્વની ત્રીજી આચારવસ્તુ સુધી ભણે. અને ઉત્કૃષ્ટથી અસંપૂર્ણ દશપૂર્વ સુધી ભણે. સૂક્ષ્મસંપરાય સંજત, જેમ સામાયિક સંજત કહ્યો તેમ જાણવો. અને યથાખ્યાત સંજત, જઘન્યથી અષ્ટપ્રવચનમાતા સુધી ભણે. અને ઊત્કૃષ્ટથી ચૌદપૂર્વ સુધી ભણે. એટલે જો યથાખ્યાત સંજત નિર્ગ્રંથ હોય ત્યારે અષ્ટપ્રવચનમાતાથી માંડીને ચૌદપૂર્વ સુધી શ્રુત ભણે. અને જો સ્નાતક હોય ત્યારે શ્રુતાતીત એટલે શ્રુત જ્ઞાને કરીને રહિત હોય. ॥૭॥

## ૮ તીર્થદ્વાર.

સામાયિક સંજત, તીર્થને વિષે હોય. અને અતીર્થને વિષે પણ હોય જેમ કષાયકુશીળ કહ્યો છે તેમ જાણવું. છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિક, જેમ પુલાક કહ્યો છે તેમ જાણવા. એટલે તીર્થને વિષે હોય. શેષ જેમ સામાયિક સંજત કહ્યો છે તેમ જાણવા. ॥૮॥

## ૯ લિંગદ્વાર.

સામાયિક સંજત, જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. એટલે દ્રવ્યલિંગને આશ્રીને ત્રણ લિંગમાં હોય. સ્વલિંગ અથવા અન્યલિંગ અથવા ગૃહસ્થલિંગ એ ત્રણ લિંગમાં હોય. અને ભાવલિંગ જે જ્ઞાનાદિક તેને આશ્રીને સ્વલિંગને વિષેજ હોય. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક દ્રવ્યલિંગ અને ભાવલિંગને આશ્રીને સ્વલિંગને વિષેજ હોય. અન્યલિંગ અને ગ્રહસ્થલિંગને વિષે ન હોય. શેષ જે રહ્યા તે જેમ સામાયિક સંજત કહ્યો તેમ કહેવા. ॥૯॥

## ૧૦ શરીરદ્વાર.

સામાયિક સંજત, ત્રણ શરીરને વિષે એટલે ઊદારિક, તેજસ અને

કાર્મણ એ ત્રણ શરીરને વિષે. અથવા ચ્યાર શરીરને વિષે. ઉદારિક, વૈક્રિય, તેજસ અને કાર્મણ એ ચ્યાર શરીરને વિષે. અને પાંચ શરીરને વિષે. ઉદારિક, વૈક્રિય, આહારક, તેજસ, અને કાર્મણ એ પાંચ શરીરને વિષે હોય. જેમ કષાયકુશીળ કહ્યા છે તેમ જાણવા. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. શેષ જે રહ્યા તે પુલાકની પઠમ જાણવા. ॥૧૦॥

## ૧૧ क्षेत्रद्वार.

સામાયિક સંજત, જન્મને આશ્રીને અને છતાપણાને આશ્રીને કર્મભૂમિને વિષેજ હોય. જેમ બકુશને કહ્યુ છે તેમ જાણવું. એટલે સંહરણ આશ્રી, કર્મ અને અકર્મ ભૂમીને વિષે હોય. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક સંજત પુલાકની પઠમ જાણવો. શેષ જે રહ્યા તે સામાયિક સંજતની પઠમ જાણવા. ॥૧૨॥

## ૧૨ कालद्वार.

સામાયિક સંજત, અવસર્પિણી કાળને વિષે અને ઉત્સર્પિણીને વિષે અને નોઅવસર્પિણી નોઉત્સર્પિણીને વિષે એટલે અવસર્પિણી ઊત્સર્પિણીની જ્યાં ગણત્રી નથી તેવા કાળને વિષે, એ ઉપર લખ્યા ત્રણે કાળને વિષે હોય. જેમ બકુશને કહ્યુ છે તેમ જાણવું. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. તેમાં એટલું વિશેષ છે કે, જન્મ અને સતાપણાને આશ્રીને ચ્યાર પ્રતિભાગને વિષે ન હોય. આ પ્રતિભાગનો અર્થ પ્રથમ બકુશના અધિકારમાં કાળદ્વારમાં કરયો છે માટે ત્યાંથી જાણવો. ત્યાં ત્રણ પ્રતિભાગમાં બકુશનો નિષેધ કરયો છે. અને ચોથા પ્રતિભાગમાં એટલે દુખમ સુખમ સરખા કાળને વિષે તે બકુશનું છતાપણુ કહ્યું છે. અને આ છેદોપસ્થાપનીય સંજત તો ચોથા પ્રતિભાગને વિષે પણ એટલે મહાવિદેહક્ષેત્રને વિષે પણ ન હોય. માટે તેનો નિષેધ કરયો છે. અને સંહરણ આશ્રીને ચ્યારમાંથી હરેક કોઈ પ્રતિભાગને વિષે હોય. પરિહારવિશુદ્ધિક સંજત અવસર્પિણી તથા ઉત્સર્પિણી કાળને વિષે હોય. નોઊત્સર્પિણી નોઅવર્પિણી કાળને વિષે નં હોય. કેમકે, તેવો સ્વભાવ તો મહાવિદેહક્ષેત્રમાં હોય છે. અને ત્યાં પરિહારવિશુદ્ધિક સંજત નથી માટે. જો ઊત્સર્પિણી અને અવસર્પિણી કાળને વિષે હોય, તો જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. સૂક્ષ્મસંપરાય સંજત નિર્ગ્રંથની પઠમ જાણવો. એ રીતે યથાખ્યાત સંજત પણ જાણવો. ॥૧૨॥

## ૧૩ गतिद्वार.

સામાયિક સંજત, કાળગત થયો સતો વૈમાનિકમાં ઊત્પન્ન થાય. પણ ભવનપત્યાદિકમાં ઉત્પન્ન ન થાય. જેમ કષાયકુશીળ કહ્યો છે તેમ જાણવું.

એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક સંજત પુલાકની પઠમ જાણવો. સૂક્ષ્મસંપરાય સંજત નિર્ગ્રંથની પઠમ જાણવો. યથાખ્યાત સંજત, જઘન્ય ઉત્કૃષ્ટપણાએ રહિત અનુત્તર વિમાનને વિષે ઉત્પન્ન થાય. એટલે સર્વાર્થસિદ્ધને વિષે જાય. અને એકેક સિદ્ધિપદને વરે. ઇહાં પ્રશ્ન. સામાયિક સંજત દેવલોકને વિષે ગયો સતો શું ઇંદ્રપણે ઉત્પન્ન થાય. ? એ રીતે પ્રશ્ન કરયે સતે ઉત્તર કહે છે. અવિરાધનાને આશ્રીને કષાયકુશીળની પઠમ જાણવું. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક પુલાકની પઠમ જાણવો. શેષ, નિર્ગ્રંથની પઠમ જાણવા. સામાયિક સંજતની દેવલોકને વિષે સ્થિતિ, જઘન્યથી બે પલ્યોપમની અને ઊત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમની. એ રીતે છેદોપસ્થાપનીય સંજતની પણ જાણવી. પરિહારવિશુદ્ધિકની જઘન્ય બે પલ્યોપમની ઉત્કૃષ્ટિ અઢાર સાગરોપમની સ્થિતિ જાણવી. શેષ સંજતોની સ્થિતિ નિર્ગ્રંથની પઠમ જાણવી. ॥૧૩॥

## ૧૪ संजमस्थानद्वार.

સામાયિક સંજતનાં સંજમ સ્થાનક અસંખ્યાતાં છે. એ રીતે યાવત્ પરિહારવિશુદ્ધિક સૂધી જાણવું. સૂક્ષ્મસંપરાય સંજતનાં સંજમ સ્થાનક, અંતર્મુહૂર્ત્ત પ્રમાણે અસંખ્યાતાં સ્થાનક છે. કેમકે દશમા ગુણ સ્થાનકનો અંતર્મુહૂર્તનો કાળ છે. અને સમય સમય ચારિત્ર વિશુદ્ધિનુ વિશેષ ભાવપણુ છે માટે. યથાખ્યાત સંજતનું જઘન્ય ઉત્કૃષ્ટપણાએ રહિત એક સંજમ સ્થાનક છે. અલ્પબહુત્વ. સામાયિક સંજત, છેદોપસ્થાપનીય સંજત, પરિહારવિશુદ્ધિક સંજત, સૂક્ષ્મસંપરાય સંજત, યથાખ્યાત સંજત, એ પાંચ સંજતોની મધ્યે જઘન્ય ઊત્કૃષ્ટપણાએ રહિત, યથાખ્યાત સંજતને એક સંજમ સ્થાનક સર્વથી થોડું છે. તે થકી સૂક્ષ્મસંપરાય સંજતનાં અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સંજમ સ્થાનક અસંખ્યાતગુણાં છે. તે થકી પરિહારવિશુદ્ધિક સંજતનાં સંજમ સ્થાનક અસંખ્યાતગુણાં છે. તે થકી સામાયિક સંજત અને છેદોપસ્થાપનીય સંજત એ બેઊનાં સંજમ સ્થાનક અસંખ્યાતગુણાં છે. અને બેઉ જણનાં માંહોમાંહે સંજમ સ્થાનક સરખાં છે. સામાયિકસંજતના ચારિત્ર પરજાય અનંતા છે. એ રીતે યાવત્ યથાખ્યાત સંજત સૂધી જાણવું. ॥૧૪॥

## ૧૫ सन्निकर्षद्वार. (એટલે પરસ્પર સંયોજન કરવું, તે)

સામાયિક સંજત, બીજા સામાયિક સંજતની સાથે સ્વસ્થાન સન્નિકર્ષે કરીને અને ચારિત્રના પરજાયોવડે કરીને કદાચિત્ હીન હોય. એટલે તે સામાયિક સંજતનાં અસંખ્યાતાં સંજમ સ્થાનક છે. તેમાં જ્યારે એક સામાયિક સંજત હીન શુદ્ધિને વિષે વર્ત્તે છે, એટલે થોડી શુદ્ધિને વિષે વર્ત્તે છે.

અને બીજો સામાયિક સંજત વિશુદ્ધતર પરજાયને વિષે વર્ત્તે છે, એટલે અતિશે શુદ્ધિને વિષે વર્ત્તે છે. ત્યારે એક હીન અને બીજો અધિક. અને જ્યારે સમાન સંજમ સ્થાનકને વિષે વર્ત્તે, ત્યારે સરખા હોય. એ રીતે હીનાધિકપણાને વિષે છઠાણુવડિયા ભાગ જાણવા. સામાયિક સંજત, છેદોપસ્થાપનીય સંજતની સાથે પરસ્થાન સન્નિકર્ષે કરીને અને ચારિત્ર પરજાયવડે કરીને કદાચિત્ હીન એ રીતે બીજા સંજતોને સ્વસ્થાન પરસ્થાન આશ્રીને ચારિત્રના પરજાયોએ કરીને છઠાણવડિયા ભાગ જાણવા. યથાખ્યાત સંજતને સ્વસ્થાન આશ્રી હીનાધિકપણુ નથી. સરખાપણુ છે.

## चारित्रपरज़ायनो अल्पबहुत्व.

એ સામાયિકાદિ પાંચ સંજતોની મધ્યે ચારિત્રના પરજાય જઘન્ય અને ઊત્કૃષ્ટ, કોણ કોનાથી એટલે કેના કેનાથી જાવત્ વિશેષાધિક હોય તે કહે છે. સામાયિક સંજત અને છેદોપસ્થાપનીય સંજત એ બેના જઘન્ય ચારિત્રના પરજાય સરખા છે. અને સર્વથી થોડા છે. તે થકી પરિહારવિશુદ્ધિક સંજતના જઘન્ય ચારિત્રના પરજાય અનંતગુણા છે. તેથી તેનાજ ઊત્કૃષ્ટ ચારિત્ર પરજાય અનંતગુણા છે. તે થકી સામાયિક સંજત અને છેદોપસ્થાપનીય સંજત એ બેના ઊત્કૃષ્ટા ચારિત્ર પરજાય અનંતગુણા છે. અને એ બેઊને માંહોમાંહે સરખા છે. તે થકી સૂક્ષ્મસંપરાય સંજતના જઘન્ય ચારિત્ર પરજાય અનંતગુણા છે. તેથી તેનાજ ઉત્કૃષ્ટા ચારિત્ર પરજાય અનંતગુણા છે. તે થકી યથાખ્યાત સંજતના જઘન્ય ઉત્કૃષ્ટપણાએ રહિત ચારિત્રના પરજાય અનંતગુણા છે. ॥૧૫॥

## १६ योगद्वार

સામાયિક સંજત, સજોગી હોય. જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ સૂક્ષ્મસંપરાય સંજત સૂધી કહેવું. યથાખ્યાત સંજત, સ્નાતકની પઠમ કહેવો. ॥૧૬॥

## १७ उपयोगद्वार.

સામાયિક સંજતાદિકોને પુલાકની પઠમ સાકાર અને અનાકાર બેઉપયોગ હોય. પણ એટલું વિશેષ છે કે, સૂક્ષ્મસંપરાયને એક સાકાર ઉપયોગજ હોય. અનાકાર ઉપયોગ ન હોય. કેમકે, તથાપ્રકારનો સ્વભાવ છે માટે. ॥૧૭॥

## १८ कषायद्वार.

સામાયિક સંજત, કષાય સહિતજ હોય. જેમ કષાયકુશીળ કહ્યો છે તેમ જાણવો. એ રીતે છેદોપસ્થાપનીય પણ જાણવો. પરિહારવિશુદ્ધિક, પુલાકની

પઠમ જાણવો. સૂક્ષ્મસંપરાય સંજતને એક સંજ્વલનનો લોભજ હોય. યથાખ્યાત, નિર્ગ્રંથની પઠમ જાણવો. ॥૧૮॥

## १ए लेश्याद्वार.

સામાયિક સંજત, લેશ્યા સહિત હોય. જેમ કષાવકુશીળ કહ્યો છે તેમ જાણવો. એ રીતે છેદોપસ્થાપનીય સંજત પણ જાણવો. પરિહારવિશુદ્ધિક સંજત, પુલાકની પઠમ જાણવો. સૂક્ષ્મસંપરાય સંજત, નિર્ગ્રંથની પઠમ જાણાવો. યથાખ્યાત સંજત, સ્નાતકની પઠમ જાણવો. પણ એટલુ વિશેષ છે કે જો લેશ્યા સહિત હોય તો એક શુક્લલેશ્યાને વિષેજ હોય. ॥૧૯॥

## २० परिणामद्वार.

સામાયિક સંજત, વર્દ્ધમાન પરિણામને વિષે હોય. જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. એ રીતે પરિહારવિશુદ્ધિક સુધી જાણવું. સૂક્ષ્મસંપરાય સંજત, વર્દ્ધમાન અને હીયમાન પરિણામને વિષે હોય. પણ અવસ્થિત પરિણામને વિષે ન હોય. કેમકે, તે ગુણઠાણાનો એવો સ્વભાવ છે માટે. યથાખ્યાત સંજત, નિર્ગ્રંથની પઠમ જાણવો. સામાયિક સંજત, વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્યથી એક સમય જેમ પુલાક કહ્યો છે તેમ કહેવો. એ રીતે પરિહારવિશુદ્ધિક સુધી કહેવું. સૂક્ષ્મસંપરાય સંજત, વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્યથી એક સમય અને ઊત્કૃષ્ટથી અંતમુહૂર્ત્ત રહે. હીયમાન પરિણામનો પણ એ રીતે કાળ જાણવો. કેમકે, એ ગુણઠાણાનો એટલોજ કાળ છે માટે. યથાખ્યાત સંજત, વર્દ્ધમાન પરિણામને વિષે જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઊત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત જાણવો. જે યથાખ્યાત સંજત, કેવળજ્ઞાન ઊત્પન્ન કરશે; અને જે યથાખ્યાત સંજત, જે શૈલેશીકરણ પામ્યો છે; તે આશ્રીને જાણવું. અવસ્થિત પરિણામ, જઘન્યથી એક સમય. કેમકે, ઊપશમ શ્રેણીના કાળના પ્રથમ સમયના અનંતર સમયને વિષે એટલે લગતા સમયને વિષે મરણ છે માટે. અને ઊત્કૃષ્ટથી દેશોનપૂર્વકોટી વર્ષ સુધી રહે. ॥૨૦॥

## २१ बंधद्वार.

સામાયિક સંજત, સાત કર્મ બાંધે અથવા આઠ કર્મ બાંધે. જેમ બકુશ કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ પરિહારવિશુદ્ધિક સુધી જાણવું. સૂક્ષ્મસંપરાય સંજત આયુકર્મ અને મોહનીય કર્મ વરજીને છકર્મ બાંધે. કેમકે, આઊખાકર્મનો બંધ સાતમા ગુણઠાણા સુધી છે માટે. અને બાદર કષાયના ઊદયના અભાવ થકી મોહનીયકર્મ પ્રત્યે ન બાંધે. માટે એ બે કર્મ વરજીને છકર્મ બાંધે. યથાખ્યાત સંજત, સ્નાતકની પઠમ કહેવો. ॥૨૧॥

## ૨૨ वेदनाद्वार. (વેદવું એટલે ભોગવવું.)

સામાયિક સંજત, નિયમાયે કરીને આઠકર્મ પ્રકૃતિને વેદે. એ રીતે જાવત્ સૂક્ષ્મસંપરાય સંજત સુધી જાણવું. યથાખ્યાત સંજત, મોહનીય કર્મને વરજીને નિર્ગ્રંથપણાની અવસ્થાને વિષે સાતકર્મની પ્રકૃતિનો વેદનારો હોય. એટલે ભોગવનારો હોય. કેમકે, મોહનીય કર્મનું ઊપશાંતપણુ છે એ હેતુ માટે. અથવા ક્ષીણપણું છે એ હેતુ માટે. યથાખ્યાત સંજત, સ્નાતક અવસ્થાને વિષે તો ચ્યાર અઘાતીકર્મની પ્રકૃતિઓને વેદે. એટલે વેદનીય કર્મ, આયુ કર્મ, નામ કર્મ, અને ગોત્રકર્મ એ ચ્યાર પ્રકૃતિયોને વેદે. કેમકે, ઘાતીકર્મની પ્રકૃતિઓનું તેમને ક્ષીણ થવાપણુ છે માટે. ॥૨૨॥

## ૨૩ उदीरणाद्वार.

સામાયિક સંજત, સાતકર્મની પ્રકૃતિઓને ઉદીરે. જેમ બકુશ કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ પરિહારવિશુદ્ધિક સુધી જાણવું. સૂક્ષ્મસંપરાય સંજત, આયુ વેદનીય વરજીને છ કર્મ પ્રકૃતિને ઊદીરે. અથવા આયુ, વેદનીય મોહનીય વરજીને પાંચકર્મ પ્રકૃતિને ઉદીરે. યથાખ્યાત સંજત, પાંચકર્મ પ્રકૃતિને ઊદીરે. અથવા બે કર્મ પ્રકૃતિને ઊદીરે અથવા અનુદીરક હોય એટલે ઊદીરણા રહિત હોય. બાકી રહ્યું તે નિર્ગ્રંથની પઠમ જાણવું. ॥૨૩॥

## ૨૪ उपसंपज्झहन्नद्वार. (એટલે અંગીકાર કરવું અને ત્યાગ કરવું.)

સામાયિ સંજત, સામાયિક સંજતપણા પ્રત્યે ત્યાગ કરે છે. અને છેદોપસ્થાપનીય સંજતપણા પ્રત્યે અંગીકાર કરે છે. જેમ ચ્યાર મહાવ્રત રૂપ ધર્મ થકી પંચ મહાવ્રતરૂપ ધર્મને વિષે પ્રવેશ કરે સતે એટલે પંચ મહાવ્રત રૂપ ધર્મ અંગીકાર કરે સતે, પાર્શ્વનાથના શિષ્યની પઠમ અથવા નવીન શિષ્યને મહાવ્રતનું આરોપણ કરે સતે, છેદોપસ્થાપનીયપણા પ્રત્યે પામે. અથવા સામાયિક સંજતપણાને ત્યાગ કરીને સૂક્ષ્મસંપરાય સંજતપણા પ્રત્યે પામે. કેમકે ? શ્રેણીનું અંગીકાર કરવાપણુ છે એ હેતુ માટે. અથવા અસંજમપણા પ્રત્યે (ચોથા ગુણઠાણા પ્રત્યે) પામે. અથવા સંજતાસંજતપણા પ્રત્યે પામે એટલે દેશવિરતિપણા પ્રત્યે પામે. કેમકે, ભાવનું પડવાપણુ છે માટે. એટલે પરિણામ પડતા થયા માટે. છેદોપસ્થાપનીય સંજત, છેદોપસ્થાપનીય સંજતપણા પ્રત્યે ત્યાગ કરતો સતો સામાયિક સંજતપણા પ્રત્યે પામે. જેમ આદિદેવ તીર્થનો સાધુ, અજિતસ્વામિના તીર્થને અંગીકાર કરતો સામાયિક સંજતપણા પ્રત્યે પામે છે. અથવા પરિહારવિશુદ્ધિક સંજતપણા પ્રત્યે પામે. કેમકે, છેદોપસ્થાપનીય સંજમવાળાનેજ પરિહારવિશુદ્ધિકનું જોગ્યપણુ છે.

માટે. અથવા સૂક્ષ્મસંપરાય સંજતપણાને પામે. અથવા સંજતાસંજતપણાને પામે. તથા પરિહારવિશુદ્ધિક સંજત, પરિહારવિશુદ્ધિક સંજતપણાને ત્યાગ કરતો સતો છેદોપસ્થાપનીય સંજતપણા પ્રત્યે પામે. કેમકે, ફરીને ગચ્છનો આશ્રય કરવાપણું છે માટે. એટલે ફરી ગચ્છમાં આવે છે માટે. અથવા અસંજમપણા પ્રત્યે પામે. કેમકે, દેવલોકને વિષે ઉત્પત્તિ છે માટે. તથા સૂક્ષ્મસંપરાય સંજત (દશમા ગુણઠાણાના) સૂક્ષ્મસંપરાય સંજતપણા પ્રત્યે શ્રેણીથી પડવે કરીને ત્યાગ કરતો સતો સામાયિક સંજતપણા પ્રત્યે પામે, જો પ્રથમ સામાયિક સંજત હોય તો. એટલે જો પ્રથમ સામાયિક સંજત હોય તો સામાયિક સંજતપણા પ્રત્યે પામે. અને જો પ્રથમ છેદોપસ્થાપનીય સંજત હોય તો છેદોપસ્થાપનીય સંજતપણા પ્રત્યે પામે. એટલે જે પ્રથમ સામાયિક સંજત, સૂક્ષ્મસંપરાય સંજતપણાને પામ્યો છે; વળી તે સંજત, દશમા ગુણઠાણાથી પડ્યો ત્યારે સામાયિક સંજતપણા પ્રત્યે પામે છે. એજ રીતે છેદોપસ્થાપનીય સંજતપણા પ્રત્યે પણ પામે છે. અથવા શ્રેણીનું આરોહણ કરવા થકી એટલે શ્રેણી ચઢવા થકી યથાખ્યાત સંજતપણા પ્રત્યે પામે છે. તથા યથાખ્યાત સંજત, યથાખ્યાત સંજતપણું ત્યાગ કરતો સતો સૂક્ષ્મસંપરાય સંજતપણા પ્રત્યે પામે. કેમકે, શ્રેણીથી પડવાપણું છે માટે. અથવા અસંજમપણા પ્રત્યે પામે. કેમકે, ઉપશાંત મોહપણાને વિષે મરણ કરવા થકી દેવપણાની ઉત્પત્તિ થયે સતે એટલે અગીયારમે ગુણઠાણે કાળ કરીને દેવલોકે જાય છે માટે અસંજમપણું પામે. એ ભાવ. અથવા સ્નાતકપણું થયે સતે સિદ્ધિગતિને પામે. એટલે યથાખ્યાત સંજત, કેવળ જ્ઞાન પામીને સિદ્ધિપદને વરે છે માટે. ॥૨૪॥

## ૨૫ संज्ञाद्वार.

સામાયિક સંજત, સંજ્ઞાના ઉપયોગ સહિત હોય. જેમ બકુશ કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ પરિહારવિશુદ્ધિક સુધી જાણવું. સૂક્ષ્મસંપરાય સંજત અને યથાખ્યાત સંજત, પુલાકની પઠમ જાણવા. ॥૨૫॥

## ૨૬ आहारकद्वार.

સામાયિક સંજત, જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ સૂક્ષ્મસંપરાય સુધી જાણવું. યથાખ્યાત સંજત, સ્નાતકની પેઠમ જાણવો. ॥૨૬॥

## ૨૭ भवद्वार.

સામાયિક સંજતને જઘન્યથી એક ભવ હોય. અને ઉત્કૃષ્ટથી આઠ ભવ હોય. એ રીતે છેદોપસ્થાપનીયને પણ જાણવું. પરિહારવિશુદ્ધિક સંજ-

તને જઘન્યથી એક ભવ હોય. અને ઉત્કૃષ્ટથી ત્રણ ભવ હોય. એ રીતે જાવત્ યથાખ્યાત સંજત સુધી જાણવું. ॥૨૭॥

## ૨૮ આકર્ષદ્વાર. (ચારિત્રને પામવાના પરિણામ.)

સામાયિક સંજતને એક ભવ આશ્રી એટલે એક ભવમાં જઘન્ય આકર્ષ એટલે જઘન્યથી ચારિત્રના પરિણામ, જેમ બકુશને કહ્યા છે તેમ જાણવા અને છેદોપસ્થાપનીય સંજતને એક ભવમાં જઘન્યથી એક આકર્ષ એટલે એકવાર ચારિત્રનો પરિણામ આવે. અને ઉત્કૃષ્ટથી વીશ પ્રથકત્વ આકર્ષ હોય. એટલે પાંચ, છથી આદિ દેઈને વીશ આકર્ષ થાય. એટલે છ,વીશા; એકશો વીશ આકર્ષ થાય. એટલી વાર ચારિત્રના પરિણામ આવે. પરિહારવિશુદ્ધિક સંજતને જ૦ એક૦ અને ઉ૦ ત્રણ૦ કેમકે, પરિહારવિશુદ્ધિક સંજતપણુ એક ભવને વિષે ઉ૦ ત્રણવાર પામે છે માટે. સૂક્ષ્મસંપરાય સંજતને જ૦ એક ભવમાં એક૦ અને ઉ૦ ચ્યાર૦ કેમકે, એક ભવને વિષે ઉપશમ શ્રેણીનું બે વાર પામવું છે. અને શ્રેણી શ્રેણી દીઠ ચઢવું અને પડવું, તેણે કરીને સૂક્ષ્મસંપરાયપણાનું બે વાર પામવુ થાય છે. એ રીતે કરીને ચ્યારવાર એક ભવને વિષે ઉ૦ સૂક્ષ્મસંપરાય સંજમનો લાભ થાય છે માટે. યથાખ્યાત સંજતને જ૦ એક૦ અને ઉ૦ બે૦ કેમકે, ઉપશમશ્રેણીનો બે વાર સંભવ છે માટે. આ ઉપર એક ભવને આશ્રીને આકર્ષ, કહ્યા. નાના ભવ આશ્રી આકર્ષ એટલે જૂદા જૂદા ભવ આશ્રીને આકર્ષ કહે છે. સામાયિક સંજતને નાના ભવ આશ્રીને આકર્ષ જેમ બકુશના કહ્યા છે તેમ કહેવા. છેદોપસ્થાપનીય સંજતને નાના ભવ આશ્રી જ૦ બે૦ અને ઉ૦ નવશે ઉપર અને હજાર માંહી. એટલે નવશેને આઠ; તે કેવી રીતે થાય તે કહે છે. એક ભવને વિષે ઉત્કૃષ્ટ આકર્ષ એકસોને વીશ કહ્યા છે. અને ઉત્કૃષ્ટથી તેમના આઠ ભવ કહ્યા છે. માટે તે આઠ ભવે કરીને એકસોવીશને ગુણીએ એટલે નવશેંસાઈઠ થાય. આ સંભવ માત્રને આશ્રીને સંખ્યા વિશેષ દેખાડ્યું છે. એ કારણ માટે બીજી રીતે પણ જેમ નવશેંથી અધિક થાય તેમ કરવું. એ રીતે ટીકા મધ્યે કહ્યું છે. પરિહારવિશુદ્ધિક સંજતને જઘન્યથી બે આકર્ષ અને ઉ૦ સાત૦ તે સાત કેવી રીતે થાય તે દેખાડે છે. એક ભવને વિષે તેમને ત્રણ આકર્ષ પ્રથમ કહ્યા છે. અને તેમના ઉત્કૃષ્ટ થકી ત્રણ ભવ કહ્યા છે. માટે એક ભવને વિષે ત્રણ. બીજા ભવને વિષે બે. અને ત્રીજા ભવને વિષે બે. એ રીતે વિકલ્પ કરવાથી પરિહારવિશુદ્ધિકને સાત આકર્ષ થાય. સૂક્ષ્મસંપરાય સંજતને જ૦ બે૦ અને ઉ૦ નવ૦ તે કેવી રીતે થાય તે દેખાડે છે. સૂક્ષ્મસંપરાયને એક ભવને વિષે ઉ૦ ચ્યાર૦ કહ્યા છે. અને ઉત્કૃષ્ટા ત્રણ ભવ કહ્યા છે. માટે એક ભવને વિષે ચ્યાર. બીજા ભવને વિષે પણ ચ્યાર. અને ત્રીજા ભવને

વિષે એક, એ રીતે નવ થાય. યથાખ્યાત સંજતને જઘન્યથી બે આકર્ષ અને ઉ૦ પાંચ. તે કેવી રીતે થાય તે કહે છે. યથાખ્યાત સંજતને એક ભવને વિષે બે આકર્ષ અને બીજા ભવને વિષે બે આકર્ષ, અને ત્રીજા ભવને વિષે એક એ રીતે પાંચ થાય. આ નાના ભવને આશ્રીને આકર્ષનું સ્વરૂપ કહ્યું.॥૨૮॥

## ૨૯ कालद्वार.

સામાયિક સંજત, કાળથકી જઘન્યપણે એક સમયે હોય. એટલે જઘન્યથી એક સમય સૂધી રહે. કેમકે, સામાયિક પામવાના અનંતર સમય એટલે લગતા સમયમાં મરણ કરે છે, એ હેતુ માટે એક સમય કહ્યો. ઉત્કૃષ્ટ થકી દેશેઉન એટલે નવ વર્ષે કરીને ઊન એટલે ઓછાં પૂર્વકોડી વર્ષ સૂધી રહે. આ નવ વર્ષ ગર્ભ સમયથી માંડીને ગણવાં. એટલે માતાની કૂખમાં બિંદુ પડયો ત્યાંથી માંડીને ગણવાં. જો એમ ન કહીયે તો જન્મના દિવસથી માંડીને તો આઠ વર્ષ થાય. એ રીતે છેદોપસ્થાપનીય સંજતને પણ જાણવું. પરિહારવિશુદ્ધિક સંજત, જઘન્યથી એક સમય. આ મરણની અપેક્ષાએ જાણવું. કેમકે, પરિહારવિશુદ્ધિકપણું લીધુ. અને લગતે સમય મરણ પામ્યો માટે. ઉત્કૃષ્ટથી દેશેઉન એટલે ઓગણત્રીશ વર્ષે ઉન પૂર્વકોટી વર્ષ સૂધી રહે. તે આવી રીતે કે, પૂર્વકોટી વર્ષના આઉખાવાળો પુરૂષ દેશેઉન એટલે નવ વર્ષ પછી દિક્ષા અંગીકાર કરી, એટલે નવ વર્ષનો જન્મપર્યાય થયા પછી દિક્ષા લીધી, અને તે દિક્ષા વીશ વર્ષ સૂધી પાળી, પછી પરિહારવિશુદ્ધિપણુ અંગીકાર કરીને જાવજીવ સૂધી પાળે છે; તેની અપેક્ષાએ આ જાણવું. સૂક્ષ્મસંપરાય સંજત, નિર્ગ્રંથની પઠમ જાણવો. યથાખ્યાત સંજત સામાયિક સંજતની પઠમ જાણવો. તેમાં જઘન્ય એક સમય ઉપશમ અવસ્થાને વિષે એટલે અગીયારમે ગુણઠાણે મરણ કરવાથી જાણવો. અને ઉત્કૃષ્ટ થકી દેશેઉન પૂર્વકોટી. એ સ્નાતક, યથાખ્યાતની અપેક્ષાએ જાણવો. એટલે તેરમા ગુણઠાણાની અપેક્ષાએ જાણવું. આ એક વચનને આશ્રીને કાળનું સ્વરૂપ કહ્યું. હવે બહુ વચનને આશ્રીને કહે છે. સામાયિક સંજતો સર્વકાળને વિષે હોય. છેદોપસ્થાપનીય સંજતો, જઘન્યથી ૨૫૦ અઢીશે વર્ષ સૂધી હોય. તે આવી રીતે. ઉત્સર્પિણીકાળને વિષે આદિ તીર્થંકરના એટલે પદ્મનાભ તીર્થંકરના તીર્થ સૂધી છેદોપસ્થાપનીય સંજમ હોય. એ કારણ માટે. અને તે પદ્મનાભનું તીર્થ બસેને પચ્યાસ (૨૫૦) વર્ષ સૂધી હોય. માટે અઢીસેં વર્ષ કહ્યાં. ઉત્કૃષ્ટથી પચ્ચાસલાખ કોટીસાગર સૂધી રહે. તે આવી રીતે. અવસર્પિણીકાળને વિષે આદિ તીર્થંકરના એટલે શ્રીઋષભદેવ તીર્થંકરના તીર્થ સૂધી છેદોપસ્થાપનીય પ્રવર્ત્તે છે. અને તે તીર્થ પચ્ચાસલાખકોટી સાગર સૂધી રહે છે. માટે ઉત્કૃષ્ટપણે પચ્ચાસલાખકોટીસાગર સૂધી કહ્યું. અજિતનાથાદિ

બાવીશ તીર્થંકરને વારે છેદોપસ્થાપનીય ન હોય. પરિહારવિશુદ્ધિક સંજતો જઘન્યપણે દેશેઉન બસે વર્ષ સૂધી રહે. તે આવી રીતે. ઉત્સર્પિણી કાળને વિષે આદ્યજિનની એટલે પદ્મનાભ જિનની સમીપે કોઇક, સો વર્ષના આઉખાવાળો સાધુ પરિહારવિશુદ્ધિક પ્રત્યે અંગીકાર કરે. અને તેની સમીપે તેના જીવિતને અંતે બીજો સો વર્ષના આઉખાવાળો સાધુ પરિહાર વિશુદ્ધિકપણા પ્રત્યે અંગીકાર કરે; ત્યાર પછી ઉપરાંત તે પરિહારવિશુદ્ધિકપણાની પ્રતિપત્તિ નથી એટલે અંગીકાર કરવાનુ નથી. એ પ્રકારે તે પરિહારવિશુદ્ધિકને સંજમ ગ્રહણ કરનારાઓનાં બસે વર્ષ થયાં. તેમાં એકેક જણને ઓગણત્રીશ ઓગણત્રીશ વર્ષ ગએ સતે, તે પરિહારવિશુદ્ધિક સંજમનું અંગીકાર કરવાપણુ છે માટે અઠ્ઠાવન વર્ષ ઓછાં એવાં બસે વર્ષ જાણવાં. અને ઉત્કૃષ્ટથી દેશેઉન બે પૂર્વકોટી વર્ષ સૂધી હોય. તે આવી રીતે. અવસર્પિણી કાળને વિષે આદિ તીર્થંકરની સમીપે એટલે શ્રીઋષભદેવ સ્વામિની સમીપે પૂર્વકોટી વર્ષના આઉખાવાળો કોઇક પુરૂષ, પરિહારવિશુદ્ધિક સંજતપણા પ્રત્યે અંગીકાર કરે છે. અને તેની સમીપે એટલે તેના જીવિતના અંતે બીજો તેટલાજ આઉખાવાળો તે પરિહારવિશુદ્ધિકપણાને અંગીકાર કરે છે. એ પ્રકારે બે પૂર્વકોટી જાણવું. અને દેશોનપણુ પૂર્વની પઠમ જાણવું. સૂક્ષ્મસંપરાય સંજતો, જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત સૂધી રહે. યથાખ્યાત સંજતો, જેમ સામાયિક સંજત કહ્યા છે તેમ જાણવા. આ બહુવચન આશ્રીને કાળનું સ્વરૂપ કહ્યું. ॥૨૯॥

## ३० अंतरद्वार.

સામાયિક સંજતનો અંતર, જેમ પુલાકનો કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ યથાખ્યાત સંજત સૂધી જાણવું એ એક વચન આશ્રીને કહ્યું. હવે બહુવચન આશ્રી કહે છે. સામાયિક સંજતોનો અંતર નથી. છેદોપસ્થાપનીય સંજતોનો જઘન્યથી ત્રેશઠહજાર વર્ષનો અંતર પડે, તે આવી રીતે. અવસર્પિણીકાળને વિષે દુઃખમાંત સૂધી એટલે પાંચમા આરા સુધી છેદોપસ્થાપનીય સંજમ વર્ત્તે છે. ત્યાર પછી તેજ અવસર્પિણીના એકવીશ હજાર પ્રમાણના એકાંત દુઃખમ આરાને વિષે એટલે છઠ્ઠા આરાને વિષેજ અને ઉત્સર્પિણી કાળને વિષે એકાંત દુઃખમ આરાને વિષે, એટલે પહેલા આરાને વિષે. અને વળી દુઃખમ આરાને વિષે એટલે બીજા આરાને વિષે. તે બે આરા પણ એકવીશ એકવીશ હજર વર્ષના જાણવા. એ ઉપર કહ્યા ત્રણે આરાને વિષે છેદોપસ્થાપનીયપણાનો અભાવ છે. એટલે તે આરામાં છેદોપસ્થાપનીય સંજત ન હોય. એ રીતે ત્રણ એકવીશાં મળીને ત્રેશઠહજાર વર્ષનો અંતર જાણવો. ઉત્કૃષ્ટથી અઢારકોટાકોટી સાગરોપમનો અંતર જાણ-

વો, પરિહારવિશુદ્ધિક સંજતોનો જઘન્યથી ચોરાસીહજારવર્ષનો અંતર પડે. અને ઊત્કૃષ્ટથી અઢારકોટાકોટી સાગરોપમનો અંતર પડે. સૂક્ષ્મસંપરાય સંજતોનો અંતર નિર્ગ્રંથની પઠમ જાણવો. યથાખ્યાત સંજતોનો અંતર, સામાયિક સંજતની પઠમ જાણવો. ॥૩૦॥

## ३१ समुद्घातद्वार.

સામાયિક સંજતને છ સમુદ્ઘાત હોય. જેમ કષાયકુશીળને કહ્યા છે તેમ જાણવા. એ રીતે છેદોપસ્થાપનીયને પણ જાણવું. પરિહારવિશુદ્ધિક પુલાકની પઠમ જાણવો. સૂક્ષ્મસંપરાય, નિર્ગ્રંથની પઠમ જાણવો. યથાખ્યાત સંજત, સ્નાતકની પઠમ જાણવો. ॥૩૧॥

## ३२ क्षेत्रद्वार.

સામાયિક સંજત, લોકને અસંખ્યાતમે ભાગે હોય. જેમ પુલાક કહ્યો છે તેમ જાણવો. એ રીતે જાવત્ સૂક્ષ્મસંપરાય સૂધી જાણવું. યથાખ્યાત સ્નાતકની પઠમ જાણવો. ॥૩૨॥

## ३३ स्पर्शनाद्वार.

બત્રીશમા દ્વારની પઠમ સર્વ જાણવું. ॥૩૩॥

## ३४ भावद्वार.

સામાયિક સંજત, ક્ષયોપશમ ભાવને વિષે હોય. એ રીતે જાવત્ સૂક્ષ્મસંપરાય સૂધી જાણવું. યથાખ્યાત સંજત ઊપશમ ભાવને વિષે હોય. અથવા ક્ષાયક ભાવને વિષે હોય. ॥૩૪॥

## ३५ परिमाणद्वार.

સામાયિક સંજત, એક સમયને વિષે સામાયિક સંજતપણું અંગીકાર કરનારાઓને આશ્રીને જેમ કષાયકુશીળને કહ્યું છે તેમ સમસ્ત કહેવું. છેદોપસ્થાપનીય સંજમને અંગીકાર કરનારાઓને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. અને જો હોય તો જઘન્યથી એક, બે, ત્રણ. અને ઉત્કૃષ્ટથી ગતપ્રથકૃત્વ, પૂર્વપ્રતિપન્નને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. અને જો હોય તો જઘન્યથી કોટીશતપ્રથકૃત્વ નહાંનું અને ઉત્કૃષ્ટથી કોટીશતપ્રથકૃત્વ મોટું. આ ઠેકાણે આચાર્યોના મત છે તે ટીકાથી જાણવા. પરિહારવિશુદ્ધિક, પુલાકની પઠમ જાણવા. સૂક્ષ્મસંપરાય, નિર્ગ્રંથની પઠમ જાણવા. યથાખ્યાત સંજમને અંગીકાર કરનારાઓને આશ્રીને કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. અને જો હોય તો? જઘન્યથી એક, બે, ત્રણ. અને ઉત્કૃષ્ટા

એકસોબાશઠ, તેમાં એકસો આઠ ક્ષપક, એટલે ક્ષપક શ્રેણીને અંગીકાર કરનારા. અને ચોપન ઉપશામક, એટલે ઉપશમશ્રેણીને અંગીકાર કરનારા. પૂર્વપ્રતિપન્નને આશ્રીને જઘન્યથી કોટીપ્રથક્ત્વ અને ઉત્કૃષ્ટ થકી પણ કોટી પ્રથક્ત્વ. ॥ ૩૫ ॥

## ૩૬ અલ્પબહુત્વદ્વાર.

એ પાંચ સંજતોની મધ્યે સૂક્ષ્મસંપરાય સંજત સર્વથી થોડા છે. તે થકી પરિહારવિશુદ્ધિક સંખ્યાતગુણા, તે થકી યથાખ્યાત સંજત સંખ્યાતગુણા. તે થકી છેદોપસ્થાપનીય સંખ્તાતગુણા. તે થકી સામાયિક સંજત સંખ્યાતગુણા. ॥૩૬॥ એ છત્રીશ દ્વાર પૂરાં થયાં. તે સંક્ષેપથી લખ્યાં છે. વિશેષના અર્થિ પ્રાણીઓએ સૂત્ર ટીકાથી જાણી લેવું.

આ ઉપર લખેલા નિર્ગ્રંથના તથા સંજતોના છત્રીશ છત્રીશ દ્વાર તે પૂર્વાપર વિચારવા થકી બકુશકુશીળ સાધુઓની સારી રીતે સજમ પડશે.

આ સામાયિકાદિ સંજતોની મધ્યે કેટલાએક પ્રતિસેવાવાળા હોય છે એટલે અતિચારરૂપ દોષના લગાડનારા હોય છે. માટે તે પ્રતિસેવાના ભેદ એટલે કેટલે પ્રકારે પ્રતિસેવા લાગે, તેના ભેદ દેખાડશે. તે પ્રતિસેવા નિર્દોષપણે આળોવવી; માટે. ત્યાર પછી આલોચનાના દોષ એટલે આલોયણ કરતી વખતે જે દોષ લાગે છે તે કહેશે. તેના સંબંધથકી આલોચકના ગુણ એટલે આલોયણ કરનારો કેવો ગુણી જોઇએ તે કહેશે. અને ગુરૂના ગુણ એટલે કેવા ગુણ સહિત ગુરૂ હોય તેની આગળ આલોયણ કરવી, એ સર્વ કહેવાને અર્થે પ્રથમ તેના દ્વારનો શ્લોક નીચે જણાવીએ છીએ.

પ્રતિસેવના કેટલા પ્રકારની હોય? એ રીતે ગૌતમસ્વામીજીએ પૂછે થકે ભગવંત કહે છે. તે દશ પ્રકારની પ્રતિસેવના હોય તેનો શ્લોક.

दप्पपमादणाभोगे आउरे आवई य त्ति ॥
संकिन्ने सहसक्कारे भयप्पउसा य वीमंसा ॥१॥

અર્થ—ઇહાં આ શ્લોકને વિષે પદે પદે સપ્તમી વિભક્તિ જાણવી.

૧. દર્પ સતે પ્રતિસેવા હોય. એટલે વલ્ગનાદિ (કુદવું) અભિમાન સતે અતિચાર દોષ લાગે છે.

૨. પ્રમાદ સતે પ્રતિસેવના લાગે. એટલે અતિચાર દોષ લાગે છે. પ્રમાદ તે મદ્ય વિકથાદિ જાણવા.

૩. અનાભોગ સતે અતિચાર લાગે, એટલે અજ્ઞાન સતે અર્થાત અજાણપણે, અતિચાર દોષ લાગે છે.

૪. આતુરપણુ સતે એટલે ક્ષુધા તૃષાદિકે કરીને પીડિત થયે સતે. અતિ.

૫. આપદા સતે અતિચાર દોષ લાગે. તે આપદા ઇહાં ચ્યાર પ્રકારની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે કરીને હોય છે. તે નીચે પ્રમાણે.

૧. પ્રાસુકાદિ દ્રવ્યનો અલાભ એટલે જીવ રહિત અને બેતાળીશ દોષ રહિત એવા પદાર્થનું ન પામવું. તે દ્રવ્ય આપદ્ એટલે દ્રવ્ય વિપત્તિ કહીએ. કેમકે, દ્રવ્યને આશ્રીને છે માટે.

૨. કાંતાર એવા ક્ષેત્રને વિષે પડવું. એટલે વૃક્ષાદિ પાણીઆદિકે કરીને રહિત એવી શુષ્ક અટવી તેમાં જે પડવું તે ક્ષેત્રાપદ્ કહીએ.

૩. કાલાપત્ એટલે દુર્ભિક્ષ કાળનું પામવું. અર્થાત્ દુકાળમાં પડવું તે કાળાપદ્ કહીએ.

૪. ગ્લાનિપણું પામવું એટલે રોગિપણાની અવસ્થાને પામવું તે ભાવાપદ્ કહીએ.

૬. સંકીર્ણપણુ સતે કહેતાં સાંકડાશપણુ સતે એટલે સ્વપક્ષ કહેતાં સાધુનો પક્ષ, અને પરપક્ષ કહેતાં અન્યમતી તેણે કરીને વ્યાકુળ એટલે વ્યાપ્ત એવું ક્ષેત્ર સતે અતિચાર દોષ લાગે છે. કોઇક ઠેકાણે શંકતિ એવો પાઠ છે તેનો અર્થ. શંકિતપણુ સતે એટલે આધાકર્માદિ દોષવડે કરીને શંકિત કહેતાં શંકાવાળું એવું ભક્તાદિ એટલે આહાર પાણી સતે દોષ લાગે. નિશીથ સૂત્રના પાઠને વિષે તો, તિંતિણપણુ સતે અતિચાર દોષ લાગે. આહારાદિકની પ્રાપ્તિ ન થએ સતે ખેદ સહિત વચન બોલવું; તે તિંતિણપણું કહીએ.

૭. સહસાકાર સતે એટલે અકસ્માત્ ક્રિયા થયે સતે અર્થાત્ ઓચિંતી ક્રિયા થએ સતે અતિચાર દોષ લાગે છે.

यदुक्तम् ॥ पुव्वं अपासिऊणं पाए छुढंमि जं पुणो पासे ।
न तरइ नियत्तेउं पायं सहसाकरणमेयंति ॥१॥

અર્થ—પ્રથમ દેખ્યાવિના પાત્રને વિષે નાંખે સતે જે આધાકર્માદિ દોષ સહિત આહારાદિક પ્રત્યે; વળી દેખે. ત્યાર પછી, તે આહારાદિક પ્રત્યે દૂર કરવાને એટલે પાછો નાંખવાને સમર્થ ન થાય, તે પ્રાયે કરીને સહસાકરણ કહીએ.

૮. ભય થકી એટલે સિંહાદિકના ભયે કરીને પ્રતિસેવા હોય. એટલે અતિચાર દોષ લાગે.

૯. દ્વેષ થકી એટલે ક્રોધાદિક થકી પ્રતિસેવા લાગે.

૧૦. વિચારણા થકી એટલે શિષ્યાદિકનું પરીક્ષણ કરવા થકી પ્રતિ-

સેવા લાગે. એ પ્રકારના કારણુભેદે કરીને દશ પ્રતિસેવાના ભેદ હોય છે

આલોચનાના દશ દોષ કહ્યા છે. એટલે આલોયણ કરતી વખતે દશ દોષ લાગે છે. તે દેખાડીએ છીએ.

आकंपइत्ता अणुमाणइत्ता जं दिठंति बायरं व सुहुमं वा ॥
छन्नं सद्दाउलयं बहुजण अव्वत्त तस्सेवी ॥१॥

૧. અર્થ—આકંપ્ય એટલે રાજી કર્યા સતા આચાર્ય મને થોડું પ્રાયશ્ચિત આપશે. એવી બુદ્ધિયે કરીને આલોચનાના આચાર્ય પ્રત્યે વેયાવચ્ચાદિક કરવે કરીને રાજી કરીને જે આલોચના કરવી એટલે પોતાના દોષનું પ્રકાશવું, તે આકંપ્ય આલોચના દોષ કહીએ. ॥૧॥

૨. અનુમાન કરીને એટલે ગુરૂની આગળ અતિશે થોડો અપરાધ કહેવે કરીને થોડો દંડ આપશે, એવું જાણીને આચાર્યની આગળ આલોચન કરવું તે અનુમાન દોષ કહીએ. ॥૨॥

૩. જે આચાર્યાદિકે દેખ્યો એવો અપરાધનો સમૂહ તે પ્રત્યેજ આળોવે, અર્થાત્ દીઠેલું આળોવે તે દૃષ્ટ દોષ કહીએ. ॥૩॥

૪. બાદર એવોજ અતિચારનો સમૂહ તે પ્રત્યે આલોવે, એટલે મહોટા મ્હોટા અતિચાર આળોવે, પણ સૂક્ષ્મ એટલે ન્હાના દોષ ન આળોવે; કેમકે તે ન્હાના દોષોને વિષે અવજ્ઞા કરવાનુ તત્પરપણુ છે એ હેતુ માટે, એટલે ન્હાના દોષોની શી ગણતી? મહોટા આળોવ્યા એટલે થયું! એવું વિચારે તે બાદર દોષ કહીએ. ॥૪॥

૫. સૂક્ષ્મ એવા અતિચારના સમૂહ પ્રત્યે આળોવે, એટલે ન્હાના દોષોને આળોવે અને મનમાં એવું ધારે કે, જે પુરૂષ ઝીણા દોષને આળોવે છે તે પુરૂષ મહોટા દોષને કેમ ન આળોવે? એ પ્રકારે આચાર્યનો ભાવ નિષ્પન્ન કરવાને અર્થે એવું મનમાં ધારીને ન્હાના દોષને આળોવે તે સૂક્ષ્મ દોષ કહીએ. ॥૫॥

૬. પ્રચ્છન્નપણે એટલે અતિશે લજ્જાળુપણે કરીને અવ્યક્ત વચન એટલે જેમ પ્રકટપણે કોઈ ન સાંભળે તેવી રીતે ગુરૂમહારાજની આગળ આલોચના કરે કે, જેમ પોતેજ સાંભળે, તે પ્રચ્છન્ન દોષ કહીએ. ॥૬॥

૭. ઊંચે સાદે કરીને અગીતાર્થ સાધુઓને સંભળાવતો સતો આળોવે, તે શબ્દાકુળ દોષ કહીએ. ॥૭॥

૮. ઘણા લોકની આગળ આળોવે, એટલે એક અપરાધને ઘણાઓની આગળ આળોવે; તે બહુજન દોષ કહીએ. ॥૮॥

૯. અવ્યક્ત કહેતાં અગીતાર્થ એવા આચાર્યની આગળ આલોચન કરવું તે અવ્યક્ત દોષ કહીએ. ॥૯॥

૧૦. જે પોતાને દોષ લાગ્યો હોય તેજ દોષના સેવણહાર ગુરૂ આગળ આળોવે, અને મનમાં એવું જાણે કે, મહારા સરખા છે માટે થોડું પ્રાયશ્ચિત આપશે; તે તત્સેવી આલોચના દોષ કહીએ. ॥૧૦॥

એ રીતે ઉપર લખેલા દોષ જાણીને તે દોષ ટાળીને ગુરૂમહારાજની આગળ સરલ પણે આલોયણ લેવી, તે આલોયણ શુદ્ધ કહીએ. અને ઉપર લખેલા દોષ સહિત જે આલોયણ કરવી તે કપટ આલોયણ કહીએ. અને તેથી ઉલટું મહામોહનીય કર્મ બંધાય. માટે વિચારીને આલોયણ કરવી એ ઉપદેશ.

દશ ગુણે કરીને સહિત એવા જે અણગાર તે પોતાના દોષ કહેવાને જોગ્ય હોય. તે ગુણ દેખાડીએ છીએ.

जातिसंपन्ने कुलसंपन्ने विणयसंपन्ने णाणसंपन्ने ।
दंसणसंपन्ने चरित्तसंपन्ने खंते दंते अमाई अपच्छाणुत्तावी ॥

૧. અર્થ—જાતિસંપન્ન એટલે રૂડી જાતિયે કરીને સહિત, ઈહાં પ્રશ્ન. આટલો ગુણનો સમુદાય આલોચના કરનાર પુરૂષનો શ્યા કારણ માટે ખોળવો પડે છે? ઉત્તર કે, જાતિ સહિત પુરૂષ પ્રાયે કરીને ન કરવાનું કામ નજ કરે! એમ કરતાં કદાચિત્ થઇ ગયું, તો સમ્યક્પ્રકારે ગુરૂની આગળ આળોવે. એ કારણ માટે. ॥૧॥

૨. કુળ સંપન્ન કેમકે, રૂડા કુળવાળો પુરૂષ અંગીકાર કરેલા પ્રાયશ્ચિત્તનો વહન કરનાર હોય માટે. ॥૨॥

૩. વિનયસંપન્ન કેમકે, વિનય સહિત જે પુરૂષ હોય, તે વંદનાદિક આલોયણની સામાચારીનો જોડનારો હોય, એટલે કરનારો હોય. માટે. ॥૩॥

૪. જ્ઞાનસંપન્ન કેમકે, જ્ઞાન સહિત જે પુરૂષ હોય, તે કરવા જોગ્ય, ન કરવા જોગ્ય, તેના ભેદ પ્રત્યે જાણે માટે. ॥૪॥

૫. દર્શનસંપન્ન કેમકે, જે સમકિત સહિત પુરૂષ હોય, તે પ્રાયશ્ચિત્ત કરવા થકી આત્માની શુદ્ધિ થાય છે; એ પ્રકારે શ્રદ્ધા કરે માટે. ॥૫॥

૬. ચારિત્રસંપન્ન કેમકે, જે ચારિત્રની પરણતિ સહિત પુરૂષ હોય, તે પ્રાયશ્ચિત્ત પ્રત્યે એટલે તપ પ્રત્યે અંગીકાર કરે માટે. ॥૬॥

૭. ક્ષાંત કેમકે, ક્ષમા સહિત જે પુરૂષ હોય, તે ગુરૂમહારાજે ઓળંભો દીધો સતો પણ કોપ ન કરે. માટે ॥૭॥

૮. દાંતઃ કહેતાં ઇંદ્રિયોને દમવે કરીને સમ્યક્પ્રકારે શુદ્ધિ પ્રત્યે વ-હન કરે છે માટે. ॥૮॥

૯. અમાઈ કહેતાં અગોપવતો સતો અપરાધ પ્રત્યે આળોવે માટે. ॥ ૯ ॥

૧૦. અપશ્ચાત્તાપી કહેતાં અપરાધ આળોવે સતે પશ્ચાત્તાપ [illegible] ન કરે માટે. ॥૧૦॥

એ ઉપર લખેલા દશ ગુણોએ કરીને સહિત આલોવણાને કરનારો જે પુરૂષ હોય તે નિર્જરાનો ભાગી થાય, એટલે તે પુરૂષને [illegible] નિર્જરા થાય. અને તેથી જે ઉલટો પુરૂષ હોય એટલે ઉપર લખેલા ગુણોએ કરીને રહિત હોય, તે સમ્યક્પ્રકારે સરલપણે આલોયણ કરી શકે નહી; અને ઉલટું કર્મ બાંધે. માટે આલોયણનો કરનાર ગુણ સહિતજ જોઇએ.

આલોયણ લેવા જોગ્ય ગુરૂના ગુણ પ્રત્યે કહે છે.

આઠ ગુણોએ કરીને સહિત એવા જે અણગાર એટલે આચાર્ય, તે શિ-ષ્યને આલોયણ દેવાને યોગ્ય હોય. તે ગુણ નીચે પ્રમાણે.

आयारवं आहारवं ववहारवं उव्वीलए ।
पकुव्वए अपरिस्सावी निज्जवए अवायदंसी ॥

૧. અર્થ—આચારવાન્ એટલે જ્ઞાનાદિ પાંચ પ્રકારના આચાર સ-હિત. ॥ ૧ ॥

૨. અવધારણવાન્ એટલે આલોવેલા અપરાધોને ધારણ કરનાર.॥૨॥

૩. વ્યવહારવાન્ એટલે આગમ વ્યવહાર, શ્રુત વ્યવહારાદિ પાંચ પ્રકારના વ્યવહાર મધ્યેથી હરેક કોઇ વ્યવહારવાળા હોય. ॥૩॥

૪. અપવ્રીડકઃ એટલે લજ્જાએ કરીને અતિચારો પ્રત્યે ગોપવતો એવો જે શિષ્ય તેને નાના પ્રકારના વચનોએ કરીને લજ્જા રહિત કરીને એટલે લજ્જા મૂકાવીને સમ્યક્પ્રકારે આલોચના પ્રત્યે કરાવે. ॥૪॥

૫. પકુવ્વએ એટલે અપરાધ આળોવે સતે શિષ્યને પ્રાયશ્ચિત્ત આ-પીને વિશુદ્ધિ કરાવવાને સમર્થ. ॥૫॥

૬. અપરિશ્રાવી એટલે આલોયણના કરનાર શિષ્યે આળોવ્યા એવા જે દોષ એટલે પોતાની આગળ કહ્યા એવા જે દોષ તે પ્રત્યે જે બીજાની આગળ ન કહે, તે અપરિશ્રાવી કહીએ. ॥૬॥

૭. નિર્યાપિક એટલે પ્રાયશ્ચિત્ત કરવાને અસમર્થ એવા શિષ્યને પ્રા-

યશ્ચિત્તના એટલે તપના ખંડ કરીને એટલે એકાસણું, આંબીલ, નીવી પ્રમુખ થોડું થોડું કરીને નિર્વાહ કરાવે, પણ એકદમ છઠ અઠ્ઠમ એ રીતે તેની પાસે કરાવે નહી. તે નિર્યાપક કહીએ. ॥૭॥

૮. અપાયદર્શિ એટલે આલોચના ન કરે સતે શિષ્યને પરલોક સંબંધિ કષ્ટના દેખાડનાર, અર્થાત્ શિષ્યને એવું કહે કે, જો તમે પોતાનો દોષ ગુરૂની આગળ પ્રકાશ નહી કરો, અને તેનું પ્રાયશ્ચિત નહી લ્યો તો પરલોકમાં વિરાધકપણાને પાંમશ્યો, એવી રીતે કહીને શિષ્ય પાસે આલોયણ કરાવે. ॥૮॥

એ ઉપર લખ્યા આઠ ગુણે કરીને સહિત એવા જે આચાર્ય તે સમાચારી પ્રવર્ત્તાવવાને યોગ્ય હોય. તે સમાચારી નીચે લખીએ છીએ.

## दश प्रकारनी समाचारी.

इच्छा १ मिच्छा २ तहक्कार ३ आवस्सिया य ४ निसीहिया ५ ॥
आपुच्छणा य ६ पडिपुच्छा ७ छंदणा य ८ निमंतणाए ९ ॥
उवसंपया य १० काले समायारी जवे दसहा ॥

૧. અર્થ—ઇચ્છાકાર એટલે ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્, ઇત્યાદિ કથન રૂપા.

૨. મિથ્યાકાર કહેતાં મે દુષ્કૃતં મિથ્યા ભવતુ, એટલે મહારૂં પાપ ફોક થાઓ, ઇત્યાદિ કથનરૂપા સમાચારી.

૩. તથાકાર કહેતાં ગુરૂમહારાજે આદેશ કરયે સતે ગુરૂને ઉત્તર કરવો કે, આપ જેમ ફરમાવો છો તેમજ છે, ઇત્યાદિ કથનરૂપા.

૪. આવશ્યકી કહેતાં ઊપાશ્રય થકી થંડિલાદિકને અર્થે અવશ્ય ગમનાદિક કરવું, ઇત્યાદિ કથનરૂપા.

૫. નૈષેધિકી કહેતાં ઊપાશ્રયમાં આવે થકે ગમનનો નિષેધ કરવો, ઇત્યાદિ કથનરૂપા.

૬. આપૃચ્છા કહેતાં કાર્ય સતે ગુરૂને પૂછવું;

૭. પ્રતિપૃચ્છા કહેતાં પ્રથમ કાર્યનો નિષેધ કરે છતે ફેર પૂછવું,

૮. છંદના કહેતાં પ્રથમ ગ્રહણ કરેલા આહારાદિકે કરી નિમંત્રણ કરવું,

૯. નિમંત્રણા કહેતાં અગ્રહીત આહારાદિકે કરી નિમંત્રણ કરવું,

૧૦. ઉપસંપત્ કહેતાં જ્ઞાનાદિકને અર્થે અન્ય આચાર્યનું આશ્રયણ કરવું,

એ દશ પ્રકારની સમાચારી સહિત હોય તે સાધુ કહીએ. પ્રાયશ્ચિત્તને પણ સમાચારી રૂપપણું છે. ઇહાં પ્રાયશ્ચિત્ત શબ્દ અપરાધને વિષે અને તેની શુદ્ધિને વિષે એટલે અપરાધની શુદ્ધિને વિષે દેખવામાં આવે છે. પણ ઇહાં પ્રાયશ્ચિત્ત શબ્દ અપરાધને વિષે જાણવો.

## दश प्रकारनुं प्रायश्चित्त.

आलोयणारिहे पडिक्कमणारिहे तदुभयारिहे विवेगारिहे विउसग्गरिहे तवारिहे छेदारिहे मूलारिहे अणवठप्पारिहे पारंचियारिहे.

૧. આલોચનાને યોગ્ય, એટલે ગુરૂમહારાજની આગળ પોતાનો અપરાધ પ્રકાશ કરીને તેની શુદ્ધિ કરવી.

૨. પ્રતિક્રમણને યોગ્ય એટલે જે અતિચાર લાગ્યો હોય તેનો મિચ્છામિ દુક્કડં દેવો.

૩. ઉભયાર્હ એટલે આલોચના અને પ્રતિક્રમણ એ બેને યોગ્ય.

૪. વિવેકાર્હ એટલે અશુદ્ધ ભક્તાદિકનો ત્યાગ કરવો.

૫. વ્યુત્સર્ગ એટલે કાયોત્સર્ગ કરવો.

૬. તપ એટલે નીવ્યાદિક તપ કરવું.

૭. છેદ એટલે પ્રથમ ગ્રહણ કરેલા ચારિત્ર પર્યાય મધ્યેથી ઓછું કરવું.

૮. મૂળને યોગ્ય એટલે ફરીથી મહાવ્રતનું આરોપણ કરવું.

૯. અનવસ્થાપ્ય એટલે તપ કર્યા પછી મહાવ્રતનું આરોપણ કરવું.

૧૦. પારાંચિક એટલે ઉત્કૃષ્ટથી બાર વર્ષ સુધી લિંગાદિકનો ભેદ કરવો

એ ઉપર લખેલાં દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત તેની મધ્યેથી જેને જેવો અપરાધ લાગે, તેણે તેવું પ્રાયશ્ચિત્ત લેઇને પોતાના અપરાધની શુદ્ધિ કરવી.

આ ઉપર લખેલી દશ પ્રકારની સમાચારીમાં વર્ત્તે, અને આ દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાંથી પોતાને જોગ્ય પ્રાયશ્ચિત્તને અંગીકાર કરે; તે બકુશકુશીળ સાધુ કહેવાય. માટે દષ્ટિરાગ મૂકીને શાસ્ત્ર ઉપર ઉપયોગ દેઇને સાધુના નામને ધરાવનાર લોકોમાં વ્યવહાર દષ્ટિયે કરીને આચરણા જોવી, જો સિદ્ધાંતને અનુસારે આચરણા મળે તો તે સાધુજ કહેવાય. કેમકે, આજ

કાંઇ સાધુની, શ્રાવકની નાસ્તિ નથી, પણ ગુણે સહિત હોય, તે સાધુ શ્રાવક કહેવાય; પણ ગુણ વિનાના એક બીજાના ઉપર ઇર્ષ્યા કરનારા અને પોતપોતાના મતને સ્થાપન કરવાને રસિક, અને કેવળ પોતપોતાનાં વાડોળીયાં વાળીને એકજ સ્થાનકનો નિયમ કરીને મઠધારી લોકોની પઠમ ગૃહસ્થોની સંગાથે સહવાસ કરીને જે રહેલા હોય, તે વીતરાગ દેવના સાધુ કહેવાય નહી.

હવે જે આ પંચમકાળમાં સાધુ વિચરે છે તેમને ઓળખવાને તેમનાં લક્ષણ નીચે લખીએ છીએ. તેમાં પ્રથમ, ચારિત્રની પ્રાપ્તિના પ્રકારને જણાવનાર આ આર્યા છંદ, નીચે લખીએ છીએ.

प्रत्याख्यानावरणकषायचतुष्कक्षयोपशमजननात ॥

लभते मानव एतां देशविरतिमान ऽविरतो वा ॥१॥

અર્થ—દેશવિરતિમાન્ કહેતાં પંચમ ગુણસ્થાનને વિષે વર્ત્તનારો, અથવા અવિરત કહેતાં પહેલે ગુણઠાણે વર્ત્તનાર માર્ગાનુસારી, અથવા ચોથે ગુણઠાણે વર્ત્તનાર સમ્યક્દૃષ્ટિ એવો જે માનવ કહેતાં મનુષ્ય, પ્રત્યાખ્યાનાવરણ છે લક્ષણ તે જેનું એટલે વિરતિ પરિણામને ન થવા દેનાર એવા ત્રીજા કષાયની ચોકડી, એટલે ક્રોધ માન માયા અને લોભ તેનો ક્ષયોપશમ થએ સતે, એટલે ઉદયમાં આવેલાં દળિયાંનો નાશ કરવો, અને સત્તામાં રહેલાં દળિયાંનો ઉદય રોકવો; તેને ક્ષયોપશમ કહીએ. એ રીતનો ક્ષયોપશમ થએ સતે આ સર્વ વિરતિ પ્રત્યે પામે. સર્વ વિરતિ તે શું કહીએ ? તે કહે છે. મન વચન કાયાએ કરીને કરવું નહીં કરાવવુ નહી અને અનુમોદવુ નહી, એ રીતે નવ કોટીએ કરીને સર્વ સાવદ્યયોગો થકી એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પાપ સહિત વ્યાપારો થકી પોતાના અધ્યવસાય સહિત પાછું ઓસરવું; તે સર્વ વિરતિ કહીએ. એવી સર્વ વિરતિ પ્રત્યે પામે. દેવતા તિર્યંચ અને નારકીઓ તો તથા પ્રકારના ભવ સ્વભાવથી એ સર્વ વિરતિ પ્રત્યે નથી પામતા. એટલે તેમને સર્વ વિરતિનો પરિણામ નથી થતો. તે કારણ માટે ઈહાં માનવનું ગ્રહણ કર્યું છે. વળી આ સર્વ વિરતિ જે તે, દેશવિરતિ પામવાના સમયમાં રહેલી જે કર્મની સ્થિતિ એટલે દેશવિરતિ પામ્યા પછી બાકી રહેલી કર્મની જે સ્થિતિ તે મધ્યેથી સંખ્યાતા સાગરોપમ ખપે સતેજ પામીએ છીએ. એટલે સર્વ વિરતિના પ્રણામ થાય છે. એ પ્રકારે આત્મપ્રબોધના પહેલા પ્રકાશમાં વિસ્તારે કરીને જણાવ્યું છે. તથા આ સર્વ વિરતિનું પણ સ્થિતિનું પ્રમાણ દેશવિરતિની પઠમ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઊત્કૃષ્ટથી દેશેઊન પૂર્વકોટી એ રીતે જાણવું. આ પ્રકારની સર્વ વિરતિ જેમને છે, તે સર્વ વિરતિ સાધુ કહીએ. તે સાધુ બે પ્રકારના છે. એક છદ્મસ્થ અને બી-

જા કેવળી તેમાં છદ્મસ્થ છઠ્ઠા ગુણઠાણાથી માંડીને બારમા ગુણસ્થાનક સુધી વર્ત્તનારા મુનિઓ હોય. કેવળી તો તેરમા ચૌદમા ગુણઠાણાના વર્ત્તનારા હોય! તેમાં ઈહાં છદ્મસ્થ સાધુઓનોજ અધિકાર કહીશું.

હવે ઇહાં પ્રથમ સર્વ વિરતિ અંગીકાર કરવાને વિષે પુરૂષ સ્ત્રી અને નપુંસક તેમનું યોગ્યપણું અને અયોગ્યપણું દેખાડીએ છીએ.

अगारसपुरिसेसुं वीसं इत्थीसु दस नपुंसेसुं ।
पव्वावणा अणरिहा इय अणला आहिआ सुत्ते ॥२॥

અર્થ—પુરૂષને વિષે અઢાર દોષ ટાળવા, એટલે અઢાર પ્રકારના પુરૂષો દીક્ષાને અયોગ્ય જાણવા. સ્ત્રીને વિષે વીશ દોષ ટાળવા, અને નપુંસકને વિષે દશ દોષ ટાળવા, એટલે વીશ દોષ સહિત સ્ત્રી, અને દશ દોષ સહિત નપુંસક, તે ચારિત્ર આપવાને અયોગ્ય છે. એ રીતે સૂત્રને વિષે અજોગ્ય કહ્યા છે. તેમાં દીક્ષા દેવાને અયોગ્ય અઢાર પ્રકારના પુરૂષ પ્રથમ દેખાડીએ છીએ. ગાથા.

बाले १ वुड्ढे २ नपुंसे य ३ कीवे ४ जड्डे य ५ वाहिए ६॥
तेणे ७ रायावगारी य ८ उम्मत्ते य ए अदंसणे १० ॥३॥
दासे ११ डठे य १२ मूढे य १३ अणते १४ जुंगिएइय १५॥
उव्वध्दएय १६ जयए १७ सेहनिप्फेमियाइय १८॥४॥

અર્થ—પ્રથમ જન્મ થકી માંડીને સાત આઠ વર્ષની ઉમ્મરવાળાને બાળ કહીએ, એટલે બાળક કહીએ. તે બાળક જે તે કોઇને પરાભવ કરવાનું સ્થાનક થાય, એટલે જે તે, તેને પરાભવ કરે; એ કારણ માટે. વળી ચારિત્રના પરિણામના અભાવ થકી એટલે તેવા બાળકને ચારિત્રના પરિણામ આવે નહીં; માટે તે દીક્ષા દેવાને યોગ્ય ન હોય. વળી બાળકને દીક્ષા દીધે સતે સંજમની વિરાધનાદિક દોષ થાય, જે કારણ માટે તે બાળ અજ્ઞાનીપણે કરીને તપ્ત લોઢાના ગોળા સરખો છે. તે કારણ માટે જ્યાં જ્યાં ગમન કરે ત્યાં ત્યાં છએ જીવની કાયાના વધને અર્થે થાય, એટલે છએકાયના જીવની હિંસા કરે. તથા લોકને વિષે આ કહીશું એ રીતે નિંદા થાય. કે, આ જૈન સાધુઓ નિર્દય છે જે આ પ્રકારે બાળકો પ્રત્યે પણ બળાત્કારે દીક્ષારૂપ બંધીખાનાને વિષે નાંખીને તે બાળકોનું સ્વાધીનપણું નાશ કરે છે. એ રીતની નિંદા થાય. વળી માતાને ઉચિત એવી તેની સેવા ચાકરી કરવા માંડ્યે સતે સ્વાધ્યાયનો ભંગ થાય. એ કારણ માટે ઊપર કહેલા બાળકને દીક્ષા આપવી નહીં. ઇહાં તર્ક. તમે તો આવી રીતે કહો છો અને છ વર્ષના અતિમુક્તક કુમારને એટલે અઈમત્તા કુવરને દીક્ષાનું અંગીકાર કરવું કેમ સાં-

ભળીએ છીએ ? એ રીતે તર્ક થએ સતે ઉત્તર કહે છે. અમે એ પ્રકારે સંભાવના કરીએ છીએ કે, ત્રણ કાળના જાણ એવા ભગવાન્ તેમણે પોતેજ તેને દીક્ષા આપી છે, માટે દોષ ન જાણવો. અને આવી વાર્ત્તા તો કવચિતજ બને છે, માટે એથી વ્યભિચાર જાણવો નહી. ઇહાં અતિમુક્તકનું વૃત્તાંત અંતકૃત દશાંગાદિને અનુસારે નીચે પ્રમાણે જાણવું.

॥ કથા. ॥

પોલાસપુર નગરને વિષે વિજય નામે રાજા, તેની શ્રી નામની પટ્ટદેવી એટલે પટરાણી તે બે જણનો અતિમુક્તક એવે નામે પુત્ર હતો. તે પુત્ર બહુ ઉદ્યમે કરીને મહોટો થયો, અનુક્રમે કરીને છ વર્ષનો થયો, તે અવસરે નગરને બાહાર શ્રી વીરસ્વામી સમોસર્યા એટલે પધાર્યા. ત્યાર પછી જ્ઞાનવંત એવા ગૌતમ ગણધર, સ્વામીને પૂછીને ભિક્ષા લેવાને અર્થે નગર મધ્યે આવ્યા, તે અવસરે છોકરાઓની સંગાથે રમતો એવો અતિમુક્તક કુમાર, ગૌતમસ્વામીને દેખીને એ પ્રકારે પૂછતો હવો, કે તમે કોણ છો ? અને કેમ ફરો છો ? એમ પૂછે સતે ગૌતમસ્વામીએ કહ્યું કે અમે શ્રમણ છીએ, અને ભિક્ષાને અર્થે ફરીએ છીએ. ત્યારે કુવર બોલ્યો. હે પૂજ્ય ! આવો, હું તમને ભિક્ષા અપાવું. એમ કહીને તે કુમાર ગૌતમસ્વામીની આંગળીએ વળગીને પોતાને ઘેર લાવ્યો. તે અવસરે શ્રીદેવી ઘણી ખુશી થઇ સતી ભક્તિએ કરીને ગૌતમસ્વામીને નમસ્કાર કરીને પ્રતિલાભતી હવી. એટલે આહાર પાણી આપ્યો. ત્યાર પછી અતિમુક્તક કુમાર ફરીને એ પ્રકારે પૂછતો હવો. કે તમે ક્યાં રહો છો ? ત્યાર પછી ગૌતમસ્વામી કહેતા હવા. હે ભદ્ર ! જે ઉદ્યાનમાં અમારા ધર્માચાર્ય શ્રી વર્દ્ધમાનસ્વામી વસે છે ત્યાં અમે વસીએ છીએ. એવું કહ્યું. તે અવસરે તે કુંવર બોલ્યો. હે સ્વામિન્ ! તમારી સાથે શ્રી વીરસ્વામીને વંદન કરવા માટે હું આવું ? ત્યાર પછી ગૌતમસ્વામી કહેતા હવા. **यथासुखं देवानुप्रिय** એટલે હે દેવતાઓને વલ્લભ ! જેમ તને સુખ ઉપજે તેમ. ત્યાર પછી ગૌતમસ્વામીની સાથે આવીને અતિમુક્તક કુમાર ભગવંતને વંદન કરતો હવો ત્યાર પછી ભગવંતે ધર્મનો ઉપદેશ દીધો, તે ઉપદેશ સાંભળીને પ્રતિબોધ પામ્યો એવો અતિમુક્તક કુમાર, દીક્ષા ગ્રહણ કરવાને ઇચ્છતો સતો માતાપિતાની અનુજ્ઞા લેવાને અર્થે ઘેર આવીને માતા પિતાને એ પ્રકારે કહેતો હવો. હે અંબ ! હે તાત ! મેં આજ શ્રી વીરસ્વામીજીની પાસે ધર્મ સાંભળ્યો. તે ધર્મ મને રૂચ્યો. એટલે તે ધર્મ કરવાનો મને અભિલાષ થયો છે. તે અવસરે તે માતા પિતા કહેતાં હવાં. હે પુત્ર ! તું ધન્ય છું. તું કૃતપુણ્ય છું. તું કૃતાર્થ છું. એટલે તને ધન્ય છે અને કર્યું છે પુણ્ય તે જેણે એવો તું થયો. અને કર્યોછે અર્થ નામ પ્રયોજન તે જેણે એવો તું થયો, જે કારણ માટે

તે વીરસ્વામીજીની સમીપે ધર્મ સાંભળ્યો, અને વળી તે ધર્મ તને રૂચ્યો, તે કારણ માટે. ત્યાર પછી તે કુમાર ફરીને એ પ્રકારે કહેતો હવો. હે અંબ! હે તાત! હું તે ધર્મ સાંભળવાદિકે કરીને સંસારના ભયે કરીને ઊદ્વિગ્ન એટલે ઊપરાંઠા મનવાળો એવો અને જન્મમરણના ભય થકી ભય પામેલો એવો થયો છું. તે કારણ માટે તમારી અનુજ્ઞાએ કરીને એટલે રજા કરીને શ્રી વીરપ્રભુજીની સમીપે પ્રવ્રજ્યા ગ્રહણ કરવાને ઇચ્છુછું, એવું કહ્યુ. ત્યાર પછી તે કુમારની માતા અનિષ્ટ કહેતાં વલ્લભ નહી એવું, અને અકાંત કહેતાં અણગમતું એવું, અને અપ્રિય એવું, અને પ્રથમ કોઇ દહાડો ન સાંભળેલું એવું, તે કુમારનું વચન સાંભળીને તત્કાળ શોકના સમૂહ પ્રત્યે પામી. એટલે શોકાતુર થઈ. અને દીન અને ઊદાસ એવા મને કરીને સહિત છે મુખ તે જેનું એવી થઈ સતી, મૂર્ચ્છા પામીને અંગણતળ વિષે એટલે ઘરના આંગણામાં ધસતી સર્વ અંગોએ કરીને પડી. તે અવસરે દાસીઓએ શીઘ્ર સોનાનો કળશ લાવીને તે કળશના મુખ થકી નીકળતું એવું શીતળ અને નિર્મળ એવું જળ તેની ધારાઓએ કરીને એટલે તે પાણીની ધારાઓએ કરીને શીંચી, એટલે છાંટી, અને કરયો છે તાઢા વાયરાનો ઊપચાર તે જેને એવી થઇ સતી ચેતના પામીને વિલાપ કરતી થકી પુત્ર પ્રત્યે એ પ્રકારે કહેતી હવી. હે જાત! તું અમારે એક પુત્ર છું. અને અમને ઇષ્ટ કહેતાં વલ્લભ, અને કાંત કહેતાં મનોજ્ઞ, અને પ્રિય કહેતાં પ્રિયકારી એવો, અને આભરણના કરંડીયા સમાન, એટલે અમૂલ્ય રત્ન તુલ્ય એવો અને હૃદયને આનંદ ઉત્પન્ન કરનાર એવો, અને ઊંબરાના ફૂલની પેઠમ દુર્લભ એવો, તું અમારે છું. એજ કારણ માટે ક્ષણ માત્ર પણ તારા વિજોગને અમે સહન કરવાને સમર્થ નથી. તે કારણ માટે હે જાત! જ્યાં સૂધી અમે જીવીએ ત્યાં સૂધી તું ઘરમાં રહે. પછી સુખે કરીને પ્રવ્રજ્યા ગ્રહણ કરજે. એટલે દીક્ષા લેજે. ત્યાર પછી કુમાર કહેતો હવો. હે અંબ! તમારૂં કહેવું સત્ય છે. પરંતુ આ મનુષ્યનો ભવ, અનેક જન્મ જરા મરણરૂપ શરીર, અને મન સંબંધિ અતિશે દુઃખનું વેદવું, એટલે ભોગવવું, તે રૂપ ઉપદ્રવે કરીને પરાભવ પામેલો એવો, અને અધ્રુવ કહેતાં અશાશ્વત એવો; અને સંધ્યાસમયનાં વાદળાંનાં રંગ સરખો એવો; અને જળના પરપોટા સરખો એવો; અને વીજળીના સરખો ચંચળ એવો; અને સડી જવું, પડી જવું, નાશ પામવું, એછે ધર્મ કહેતાં સ્વભાવ તે જેનો એવો મનુષ્યનો ભવ છે. તે પ્રથમ અથવા પછી જરૂર ત્યાગવા જોગ્ય છે. એટલે મૂકવોજ પડશે. હવે કોણ જાણે? આપડા મધ્યે કોણ પહેલું પરલોકે જશે? અથવા કોણ પછી જશે? એવી ખબર પડતી નથી. તે કારણ માટે તમારી આજ્ઞાએ કરીને હમણાંજ હું દીક્ષા લેવાને ઇચ્છુછું. એ રીતે કુમારે કહ્યું. ત્યાર પછી ફરીને

માતા પિતા તે કુમરને કહેતાં હવાં. હે પુત્ર! આ તાહારૂં શરીર વિશેષ રૂપવાળું એવું અને લક્ષણ,* વ્યંજન†રૂપ ગુણે કરીને સહિત એવું અને નાના પ્રકારની વ્યાધીએ કરીને રહિત એવું, અને સૌભાગ્યપણાએ કરીને સહિત એવું, અને ન હણાએલાં એવાં અને ઉદાત્ત કહેતાં મનોહર અને કાંત કહેતાં મનોજ્ઞ એવાં પાંચ ઇંદ્રિઓ તેમણે કરીને શોભાયમાન એવું, એટલે અખંડિત મનોહર પાંચ ઇંદ્રિયોએ કરીને સહિત એવું, અને અનેક ઉત્તમ ગુણોએ કરીને સહિત એવું છે. તે કારણ માટે, પોતાના શરીરરૂપ સૌભાગ્યાદિ ગુણોને અનુભવીને એટલે ભોગવીને પરિણત વયવાળો થઇને એટલે પરિપક્વ અવસ્થાવાળો થઇને પછી પ્રવ્રજ્યા ગ્રહણ કરજે. ત્યાર પછી કુમાર ફરીને આ પ્રકારે કહેતો હવો. હે અંબ! હે તાત! જે તમે શરીરનું સ્વરૂપ કહ્યું તે મનુષ્ય સંબંધિ શરીર, ખલુ કહેતાં નિશ્ચે દુઃખનુંજ સ્થાનક છે. અને નાના પ્રકારના શૈકડો વ્યાધિયોને રહેવાનું ઘર એવું, અને હાડકાંરૂપ લાકડાંથી ઉત્પન્ન થએલું એવું, અને નસાજાળે કરીને વિંટાએલું એવું, અને માટીના ભાંડની પેઠમ દુર્બળ એવું, અને અશુચિના પુદ્ગળોએ કરીને વ્યાપ્ત એવું, અને સડી જવું પડી જવું અને નાશ થવું એ છે ધર્મ નામ સ્વભાવ તે જેનો એવું આ શરીર, પ્રથમ અથવા પછી જરૂર ત્યાગવા જોગ્ય થશે. એ કારણ માટે આવા શરીરમાં કોણ બુદ્ધિવંત પુરૂષ રીઝ પામે? એટલે જે બુદ્ધિશાળી પુરૂષ હોય તે તેવા શરીરમાં રંજિત નજ થાય. એ રીતે કુમારે કહ્યું. ત્યાર પછી કુમારનાં માતાપિતા ફરીને કહેતાં હવાં. હે પુત્ર! આ તાહારા બાપદાદાથી આવેલું એવું વિસ્તારવંત ધન, કનક, રત્ન, મણિ, મોતી, શંખ પ્રવાળાં, આદિ પોતાને વશ્ય એવું પ્રધાન દ્રવ્ય છે. જે દ્રવ્ય સાત પેઢી સુધી અતિશે દીનાદિકને એટલે ગરીબ લોકોને આપવા માંડયું અને પોતે ભોગવવા માંડયું તોપણ ક્ષય ન થાય એટલે ખુટી ન જાય એવું છે. તે કારણ માટે એ પ્રકારનું આ દ્રવ્ય તે પ્રત્યે પોતાની ખુશી પ્રમાણે રૂડે પ્રકારે ભોગવીને, પોતાને સદૃશ રૂપ લાવણ્યાદિ ગુણોએ કરીને શોભાયમાન એવી અને પોતાના મનની રૂચિ પ્રમાણે ચાલનારી એવી ઘણી રાજ કન્યાઓ પરણીને તેમની સાથે આશ્ચર્યકારી એવા સંસાર સંબંધિ ભોગ સુખ ભોગવીને પછી દીક્ષા લેજયો. ત્યાર પછી કુમાર કહેતો હવો, હે અંબ! હે તાત! તમે જે દ્રવ્યાદિકનું સ્વરૂપ કહ્યું તેનું એવી રીતે જાણવું કે, તે દ્રવ્ય, ખલુ કહેતાં નિશ્ચે અગ્નિ, જળ, ચૌર, રાજા, દાયાદ કહેતાં ગૌત્રી લોકો એ આદિક ઘણા લોકોને સાધારણ છે, એટલે ઘણા લોકોને વશ્ય છે; પણ દ્રવ્ય કાંઈ એક જણની પાસે રહેતું નથી. અને અધ્રુવ કહેતાં અશાશ્વતું છે.

*લક્ષણ.=હાથપગની રેખાદિક. †વ્યંજન.=મષતિલકાદિક.

એટલે તે દ્રવ્ય કાંઈ નિરંતર રહેતું નથી. અને પ્રથમ અથવા પછી જરૂર ત્યાગવા યોગ્ય થશે. એટલે મૂકવુંજ પડશે. તથા મનુષ્ય સંબંધિ કામભોગ પણ અસુચિ એટલે અપવિત્ર એવા, અને અશાશ્વત એવા, અને વાત, પિત્ત, કફ, શુક્ર કહેતાં વિરજ અને શોણિત કહેતાં રૂધિર એટલાઓને આશ્રય તે જેમને એવા, એટલે વાત, પિત્ત, કફ, શુક્ર, શોણિતમય એવા અને અમનોજ્ઞ કહેતાં અસુંદર એવા, અને વિરૂપ કહેતાં માઠા મૂત્ર અને પુરીષ કહેતાં વિષ્ટા તેણે કરીને ભરેલા એવા અને દુર્ગંધ એવા છે ઉશ્વાસ અને નિશ્વાસ તે જેમના એટલે ઊંચોશ્વાસ અને નિચોશ્વાસ જેમનો દુર્ગંધ છે એવા, અને મૂર્ખ લોકોએ અતિશે કરીને સેવેલા એવા, અને નિરંતર સાધુજનને નિંદવા જોગ્ય એવા, અને ઉત્કૃષ્ટભાંગે અનંત સંસારના વધારનાર એવા, અને કડુઆં ફળ રૂપ છે વિપાક તે જેમનો એટલે અંતે દુર્ગતિના ફળને આપનાર એવા કામભોગ છે. ઈહાં કામભોગ કહેવે કરીને તેના આધારભૂત એટલે તેમને રહેવાનું સ્થાનક એવાં સ્ત્રી પુરૂષનાં શરીર જાણવાં. તે શરીર પૂર્વે કહેલા વિશેષણોએ કરીને સહિત છે એજ કારણ માટે તેમને અર્થે એટલે તે કામભોગોને અર્થે કોણ પોતાના જીવિતને નિષ્ફળ કરે ! એટલે ડાહ્યો પુરૂષ હોય તે નજ કરે. આ રીતે કુમારે ઉત્તર આપ્યો. ત્યાર પછી તે કુમારનાં માતા પિતા, એ પ્રકારે વિષયને અનુકુળ એવાં બહુવચનોએ કરીને તે કુમારને લોભાવવાને અસમર્થ થયાં. પછી વિષયને પ્રતિકૂળ એવાં, અને સંજમના ભયને દેખાડનાર એવાં વચનોએ કરીને આ પ્રકારે કહેતાં હવાં. હે પુત્ર ! **નૈર્ગ્રંથં પ્રવચનં** કહેતાં વીતરાગનું કહેલું એવું સિદ્ધાંત અથવા શાસન તે સત્ય છે. કહેતાં સાચું છે. અને અનુત્તર કહેતાં પ્રધાન છે. અને શુદ્ધ કહેતાં દોષ રહિતછે. અને શલ્યકર્ત્તન કહેતાં માયા શલ્ય, નિયાણ શલ્ય, અને મિથ્યાત્વ શલ્ય, એ ત્રણ શલ્યનું નાશ કરનારૂં છે. અને મુક્તિનો માર્ગ છે. અને સર્વ દુઃખને નાશ કરનાર એવું વીતરાગનું કહેલું પ્રવચન છે. તે પ્રવચનમાં એટલે જૈન શાસનમાં રહેલા એવાજ જીવો સિદ્ધિપદને વરે છે. એટલે વીતરાગની આજ્ઞાનાં પાળનાર એવાજ જીવો સર્વ કર્મે કરીને રહિત થાય છે. પરંતુ આ પ્રવચન લોહ્યાના ચણા ચાવવાની પઠમ અતિશે દુષ્કર છે. અને વેળુના કોળિયાની પઠમ સ્વાદે કરીને રહિત છે. અને બે ભુજાઓએ કરીને મહોટા સમુદ્રની પઠમ દુસ્તર છે એટલે દુઃખે તરવા જોગ્ય છે. અને વળી આ પ્રવચન છે તે તીક્ષણ ખડ્ગાદિને આલંઘન કરવા જેવું છે. તથા દોરડાદિકે કરીને બાંધેલું એવું મહાશિલાદિક હસ્તાદિકે કરીને ધારણ કરવા જેવું છે. તથા અસિધારા વ્રત સેવન કરવાનું છે એટલે જેમ ખડ્ગાદિ અતિક્રમણ કરવાને અશક્ય છે તેમ આ મહાવ્રતનું પાળવું અશક્ય છે. વળી જૈનશાસનમાં

સાધુઓને આધાકર્મિક ઔદેશિકાદિ ભોગવવાને ન કલ્પે. એટલે જૈનના જે સાધુ હોય તે પોતાને વાસ્તે કરેલું એ આદિક બેતાળીશ દોષ સહિત વસ્તુ ગ્રહણ કરે નહી. અને હે પુત્ર! તું તો સદાયકાળ સુખમાં ઉત્પન્ન થએલો છું. કોઇ દહાડો પણ દુઃખમાં રહ્યોજ નથી. એજ કારણ માટે તું શીત કહેતાં તાહાઢ અને ઊષ્ણ કહેતાં ઘામ, ક્ષુત્ કહેતાં ક્ષુધા, પિપાસા કહેતાં તૃષા, દંશ કહેતાં ડાંસ, મશક કહેતાં મગતરાં, અને નાના પ્રકારના રોગાદિરૂપ પરીષહ ઉપસર્ગો પ્રત્યે સહન કરવાને સમર્થ નથી. તે કારણ માટે હમણાં તને દીક્ષા લેવાને અર્થે આજ્ઞા આપવાને અમે ઇચ્છિતાં નથી. અર્થાત્ હમણાં તને આજ્ઞા નહી આપીયે. ત્યાર પછી કુમાર કહેતો હવો. હે અંબ! હે તાત! તમે જે સંજમની દુષ્કરતા દેખાડી તે દુષ્કરતા ખલુ કહેતાં નિશ્ચે ક્લીબ પુરૂષોને અને કાતર પુરૂષોને એટલે કાયર લોકોને અને કુત્સિત પુરૂષોને અને આ લોકને વિષે પ્રતિબંધવાળા પુરૂષોને એટલે આ લોકમાંજ સુખ માની બેઠેલા તેવાઓને અને પરલોકથી અવળા મુખવાળા થએલા એવા લોકોને એટલે પરલોકના સુખના અજાણ લોકોને અને વિષયની તૃષ્ણાવાળા લોકોને છે. એટલે પૂર્વે કહેલા એવા લોકોને સંજમનું દુષ્કરણપણું લાગે છે. પણ ખલુ કહેતાં નિશ્ચે ધીર પુરૂષને અને સંસારના ભયથી ઉદ્વિગ્ન થએલા એવા પુરૂષને દુષ્કર નથી. એટલે સંજમ પાળવું કઠણ નથી. તે કારણ માટે હું તમારી આજ્ઞાએ કરીને હમણાંજ પ્રવ્રજ્યા લેવાને ઇચ્છુછું. ત્યાર પછી તે માતા પિતા ફરીને કહેતાં હવાં. હે બાળ! આટલો હઠ તું ન કર. તું શું સમજે છે? ત્યારે અતિમુક્તક કુમાર કહેતો હવો. હે અંબ! હે તાત! જે હું જાણુછું તેજ નથી જાણતો. અને જે નથી જાણતો તેજ હું જાણુછું. ત્યાર પછી તે માતા પિતા કહેતાં હવાં. હે પુત્ર! આમ કેમ બોલે છે? ત્યારે તે કુમર કહેતો હવો. હે માતા પિતાઓ હું જાણુછું કે જે જન્મ્યો તેને જરૂર મરવું છે. પરંતુ એટલું નથી જાણતો કે તે કયારે મરશે, અથવા કીયા સ્થાનમાં મરશે, અથવા કેવે પ્રકારે મરશે, અથવા કેટલે કાળે મરશે? એ હું નથી જાણતો. તથા હું નથી જાણતો કે, કીયા કર્મોએ કરીને નરકાદિકને વિષે જીવો ઉત્પન્ન થાય છે.? પણ આટલું જાણુછું કે, પોતાના કરેલા કર્મોએ કરીને જીવ નરકાદિકોમાં ઉત્પન્ન થાય છે. એ રીતે કુમારે ઉત્તર આપ્યો. ત્યાર પછી તેનાં માતા પિતાઓ તે કુવરનું સંજમને વિષે સ્થિર ચિત્ત જાણીને મહોટા આડંબરે કરીને નીકળવાનો મહોટો ઉત્સવ કરતાં હવાં. તે અવસરે અતિમુક્તક કુમાર સ્નાન કહેતાં નહાવું અને વિલેપન કહેતાં શરીરે ચંદનાદિકનો લેપ કરવો, અને વસ્ત્ર આભરણાદિકોએ કરીને શોભાવ્યું છે શરીર તે જેણે એવો, અને માતા પિતાદિક બહુ પરિવારે કરીને પરિવરેલો એવો, મહોટી

શિબિકામાં (પાલખીમાં) બેસીને નાના પ્રકારના વાજિંત્રનો શબ્દ થએ સતે જ્યારે નગર મધ્યે થઇને નીકળતો હવો, ત્યારે ઘણા દ્રવ્યના અર્થિ ભટ્ટાદિ લોકો મનોજ્ઞ વાણીએ કરીને આ પ્રકારે આશિષ્ દેતા હવા. કે હે રાજકુમાર! તું ધર્મે કરીને અને વળી તપે કરીને કર્મરૂપી શત્રુ પ્રત્યે જીતો. વળી હે જગતને આનંદના કરનાર! તાહારૂં કલ્યાણ થાઓ. વળી તું ઉત્તમ કહેતાં પ્રધાન એવા જ્ઞાન દર્શન ચારિત્રોએ કરીને ન જીતેલાં એવાં ઈંદ્રિયો પ્રત્યે જીતો. અને અંગીકાર કરેલો એવો સાધુનો ધર્મ તે પ્રત્યે રૂડે પ્રકારે પાળો. વળી તું નિર્વિઘ્નપણે કરીને સિદ્ધિ સ્થાનકને પામો. એ પ્રકારે આશિષ્ દીધી. ત્યાર પછી અતિમુક્તક કુમાર એ પ્રકારે જાચક લોકોએ સ્તવના કરવા માંડેલો એવો, અને નગરના રેહેનાર નર નારીઓએ આદર સહિત જોવા માંડેલો એવો, અને જાચક લોકોને વાંછિત દાન પ્રત્યે આપતો એવો, નગર થકી બહાર નીકળીને જ્યાં વીરસ્વામીજીનું સમવસરણ છે; ત્યાં આવીને શિબિકા થકી ઉતર્યો. એટલે પાલખીથી હેઠો ઉતર્યો. ત્યાર પછી માતા પિતા તે કુમારને આગળ કરીને શ્રી વીરસ્વામીજીની સમીપે આવીને વંદનાદિ પૂર્વક એટલે વંદનાદિ નમસ્કાર કરીને આ પ્રકારે કહેતાં હવાં. હે સ્વામિન્! આ અતિમુક્તક કુમાર અમને વહાલો છે, અને અમને મનોજ્ઞ છે, અને એ અમારે એકજ પુત્ર છે. પરંતુ જેમ કમળ કાદવને વિષે થાય છે, અને વળી પાણીને વિષે વૃદ્ધિ પામે છે. પણ કાદવ અને પાણીએ કરીને લેપાતું નથી; તેમ આ અતિમુક્તક કુમાર પણ શબ્દ, રૂપ, એ છે લક્ષણ તે જેમનું એવા કામોને વિષે ઉત્પન્ન થયો છે. અને ગંધ, રસ, અને સ્પર્શ એ છે લક્ષણ તે જેમનું એવા ભોગોને વિષે વૃદ્ધિ પ્રત્યે પામ્યો છે, પણ તે કામ ભોગોને વિષે અને મિત્ર, જ્ઞાતિ, સ્વજન, સંબંધિ એવા લોકોને વિષે લેપાયો નથી. અર્થાત્ મમતાએ કરીને રહિત છે. વળી આ કુમાર સંસારના ભયે કરીને ઉદ્વિગ્ન થયો સતો એટલે વિરક્ત મનવાળો થયો સતો આપની પાસે દીક્ષા લેવાને ઇચ્છે છે. તે કારણ માટે અમે આપને આ શિષ્ય રૂપ ભિક્ષા પ્રત્યે આપીએ છીએ. આપ પણ આ શિષ્યરૂપ ભિક્ષા પ્રત્યે અંગીકાર કરો. ત્યારે સ્વામિએ કહ્યું, હે દેવાનુપ્રિઓ! જેમ તમને સુખ ઉપજે તેમ. પણ પ્રતિબંધ કરશો નહી. એટલે મમતા કરશો નહી. ત્યાર પછી અતિમુક્તક કુમાર ભગવતનું વચન સાંભળીને ખુશી થયો સતો ભગવંત પ્રત્યે ત્રણ પ્રદક્ષિણા કરીને અને નમસ્કાર કરીને ઉત્તર પૂર્વ દિશિને વિષે એટલે ઇશાન કુણમાં જઇને પોતાની મેળેજ આભરણ માલ્ય અલંકાર પ્રત્યે મૂકતો હવો. તે અવસરે માતા ઉજ્વળ વસ્ત્રે કરીને આભરણાદિક પ્રત્યે ગ્રહણ કરીને આંખો થકી આંસુ મુકતી થકી અતિમુક્તક કુમારને એ પ્રકારે કહેતી

હવી. હે પુત્ર ! પામેલા એવા સંજમ જોગોને વિષે તાહારે પ્રયત્ન કરવો. અને ન પામેલા એવા સંજમ જોગોને પામવાને અર્થે ઘટના એટલે રચના કરવી. વળી પ્રવજ્યા પાળવાને વિષે પોતાના પુરૂષપણાનો અભિમાન સફળ કરવો. અને પ્રમાદ તો કરવોજ નહી. એ પ્રકારે કહીને ત્યાર પછી માતા પિતાઓ ભગવંત પ્રત્યે નમસ્કાર કરીને પરિવાર સહિત પોતાને સ્થાનકે ગયાં. ત્યાર પછી અતિમુકતક સ્વામી સમીપે આવીને વંદનાદિ કરીને પ્રવર્જિત થયો. ત્યાર પછી સ્વામીએ પણ પંચમહાવ્રત ગ્રહણ કરાવવા પૂર્વક એટલે પંચમહાવ્રત ગ્રહણ કરાવીને ક્રિયા કલાપાદિ શીખવાને અર્થે ગીતાર્થ એવા સ્થવિર મુનિયોને સુંપ્યો. ત્યાર પછી પ્રકૃતિએ કરીને ભદ્રક એવો, અને વિનીત એવો, અતિમુક્તક નામે કુમાર શ્રમણ, એક દહાડો મહોટી વૃષ્ટિ પડે સતે એટલે ઘણો વર્સાદ પડે સતે કાખને વિષે પાત્રુ અને રજોહરણ લેઇને બહાર નિકળ્યો. ત્યાં જળના પ્રવાહ વહેતો દેખીને બાળ અવસ્થાના વશ થકી માટીએ કરીને પાળ બાંધીને જેમ નાવનો ચલાવનાર નાવ પ્રત્યે ચલાવે છે, તેમ આ અતિમુકતક સાધુ પાત્રાને આ મહારી નાવ છે, એ પ્રકારે કલ્પના કરીને તે પાણીમાં ચલાવતો સતો રમતો હવો. તે અવસરે સ્થવિર મુનિઓ તેની અતિશે અઘટિત તે ચેષ્ટા દેખીને તે સાધુ પ્રત્યે હાશી કરતા હોય ને શું જેમ ! એમ ભગવત્ સમીપે આવીને ભગવંતને એ પ્રકારે પૂછતા હવા. હે સ્વામિન ! આપનો અંતેવાસી અતિમુકતક નામે કુમાર શ્રમણ, કેટલા ભવોએ કરીને સિદ્ધિપદને વરશે ? ત્યારે ભગવંતે કહ્યું, હે આર્યો ! મહારો અંતેવાસી અતિમુકતક સાધુ એજ ભવમાં સિદ્ધિપદને વરશે. તે કારણ માટે હે રૂડા પુરૂષો! તમે અતિમુકતક કુમાર શ્રમણની જાત્યાદિકને ઉઘાડવા થકી હીલના ન કરશો. અને તેને ઉચિત સેવા ન કરવે કરીને નિંદા ન કરશો. અને મને કરીને લોકની સમક્ષ ગર્હા ન કરશો. અને તેની અવજ્ઞા ન કરશો. વળી હે દેવાનુપ્રિયાઓ ! એ અતિમુક્તક સાધુને અખેદે કરીને અંગીકાર કરો. અને અખેદ કરીને તેની સાહાય્ય કરો. તથા ભાત પાણી લાવી આપવારૂપ વિનય કરીને એની વૈયાવચ્ચ કરો. જે કારણ માટે આ મુનિ ભવનો અંત કરનારજ છે. એટલે સંસારનો ઉચ્છેદ કરનારજ છે. અને ચરમ શરીરવાળો છે. એટલે આ એને છેલું શરીર છે. એ રીતે તે જ્ઞાનવંત એવા સ્થવિર મુનિઓને ભગવંતે કહ્યું. ત્યાર પછી તે સ્થવિર મુનિઓ ભગવંતને વંદન નમસ્કાર કરીને ભગવત્‌ના વચનને વિનય કરીને અંગીકાર કરીને અતિમુકતક કુમાર શ્રમણ પ્રત્યે અખેદે કરીને અંગીકાર કરતા હવા. જાવત્ વૈયાવચ્ચ પ્રત્યે કરતા હવા. ત્યાર પછી અતિમુકતક મુનિ જે તે પણ, તે પાપસ્થાનને આળોવીને નાના પ્રકારની તપશ્ચર્યાદિકે કરીને સંજમ પ્રત્યે સમ્યક્‌પ્રકારે આરાધન કરીને અંતે અંતકૃત કેવળી થઈ સિદ્ધિ પ્રત્યે જતા હવા. આ સંબંધ અંતગડદશા

અને ભગવત્યાદિક અંગને અનુસારે કહ્યો છે. એ રીતે બાળ દીક્ષાને વિષે અતિમુક્તક મુનિનું વૃત્તાંત જાણવું.

૨. તથા સાઠ અથવા શિત્તેર વર્ષ થકી ઉપરાંત વૃદ્ધ કહીએ. તેને પણ દીક્ષાનું અજોગ્યપણુ જાણવું; એટલે તે વૃદ્ધ પણ દીક્ષા આપવાને જોગ્ય ન જાણવો. કેમ જે તેનુ સમાધાનાદિ કરવાનુ અશકયપણ છે માટે.

॥ यडुक्तम् ॥ उच्चासणं समीहइ विणयं न करेइ गव्वमुव्वहइ ॥
वुड्ढो न दिक्खियव्वो जइ जाउ वासुदेवेण ॥१॥

અર્થ—જો વાસુદેવે જન્મેલો એટલે વાસુદેવને ઘેર જન્મ થયો હોય. એવો જે વૃદ્ધ તે પણ દીક્ષા દેવા જોગ્ય નથી. કેમ જે ઉંચા આસનની વાંચ્છા કરે, અને વિનય ન કરે, અને ગર્વ વહન કરે, માટે. આ સો વર્ષના આઉખાવાળાને આશ્રીને જાણવું. એમ જો ન કહીએ તો જે કાળે જે ઉત્કૃષ્ટ આઉખુ હોય તેના દશ ભાગ કરીને આઠમા, નવમા, દશમા ભાગોને વિષે વર્ત્તનારને વૃદ્ધપણુ જાણવું. ॥૨॥

૩. તથા સ્ત્રી પુરૂષ એ બેનો અભિલાષી, અને પુરૂષની છે આકૃતિ તે જેની એવો જે હોય તે પુરૂષ નપુંસક કહીએ. ॥૩॥

૪. તથા જે સ્ત્રીઓએ નિમંત્રણા કરેલો એટલે સ્ત્રીઓએ પ્રાર્થના કરેલો એવો, અથવા વસ્ત્ર રહિત સ્ત્રીને દેખીને થયો છે કામનો અભિલાષ તે જેને એવો સતો વેદના ઉદયને સહન કરવાને સમર્થ ન હોય. તે પુરૂષ ક્લીબ કહીએ ॥૪॥ આ બે જણ પણ આકરા વેદના ઉદયે કરીને ઓચિંતા જિનશાસનની હિલના કરાવે. માટે દીક્ષા દેવાને યોગ્ય ન જાણવા.

૫. તથા ત્રણ પ્રકારનો જડ, એક ભાષાએ કરીને જડ, બીજો શરીરે કરીને જડ, ત્રીજો ક્રિયાએ કરીને જડ, તેમાં વળી ભાષા જડ ત્રણ પ્રકારનો છે. એક જળમૂક, બીજો મન મનમૂક, ત્રીજો એલમૂક, તેમાં જે પાણીમાં બૂડનારની પઠમ બુડબુડાટ કરતો બોલે, તે જળમૂક જાણવો. અને વચન બોલતો થકો ખમચાય એટલે બોલતી વખત જેની જીભ અડકે. તે મન મનમૂક કહીએ. અને જે એલ કહેતાં બોકડાની પઠમ અવ્યક્ત એટલે અપ્રકટ એવા મૂકપણા થકી કેવળ શબ્દ માત્ર બોલે, તે એલમૂક જાણવો. એ પ્રકારે ભાષાજડ ત્રણ પ્રકારે કહ્યો. હવે શરીર જડ તે, જે અતિ જાડાપણે કરીને માર્ગને વિષે, અને વળી ભિક્ષાને અર્થે ભ્રમણ કરવું તેને વિષે, અને વંદનાદિક કરવાને વિષે અસમર્થ હોય, તે શરીર જડ જાણવો. હવે ક્રિયાજડ તે જે ક્રિયા પ્રત્યે એટલે પ્રતિક્રમણ પડિલેહણાદિક વારંવાર ગુરૂમહારાજે દેખાડવા માંડેલી એવી, તે પ્રત્યે જડપણાએ કરીને ગ્રહણ કરવાને સમર્થ ન થાય, એટલે ગુરૂમહારાજની આપેલી શીખામણ ગ્રહણ ન કરી

શકે. તે ક્રિયાજડ કહીએ. એ ત્રણ પ્રકારના જડ કહ્યા. તેમાં જે ભાવા જડ છે, તે જ્ઞાન લેવાને અસમર્થ હોય, માટે એને દીક્ષા ન આપવી. અને જે શરીર જડ છે, તે તો માર્ગને વિષે ગમન કરતાં, તથા ભક્ત પાનાદિ લેઈ આવવાને અસમર્થ થાય; માટે દીક્ષા આપવા જોગ્ય નથી. વળી તે જાડો હોય, માટે જાડા પુરૂષને કાખ પ્રમુખ માંહે કોહેલો પરશેવો હોય, તે ધોતાં થકાં કીડી પ્રમુખના વિનાશ થકી સંજમની વિરાધના થાય; અને વળી લોક પણ નિંદા કરે ને ઘણા અન્નનો ખાનારો છે. જેહ વધારે અન્ન ન ખાતો હોય તો આવું પુષ્ટ શરીર કેમ હોય ? એનું ગળું ફુલી ગયું છે. તે કાંઈ કંઠમાળાથી ફુલ્યું નથી. એવું લોક બોલે. વળી તેને શ્વાસ ઘણો ચડતો હોય, તેથી સર્પ, જળ અને અગ્નિ પ્રમુખ ઢુકડાં આવ્યાથી દૂર જઈ શકે નહી. એ આદિક ઘણા દોષ નિષ્પન્ન થાય માટે તેવાને દીક્ષા ન આપવી. ક્રિયા જડ તે, જે ક્રિયાઓને ગ્રહણ ન કરી શકે એટલે તેને સમિતિગુપ્ત્યાદિક ક્રિયાઓ ગુરૂ મહારાજ શીખવાડે તો પણ તે શીખે નહી. તે માટે તે દીક્ષા દેવાને અજોગ્ય જાણવો. ॥૫॥

૬. વ્યાધિવાળો એટલે કોઢ, ભગંદર, અતિસાર એ આદિક રોગોએ કરીને સહિત જે હોય તે દીક્ષા આપવા જોગ્ય ન જાણવો. કેમ જે, તેની ચિકિત્સા કરતાં એટલે તે વ્યાધિના ઉપાય કરતાં થકાં છએકાય જીવની વિરાધના થાય. અને સ્વાધ્યાયાદિકની હાની થાય, એ હેતુ માટે. ॥૬॥

૭. સ્તેન કહેતાં ચોર એટલે ખાતરના પાડનાર, અને વટેમારગુને લુટનાર, એ આદિક ચોરની ક્રિયામાં તત્પર એવો જે હોય તે દીક્ષા આપવા જોગ્ય નથી. કેમકે, એવાને દીક્ષા આપવાથી ગચ્છને વધ બંધન તાડનાદિક કદર્થના થાય, માટે દીક્ષા ન આપવી. ॥૭॥

૮. રાજાપકારી કહેતાં રાજાના ભંડાર, અને અંતઃપુર એટલે જનાનખાનુ અને રાજાનું શરીર તથા રાજાના કુમર પ્રમુખના દ્રોહનો કરનાર જે હોય તે રાજાનો અપકારી કહેવાય. તે દીક્ષા આપવા જોગ્ય ન જાણવો. કેમ જે, એવાને દીક્ષા આપવા થકી રાજા, દેશથી બાહીર કાઢી મુકે. અથવા રાજા રીસાણો થકો માર મરાવે, ઈત્યાદિક દોષોનો સંભવ થાય માટે. ॥૮॥

૯. ઉન્મત્ત એટલે યક્ષાદિકે કરીને અથવા મહા મોહના ઉદયવડે કરીને વિકળપણાને પામ્યો હોય. એટલે યક્ષાદિકને વશ થવે કરીને અથવા પ્રબળ મોહકર્મના ઉદયથી પરવશ થવે કરીને ગાંડો થયો હોય તે ઉન્મત્ત કહીએ. તે પણ બહુ દોષના હેતુપણાથી દીક્ષા આપવાને જોગ્ય ન જાણવો.

૧૦. અદર્શન એટલે નથી દર્શન કહેતાં નેત્ર અથવા સમ્યક્ત્વ તે જેને તે અદર્શન કહેતાં આંધળો; એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે આંધળો એવો, અને

સ્ત્યાનર્દ્ધિ નિદ્રાવાળો એટલે થિણુદ્ધિ નિદ્રાના ઉદયવાળો જે હોય તેને સમ્યક્ત્વ ન હોય. માટે તે અદર્શનજ કહેવાય. તે દીક્ષા આપવા જોગ્ય ન જાણવો. કેમ જે, દ્રવ્ય ભાવ બે પ્રકારે ચક્ષુ રહિત પુરૂષને દીક્ષા દીધે સતે દૃષ્ટિના વિકળપણે કરીને પગલે પગલે છએકાય જીવની વિરાધના થાય. અને પોતાના આત્માનો ઉપઘાત કરનાર પણ થાય. અને થિણદ્ધિ નિદ્રાવાળો પ્રકર્ષે કરીને દ્વેષ પામ્યો સતો ગૃહસ્થિયોને અને વળી સાધુઓને મારણાદિક કરે. માટે તેને દીક્ષાનું અજોગ્યપણું જાણવું. ॥૧૦॥

૧૧. દાસ કહેતાં ઘરની દાસી થકી જન્મેલો, અથવા દ્રવ્યાદિકે કરીને વેચાથી લીધેલો, અથવા લેહેણામાં રાખેલો, તે દાસ કહીએ. તે પણ દીક્ષા આપવાને જોગ્ય ન જાણવો. કેમ જે, તે દાસને દીક્ષા આપે સતે તેના સ્વામીએ કર્યા એવા પ્રવ્રજ્યા ત્યાજનાદિ દોષ, તેનો સંભવ થાય. એટલે દાસને દીક્ષા આપતાં તેનો ધણી દીક્ષા છોડાવીને તેને લેઈ જાય. અને વઢવાઢ થાય. તેથી માઠો કેહેવત થાય માટે. ॥૧૧॥

૧૨. તથા બે પ્રકારનો દુષ્ટ, એક કષાય દુષ્ટ. અને બીજો વિષય દુષ્ટ, તેમાં ગુરૂમહારાજે ગ્રહણ કરી સરશવની ભાજી તેના વ્યતિકર થકી રીસાએલા સાધુની પેઠમ ઉત્કૃષ્ટ કષાયવાળો જે હોય. તે કષાયદુષ્ટ કહીએ. અને અતિશય પરસ્ત્રીઆદિકને વિષે ગૃદ્ધ હોય, એટલે આસક્ત હોય, તે વિષયદુષ્ટ કહીએ. એ બેહુ સંક્લિષ્ટ અધ્યવસાય થકી એટલે મલિન પરિણામ થકી દીક્ષા દેવાને અજોગ્ય છે. ॥૧૨॥

૧૩. તથા મૂઢ એટલે સ્નેહ અજ્ઞાનાદિકના વશ થકી તત્વ જ્ઞાને કરીને શૂન્ય છે હૃદય તે જેનું તે મૂઢ કહીએ. તે મૂઢ કૃત્યાકૃત્યાદિ વિવેકે કરીને રહિતપણા થકી એટલે કરવા જોગ્ય ન કરવા જોગ્ય એ રૂપ વિવેક તેણે કરીને રહિતપણા થકી, વિવેક છે મૂળ તે જેનું એવી તીર્થંકર મહારાજની દીક્ષા તેને વિષે અજોગ્ય જાણવો. એટલે જે નિર્વિવેકી હોય તે દીક્ષાના સ્વરૂપને સમજી શકે નહી. અને કાર્યનો સાધક પણ ન થાય. માટે તેને દીક્ષા આપવી નહી. ॥૧૩॥

૧૪. ઋણાર્ત્તઃ કહેતાં દેવાએ કરીને પીડાએલો તેને દીક્ષા ન આપવી. કેમ જે, તેને દીક્ષા આપે સતે લેહેણદાર પુરૂષ આવીને તે સાધુને હતપત કરે. એટલે ખેંચાતાણ કરે. અને જૈનશાસનની હીલના કરે. એ આદિ ઘણા દોષ નિષ્પન્ન થાય. માટે તેવાને દીક્ષા ન આપવી. ॥૧૪॥

૧૫. જુંગિત એટલે જાતિ, કર્મ, શરીરાદિકવડે કરીને દૂષિત જે હોય, તે જુંગિત કહીએ. તેમાં માતંગ કહેતાં ચંડાળ, અને કોલીક કહેતાં કોળી, છિંપક કહેતાં છીપો, અને મૂચિક કહેતાં મોચી, એ આદિક ન અડવા જોગ્ય

જે હોય; તે જાતિ જુંગિત જાણવા. અને વળી અટવા જોગ્ય એવાય પણ ઓ, મોર, કુકડા, શુકાદિ એટલે પોપટાદિ તેમના કેવળ પોષણ કરનારા; તે પણ જાતિજુંગિત જાણવા ॥૧॥ વાંસડા ઉપર ચઢીને રાસડી ઉપર ખેલ કરવો, અને નખનું ધોવું, અને સૂઅરને મારવું, અને વાઘરીનું કામ કરવું એ આદિ દેઇને માઠાં કર્મના કરનારા તે કર્મ જુંગિત જાણવા. ॥૨॥ હાથ પગ નાસિકાદિકે કરીને રહિત એવા, અને વળી પાંગળાં, કૂબડા, વામણા, કાંણા, એ આદિ દેઇને સર્વ શરીર જુંગિત જાણવા. ॥૩॥ એ ત્રણે પ્રકારના જુંગિત કહેતાં દૂષિત જે હોય તે દીક્ષા આપવાને જોગ્ય ન જાણવા. કેમ જે, લોકને વિષે અવર્ણવાદનો સંભવ છે માટે. અને વળી બીજા પણ દોષોની ઉત્પત્તિ છે, માટે તેવાને દીક્ષા ન આપવી. ॥૧૫॥

૧૬. તથા અર્થ ગ્રહણ પૂર્વક, અથવા વિદ્યા ગ્રહણ કરવાને માટે, આટલા દિવસ સુધી હું તમારા ઘરને રહિશ. એ રીતે જેણે પોતાનું પરાધીનપણું કર્યું હોય, એટલે પરવશપણું કર્યુ હોય, તે અવબદ્ધ કહીએ. તે દીક્ષા આપવા જોગ્ય ન જાણવો; કેમ જે તેને દીક્ષા દેતાં થકાં કલહાદિક દોષ થાય માટે. ॥૧૬॥

૧૭. ભૃતક એટલે જે મહિના ઠરાવી, કોઇક ધનવંતને ઘેર, આટલા દિવસ હું તમારી ચાકરી કરીશ, એવી બોલી કરીને દિવસોની સંખ્યા બાંધી રહ્યો છે. અને તે ધનવંતના હુકમમાં પ્રવર્ત્તે છે. તેને ભૃતક કહીએ. તેવાને દીક્ષા દેતાં થકાં, તે જેનો પગાર ખાય છે, તે મહિનાનો આપનાર શાહૂકાર, સાધુ ઉપર ઘણી અપ્રીતિ ધારણ કરે, ઇત્યાદિ ઘણા દોષોનો સંભવ છે; માટે તેવાને દીક્ષા આપવી નહી. ॥૧૭॥

૧૮. શૈક્ષ નિષ્ફેટિકા કહેતાં દીક્ષા દેવાને ઇષ્ટ એવો જે શિષ્ય તેની નિષ્ફેટિકા કહેતાં અપહરણ કરવું, એટલે ચોરી કરવી. તે શૈક્ષ નિષ્ફેટિકા કહીએ. ઉપલક્ષણ થકી માતા પિતાદિકે આજ્ઞા ન કરેલો હોય, એટલે માતા પિતાઓએ રજા ન આપી હોય. એવાને જે દીક્ષા આપવી, તે પણ શૈક્ષ નિષ્ફેટિકા કહીએ. કેમ જે, માતા પિતાની આજ્ઞા વિના દીક્ષા આપીએ તો તેનાં માત પિતાને કર્મના બંધનો સંભવ થાય, અને સાધુને અદત્તાદાનાદિ દોષ લાગે, માટે ચોરી કરીને દીક્ષા આપવી. નહી. એ રીતે એ અઢારે જણ, પુરૂષને આકારે છે, તો પણ દીક્ષા દેવાને અજોગ્ય છે. કારણ છતે તો તે અઢાર જણની મધ્યે પણ કેટલાએકોને દીક્ષા દેવાને આજ્ઞા કરી છે. વજ્રસ્વામ્યાદિકની પઠમ. આ અપવાદે જાણવું. કેટલાએક લોકો કોઇક ઉત્તમ પુરૂષને આશ્રીને કહેલો જે અપવાદ તેનું અવલંબન કરીને કેવળ પોતાનો મત પુષ્ટ કરવાને માટે જેવા તેવાને દીક્ષા આપીને પછી ભોળા લોકોને

શાસ્ત્રનાં વચન દેખાડીને પોતાની વાતની સ્થાપના કરે છે; પણ હે સજ્જન ભાઇયો! લગારેક વિચાર કરો, કે પ્રથમ ઉત્સર્ગમાં પ્રવર્ત્યા વિના અપવાદ હોયજ નહી, માટે જે પુરૂષ પોતે જ્ઞાન દર્શન ચારિત્ર સહિત એવો, અને જિતેંદ્રિય એવો, અને મંદ કષાયવાળો એવો. અને સ્યાદ્વાદ શૈળીનો જાણ એવો, અને સારણાવારણાદિક કરવાને સમર્થ એવો, જે ગીતાર્થ પુરૂષ હોય, તે ચારિત્ર આપવાનો અધિકારી છે. માટે લાભ ટોટાનો વિચાર કરીને, કેવળ એક સામાનું આત્મહિત કરવાને અને જૈનશાસનની ઉન્નત્તિ થવાને માટે કોઈક વખત ઉપર તેવા હલકા દોષવાળાને દીક્ષા આપે તો તે અપવાદમાં ગણાય. માટે દૃષ્ટિરાગ મૂકીને સારી રીતે વિચાર કરવો. આ ઉપદેશ. ॥૧૮॥

जे अठारस जेया पुरिसस्स तहिस्थियाइ ते चेव ॥
गुव्विणी१ सबालवच्छा२ दुन्निवि इमे हुंति अजोग्गा ॥१॥

અર્થ—જે અઢાર ભેદ પુરૂષના દીક્ષાને અજોગ્ય કહ્યા, તેવીજ રીતે સ્ત્રીના આકારની ધરનાર સ્ત્રીના પણ તેજ અઢાર ભેદ જાણવા. અને તેમાં જે બીજા અધિક ભેદ છે, તે કહીએ છીએ. એક ગુર્વિણી એટલે ગર્ભવતી, અને બીજી સબાળવચ્છા એટલે નહાના બાળકે સહિત હોય, તેવી સ્ત્રીને દીક્ષા આપતાં લોકમાં અપવાદ થાય. અને સઝાય ધ્યાનમાં વિઘાત પડે. એ પ્રસિદ્ધ છે. એ રીતે એ બે ભેદ મેળવતાં સ્ત્રીના વીશ ભેદ થાય છે. તે વ્રતને અજોગ્ય જાણવા. એટલે વીશ પ્રકારની સ્ત્રીયો વ્રતને અજોગ્ય જાણવી.

તથા વળી નપુંસકના સોળ ભેદ આગમને વિષે કહ્યા છે. તેની મધ્યે દશ ભેદવાળા સર્વથા પ્રકારે દીક્ષાને અજોગ્ય હોય. કેમ જે, અતિસંક્લિષ્ટ છે માટે. એટલે અતિશે મલિન પરિણામી હોય માટે. તે કહીએ છીએ.

पंडए वाइए कीवे कुंभी ईसालुएइअ ॥
सउणी तकम्मसेवी य पक्खियापक्खिए इय ॥१॥
सोगंधिएय आसत्ते दस एए नपुंसगा ॥
संकिलठ्ठत्ति साहूणं पव्वावेउं अकप्पिया ॥२॥

અર્થ—૧ પંડક, ૨ વાતિક, ૩ ક્લીબ, ૪ કુંભી ૫ ઈર્ષ્યાળુ, ૬ શકુની, ૭ તત્કર્મસેવી, ૮ પાક્ષિકાપાક્ષિક, ૯ સૌગંધિક, ૧૦ આસક્ત, એ દશ પ્રકારના નપુંસક સંક્લિષ્ટ ચિત્તવાળા છે. એ હેતુ માટે સાધુઓને પ્રવ્રજ્યા આપવાને અજોગ્ય છે, એટલે તેવાને સાધુ પ્રવ્રજ્યા આપે નહી; કેમકે, વ્રતને અજોગ્ય છે માટે. હવે એમનું સંક્લિષ્ટપણું શું છે તે કહીએ છીએ એ સર્વેનું પણ અવિશેષ થકી એટલે સરખું નગરના મહાદાહ સમાન

કાંમના અધ્યવસાએ સહિતપણે કરીને સ્ત્રી પુરૂષની સેવાને આશ્રીને જાણવું. એટલે તેમનું ચિત્ત સ્ત્રી પુરૂષને સેવન કરવાનું સદાય તીવ્રપણે નગરના દાહ સમાન અન્યુજ રહે છે. એ સંક્લિષ્ટપણુ જાણવું. આ ઉપર કહ્યા નપુંસક, સ્ત્રી પુરૂષના સેવનાર છે. એમનું સ્વરૂપ તો નિશીથ ભાષ્ય થકી વળી પ્રવચનસારોદ્ધાર થકી જાણવું. ઇહાં પ્રશ્ન. પુરૂષના ભેદોને વિષે પણ, અને વળી ઇહાં પણ નપુંસક કહ્યા, તેમાં શો ભેદ છે? એ રીતે તર્ક થએ સને ઉત્તર કહે છે. ત્યાં પુરૂષની આકૃતિનું ગ્રહણ કર્યું છે. અને ઇહાં તો નપુંસકની આકૃતિનું ગ્રહણ કર્યું છે. એ ભેદ જાણવો. એ રીતે સ્ત્રીયોને વિષે પણ કહેવું.

હવે ઉપર લખેલા દશ પ્રકારના નપુંસકોનું સ્વરૂપ પ્રવચનસારોદ્ધારને અનુસારે લખીએ છીએ.

૧ પંડક એવે નામે નપુંસકનાં લક્ષણ કહે છે.

महिलासहावो सरवण्ण भेउ मेढं महंतं मउयाइ वाणी ॥
ससद्दगं मुत्तम फेणगंच एयाणि छप्पंडग लक्खणाणि ॥१॥

૧ અર્થ—જો પણ પુરૂષાકાર છે, તો પણ મહિલા કહેતાં સ્ત્રીનો છે સ્વભાવ તે જેનો. એટલે સ્ત્રીના સરખા સ્વભાવવાળો તે આવી રીતે, કે તેની ગતિ મંદ થાય. એટલે જેમ સ્ત્રી હલકે હલકે ચાલે, તેમ તે પણ ચાલે, માર્ગમાં જાતો થકો શંકાપણે સ્ત્રીની પઠમ પુંઠે જોતો ચાલે, તથા તેનું શરીર અતિ સુકુમાળ અને શીતળ હોય, તથા સ્ત્રીની પઠમ ગલહત્થો દેઈ એટલે પેટ ઉપર ત્રિચ્છો આડો ડાબો હાથ રાખી ઉપર જમણા હાથની કુણી દેઈ જમણા હાથે ગાલ દેઈ અથવા ઘણો હાથ ઉલાળતો થકો વાત કરે, વળી કેહેડ ઉપર હાથ રાખે, વળી ઓઢવાના વસ્ત્રને અભાવે સ્ત્રીની પઠમ હાથે કરી હૃદય ઢાંકે, બોલતો થકો વિભ્રમ સહિત પાંપણ હલાવે, વળી કેશ બંધન તથા વસ્ત્ર પ્રમુખનું પહેરવું, તે સર્વ સ્ત્રીની પઠમ કરે, વળી સ્ત્રીનાં આભરણ પ્રમુખ પહેરવાના ઘણો હર્ષ કરે, વળી સ્ત્રીની પઠમ સ્નાનાદિકનું એકાંતે આચરણ કરે, એટલે એકાંતે નહાય, વળી પુરૂષોની સભામાં ભય સહિત શંકા પામતો થકો પ્રવેશ કરે, અને સ્ત્રીયોની સભામાં નિશંકપણે પ્રવેશ કરે, તેમનું જે રાંધવું, ખાંડવું, દળવું પ્રમુખ કાર્ય છે તે સર્વ પોતે કરે; ઇત્યાદિક મહિલાને સ્વભાવે પંડકલક્ષણ કહ્યું. એ પ્રથમ લક્ષણ. ॥૧॥

૨ સ્વર અને વર્ણમાં છે ભેદ તે જેને એવો, તેમાં સ્વર તે સાદ કરવો,

અને વર્ણ તે શરીર સંબંધી એના ઉપલક્ષણ થકી ગંધ, રસ, સ્પર્શ લેવા, એ સર્વ સ્ત્રી અને પુરૂષની અપેક્ષાએ કરીને વિપરીત હોય; એટલે સ્ત્રી અને પુરૂષ થકી તે નપુંસકનો સ્વર અને તેના શરીરનો વર્ણ જૂદા હોય. ॥૨॥

૩ મેઢ્ર છે મહોટું તે જેનું, એટલે મેઢ્ર કહેતાં પુરૂષાકાર એટલે પુરૂષનું લિંગ તે મહોટું હોય. ॥૩॥

૪ સ્ત્રીની પઠમ જેની મૃદુ કહેતાં સુકુમાળ વાણી હોય. ॥૪॥

૫ જેનું શબ્દે કરીને સહિત સ્ત્રીની પઠમ મૂત્ર કહેતાં પ્રશ્રવણ થાય; એટલે તે નપુંસકને પેશાબ કરતાં સરસરાટ બોલે. ॥૫॥

૬ ફીણ રહિત મૂત્ર થાય, એટલે તે નપુંસકના પેશાબમાં ફીણ વળે નહીં. ॥૬॥ એ ઉપર લખ્યાં છ લક્ષણ પંડક નપુંસકનાં જાણવાં. ॥૧॥

૨ વાતિક એટલે જેને વાત કહેતાં વાયુ હોય, તે વાતિક જાણવો. ઇહાં એ ભાવ છે કે, જેને પોતાની મેળે અથવા વાયુએ કરી પુરૂષાકાર સ્તબ્ધ હોય, તે સ્ત્રી સેવા કર્યા વિના વેદ ધરી શકે નહી. તે બીજો વાતિક નપુંસક કહીએ. ॥૨॥

૩ ક્લીબ કહેતાં અસમર્થ તે ચ્યાર પ્રકારે છે, ૧ દૃષ્ટિક્લીબ, ૨ શબ્દક્લીબ, ૩ આલિંગનક્લીબ, અને ૪ નિમંત્રણક્લીબ,

૧ તેમાં જે વસ્ત્ર રહિત સ્ત્રી દેખીને ક્ષોભ પામે, એટલે મનને ચપળ કરે. તે દૃષ્ટિક્લીબ કહીએ. ॥૧॥

૨ સ્ત્રીના શબ્દ સાંભળીને ક્ષોભ પામે. તે શબ્દક્લીબ કહીએ. ॥૨॥

૩ સ્ત્રીએ આલિંગન કરે સતે વ્રત રાખી શકે નહી. તે આલિંગનક્લીબ કહીએ. ॥૩॥

૪ સ્ત્રીએ નિમંત્રણ કરે સતે વ્રતમાં રહી શકે નહી. તે નિમંત્રણ ક્લીબ કહીએ. ॥૪॥ એ ચ્યારે પ્રકારનો ક્લીબ નપુંસક કહીએ. ॥૩॥

૪ કુંભી એટલે જેને મોહના ઉત્કટપણાએ કરીને એટલે મોહનીય કર્મની તીવ્રતાએ કરીને સાગારિક કહેતાં પુરૂષનું ચિન્હ, અને વૃષણ કહેતાં ગોળીયો, એ બે કુંભ એટલે ઘડાની પઠમ સ્તબ્ધ હોય; એટલે અક્કડ હોય. તે કુંભી કહીએ. ॥૪॥

૫ ઈર્ષ્યાળુ એટલે જેને સેવન કરવા માંડેલી એવી સ્ત્રી દેખીને અતિશે ઈર્ષ્યા ઉત્પન્ન થાય. તે ઈર્ષ્યાળુ કહીએ. ॥૬॥

૬ શકુની એટલે ચકલા પક્ષીની પઠમ ઉત્કટ વેદપણે કરીને વાર વાર પ્રતિસેવનામાં પ્રસક્ત હોય, એટલે મૈથુન સેવામાં આસક્ત હોય; તે શકુની કહીએ. ॥૬॥

૭ તત્કર્મસેવી એટલે મૈથુન પ્રત્યે સેવન કરીને પછી વીર્ય નીકળે સતે

જે કુતરાની પ્રથમ વેદના આકરાશપણું કરીને તે વીર્યને ચાટે, ઇત્યાદિ નિંદ્ય કર્મે કરીને એટલે નિંદવા જોગ્ય કર્મે કરીને પોતાને સુખ માને છે; તે તત્કર્મસેવી કહીએ. ॥૭॥

૮ પાક્ષિકાપાક્ષિક એટલે જેને પક્ષને વિષે એટલે અજુવાળા પખવાડામાં અતિશે મોહ ઉત્પન્ન થાય, એટલે મૈથુન સેવવાનો અધિક અભિલાષ થાય, વળી તેમજ અપક્ષને વિષે એટલે અંધારા પખવાડામાં થોડો મોહ હોય; એટલે મૈથુનનો થોડો અભિલાષ થાય. તે પાક્ષિકાપાક્ષિક કહીએ. ॥૮॥

૯ સૌગંધિક એટલે જે રૂડી ગંધવાળું એવું પોતાના લિંગને માનતો થકો સુંઘે છે, એટલે તેની ગંધ લેછે; તે સૌગંધિક કહીએ. ॥૯॥

૧૦ આસક્ત એટલે જે વીર્ય પડે સતે પણ એટલે વીર્ય સ્ખલિત થએ સતે પણ સ્ત્રી પ્રત્યે વિશેષ આલિંગન કરીને તેના કાખ પ્રમુખ અંગોને વિષે પ્રવેશ કરીને રહે છે. તે આસક્ત કહીએ. ॥૧૦॥

આ ઉપર લખ્યા પંડકાદિકોનું પરિજ્ઞાન કહેતાં જાણપણું તેમના થકી અથવા તેમના મિત્રોના કહેવા થકી થાય છે. હવે તે નપુંસકના સોળ ભેદ છે. તેમાં દશ ભેદ દીક્ષા આપવાને અયોગ્ય છે તે કહ્યા.

હવે છ ભેદ નપુંસકના દીક્ષા આપવાને જોગ્ય છે, તે કહે છે.

वद्धिए चिव मंतउसहिउवहे ॥
इसिसत्ते देवसत्तेय पव्वाविज्ज नपुंसए ॥१॥

૧ અર્થ—વર્દ્ધિતક એટલે રાજાએ અંતઃપુરની સ્ત્રીયોનું રખવાળું કરવાને અર્થે જેનાં બાલ્યાવસ્થામાં વૃષણ ગળાવ્યાં હોય, તે વર્દ્ધિતક કહીએ. ॥ ૧ ॥

૨ ચિપ્પિત એટલે જેનાં જન્મતાંજ વૃષણ, અંગુઠા આંગળીએ કરીને મર્દન કરીને ઢીલાં કરી નાંખીએ, તે ચિપ્પિત કહીએ. ॥૨॥ એ પ્રકારે કરે સતે આ ઉપર લખ્યા બે જણ નપુંસકવેદના ઉદય પ્રત્યે પામેછે.

૩ કોઇકને મંત્રની શક્તિએ કરીને પુરૂષ વેદ તથા સ્ત્રી વેદ હણાએ સતે નપુંસક વેદનો ઉદય થાય. ॥૩॥

૪ કોઇકને ઔષધિના પ્રભાવ થકી તેમજ થાય. ॥૪॥

૫ કોઈકને ઋષિના સરાપ થકી એટલે કોઈકને ઋષિ પ્રમુખ રીસાણો થકો સરાપ દે, કે મ્હારા તપના પ્રભાવ થકી અમુક નપુંસક થજો. ઇત્યાદિક સરાપ નપુંસકપણું જાણવું. ॥૫॥

૬. એ રીતે કોઇકને દેવના સરાપ થકી નપુંસક વેદનો ઉદય થાય. ॥૬॥

એ ઉપર લખ્યા છ પ્રકારના નપુંસકમાં પૂર્વે નિષેધ કર્યાં એવાં લક્ષણોનો અસંભવ છે. માટે તે દીક્ષા આપવા જોગ્ય છે.

હવે અઢાર દોષ, વીશ દોષ, અને દશ દોષ ઇત્યાદિક દોષોએ કરીને રહિત એવા પુરૂષ, સ્ત્રી, નપુંસક તેમની મધ્યે જે સર્વ વિરતિ પ્રત્યે અંગીકાર કરે છે, તે દેખાડીએ છીએ.

॥ काव्यम ॥

अमंदवैराग्यनिमग्नबुद्धयस्तनूकृताऽशेषकषायवैरिणः

ऋजुस्वन्नावाः सुविनीतमानसा न्नजंति न्नव्या मुनिधर्ममुत्तमम् ॥१॥

અર્થ—અમંદ કહેતાં નાશ ન પામે, એવું જે વૈરાગ્ય તેને વિષે લીન થઇ છે બુદ્ધિ તે જેમની એવા, એટલે ઘણા વૈરાગ્યવાળા એવા, એજ કારણ માટે, એટલે ઘણો વૈરાગ્ય થયો છે માટે આછા કર્યા છે એટલે હીન બળવાળા કર્યા છે, સમસ્ત કષકયરૂપ વૈરિ તે જેમણે એવા, એટલે અલ્પ કષાયવાળા એવા, તથા વળી ઋજુ સ્વભાવવાળા એટલે સરલ પ્રકૃતિવાળા એવા, એજ કારણ માટે અતિશે વિનીત છે મન તે જેમનું એવા, એટલે અતિ વિનયવાળા એવા, એ પ્રકારના ભવ્યપ્રાણિયો ઉત્તમ એવા મુનિધર્મ પ્રત્યે; એટલે સર્વ વિરતિરૂપ ધર્મ પ્રત્યે ભજે છે. એટલે પામે છે. અર્થાત્ અંગીકાર કરે છે. ઇહાં પહેલા પાદને વિષે અમંદ વૈરાગ્યવાળો એટલે ઘણા વૈરાગ્યવાળો, એ પ્રકારનુ વિશેષણ કરવાથી રોગાદિક થકી ઉત્પન્ન થયો ક્ષણ માત્ર રહેનારો એવો જે વૈરાગ્ય તેણે કરીને કાંઇ પણ સિદ્ધિ થતી નથી; એમ જણાવ્યું.

॥ उक्तंच ॥ रोगेण व सोगेण व दुक्खेण व जं जमाण उल्लसइ ॥
मग्गंति न वेरग्गं तं विबुहा अप्पकालंति ॥१॥
सुहिअस्स व डुहिअस्स व जं वेरग्गं न्नवे विवेएण ॥
पायं अपच्चवायं तं चिअ चारित्ततरुबीअं ॥२॥

એ બે ગાથાનો અર્થ—જડ પુરૂષોને એટલે નિર્વિવેકી પુરૂષોને ઉધરસ, શ્વાસાદિ રોગે કરીને અને પુત્રના વિયોગાદિક થકી ઉત્પન્ન થયો એવો જે શોક તેણે કરીને, અને વળી વધ બંધાદિ દુઃખે કરીને. એટલે ધિક્કાર પડો! આ રોગ શોકાદિ કષ્ટે કરીને ભરેલા સંસારને. એ પ્રકારની વિચારણારૂપ જે વૈરાગ્ય ઉલ્લાસ પામે છે, તે વૈરાગ્ય પ્રત્યે પંડિત પુરૂષો વાંછતા નથી. કેમ જે તે વૈરાગ્ય સર્વ વિરતિને યોગ્ય નથી માટે. તે વૈરાગ્યનું ચારિત્ર પ્રત્યે અજોગ્યપણું શાથી.છે? તે કહે છે. તે વૈરાગ્ય થોડા કાળ રહેનાર છે માટે, કેમ

જે, રોગાદિકની નિવૃત્તિ થએ સતે એટલે રોગાદિક મટે સતે તે વૈરાગ્યનું પણ નિવર્ત્તવાપણું છે એટલે જવાપણું છે. એ હેતુ માટે. કેમકે, દુઃખને લીધે દુઃખગર્ભિત વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. તે દુઃખ મટવાથી વૈરાગ્ય ટકે નહી. એજ કારણ માટે આ દુઃખથી ઉત્પન્ન થયો વૈરાગ્ય બુદ્ધિવંત પુરૂષોને વાંછવા જોગ્ય નથી. ઇહાં પ્રશ્ન. ત્યારે સર્વવિરતિને યોગ્ય વૈરાગ્ય તે કિયો? એવો તર્ક થએ સતે ઈહાં બીજી ગાથાના અર્થે કરીને ઉત્તર કહે છે.

સુખી અથવા દુઃખી એવા પ્રાણીને વિવેકે કરીને એટલે આત્મા અને પુદ્ગળને ભિન્નરૂપ જાણવે કરીને જે વૈરાગ્ય થાય છે, તેજ વૈરાગ્ય પ્રાયે કરીને અપ્રત્યવાય કહેતાં નાશ રહિત થાય છે; કેમ જે, વિવેક મૂળપણે કરીને થયો છે માટે. એટલે વિવેકથી ઉત્પન્ન થયોછે માટે. દુઃખાદિકની નિવૃત્તિ થયે સતે પણ એટલે દુઃખાદિકનો નાશ થએ સતે પણ તે વૈરાગ્યનું અનિવર્ત્તનપણું છે. એટલે નાશ થવાપણું નથી. કેમ જે, જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે માટે. એજ હેતુ માટે આ વૈરાગ્ય ચારિત્રરૂપ વૃક્ષને ઉત્પન્ન કરનાર છે. એ હેતુ માટે બીજ તુલ્ય જાણવો. જેમ બીજથી વૃક્ષ ઉત્પન્ન થાય છે. તેમ આ વૈરાગ્યરૂપ બીજથી ચારિત્રરૂપ વૃક્ષ ઉત્પન્ન થાયછે. ઈહાં ચારિત્રને વૃક્ષની ઉપમા આ પ્રકારે છે. સમ્યકત્વ મૂળપણે કરીને એટલે સમકિત છે તે ચારિત્રરૂપ વૃક્ષનું મૂળ છે. પ્રથમ વ્રત, સ્કંધપણે કરીને એટલે પ્રણાતિપાત વિરમણ વ્રત છે, તે ચારિત્રરૂપ વૃક્ષનું થડ છે, શેષવ્રત શાખાપણે કરીને એટલે બીજાં જે વ્રત છે તે ચારિત્રરૂપ વૃક્ષનાં ડાલાં જાણવાં. અને પ્રશમાદિક પ્રશાખાપણે કરીને એટલે પ્રશમાદિ છે તે નહાંનાં ડાળાં જાણવાં. સકળ ક્રિયા કલાપ પ્રવાલપણે કરીને એટલે સમસ્ત ક્રિયાઓનો જે સમહુ તે અંકુરાને ઠેકાણે જાણવો. લબ્ધિ કુસુમપણે કરીને એટલે લબ્ધિયો જે ઉત્પન્ન થાય છે તે ફૂલોને ઠેકાણે જાણવી. અને મોક્ષ, ફળપણે કરીને એટલે મોક્ષ છે તે ચારિત્રરૂપ વૃક્ષનું ફળ જાણવું. ઇહાં પ્રાય શબ્દનું ગ્રહણ કર્યું છે તેથી નંદિષેણાદિકને વિષે વ્યભિચાર સતે પણ દોષ ન જાણવો. કેમકે, વસુદેવના પરભવનો જીવ નંદિષેણ, તે અતિકુરૂપપણા થકી સ્રીયોએ આદર ન કર્યો એવો, મનને વિષે અતિ દુઃખિત થયો થકો અવિવેકથીપણ નાશ રહિત એવા વૈરાગ્ય પ્રત્યે પામ્યો. એ રીતે પ્રાય શબ્દે કરીને જણાવ્યું. આ વાર્ત્તા કોઇક લઘુ કર્મી જીવને આશ્રીને જાણવી; પણ ધોખ માર્ગમાં ન લેવી.

हवे दश प्रकारना यति धर्मनुं स्वरूप देखाडीए छीए.

खंती१ मद्दव२ अज्जव३ मुत्तीध तव५ संजमे य६ बोधव्वे ७ ॥
सच्चं७ सोयं८ आकिंचणं च९ बंभं च१० जइधम्मा ॥१॥

૧. અર્થ—ક્ષાંતિ કહેતાં ક્ષમા, એટલે સર્વથા પ્રકારે ક્રોધનો પરિત્યાગ કરવો. ॥૧॥

૨. માર્દવ કહેતાં મૃદુપણુ, એટલે સર્વથા માનનો ત્યાગ કરવો. ॥૨॥

૩. આર્જવ કહેતાં સરલપણુ, એટલે સર્વથા પ્રકારે માયાનો પરિત્યાગ કરવો. ॥૩॥

૪. મુક્તિ કહેતાં નિર્લોભપણુ, એટલે સર્વથા પ્રકારે લોભનો ત્યાગ કરવો. ॥૪॥

આ કહેવે કરીને મુનિયોએ પ્રથમ ચ્યાર કષાયનો જય કરવો. એમ જણાવ્યું. કેમકે, જે કષાય છે, તે બે લોકને વિષે એટલે આ લોકપરલોકને વિષે પ્રાણિયોના સ્વાર્થને નાશ કરનારા છે.

॥ यडक्तम ॥ कोहो पीइं विणासेई माणो विणयनासणो ॥
माया मित्ताणि नासेई लोहो सव्वविणासउ ॥१॥
कोहो नाम मणूसस्स देहाउ जायए रिऊ ॥
जेण चयंति मित्ताइं धम्मो य परिज्ञस्सइ ॥२॥
नासियगुरूवएसं विज्ञाअहलत्तकारणमसेसं ॥
कुग्गहगयआलाणं को सेवइ सुव्वउ माणं ॥३॥
कुम्लिगई कूरमई होइ सयाचरणवज्जिउ मलिणो ॥
मायाइ नरो भुअगुव्व दिठमित्तोवि भयजणउ ॥४॥
किच्चाकिच्चविवेयं हणेइ सया जो विडंबणाहेऊ ॥
तं क्रिर लोहपसायं को धीमं सेवए लोए ॥५॥

આ પાંચ ગાથાનો ભાવાર્થ નીચે પ્રમાણે જાણવો.

ક્રોધ જે તે પ્રીતિ પ્રત્યે નાશ કરે છે. માન જે તે વિનયનો નાશ કરનારો છે. માયા જે તે મિત્રાઈ પ્રત્યે નાશ કરે છે. અને લોભ જે તે સર્વનો વિનાશક જાણવો. ॥૧॥ નામ કહેતાં નિશ્ચે મનુષ્યના દેહ થકી શત્રુરૂપ ક્રોધ ઉત્પન્ન થાય છે. જે ક્રોધે કરીને મિત્રાઈનો ત્યાગ કરે છે. અને વળી ધર્મનો નાશ થાય છે. ॥૨॥ નાશ કર્યો છે ગુરૂનો ઉપદેશ તે જેણે એટલે ગુરૂના ઉપદેશને અંગીકાર કરવા ન દે એવો, અને વિદ્યાને નિષ્ફળ કરવાનુ કારણ એવો, અને કુગ્રહરૂપ હાથીને બાંધવાના સ્તંભરૂપ એટલે હઠવાદ ઉત્પન્ન થવાનું કારણ, એવો જે માન, તે પ્રત્યે ભલા વ્રતવાળો જે પુરૂષ તે કોણ સેવે? અપિતુ રૂડા વ્રતવત પુરૂષ તો નજ સેવે! ॥૩॥ માયાએ કરીને કુટિલ છે ગતિ તે જેની એવો, અને ક્રૂર છે મતિ તે જેની એવો, અને રૂડા

આચરણે કરીને રહિત એવો, અને મલિન કહેતાં માઠા અધ્યવસાયવાળો એવો થાય છે. એ કારણ માટે તે પુરૂષ સર્પની પઠમ દેખતાંજ ભય ઉત્પન્ન કરનાર થાય છે. માટે તે માયાવી પુરૂષ સર્પ જેવો જાણવો. ॥૪॥ કરવા જોગ્ય, અને ન કરવા જોગ્ય, તેનો જે વિવેક, તે પ્રત્યે નાશ કરનાર એવો, અને નિરંતર વિટંબનાનું કારણ, એવો લોભ છે, તે લોભરૂપ પ્રસાદ પ્રત્યે લોકને વિષે કોણ બુદ્ધિવંત પુરૂષ સેવે? એટલે જે જ્ઞાનવંત પુરૂષ હોય, તે લોભને અંગીકાર કરેજ નહી. ઈત્યાદિ ॥૫॥ બીજું સર્વ મોક્ષના અંગોને વિષે પણ એટલે મોક્ષના સાધનોને વિષે પણ કષાયનો જે ત્યાગ કરવો, તે મુખ્ય મોક્ષનું અંગ છે. એટલે પ્રધાન એવું મોક્ષનું સાધન છે. કેમકે, કષાયનો ત્યાગ કર્યા વિના બીજી ક્રિયાઓએ કરીને કોઇ કાળે પણ મુક્તિની પ્રાપ્તિ થતી નથી. એ હેતુ માટે. उक्तंच. કહ્યું છે કે—

कडकिरियाहिं देहं दमंति किं ते जडा निरवराहं ॥
मूलं सव्वदुहाणं जेहिं कसाया न निग्गहिया ॥१॥
सव्वेसुं पि तवेसुं कसायनिग्गहसमं तवो नत्थि ॥
जं तेण नागदत्तो सिद्धो बहुसो वि भुजंतो ॥२॥

અર્થ—સર્વ દુઃખોનાં મૂળભૂત, એટલે સર્વ દુઃખ ઉત્પન્ન થવાનાં મૂળ કારણ, એવા જે કષાય, તે જેમણે નિગ્રહ નથી કર્યા, એટલે નાશ નથી કર્યા, તે જડ પુરૂષો, અપરાધ રહિત એવા દેહ પ્રત્યે, કષ્ટ ક્રિયાઓએ કરીને શયા માટે ફોગટ દમન કરે છે? અર્થાત્ કષાય જિત્યા વિના જે કષ્ટ ક્રિયાઓ કરવી, તે સર્વ નિષ્ફળ જાણવી. એ ભાવ. ॥૧॥ સર્વ તપને વિષે પણ એટલે ઊપવાસ, છઠ્ઠ, અઠ્ઠમાદિક નાના પ્રકારનાં તપોને વિષે પણ કષાયનો નિગ્રહ કરવો; તે સરખું બીજું તપ નથી. જે કારણ માટે તે કષાયનો નિગ્રહ કરવે કરીને બહુવાર ખાનાર એવા નાગદત્ત, સિદ્ધિપદને વર્યા. માટે કષાયનો જય કરવો, તે મહોટું તપ છે. કષાય રહિત બાહ્યાભ્યંતર તપ પણ ઊપચારે કરીને કર્મને બાળનાર એવું તપ કહેવાય. અને કષાય સહિત જો હોય, તો કેવળ કષ્ટમાત્ર કહેવાય. નાગદત્ત જે તેતો, બીજા નામે કરીને કૂરગડુક સાધુ જાણવો. તે કૂરગડુક સાધુ નિરંતર ત્રણવાર ભોજન કરતો સતો પણ, કેવળ કષાય નિગ્રહના બળ થકી તત્કાળ કેવળજ્ઞાનરૂપ લક્ષ્મી પ્રત્યે પામ્યા. એમનું કથાનક તો પ્રસિદ્ધજ છે, માટે ઈહાં દેખાડયું નથી. યશોવિજયજી ઊપાધ્યાય મહારાજે પણ કહ્યું છે.

ज्ञानमेव बुधाः प्राहुः कर्मणां तापनात्तपः ॥

तदाभ्यंतरमेवेष्टं बाह्यं तदुपबृंहकम् ॥१॥
आनुश्रोतसिकी वृत्ति र्बालानां सुखशीलता ॥
प्रातिश्रोतसिकी वृत्तिर्ज्ञानिनां परमं तपः ॥२॥
धनार्थिनां यथा नास्ति शीततापादि दुस्सहम् ॥
तथा भवविरक्तानां तत्त्वज्ञानार्थिनामपि ॥३॥

અર્થ—બુધ કહેતાં પંડિત પુરૂષો જે તે, આત્મપ્રદેશની સંગાથે લોળીભૂત થઈને રહેલાં, એવાં જે જ્ઞાનાવરણાદિ કર્મ, તેમને તપાવા થકી એટલે નાશ કરવા થકી, જ્ઞાનનેજ તપ કહે છે, એટલે જે આત્મિક જ્ઞાન છે, તેજ કર્મને નાશ કરનાર છે. માટે પંડિત પુરૂષો જ્ઞાનનેજ તપ કહે છે. તે તપ આભ્યંતર એટલે અંતરંગ પ્રાયશ્ચિત્તાદિરૂપ જાણવું. અને બાહ્ય અનશનાદિક જે તપ છે, તે આભ્યંતર તપની વૃદ્ધિનું કારણ છે; માટે તે પણ ઉપચારે તપ કહીએ. કેમકે, દ્રવ્ય નિક્ષેપાને ભાવ નિક્ષેપાનું કારણરૂપપણું છે માટે. એટલે દ્રવ્ય નિક્ષેપો છે તે ભાવ નિક્ષેપાનું કારણ છે. એટલે અર્થાત્ ભાવ તપના ઉપયોગ સહિત દ્રવ્ય તપ છે તે કારણરૂપે કહેવાય. ॥૧॥ આનુશ્રોતસિકી વૃત્તિ કહેતાં ઇંદ્રિયોને અનુકૂળ એવી જે પ્રવૃતિ તે બાળકોને એટલે મૂઢ પુરૂષોને સુખશીળ છે. એટલે સુખે કરવા જોગ્ય છે. કેમકે, તપનું નામ ધરાવવા થકી પ્રથમ સારૂં સારૂં ખાવા મળે, અને પછી પણ સારૂં સારૂં ખાવા મળે. અને તેથી ઇંદ્રિયોના વિષય પૂરા થાય. માટે તેવું તપ અજ્ઞાની જીવોને કરવું કાંઈ કઠણ નથી. અને પ્રાતિશ્રોતસિકીવૃત્તિ કહેતાં ઇંદ્રિયોને પરાઙ્મુખ એવી જે પ્રવૃત્તિ તે જ્ઞાની પુરૂષોને ઉત્કૃષ્ટ તપ છે. એટલે જે તપ કરવાથી ઇંદ્રિયોનું દમન થાય, અને કષાયનો જય થાય; તેનેજ જ્ઞાની પુરૂષો તપ માને છે. અર્થાત્ આત્મધર્મની અનુસરતી એવી સંસારને પ્રતિકૂળ પ્રવૃત્તિ તેજ તપ કહ્યું છે. એ ભાવ. ॥૨॥ જેમ ધનના અર્થિ પ્રાણિયોને શીત તાપાદિ (ટાહાડ તડકો આદિ) દુઃખે સહન કરવા જોગ્ય નથી, એટલે ધન ઉપાર્જન કરવાને ચતુર એવા જે પુરૂષો તે શીતાદિક સર્વ પણ સહન કરે છે; તેમ તત્ત્વજ્ઞાનના અર્થી એવા, અને સંસારથી વિરક્ત થએલા એવા, જે પ્રાણિઓ તેમને અનશનાદિક તપ કરવું દુષ્કર નથી. કેમકે, કાર્યના અર્થિ કારણને વિષે પ્રમાદ ન કરે. એજ કારણ માટે પરમાનંદ કાર્યનો કરનાર જે પુરૂષ, તે અનશનાદિક તપરૂપ કષ્ટાનુષ્ઠાનને વિષે દુઃસહપણું નથી માનતો, આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે, સમ્યક્જ્ઞાની પુરૂષોને બાહ્ય તપ કરવું કાંઇ કઠણ નથી. કેમકે, તે બાહ્ય તપને અભ્યંતર તપની વાડરૂપ જાણે છે માટે. અને જે સમ્યક્જ્ઞાને કરીને શૂન્ય છે, અને અભ્યંતર તપની ખબ-

રજ નથી; તે પુરૂષોને બાહ્ય તપ કરવું કઠણ પડે છે. તેતો જ્યારે ખાવા પીવાની સારી સામગ્રી મળે, ત્યારેજ કષાય મિશ્રિત એવું તપનું નામ ધરાવે છે. માટે કષાય મિશ્રિત તપે કાંઈ આત્માની સિદ્ધિ નથી. એ ભાવ. ॥૩॥ વળી કહ્યું છે કે,

यत्र ब्रह्म जिनार्चा च कषायाणां तथा हृतिः ॥
सानुबंधा जिनाज्ञा च तत्तपः शुद्धमिष्यते ॥४॥
तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ॥
येन योगा न हीयंते क्षीयंते नेंद्रियाणि वा ॥५॥
मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्यसिद्धये ॥
बाह्यमाभ्यंतरं चेत्थं तपः कुर्यान्महामुनिः ॥६॥

અર્થ—જે તપને વિષે બ્રહ્મ કહેતાં મૈથુનનો ત્યાગ થાય, એટલે વિષયનો અભિલાષ ન થાય, વળી જે તપને વિષે જિનરાજોની અર્ચા કહેતાં પૂજા થાય, એટલે તત્વભક્તિ વૃદ્ધિ પામે. વળી જે તપને વિષે કષાયોનો એટલે ક્રોધાદિકનો નાશ થાય. વળી જે તપને વિષે જિનરાજની આજ્ઞા એટલે શ્રી વીતરાગદેવે કહેલું એવું જે પ્રવચન કહેતાં સિદ્ધાંત તેની પદ્ધતિ કહેતાં માર્ગ તે સાનુબંધ કહેતાં સાપેક્ષપણે હોય, એટલે વીતરાગની આજ્ઞાની અપેક્ષા રાખે; તે તપ શુદ્ધ કહીએ છીએ. ઈહાં આ ભાવ છે કે ઇંદ્રિયોના વિષયનો અભિલાષ ત્યાગ કરે સતે શાંત પરિણતીએ કરીને સિદ્ધાંતમાં કહેલા એવા વિધિયે કરીને અભિલાષ રહિત પુરૂષને એટલે પુદ્ગળ સંબંધિ લાલસાએ રહિત પુરૂષને વિશુદ્ધ તપ થાય છે. અને અનાદિ પરભાવના સુખની વાંછાએ કરીને કોણે શું કષ્ટ અનુષ્ઠાન નથી કર્યું ? કર્યુંજ છે. માટે જે પોતાના સ્વરૂપને નિરાવરણ કરવાને અર્થે, એટલે કર્મ રહિતથવાને માટે, વ્યાઘાતનો કરનાર એવો પરભાવરૂપ આહારાદિ, તેનું ગ્રહણ ન કરવું; તે તપ શ્રેષ્ટ જાણવું. કેમકે, વિષ,ગરળાદિ અનુષ્ઠાને કરીને રહિતએવું, અને મદ મોહે કરીને રહિત એવું, અને શુદ્ધ તત્વે કરીને સહિત એવું જે તપ; તે કર્મક્ષય થવાનું કારણ છે. એ હેતુ માટે. ॥૪॥ વળી હિ કહેતાં નિશ્ચે તેજ તપ કરવા જોગ્ય છે કે, જે તપ કરે સતે દુર્ધ્યાન કહેતાં પુદ્ગળભાવની આસંશારૂપ, એટલે વિષય ભોગની વાંછારૂપ ન હોય. અને જે તપ કરવે કરીને મન વચન કાયારૂપ યોગ, હાની ન પામે, એટલે આત્મસ્વરૂપની વિચારણાથી પાછા ન હઠે, અને જે તપ કરે સતે ઇંદ્રિયો ક્ષયપણા પ્રત્યે ન પામે, એટલે ધર્મનાં સાધન સ્વાધ્યાયાદિક ક્રિયા કલાપ કરવાથી નિર્બળ ન પડે; એ પ્રકારનું તપ આત્માર્થિ પુરૂષોયે કરવા જોગ્ય છે. ॥૫॥ એજ

કારણ માટે મહામુનિ કહેતાં પરમ નિર્ગ્રંથ જે તે, ઇત્થં કહેતાં એ પ્રકારે, મૂળ ઉત્તરરૂપ ગુણ, એટલે જ્ઞાન ચારિત્રાદિક મૂળગુણ,અને સમિતિ ગુપ્ત્યાદિ ઉત્તરગુણ તેમની શ્રેણી, કહેતાં વિશેષ થકી ગુણના સમૂહરૂપ તેણીએ કરીને પ્રાજ્ય કહેતાં મ્હોટું, એવું જે સામ્રાજ્યપણું કહેતાં પ્રભુતાઇપણું તેની સિદ્ધિ કહેતાં નિષ્પત્તિ તેને અર્થે બાહ્ય અને અભ્યંતર એવા તપ પ્રત્યે કરે છે. અર્થાત્ મુનિમહારાજ પોતાના જ્ઞાનાદિક ગુણનું પ્રભુતાઇપણું નિષ્પન્ન કરવાને અર્થે બાર પ્રકારના તપને વિષે વર્ત્તે છે. ॥૬॥ એજ કારણ માટે વિષય કષાયથી વિરામ પામવું, એજ તપનું ફળ છે.

હવે અપવાદ માર્ગને આશ્રીને ઇહાંજ વિશેષ દેખાડીએ છીએ.

यः शासनोड्डाहनिवारणादिसद्धर्मकार्याय समुद्यतः सन् ॥
तनोति मायां निरवद्यचेताः प्रोक्तः स चाराधक एव सुज्ञैः ॥१॥

અર્થ—જે મુનિ, જિનશાસન સંબંધી ઉડ્ડાહ નિવારણાદિ, એટલે જિનશાસનની હેલનાનું નિવારણ કરવું, એ આદિક સમ્યક્ધર્મકાર્ય કરવાને સમ્યક્પ્રકારે ઉદ્યમવંત થયો સતો તથા અતિ સંક્લિષ્ટ અધ્યવસાયને વર્જવાથી નિરવદ્ય કહેતાં નિર્દોષ એવું છે ચિત્ત તે જેનું, એટલે દોષ રહિત ચિત્તવાળો સતો માયા પ્રત્યે આચરે છે, તે મુનિ સુજ્ઞ પુરૂષોએ, એટલે રૂડા જ્ઞાનવાળા એવા, અને જિનમતના આરાધક એવા મહામુનિયોએ આરાધકજ કહ્યો છે; પણ જિન આજ્ઞાનો વિરાધક કહ્યો નથી. કેમકે, શાસનની હેલનાને નિવારણ કરવાપણું છે માટે. અને પોતે આચરેલો એવો માયારૂપ કષાયનો લેશ તેનું આલોચનાદિકવડે કરીને શુદ્ધિ કરવાપણું છે. એ હેતુ માટે. વળી એજ કારણ માટે સિદ્ધાંતને વિષે પણ નવમા ગુણસ્થાનક સુધી સંજ્વલન માયાનો ઉદય કહ્યો છે. આ અર્થને વિષે જેમ દૃષ્ટાંત કહ્યું છે. તેમ દેખાડીએ છીએ.

॥ કથા ॥

એક નગરને વિષે કોઇક મહા મિથ્યાત્વીરાજા રાજ્ય પ્રત્યે પાળે છે. તેની રાણી ઉત્કૃષ્ટ જિનધર્મની અનુરાગિણી છે. ત્યાર પછી માંહો માંહે બે જણ, એક બીજાના ઉપર અતિશે રાગી, એવાં તે બે સ્ત્રી ભરતારને નિરંતર ધર્મની વિચારણાને વિષે વિવાદ હોતો હવો. ત્યારે રાજાએ વિચાર્યુંકે, જો કોઇક પ્રકારે કરીને આ રાણીના ધર્મ ગુરૂઓનો અનાચાર પ્રકટ કરીને દેખાડું, તો આ રાણી બોલ્યા વિના રહે, એમ જો નહીં કરૂં તો તે બોલ્યા વિના રહેશે નહી. એ પ્રકારે વિચારીને એક દહાડો પામ્યો છે ઉપાય તે જેણે, એવો જે રાજા તેણે નગરની પાસે રહેલું ચંડિકા દેવીનું ચૈત્ય તેનાં

પૂજારાને બોલાવીને એકાંતે કહ્યું, કે જ્યારે કોઇ પણ જૈનના મુનિ ચંડિકાના ચૈત્યને વિષે રાત્રે નિવાસ કરે, તે અવસરે તારે કોઇક વેશ્યાને પણ માંહી ઘાલીને તત્કાળ કમાડ બંધ કરીને એ વાર્ત્તા મને આવીને કહેવી. ત્યાર પછી તે પૂજારો પણ રાજાની આજ્ઞા પ્રમાણ કરીને પોતાને સ્થાનકે જઇને કેટલાએક દિવસો ગયા પછી તે રાજાના કહેવા પ્રમાણે તે કાર્ય કરીને રાજાને જણાવ્યું. ત્યારે રાજાએ કહ્યું, કે સવારમાં જ્યારે હું ત્યાં આવું, ત્યારે તારે કમાડ ઉઘાડવાં. ત્યાર પછી તે રાજાનું વચન અંગીકાર કરીને પોતાને સ્થાનકે ગયો. તે અવસરે સાધુએ વિચાર્યું, કે કોઈક મિથ્યાદૃષ્ટિયે દ્વેષ બુદ્ધિયે કરીને આ મને ઉપસર્ગ કર્યો દેખાય છે, પણ હું તો આ ઉપસર્ગને સમ્યક્પ્રકારે સહન કરીશ, પરંતુ પ્રાતઃકાળમાં ઈહાં આવશે એવા જે લોકો તેમની મધ્યે મહારા નિમિત્તથી જિનમતની હેલના થશે. તે કારણ માટે તે નિવારવાને અર્થે ઇહાં કાંઈક ઉપાય કરૂં. એ પ્રકારે વિચારીને તત્કાળ સંપ્રાપ્ત થઇ છે, બુદ્ધિ તે જેને, એવા તે મુનિયે તે ચૈત્યના મધ્ય ભાગમાં રહેલો જે દીવો તેણે કરીને પોતાનાં વસ્ત્રાદિ સર્વ ઉપકરણના સમૂહ પ્રત્યે બાળીને તેની શેલી (રખ્યા)એ કરીને સમસ્ત પ્રકારે પોતાનું શરીર ખરડીને, એટલે સર્વ પોતાના શરીરે શેલી ચોપડીને રજોહરણની માંહી રહેલી લાકડી હાથમાં લેઇને, વેશ્યાએ આશ્રિત ખુણા થકી, એટલે જે ખુણે વેશ્યા બેઠેલી તે ખુણેથી છેટે રહેલો બીજો ચૈત્યનો ખુણો ત્યાં જઈને નિશ્ચિંત થઇને બેઠા. ત્યાર પછી વેશ્યા તો તેનું તેવું ભયને ઉત્પન્ન કરનાર એવું સ્વરૂપ દેખીને મનને વિષે અતિશે ભય પામતી એવી મૌનપણે કરીને એકાંત સ્થાનકને વિષે રહેતી હવી. ત્યાર પછી સવારમાં રાણીને સાધુંના અનાચાર પ્રત્યે દેખાડવાને ઈચ્છતો એવો જે રાજા તેણે અતિશે આગ્રહે કરીને તે રાણીને પોતાની સાથે લેઇને, અને ઘણા નગરના મોટા મોટા લોકોની સંગાથે ત્યાં જઇને પૂજારાને કહ્યું, હે પૂજક! જલદી કમાડ ઉઘાડ. જેમ માતાનાં અમે દર્શન કરીએ, એમ કહે સતે તે પૂજારીએ રાજાના આદર થકી જેટલામાં કમાડ ઉઘાડ્યાં, તેટલામાં તે મુનિ હાથમાં લાકડી લેઇને નગ્ન છે સ્વરૂપ તે જેનું એવો સતો શીઘ્ર મુખ થકી અલખ! એ પ્રકારે શબ્દને ઉચ્ચારણ કરતો સતો ત્યાં થકી નીકળીને રાજાદિક સર્વ લોકોની મધ્યે થઇને બીજે ઠેકાણે જતો હવો. તેની પછવાડે વેશ્યા પણ નીકળી. ત્યારે રાજા તો તે પોતાના ગુરૂનુજ માઠું સ્વરૂપ દેખીને અતિશે લજ્જા પામ્યો સતો નીચું મુખ કરીને બેઠો. ત્યારે તે અવસરે રાણીએ કહ્યું. હે સ્વામિન્! એમાં શી ચિંતા કરો છો? મિથ્યાત્વના ઉદયે કરીને પ્રાણિઓને શી શી વિટંબના નથી ઉત્પન્ન થતી? ત્યાર પછી રાજાએ તત્કાળ ત્યાંથી ઉઠીને પોતાના સ્થાનકે આવીને

પૂજારા ઉપર ક્રોધ કરીને તેનું સ્વરૂપ પૂછે સતે તે પૂજારો કહેતો હુવો. હે સ્વામિન્! મેં તો તમારા કહેવા પ્રમાણેજ કાર્ય કરયું હતું, વળી હમણાં જે વિપરીત થયું તે હું નથી જાણતો. ત્યાર પછી રાજાએ વેશ્યાને બોલાવીને તે સ્વરૂપ પુછ્યું. ત્યારે વેશ્યાએ સર્વે પણ વૃત્તાંત કહ્યો. અને વળી મુનિના મનનું ધૈર્યપણુ વખાણ્યું. ત્યાર પછી રાજા તેની પ્રવૃત્તિ સાંભળવાથી અને રાણીના વચન થકી પ્રતિબોધ પામ્યો સતો સમકિતી શ્રાવક થયો. વળી તે મુનિતો ફરીને મુનિ વેષ અંગીકાર કરીને તે કષાયના સ્થાનક પ્રત્યે આળોવીને શુદ્ધ સંજમ આરાધીને અંતે સદ્ગતિના ભજનાર થયા. એ પ્રકારે શાસનનો ઉડ્ડાહ નિવારવાને માટે માયા કરનાર મુનિનો વૃત્તાંત કહ્યો. એ રીતે આવા કોઇ મ્હોટા કારણથી ગીતાર્થ પુરૂષને કોઇ દ્રવ્ય માત્ર કષાય કરવો પડે, તો તેથી તેમનું સંજમ જાય નહી. પણ આવું કામ કરવાને ગીતાર્થનો અધિકાર છે, પણ સામાન્ય મુનિનો ન જાણવો. એ ઉપદેશ.

તપ—તે તપ બે પ્રકારનું છે. એક તો બાહ્ય તપ, અને બીજુ આભ્યંતર તપ. તેમાં બાહ્ય તપ પણ છ પ્રકારનું છે. અને આભ્યંતર તપ પણ છ પ્રકારનું છે. એ બારે પ્રકારે તપનું સ્વરૂપ કિંચિત્ દેખાડીએ છીએ. તેમાં પ્રથમ બાહ્ય તપનું સ્વરૂપ આ રીતે છે.

अणसणमूणोयरिया वित्तीसंखेवणं रसच्चाउ ॥
कायकिलेसो संलीणया य बप्रो तवो होइ ॥१॥

૧. અર્થ—અનશન કહેતાં આહારનો ત્યાગ કરવો. તે બે પ્રકારે, એક થોડા કાળ સૂધી, અને એક જાવજ્જીવ સૂધી. તેમાં જે થોડા કાળ આહારનો ત્યાગ કરવો તે તપ, વીરસ્વામીના તીર્થને વિષે નવકારશી સહિત છ મહિના સૂધી જાણવું. અને પ્રથમ જિન તીર્થને વિષે, વર્ષ સૂધી જાણવું. અને બીજા જિનના તીર્થોને વિષે તો આઠ મહિના સૂધી જાણવું. એ રીતે ઈત્વર તપ કહેવાય. એટલે થોડા કાળનું તપ કહેવાય. હવે જે જાવજ્જીવનુ તપ છે, તેના ત્રણ પ્રકાર છે.

૧. પાદપોપગમન અનશન, ૨ બીજું ઇંગિત મરણ, ૩ ત્રીજું ભક્તપરિજ્ઞા. તેમાં ભક્તપરિજ્ઞાને વિષે ત્રણ પ્રકારના અથવા ચ્યાર પ્રકારના આહારનો ત્યાગ કરવો. વળી શરીરનું પરિકર્મ કહેતાં ચાંપવું, ચોળવું. પોતા થકી વળી પર થકી કરાવે. એટલે પોતે કરે અને પરપાસે પણ કરાવે. તે ભક્તપરિજ્ઞા તપ કહીએ. ॥૧॥ ઇંગિત મરણને વિષે તો નિયમાએ કરીને ચ્યાર પ્રકારના આહારનો ત્યાગ કરવો. અને પર પાસે પરિકર્મ ન કરાવવું. વળી પોતે ઇંગિત દેશની મધ્યે, એટલે જેટલી જગ્યાનો નિયમ કર્યો

હોય તેટલામાં, ઉદ્વર્ત્તના પરિકર્મ કરે પણ ખરો. એટલે ચાંપવું, ચોળવું કરે; પણ પર પાસે ન કરાવે. તે ઇંગિત મરણ તપ કહીએ. ॥૨॥ હવે પાદપોપગમનને વિષે તો પાદપની પઠમ એટલે વૃક્ષની પઠમ પોતાનાં અંગ અથવા ઉપાંગ સમ વિષમ દેશને વિષે એટલે સરખા અને વિષમ સ્થાનકને વિષે જે જેમ પડ્યું હોય, તે તેમજ ધારણ કરતો. એટલે રાખતો નિશ્ચળ સતો રહે: એટલે હાલે ચાલે નહી. તે પાદપોપગમન અનશન તપ કહીએ. ॥૩॥ એ રીતે ત્રણે પ્રકારે જાવજ્જીવ સુધી અનશન તપ થાય.

૨. ઉનોદરિકા તપ કહેતાં.

वत्तीसं किर कवला आहारो कुच्छिपूरउ नणिउ ॥
पुरिसस्स महिलयाए अठावीसं नवे कवला ॥१॥

અર્થ—પુરૂષને બત્રીશ કવળનો આહાર, પેટને પૂર્ણ કરનાર કહ્યો છે. એટલે પુરૂષને બત્રીશ કવળનો આહાર હોય. અને સ્ત્રીને અઠ્ઠાવીશ કવળનો આહાર હોય. ॥૧॥ એ પ્રકારે પોતાના આહારનું જે માન, કહેતાં પ્રમાણ તેનો સંક્ષેપ કરવો. એટલે તેમાંથી ઓછું કરવું. એ રીતે સર્વ ઉપકરણાદિ આશ્રીને પણ જાણવું. એ દ્રવ્ય ઉનોદરિ કહીએ. અને ક્રોધાદિકનો જે ત્યાગ કરવો, તે ભાવ ઉનોદરિ કહીએ. એ રીતે દ્રવ્ય ભાવ બે પ્રકારે બીજું ઉનોદરિ તપ જાણવું. ॥૨॥

૩. વૃત્તિસંક્ષેપ તપ કહેતાં વૃત્તિનો એટલે ભિક્ષાચર્યાનો સંક્ષેપ, કહેતાં દ્રવ્ય ક્ષેત્રાદિ અભિગ્રહ વિશેષે કરીને સંકોચ કરવો. તે વૃત્તિસંક્ષેપ તપ કહીએ. ॥૩॥

૪. રસત્યાગ તપ એટલે દહીં, દૂધ, ઘીઈ પ્રમુખ રસોનો ત્યાગ કરવો. તે રસત્યાગ તપ કહીએ. ॥૪॥

૫. કાયક્લેશ તપ એટલે કાયાને આસન બંધે કરીને એટલે ઉક્કડુ આસનાદિક વાળવે કરીને અથવા લોચાદિકવડે કરીને કષ્ટ કરવું. તે કાયક્લેશ તપ કહીએ. ॥૫॥

૬. સંલીનતા તપ એટલે ઇંદ્રિયો, કષાય, અને યોગનું ગોપવવું; અને વળી સ્ત્રી, પશુ, પંડકા (નપુંસક)દિકે કરીને રહિત એવા સ્થાનકને વિષે રહેવું. તે સંલીનતા તપ કહીએ. ॥૬॥ આ છ પ્રકારનું તપ કરવા માંડે સતે લોકો પણ જાણી શકે છે. અને કોઈ પ્રકારે કુતીર્થીકો પણ કરે છે; એ કારણ માટે બાહ્ય તપ કહ્યું છે.

હવે આભ્યંતર તપનું સ્વરૂપ દેખાડીએ છીએ.

पायच्छित्तं विणउ वेयावच्चं तहेव सिझाउ ॥

झाणं उस्सगोविय अब्भिंतरओ तवो होइ ॥१॥

અર્થ—૧ પ્રાયશ્ચિત તપ. ૨ વિનય તપ. ૩ વૈયાવૃત્ત્ય તપ. તેમજ ૪ સ્વાધ્યાય તપ. ૫ ધ્યાન તપ. ૬ વ્યુત્સર્ગ તપ. એ છ પ્રકારે આભ્યંતર તપ જાણવું. તેમાં પ્રથમ પ્રાયશ્ચિત્ત તપનું સ્વરૂપ કિંચિત્ દેખાડીએ છીએ. પ્રથમ પણ બકુશકુશીળના અધિકારમાં સામાન્યપણે કહ્યું છે; તો પણ ઈહાં અનુક્રમે પ્રસંગમાં આવ્યું માટે તે કરતાં કાંઈ વિસ્તારપણે દેખાડીએ છીએ.

आलोयण१ पडिक्कमणे२ मीस३ विवेगे४ तहा विउस्सगो५ ॥
तव६ छेय७ मूल८ अणवठया य९ पारंचियं१० चेव ॥१॥

૧. અર્થ—આલોચના કહેતાં ગુરૂ મહારાજની આગળ પોતાના કરેલા પાપનું વચને કરીને પ્રકટ કરવું, તે આલોચના પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૧॥

૨. તથા પ્રતિક્રમણ કહેતાં દોષ થકી પાછું ઓસરવું, અને વળી ફરીને ન કરવાપણે કરીને એટલે આ દોષ ફરીને હું નહી સેવું. એ રીતે મનમાં વિચારીને પોતેજ મિચ્છામિ દુક્કડં દેવો. પણ ગુરૂ મહારાજની આગળ પ્રકટ કરવાનું નથી. તે કોની પઠમ ? જેમ સહુસાતકારે અણઉપયોગથી શ્લેષમાદિકનું નાંખવું તેની પઠમ. એટલે ઉતાવળથી ઉપયોગની ગફલતે કરીને શ્લેષમાદિકનું નાંખવું થઇ જાય. તો તેજ વખતે ઉપયોગ કરીને પોતેજ મિથ્યાદુષ્કૃત ફરે; પણ ગુરૂની આગલ કહેવાની વાટ્ય જુવે નહી તે પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૨॥

૩. તથા મિશ્ર, એટલે જે દુષ્કૃત એટલે જે પાપ ઉપર લખેલાં બે પ્રાયશ્ચિતો મધ્યેથી હરેક કોઇ પ્રાયશ્ચિત્તે કરીને શુદ્ધ ન થાય. તેની શુદ્ધિને અર્થે આલોચના અને પ્રતિક્રમણ એ બેનું કરવું. એટલે ગુરૂની આગળ પ્રકટ કરવું. અને મિચ્છામિ દુક્કડં પણ દેવો. તે મિશ્ર પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૩॥

૪. તથા વિવેક, એટલે આધાકર્માદિ આહારનું ગ્રહણ કરવું તે આદિક જે અકૃત્ય, તે ગ્રહણ કરેલા આહારાદિકનો ત્યાગ કરે સતેજ શુદ્ધ થાય; પણ બીજે પ્રકારે ન થાય. માટે તે અકૃત્યની શુદ્ધિને અર્થે તે આહારાદિકનો જે પરિત્યાગ કરવો; તે વિવેક પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૪॥

૫. તથા વ્યુત્સર્ગ કહેતાં માઠા સ્વપ્ન થકી ઉત્પન્ન થયાં એવાં દુષ્કૃતાદિ તેની શુદ્ધિને અર્થે કાયાની ચેષ્ટાનું રોકવું. તે વ્યુત્સર્ગ પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૫॥

૬. તથા તપ કહેતાં પૂર્વે કહેલા એવા ઉપાયોવડે કરીને ન શુદ્ધ થતું એવું જે દુષ્કૃત તેની શુદ્ધિને અર્થે ઉચિત પ્રમાણે નીવીઆદિકથી માંડીને છ મહિના સુધીનું તપ કરવું. તે તપ પ્રાયશ્ચિત કહીએ. ॥૬॥

૭. તથા છેદ કહેતાં બાકી રહેલા ચારિત્ર પરજાયની રક્ષાને માટે

દૂષિત થએલા એવા પૂર્વ પરજાયનો છેદ કરવો તે છેદ પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૭॥

૮. તથા કોઈક મ્હોટો દોષ ઉત્પન્ન થએ સતે સમસ્ત પરજાયનો છેદ કરીને ફરીને મહાવ્રતનું આરોપણ કરવું, તે મૂળ પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૮॥

૯. તથા ક્રોધાદિકના ઉદયથી સેવન કરેલું એવું જે દુષ્કૃત કહેતાં પાપ તેની શુદ્ધિને અર્થે શાસ્ત્રમાં કહેલું એવું જે તપ તે જ્યાં સૂધી ન કર્યું હોય, ત્યાં સૂધી વ્રતોને વિષે, અથવા લિંગને વિષે, સ્થાપન ન કરીએ; એ અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૯॥

૧૦. તથા મુનિનો ઘાત, અને રાજવધાદિ મ્હોટું અકૃત્ય સેવન કરવાથી લિંગ, અને ક્ષેત્ર, અને કાળ, અને તપ તેમના પાર પ્રત્યે પામે તે પારાંચિત પ્રાયશ્ચિત્ત કહીએ. ॥૧૦॥ એટલે આટલા કાળ સૂધી તમારે જૈનવિના બીજું લિંગ રાખવું. અને આટલા કાળ સૂધી તમારે અમુક ક્ષેત્રે રહેવું. અને આટલા કાળ સૂધી તમારે આટલુ તપ કરવું. એ રીતે આચાર્યના કહ્યા પ્રમાણે તેટલા વર્ષ સૂધી તે રીતે પાળે; તે પારાંચિત કહેવાય. આ પ્રાયશ્ચિત્ત અપ્રકટ લિંગના ધરનારા એવા, અને જિનકલ્પિકને સદૃશ એવા, અને ક્ષેત્ર થકી બાહાર રહેલા એવા, અને અતિશે વિસ્તારવંત તપના કરનાર એવા આચાર્યોનેજ જઘન્યથી છ મહિના સૂધી, અને ઉત્કૃષ્ટથી બાર વર્ષ સૂધી હોય. પછી એટલે અતિચારનો પાર પામ્યા પછી તેમને ફરી દીક્ષા આપવી. પણ અતિચારનો પાર પામ્યા વિના ન આપવી. ॥૧૦॥ આ ઉપર લખેલા દશ પ્રાયશ્ચિત્તોની મધ્યે અંતનાં બે પ્રાયશ્ચિત્ત જ્યાં સૂધી પ્રથમ સંઘયણવાળા, અને ચૌદપૂર્વધર હોય, ત્યાં સૂધી હોય; ને તેથી ઉપરાંત તો દુઃપ્રસભસૂરી સૂધી આઠ પ્રકારનું પ્રાયશ્ચિત્ત જાણવું. એ પ્રાયશ્ચિત્ત તપનું સ્વરૂપ થયું.

૨. વિનય, જ્ઞાનાદિ ભેદ થકી સાત ભેદે છે.

૧ જ્ઞાન વિનય. ૨ દર્શન વિનય. ૩ ચારિત્ર વિનય. ૪ મનોવિનય. ૫ વચન વિનય. ૬ કાય વિનય. ૭ લોકોપચાર વિનય. આ સાત પ્રકારનો વિનય મુનિયોએ સદાયકાળ આચરવા જોગ્ય છે. આ વિનયનો વિસ્તાર શ્રી ભગવતીજીના પચ્ચીશમા શતકના સાતમા ઉદ્દેશાથી લખ્યો છે.

૧. જ્ઞાન વિનય પાંચ પ્રકારનો છે. તેમાં ૧ લો મતિજ્ઞાનનો વિનય. ૨ શ્રુતજ્ઞાનનો વિનય. ૩ અવધિજ્ઞાનનો વિનય. ૪ મનપર્યવજ્ઞાનનો વિનય. ૫ કેવળજ્ઞાનનો વિનય. એટલે મતિજ્ઞાનાદિ પાંચ જ્ઞાનનું શ્રદ્ધાન કરવું, અને ભક્તિ કરવી, અને બહુમાન કરવું, અને દેખેલા અર્થની વિચારણા કરવી, અને વિધિએ કરીને ગ્રહણ કરવું, અને તે જ્ઞાનનો અભ્યાસ કરવો; એ પ્રકારે જ્ઞાનનો વિનય જાણવો. ॥૧॥

૨. દર્શન વિનય બે પ્રકારનો છે. ૧ શુશ્રૂષણા, કહેતાં સમ્યકૃત્વ ગુણોએ કરીને અધિક એવા પુરૂષોની સેવા. તે શુશ્રૂષણા વિનય કહીએ. ॥૧॥ ૨ અનત્યાશાતના વિનય. એટલે અતિશે આશાતનાનું ટાળવું. ॥૨॥ તેમાં જે શુશ્રૂષણા વિનય છે, તે અનેક પ્રકારે છે. તે ભગવતીજીના ચૌદમા શતકના ત્રીજા ઉદ્દેશામાં કહ્યો છે. ત્યાંથી ઇહાં લખીએ છીએ.

૧. સત્કાર, કહેતાં વિનય કરવાને યોગ્ય એવા પુરૂષોને વિષે વંદનાદિકે કરીને આદર કરવો. અથવા સારા વસ્ત્રાદિકનું આપવું. " **सक्कारो पवरवत्थमाईहिं इति वचनात** "

૨. સન્માન કહેતાં તથા પ્રકારની પ્રતિપત્તિનું કરવું, એટલે વિનય કરવાને યોગ્ય પુરૂષોને હરકોઇ વસ્તુની પ્રાપ્તિ કરવી.

૩. કૃતિકર્મ કહેતાં વંદન કરવું. અથવા તેમનું કામ કરવું.

૪. અભ્યુત્થાન કહેતાં ગુણોએ કરીને અધિક પુરૂષોનું દર્શન થએ સતે આસનનો ત્યાગ કરવો, એટલે પોતાનું આસન છોડીને ઉભા થવું.

૫. અંજલિપ્રગ્રહ કહેતાં મહોટા પુરૂષોની આગળ હાથ જોડીને ઉભા રહેવું.

૬. આસનાભિગ્રહ કહેતાં બેઠે થકેજ એટલે બેસતાંવેંતજ આદર કરવા જોગ્ય પુરૂષને માટે આસન લાવીને, આપ! આ આસન ઉપર બિરાજો એવી રીતે કહેવું.

૭. આસનાનુપ્રદાન કહેતાં મોટાઇ કરવા જોગ્ય એવા પુરૂષને આશ્રીને એક સ્થાનકથી બીજે સ્થાનકે આસનને લેઈ જવું.

૮. આવતા એવા વિનય કરવા જોગ્ય પુરૂષના સન્મુખ જવું.

૯. બેઠા એવા વિનય કરવા જોગ્ય પુરૂષ તેની સેવા કરવી.

૧૦. જતા એવા વિનય કરવા જોગ્ય પુરૂષ તેની પછવાડે જવું. એટલે તેમને પહોંચાડવા જવું. એ સર્વ શુશ્રૂષણા વિનય કહીએ. અર્થાત્ એ સર્વ ઉપર લખ્યા પ્રમાણે ગુણે કરીને અધિક પુરૂષોની સેવા જાણવી.

હવે અનત્યાશાતના વિનય, પીસતાળીશ પ્રકારનો છે, તે દેખાડીએ છીએ.—

૧. અરિહંતની અનત્યાશાતના એટલે આશાતના ટાળવી.

૨. અરિહંત મહારાજના કહેલા ધર્મની આશાતના ટાળવી.

૩. આચાર્યજીની આશાતના ટાળવી.

૪. ઉપાધ્યાયની આશાતના ટાળવી.

૫. સ્થવિર મુનિઓની આશાતના ટાળવી.

૬. કુળની આશાતના ટાળવી.

૭. ગણની આશાતના ટાળવી.

૮. સંઘની આશાતના ટાળવી.

૯. ક્રિયાની આશાતના ટાળવી. ક્રિયા કહેતાં પરલોક છે. આત્મા છે. સમસ્ત ક્લેશાદિકે કરીને રહિત એવું મુક્તિ સ્થાનક છે. ઇત્યાદિ પ્રરૂપણારૂપ ઈહાં ક્રિયા જાણવી. અર્થાત્ પરલોકાદિ છે. એ રૂપનું જે અસ્તિપણું, તે વિનય કહીએ. અને તેનું જે નાસ્તિપણું કરવું, તે ક્રિયાનો અવિનય કહીએ. અને તે અવિનય કરવાથી મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે. એ ભાવ.

૧૦. સંભોગની અનત્યાશાતના વિનય કહેતાં સરખા ધર્મવાળાઓને માંહોમાંહે આહાર પાણીઆદિકનું આપવું, અને ગ્રહણ કરવું. એ રૂપ સંભોગ કહીએ. તે સંબંધી આશાતનાનું ટાળવું. અને વિપરીત કરણનું વર્જવું. એટલે પૂર્વે કહ્યું તેથી ઉલટું ન કરવું.

૧૧. મતિજ્ઞાન. ૧૨ શ્રુતજ્ઞાન. ૧૩ અવધિજ્ઞાન. ૧૪ મનપર્યવજ્ઞાન. ૧૫ કેવળજ્ઞાન. એ પાંચ જ્ઞાનની આશાતના ટાળવી. એ રીતે ઉપર લખ્યા પંદરે બોલની ભક્તિ કહેતાં બાહારલી સેવા ॥૧॥ બહુમાન કહેતાં અંતરંગ પ્રીતિ. ॥૨॥ વન્નસંજલણયા કહેતાં છતા ગુણોનું વર્ણન કરવે કરીને તેમના જશનું દીપાવવું. ॥૩॥ એ ત્રણ પ્રકારે કરીને ઉપર લખેલા પંદરે જણની આશાતનાનું ટાળવું. એટલે એકેકને વિષે ત્રણ ત્રણ બોલ જાણવા. એ રીતે પંદરને ત્રણગણા કરીએ એટલે પીસ્તાળીશ બોલ થાય. એ પીસ્તાળીશ પ્રકારે અનત્યાશાતના વિનય જાણવો. એ દર્શનવિનયનો ભેદ થયો.

૩. ચારિત્રવિનય પાંચ પ્રકારનો છે, તે કહે છે. ૧ સામાયિક ચારિત્રવિનય. એ રીતે પાંચે ચારિત્રનું સમ્યક્પ્રકારે શ્રદ્ધાન કરવું, અને સામાયિકાદિક સંજમનું પાળવુ, અને તે સામાયિકાદિ સંજમની યથાર્થ પ્રરૂપણા કરવી, એટલે જે રીતે વીતરાગદેવે પ્રરૂપણા કરી હોય તે રીતે પોતાના ક્ષયોપશમ પ્રમાણે ભવ્યજીવોની આગળ પ્રરૂપણા કરવી. તે સર્વ ચારિત્રવિનય કહીએ. ॥૩॥

૪. મનવિનય બે પ્રકારનો છે. તે કહે છે. ૧ પ્રશસ્ત મનોવિનય, ૨ અપ્રશસ્ત મનોવિનય, તેમાં પ્રશસ્ત મનોવિનય કહેતાં, આચાર્યાદિકને વિષે રૂડા મનને પ્રવર્ત્તાવવે કરીને જે વિનય, 'કહેતાં કર્મને દૂર કરવાનો ઉપાય, તે પ્રશસ્ત મનોવિનય કહીએ. ॥૧॥ હવે અપ્રશસ્ત મનોવિનય કહેતાં આચાર્યાદિકોને વિષે ખોટા મનને પાછું વાળવે કરીને જે વિનય, તે અપ્રશસ્ત મનોવિનય કહીએ. ॥૨॥

હવે પ્રશસ્ત મનોવિનય સાત પ્રકારનો છે. તે કહે છે.

૧ અપાપક કહેતાં સામાન્યપણે કરીને પાપ રહિત એવું જે મન, તે અપાપક મનોવિનય કહીએ. ॥૧॥

૨ અસાવદ્ય કહેતાં વિશેષ થકી ક્રોધાદિ પાપે કરીને રહિત, એવું જે મન, તે અસાવદ્ય મનોવિનય કહીએ. ॥૨॥

૩ અક્રિય કહેતાં કાયિક્યાદિ, એટલે કાયિક, અહિગરણિયાદિક પચ્ચીશ ક્રિયાઓને વિષે આસક્તિનું વર્જવું, તે અક્રિય મનોવિનય કહીએ. ॥૩॥

૪ નિરૂપક્લેશ કહેતાં પોતાને વિષે પ્રાપ્ત થયા એવા શોકાદિકે કરીને રહિત, એવું જે મન, તે નિરૂપક્લેશ મનોવિનય કહીએ. ॥૪॥

૫ અનાશ્રવકર કહેતાં પ્રાણાતિપાતાદિક આશ્રવનું જે કરવું, તેણે કરીને રહિત એવું જે મન, તે અનાશ્રવકર મનોવિનય કહીએ. ॥૫॥

૬ અક્ષપિકર કહેતાં પોતાને અને પરને પ્રયાસ ઉપજાવવે કરીને રહિત, તે અક્ષપિકર મનોવિનય કહીએ. ॥૬॥

૭ અભૂતાભિશંકન કહેતાં ભૂત જે પ્રાણી, તેને બીહીવડાવવે કરીને રહિત એવું જે મન, તે અભૂતાભિશંકન મનોવિનય કહીએ. ॥૭॥

એ ઉપર લખ્યા સાત પ્રકારે જે મન વર્ત્તે, તે પ્રશસ્ત મનોવિનય કહીએ.

હવે અપ્રશસ્ત મનોવિનય સાત પ્રકારનો તે કહે છે.

૧ પાપ સહિત એટલે સામાન્યે કરીને પાપ સહિત.

૨ સાવદ્ય સહિત એટલે વિશેષથી ક્રોધાદિ પાપે સહિત.

૩ ક્રિયા સહિત.

૪ ક્લેશ સહિત.

૫ આશ્રવ સહિત.

૬ ક્ષપિકર.

૭ અભિશંકન એટલે પ્રાણિયોને ડરાવવું.

એ ઉપર લખ્યા સાત બોલમાં વર્ત્તતું એવું જે મન, તેને તેથી પાછું વાળીને ઉપર લખેલા પાપ• રહિતાદિક સાત બોલમાં પ્રવર્ત્તાવું, તે અપ્રશસ્ત મનોવિનય કહીએ. એટલે પ્રથમ ખોટે પ્રકારે મન વર્ત્તતું હતું તેને રૂડે પ્રકારે વર્ત્તાવ્યું, તે વિનય થયો. એટલે કર્મ નાશ કરવાનો ઉપાય થયો. ઇહાં અપ્રશસ્ત મનોવિનય એ રીતે ઉપચારે કરીને કહ્યું, કેમ જે, પ્રથમથીજ જે રૂડું મન વર્ત્તતું હોય તે તો પ્રશસ્તજ કહેવાય, અને પ્રથમ થીજ જે ખોટું મન વર્ત્તતું હોય, તેને રૂડે પ્રકારે વર્ત્તાવવું, તેમાં પ્રથમ જેવું મન હતું તેનો ઉપચાર કરીને ભવ્યજીવોને સમજાવવાને માટે ભેદ પાડ્યો છે.

૫ વચનવિનય બે પ્રકારનો છે. ૧ પ્રશસ્ત વચનવિનય. ૨ અપ્રશસ્ત વચનવિનય. તેમાં પ્રશસ્ત વચનવિનય, પ્રશસ્ત મનોવિનયની પેઠે સાત પ્રકારે જાણવો. અને અપ્રશસ્ત વચનવિનય, તે પણ અપ્રશસ્ત મનોવિનયની પેઠે સાત પ્રકારે જાણવો. ॥૫॥

૬ કાયવિનય બે પ્રકારનો છે. ૧ પ્રશસ્ત કાયવિનય. ૨ અપ્રશસ્ત કાયવિનય. તેમાં પ્રશસ્ત કાયવિનય સાત પ્રકારનો છે. તે કહે છે.

૧ આગુપ્ત કહેતાં સંજત, તેના સંબંધી જે ગમન, તે આ ગુપ્ત ગમન કહીએ. એટલે ઉપયોગ સહિત મુનિરાજનું જે ચાલવું તે આ ગુપ્ત ગમન કાયવિનય કહેવાય.

૨ આ ગુપ્તસ્થાન કહેતાં ઉભું રહેવું.

૩ આ ગુપ્તનિષીદન કહેતાં બેસવું.

૪ આ ગુપ્તત્વગવર્ત્તન કહેતાં લોટવું.

૫ આ ગુપ્ત ઓલંઘન કહેતાં દ્વાર, ભુંગળ, વંડાદિકનું ઉંચું ઓલંઘન કરવું, એટલે તેને ઓલંઘી જવું.

૬ આ ગુપ્ત પ્રલંઘન કહેતાં વિસ્તારવંત એવાં ખાઈ આદિકનું ઘણું ઓલંઘન કરવું, એટલે તેને વિશેષ પ્રકારે ઓલંઘી જવું.

૭ આ ગુપ્ત સર્વ ઈંદ્રિય જોગ જુંજનતા કહેતાં સર્વ ઈંદ્રિયોના વ્યાપારનો પ્રયોગ કરવો.

એ ઉપર લખ્યાં સાત વાંનાં ઉપયોગ સહિત, ગુરૂ લાઘવના વિચાર પૂર્વક આશ્રવ ભાવે કરીને રહિત, એવા જે મુનિરાજ જતના સહિત કરે છે; તે સર્વ પ્રશસ્ત કાયવિનય કહેવાય.

અપ્રશસ્ત કાયવિનય સાત પ્રકારે.

૧ અનાગુપ્ત ગમન કહેતાં, અનાગુપ્તનું એટલે અસંજત સંબંધી જે ગમન કહેતાં ચાલવું, એ રીતે જાવત્ અનાગુપ્ત એટલે અજતનાએ કરીને સર્વ ઇંદ્રિયોનું વ્યાપારવું. એ સાત બોલથી નિવર્ત્તવું, એટલે પાછું ઓસરવું. અર્થાત્ ઉપર કહેલા સાત બોલોમાં જતના સહિત કાયાને વર્ત્તાવવું; તે અપ્રશસ્ત કાયવિનય કહીએ. ઈહાં પણ અપ્રશસ્ત મનોવિનયની પેઠે ભાવાર્થ જાણવો.

૭ લોકોપચાર વિનય કહેતાં લોકોનો ઉપચાર કહેતાં વ્યવહાર, અથવા પૂજા, તે રૂપ જે વિનય તે લોકોપચાર વિનય કહીએ. હવે તે લોકોપચાર વિનયના સાત ભેદ છે. તે કહીએ છીએ.

૧ અભ્યાસવર્ત્તિત્વ કહેતાં સમીપે વર્ત્તવાપણું એટલે મોટાઈપણું કરવાને જોગ્ય એવો જે પુરૂષ તેની સમીપે વર્ત્તવાનો છે સ્વભાવ તે જેનો, તે અભ્યાસવર્ત્તિ કહીએ. તેનો જે ભાવ તે અભ્યાસવર્ત્તિપણું કહીએ. અર્થાત્ વિનય કરવા જોગ્ય પુરૂષની સમીપે વર્ત્તવું. અથવા આદર કરવા જોગ્ય પુરૂષ ઉપર પ્રેમ કરવો. તે અભ્યાસવર્ત્તિ લોકોપચાર વિનય કહીએ.

૨ પરછંદાનુવર્ત્તિત્વં કહેતાં પરછંદાનુવર્ત્તિપણુ એટલે આરાધવા જોગ્ય એવા જે પુરૂષ, તેના અભિપ્રાય પ્રમાણે ચાલવું.

૩ કાર્યહેતુ કહેતાં જ્ઞાનાદિને નિમિત્તે, એટલે જ્ઞાનાદિક ભણવાને માટે, આહાર પાણીનું આપવું.

૪ કૃતપ્રતિકૃતતા કહેતાં વિનય થકી પ્રસન્ન કર્યા એવા જે ગુરૂ, તે શ્રુત પ્રત્યે આપશે. એટલે સિદ્ધાંત મને ભણાવશે. એવા અભિપ્રાએ કરીને અશનાદિ આપવાનો ઉદ્યમ કરવો.

૫ આર્ત્તગવેષણતા કહેતાં રોગી પુરૂષને ઔષધાદિકે કરીને જે ખોળે, કહેતાં ઉપકાર કરે. અર્થાત્ રોગી પુરૂષને ઔષધ પ્રત્યે આપે.

૬ પ્રસ્તાવજ્ઞતા કહેતાં અવસરે ઉચિત અર્થનું સંપાદન કરવું, એટલે જે અવસરે જે ઘટે તે આપવું.

૭ સર્વ અર્થને વિષે અપ્રતિલોમપણું કરવું, કહેતાં આરાધવા જોગ્ય એવા જે પુરૂષ, અર્થાત્ ઉપકારી પુરૂષ તેમના સંબંધી સર્વ પ્રયોજનોને વિષે, એટલે તેમના સર્વ કામને વિષે, અનુકૂળપણું કરવું. અર્થાત્ પોતાની શક્તિને અનુસારે ગુરૂમહારાજનું સર્વ કામ કરી આપવું.

એ ઉપર લખ્યા સર્વ બોલ લોકોપચાર વિનયના જાણવા. ઈહાં લોક શબ્દે કરીને પૂજનીક પુરૂષ ગ્રહણ કરવા. એ રીતે સર્વ વિનય તપના ભેદ કહ્યા. ॥ ૨ ॥

૩ વૈયાવૃત્ય તપ કહેતાં આચારજાદિકોને અન્નપાનાદિ સંપાદન કરવાના વિધિમાં ઉદ્યમવંત થવું. તે વૈયાવૃત્ય કહેતાં તે વૈયાવચ્ચ તપ દશ પ્રકારનું છે. જન્માદિકે કરીને વયે મહોટો હોય.

૧ આચાર્ય. ૨ ઉપાધ્યાય. ૩ સ્થવિર કહેતાં ૪ તપસ્વિ કહેતાં છઠ્ઠ અઠ્ઠમાદિક તપનો કરનાર. ૫ ગ્લાન કહેતાં રોગી. ૬ શિષ્ય કહેતાં નવદીક્ષિત. ૭ કુલ. ૮ ગણ ૯ સંઘ ૧૦ સાધર્મિક એ દેશ જણનું આહારાદિકે કરીને સાહાજ્ય કરવું. તે દશ પ્રકારે વૈયાવચ્ચ તપ કહીએ ॥૩॥

૪ સ્વાધ્યાય તપ કહેતાં રૂડે પ્રકારે મરજાદાએ કરીને એટલે અકાળવેળાદિના પરિહારે કરીને અથવા પોરશીની અપેક્ષાએ કરીને એટલે પહેલી પોરશીમાં સૂત્ર ભણવું, અને બીજી પોરશીમાં અર્થ ચિંતવન કરવો, એવી અપેક્ષાએ કરીને જે ભણવું. તે સ્વાધ્યાય કહીએ. તે સ્વાધ્યાય પાંચ પ્રકારે છે.

૧ વાચના. ૨ પૃચ્છના. ૩ પરાવર્ત્તના. ૪ અનુપ્રેક્ષા. ૫ ધર્મકથા.

૧ તેમાં ન ભણેલું એવું જે સૂત્ર, તેનું અનુયોગદ્વારાદિક શાસ્ત્રમાં કહેલા વિધિએ કરીને ગુરૂના મુખ થકી ગ્રહણ કરવું તે વાચના કહીએ. ॥ ૧ ॥

૨ સંદેહ પડે સતે ગુરૂ મહારાજને વિનય સહિત પૂછવું. તે પૃચ્છના કહીએ. ॥ ૨ ॥

૩ પૂછવે કરીને નિશ્ચે કરેલું એવું જે સૂત્ર તેને ન ભૂલવાને અર્થે ગણવું. તે પરાવર્ત્તના કહીએ. ॥૩॥

૪ સૂત્રની પઠમ અર્થનું પણ ચિંત્વન કરવું. તે અનુપ્રેક્ષા કહીએ. ॥૪॥

૫ અભ્યાસ કરેલા સૂત્રનો પરને ઉપદેશ દેવો. તે ધર્મકથા કહીએ.॥૫॥

ઇહાં સૂત્ર બે પ્રકારનું છે. એક અંગપ્રવિષ્ટ. બીજું અંગબાહાય્ય.

पायदुगं२ जंघोध रूद्द गायदुगर्द्ध तु८ दोअ बाहूअ १० ॥

गीवा११ सिरं च१२ पुरिसो बारसअंगो सुअविसिठो ॥१॥

એ પ્રકારના પ્રવચનરૂપ પુરૂષના અંગોને વિષે પ્રવિષ્ટ કહેતાં રહેલું, તે અંગ પ્રવિષ્ટ કહીએ તે બાર પ્રકારે છે. તે કહે છે.

૧ આચારાંગજી, અને સૂયગડાંગજી એ બન્ને સૂત્ર પ્રવચન પુરૂષના બે પગને ઠેકાણે જાણવાં. અને ઠાણાંગજી, અને સમવાયાંગજી બે ઝંઘાઓને ઠેકાણે જાણવાં. અને ભગવતીજી અને જ્ઞાતા ધર્મકથા બે સાથળને ઠેકાણે જાણવાં. ઉપાશકદશા અને અંતગડદશા એ બન્ને સૂત્ર બરડો (વાંસો) અને પેટરૂપ જાણવાં. અનુત્તરોવવાઈ અને પ્રશ્નવ્યાકરણ એ બન્ને સૂત્ર એ બાહુ (ભુજા)ને ઠેકાણે જાણવાં. અને વિપાક સૂત્ર કોટ (ડોક)ને ઠેકાણે જાણવું. અને દૃષ્ટિવાદ સૂત્ર મસ્તકને ઠેકાણે જાણવું. એ રીતે બારઅંગ સહિત દ્વાદશાંગી પુરૂષ જાણવો.

૨ અંગ બાહાય્ય કહેતાં આવશ્યક અને ઉપાંગ કહેતાં. પન્નવણાજી, રાયપશેણિયાદિક અને પ્રકીર્ણ કહેતાં પયન્ના ઈત્યાદિક ભેદે કરીને અનેક પ્રકારે જાણવું.

હવે દીક્ષા ગ્રહણ કર્યા પછી જેટલા વર્ષોએ કરીને જે સૂત્રની વાચના ગ્રહણ કરવી, તેનું સ્વરૂપ વ્યવહાર સૂત્રમાં કહેલી ગાથાઓ થકી જાણી લેવું. વિસ્તાર થવાના ભય થકી અને ગુરૂગમ્ય ધારણા ન કરવાથી લખ્યું નથી. વળી

स्वाध्यायं कुर्वद्भिः संयममार्गाऽविराधकैर्मुनिभिः ॥

व्याविद्धत्वप्रमुखाः अतिचाराः सर्वथा वर्ज्याः ॥१॥

એ ગાથાનો ભાવાર્થ લખીએ છીએ. સંજમ માર્ગના અવિરાધક એવા, અને સ્વાધ્યાયના કરનારા, એવા જે મુનિઓ, તેમણે, વ્યાવિદ્ધત્વ પ્રમુખ અતિચાર; સર્વથા પ્રકારે વર્જવા. તે નીચે લખીએ છીએ.

૧ વ્યાવિદ્ધત્વ કહેતાં વિપરજાસપણું એટલે હોય કાંઈ, અને બોલવું

કાંઈ, તે વિપરજાસ નામે અતિચાર કહીએ.

૨ પ્રત્યામ્રેડિતપણુ કહેતાં બીજા બીજા આળાવા મેળવવે કરીને, બે ત્રણ વાર બોલવું. તે પ્રત્યામ્રેડિત અતિચાર કહીએ.

૩ હીનાક્ષરપણુ કહેતાં જે સૂત્ર અથવા ગાથા બોલતા હોઇએ તેમાંથી ઓછો અક્ષર બોલવો, તે હીનાક્ષર અતિચાર કહીએ.

૪ અત્યક્ષરપણુ કહેતાં વધારે અક્ષર બોલવો, તે અત્યક્ષર અતિચાર કહીએ.

૫ પદહીનપણુ કહેતાં પદે કરીને રહિત બોલવું, તે પદહીન અતિચાર કહીએ.

૬ વિનયહીનપણુ કહેતાં વિનયે કરીને રહિતપણે ભણવું, તે

૭ ઉદાત્તાદિદોષહીનપણુ કહેતાં વ્યાકરણ શાસ્ત્રમાં કહેલા ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એવા જે દોષ તેણે કરીને રહિતપણે ભણવું તે અતિચાર.

૮ યોગહીનપણુ કહેતાં નથી કર્યો યોગોપચાર કહેતાં તપ, તે જેનું, એટલે જે સૂત્ર ભણતી વખતે તેનું જે તપ કરવાનું હોય, તે કર્યા વિના ભણવું; તે અતિચાર.

૯ સુષ્ઠુદાન કહેતાં અતિશે ભણાવવું એટલે થોડું શ્રુત ભણાવવાને જોગ્ય, એવું જે પાત્ર, તેને ગુરૂ મહારાજે જે અધિક ભણાવવું, તે અતિચાર દોષ કહેવાય.

૧૦ દુષ્ઠુપ્રતીચ્છન કહેતાં મલિન હૃદયે કરીને ગ્રહણ કરવું.

૧૧ અકાળે કહેતાં અવસર વિના સ્વાધ્યાયનું કરવું, એટલે સૂત્રનો જે ભણવાનો અવસર કહ્યો છે; તે અવસર વિના બીજા અવસરમાં ભણવું; તે અતિચાર દોષ કહીએ.

૧૨ કાળે કહેતાં અવસરે સ્વાધ્યાય ન કરે, તે અતિચાર.

૧૩ અસ્વાધ્યાય સતે એટલે અશુચિઆદિકે કરીને સહિત એવા ક્ષેત્રને વિષે સ્વાધ્યાયનું કરવું, તે અતિચાર દોષ કહીએ.

૧૪ સ્વાધ્યાય સતે એટલે પવિત્ર ક્ષેત્ર સતે સ્વાધ્યાયનું ન કરવું તે અતિચાર દોષ કહીએ.

આં ઉપર લખ્યા અતિચારોનું સ્વરૂપ વિશેષ થકી આવશ્યકાદિકથી જાણવું. એ સર્વ અતિચારોને વરજીને સ્વાધ્યાય પ્રત્યે કરતા એવા જે મુનિયો તેમને મહોટો લાભ નિષ્પન્ન થાય છે. જો અતિચાર દોષ વરજે નહીં તો વિદ્યાધરની પઠમ, વિદ્યાનું નિષ્ફળ થવું એ આદિક મહોટા દોષ નિષ્પન્ન થાય છે. તે કારણમાટે સ્વાધ્યાયના કરનાર પુરૂષોએ, અતિચાર દોષ ટાળવાનો ખપ જરૂર કરવો જોઇએ. તેમાં હીન અક્ષરપણાના દોષને વિષે, વિદ્યાધરનું દૃષ્ટાંત દેખાડીએ છીએ.

॥ કથા. ॥

કોઈક અવસરે રાજગૃહ નગરની સમીપે રહેલા ઉદ્યાનમાં, શ્રી વીરસ્વામી સમોસર્યા. તે અવસરે, સ્વામીને આવવાની વાર્ત્તા સાંભળવાથી, ખુશી થયો સતો શ્રેણીકરાજા અભયકુમારાદિ સહિત, ત્યાં આવીને સ્વામીને ત્રણ પ્રદક્ષિણા કરીને, નમસ્કાર કરીને, અતિશે શ્રેષ્ટ એવા સુર, અસુર, વિદ્યાધર, અને નર તેના સમૂહે કરીને વિરાજમાન, એવી સભાને વિષે; પોતાને ઉચિત સ્થાનકે બેઠો. ત્યાર પછી ધર્મ દેશના સાંભળીને પર્ષદા પાછી ગયે સતે, કોઇ એક વિદ્યાધર, આકાશને વિષે જવાને ઉડતો એવો, વારે વારે પૃથ્વીને વિષે પડતો હવો. તે અવસરે શ્રેણીકરાજા તેનું તે સ્વરૂપ દેખીને આશ્ચર્ય પામ્યો સતો સ્વામીને તેના ઊડવાના, અને પડવાના કારણ પ્રત્યે પુછતો હવો. ત્યારે સ્વામીએ કહ્યું કે, એને ગગનગામિની વિદ્યામાંથી એક અક્ષર ભુલાયો છે. તેણે કરીને આ ઊંચો જવાને સમર્થ થતો નથી. તે અવસરે રાજાની પાસે ઉભેલા એવા અભયકુમારજીએ તે જિનરાજનું વચન સાંભળીને, તત્કાળ ત્યાં જઈને, વિદ્યાધર પ્રત્યે કહ્યું. હે વિદ્યાધર! તારી વિદ્યામાંથી એક અક્ષર ગયો છે, માટે જો તું આ વિદ્યા મને આપે તો હું તને તે અક્ષર આપું. તે અવસરે તે વિદ્યાધરે તેનું વચન અંગીકાર કર્યું. પછી અભયકુમાર, જે અક્ષર ગયો હતો, તે અક્ષર તેને આપીને, તે વિદ્યા તેની પાસેથી ગ્રહણ કરીને, પોતાને સ્થાનકે ગયો. વિદ્યાધર પણ પામી છે સંપૂર્ણ વિદ્યા તે જેણે, એવો સતો આકાશ માર્ગે ઊડયો. પછી અનુક્રમે કરીને પોતાને સ્થાનકે ગયો. એ પ્રકારે વિદ્યાધર દૃષ્ટાંત થયું.

આ દૃષ્ટાંતના લેશ પ્રત્યે સાંભળીને મુનિયોએ પૂર્વે કહેલા દોષના ત્યાગમાં ઉદ્યમ કરવો. બીજું પોતે સ્વાધ્યાય કરનાર અને પર પ્રત્યે કરાવતા એવા મુનિયે, પ્રથમથીજ સોળ વચન જરૂર જાણવાં જોઇએ. તે અનુયોગદ્વારાદિક સૂત્રને વિષે કહેલાં એવાં આ નીચે લખીએ છીએ.

॥ गाथा ॥

लिंगतिगं३ वयणातियं६ कालतियं९ तह परोरक्क१० पच्चरक्कं११ ॥
उवणायवणायचउक्कं१५ अझ्झं१६ चेव सोलसमं ॥१॥

૩ લિંગ. સ્ત્રીલ્લિંગ, પુલિંગ, અને નપુંસકલિંગ.

૩ વચન. એક વચન, દ્વિવચન, અને બહુ વચન.

૩ કાળ. અતીતકાળ, વર્ત્તમાનકાળ, અને અનાગતકાળ.

૧ તેમજ પરોક્ષ વચન.

૧ પ્રત્યક્ષ વચન.

૧ ઉપનય વચન.
૧ અપનય વચન.
૧ ઉપનયાપનય વચન.
૧ અને અપનયોપનય વચન.
૧ અધ્યાત્મ વચન.

એ સોળ પ્રકારના વચનોનું સ્વરૂપ નીચે લખીએ છીએ.

૧ इयं स्त्री—કહેતાં આ સ્ત્રી છે. એવી રીતે જે બોલવું, તે સ્ત્રી લિંગ વચન કહીએ.

૨ अयं पुमान्—કહેતાં આ પુરૂષ છે. એવી રીતે જે બોલવું, તે પુરૂષ લિંગ વચન કહીએ.

૩ इदं कुलं—કહેતાં આ કુળ છે. એવી રીતે જે બોલવું, તે નપુંસક લિંગ વચન કહીએ.

૪ देवः—કહેતાં આ દેવ છે. એવી રીતે જે બોલવું, તે એક વચન કહીએ.

૫ देवौ—કહેતાં આ દેવ છે. એવી રીતે જે બોલવું, તે દ્વિ વચન કહીએ.

૬ देवाः—કહેતાં આ ઘણા દેવો છે. એવી રીતે જે બોલવું, તે બહુવચન કહીએ.

૭ તથા अकरोत्—કહેતાં કરતો હુવો. તે અતીતકાળનું વચન કહીએ. એટલે ગયા કાળનું વચન કહીએ.

૮ करोति—કહેતાં કરે છે. તે વર્ત્તમાનકાળનું વચન કહીએ.

૯ करिष्यति—કહેતાં કરશે. તે અનાગત વચન કહીએ. એટલે આવતા કાળનું વચન કહીએ.

૧૦ स—કહેતાં તે પુરૂષ તે પરોક્ષ વચન કહીએ. કેમકે, આંખોએ કરીને દેખાતો નથી માટે.

૧૧ अयं—કહેતાં આ પુરૂષ એ પ્રત્યક્ષ વચન કહીએ.

૧૨ હવે उपनय वचन—કહેતાં પ્રશંસાનું વચન. જેમ, આ સ્ત્રી રૂપાળી છે. એ રીતે પ્રશંસા કરવી, તે ઉપનય વચન કહેવાય.

૧૩ अपनय वचन—કહેતાં નિંદા વચન. જેમ આ સ્ત્રી કદરૂપી છે. અર્થાત્ માઠારૂપવાળી છે. એ રીતે નિંદાનું વચન જે બોલવું, તે અ-

પનય વચન કહેવાય.

૧૪ उपनय अपनय वचन—કહેતાં સ્તુતિ કરીને નિંદા કરવી. જેમ આ સ્ત્રી રૂપાળી છે. પરંતુ કુશીલણી છે. એ રીતે પહેલું વખાણ કરીને, પછી તતકાળ લગતીજ નિંદા કરવી. તે ઉપનય અપનય વચન કહેવાય

૧૫ अपनय उपनय वचन—કહેતાં નિંદા કરીને સ્તુતિ કરવી. જેમ આ સ્ત્રી માઠારૂપવાળી છે. પરંતુ સુશીળ છે. એ રીતે પહેલી નિંદા કરીને પછી વખાણ કરવું. તે અપનય ઉપનય વચન કહેવાય.

૧૬ अध्यात्म वचन कहेतां—ચિત્તને વિષે, બીજું ધારણ કરીને, છેતરવાની બુદ્ધિએ કરીને, બીજુ બોલવાને ઇચ્છતો સતો પણ સહસાતકારે એટલે ઉતાવલથી જે ચિત્તને વિષે હતું તેજ બોલાયું. તે સોલમું અધ્યાત્મ વચન કહીએ. જેમ કોઇ વાણીયો અન્ય દેશમાં રૂ મોઘું જાણી તે લેવાને કાજે નગરમાં ભમતો તૃષો થયો. અને કોઇકને ઘેર જઇ કહેવા લાગ્યો. બાઈ! મને રૂ, પા. એવું વચન સાંભળીને તે બાઇએ રૂને ઠેકાણે પાણી પાયું. પરંતુ તેણીએ મનમાં એમ જાણ્યું જૂઓ! એના હૈયામાં રૂજ વસ્યું છે. તે કારણે પાણીને ઠેકાણે રૂ કહ્યું. તે અધ્યાત્મ વચન જાણવું.

આ ઉપર લખેલા સોળ વચનોને ન જાણતા એવા, જે પુરૂષો સૂત્ર વાચનાદિકને વિષે એટલે સૂત્ર ભણવાદિકને વિષે પ્રવર્તે છે. તે મૂઢ એવા સતા જિનરાજના વચનને ઓલંઘન કરવા થકી જિનરાજની આજ્ઞાના વિરાધકજ જાણવા. પણ તે આરાધક ન જાણવા. એ કારણ માટે ભલા સાધુઓએ, એ સોળ વચનનું જ્ઞાન કરીનેજ પ્રથમ કહેલા વિધિયે કરીને સૂત્ર અને અર્થનો સ્વાધ્યાય કરવો.

૫ હવે ધ્યાન તપનું સ્વરૂપ કહીયે છીએ.

અંતરમુહૂર્તમાત્ર કાળ એકાગ્ર ચિત્તે રહેવું, તે ધ્યાન કહીએ. તે ધ્યાન ચ્યાર પ્રકારનું છે.

૧ આર્તધ્યાન. ૨ રૌદ્રધ્યાન. ૩ ધર્મધ્યાન. ૪ શુકલધ્યાન. તેમાં ઋત કહેતાં દુઃખ, તેને વિષે થએલું, અથવા પીડાએલા એવા પ્રાણીને વિષે થએલું, તે આર્ત્ત કહીએ. અને આર્ત્ત એવું જે ધ્યાન, તે આર્તધ્યાન કહીએ. એટલે દુઃખ સહિત ધ્યાન કહીએ. તે આર્તધ્યાનના ચ્યાર પાયા, કહેતાં ચ્યાર ભેદ છે.

૧ ઈષ્ટવિજોગ. ૨ અનિષ્ટસંજોગ. ૩ રોગચિંતા. ૪ અગ્રશોચ.

૧ તેમાં ઇષ્ટ કહેતાં પોતાને વલ્લભ એવા શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શરૂપ વિષયોનો વિજોગ મહારે કોઈ કાળે મા થાઓ. એટલે આ વલ્લ-

ભ વસ્તુઓનો વિજોગ મ્હારે કોઇ વખત ન પડો. એ પ્રકારે મનમાં ચિંતવવું, તે ઇષ્ટવિજોગ સંબંધી આર્ત્તધ્યાન કહીએ. ॥૧॥

૨ અનિષ્ટ કહેતાં પોતાને અણગમતા, શબ્દાદિક વિષયોના સંજોગનું, એટલે મેલાપનું ન વાંછવું, એટલે આ અણગમતી ચીજોનો, મ્હારે, મેળાપ ન થાઓ. એ રીતે વિચારવું, તે અનિષ્ટસંજોગ સંબંધી આર્ત્તધ્યાન કહીએ. ॥૨॥

૩ રોગની ઉત્પત્તિ થએ સતે, બહુ ચિંતા કરવી. એટલે હાય! હાય!!! અરે રે! આ મ્હારો રોગ કયારે મટશે? એ રીતે મનમાં ચિંતા કરવી. તે રોગચિંતા સંબંધી આર્ત્તધ્યાન કહીએ. ॥૩॥

૪ દેવપણુ, ચક્રવર્ત્તિપણુ, એ આદિક ઋદ્ધિનું વાંછવુ. અને આવતા કાળ સંબંધી હર કોઇ કામનો શોચ કરવો. એટલે આગામીકાળે કેમ થશે? તે અગ્રશોચ સંબંધી આર્ત્તધ્યાન કહીએ ॥૪॥

આ ઉપર લખેલું ધ્યાન, નિશ્ચે શોક, આક્રંદન, (રોવું) અને પોતાના દેહને તાડનાદિ (છાતીયો કૂટવાદિ) લક્ષણે કરીને જાણવા જોગ્ય છે. અને વળી, આ ધ્યાન, તિર્યંચ ગતિમાં જવાનું કારણ જાણવું. આ ધ્યાનનો સંભવ તો, છઠ્ઠા ગુણસ્થાનક સૂધી છે. ॥૧॥

હવે રૌદ્રધ્યાનનું સ્વરૂપ કહીએ છીએ—

દુર્બળ એવા જે પ્રાણી તે પ્રત્યે રોવરાવે. તે રૌદ્ર કહીએ. એટલે પ્રાણિયોના વધાદિકે કરીને સહિત એવા આત્મા તેનું જે કર્મ તે રૌદ્ર કહીએ. અને રૌદ્ર, એવું જે ધ્યાન, તે રૌદ્રધ્યાન કહીએ. એટલે પ્રાણિયોના વધાદિ કરવાનું એકાગ્રપણુ. તે ધ્યાન ચ્યાર પ્રકારનું છે.

૧ હિંસાનુબંધી. ૨ મૃષાનુબંધી. ૩ ચૌર્યાનુબંધી. ૪ પરિગ્રહરક્ષણાનુબંધી.

૧ તેમાં પ્રાણિયોને વિષે વધ, બંધન, દહન કહેતાં બાળવું, અંકન કહેતાં ચિન્હ કરવું, અને મારણાદિ તેમનું ચિંત્વન કરવું. એટલે મનમાં વિચારવું. તે હિંસાનુબંધી રૌદ્રધ્યાન કહીએ. કેમકે, એ રીતનો વિચાર કરવાથી જીવને હિંસાનુ ફળ લાગે છે માટે. ॥૧॥

૨ પૈશૂન્ય કહેતાં ચાડી. અસભ્ય કહેતાં અસુંદર. અને અસત્યં કહેતાં સાચુ નહી. અને ઘાત કહેતાં મારવું. ઈત્યાદિક વચનનું ચિંત્વન કરવું. તે મૃષાનુબંધી રૌદ્રધ્યાન કહીએ. કેમકે, એ રીતે ચિંત્વન કરતાં જૂઠું લાગે છે માટે. ॥૨॥

૩ તીવ્ર કોપ; અને લોભ તેણે કરીને સહિત એવું, અને પ્રાણીનો ઉપઘાત કરવાને તત્પર એવું, અને પરલોકના ભયની અપેક્ષા રહિત એવું, પારકા દ્રવ્યને ચોરી લેવાનું ચિંત્વન કરવું. તે ચૌર્યાનુબંધી

રૌદ્રધ્યાન કહીએ. કેમકે, એ રીતે ચિંતવન કરતાં અદત્તાદાનનું પાપ લાગે છે માટે. ॥૩॥

૪ સર્વ જનથી અભિશંકનને વિષે તત્પર, એટલે રખે મહારૂં દ્રવ્ય કોઇ જાણે! એ રીતે શંકા કરવાને તત્પર એવું, અને પારકો ઉપઘાત કરવાને તત્પર એવું, વિષય સુખનું કારણ એવા દ્રવ્યનું સંરક્ષણ કરવાનું ચિંતવન કરવું. તે પરિગ્રહ રક્ષણાનુબંધી રૌદ્રધ્યાન કહીએ. કેમ કે, એ રીતે ચિંતવન કરવાથી મૂર્છાના અતિશે પણે કરીને પરિગ્રહ સંબંધી કર્મ બંધાય છે માટે. ॥૪॥

આ રૌદ્રધ્યાન પ્રાણીવધાદિ લક્ષણે કરીને જાણવા જોગ્ય છે. અને વળી નરક ગતિમાં જવાનું કારણ છે. એમ જાણવું. આ ધ્યાનનો સંભવ, તો પાંચમા ગુણઠાણા સૂધી જાણવો. કેટલાએક આચાર્ય તો આ ધ્યાનનો ચોથો પ્રકાર છઠ્ઠા ગુણઠાણા સુધી પણ માને છે. ॥૨॥

હવે ધર્મ ધ્યાનનું સ્વરૂપ કહીએ છીએ.

ધર્મ કહેતાં ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ, તે થકી ન પડેલું એટલે ધર્મ સહિત એવું જે ધ્યાન તે ધર્મધ્યાન કહીએ. તે ચ્યાર પ્રકારે છે.

૧ આજ્ઞાવિચય. ૨ અપાયવિચય. ૩ વિપાકવિચય. ૪ સંસ્થાનવિચય.

૧ તેમાં જ્ઞાનાદિ ગુણ સહિત એવા, સર્વજ્ઞ પુરૂષોની આજ્ઞાનું ચિંતવન કરવું, તે આજ્ઞાવિચય ધર્મધ્યાન કહીએ. કેમ કે, એ રીતે વિચાર કરતાં સર્વજ્ઞ મહારાજે શી આજ્ઞા ફરમાવી છે? એવો નિશ્ચય થાય છે માટે. ॥૧॥

૨ રાગ, દ્વેષરૂપ કષાય, અને ઇંદ્રિયો તેને વશ્ય પડેલા એવા પ્રાણિયોનું સંસારિક કષ્ટનું ચિંતવન કરવું. તે અપાયવિચય ધર્મધ્યાન કહીએ. કેમકે, તે રીતે વિચાર કરતાં આ સંસારી જીવો, વિષય કષાયના વશે કરીને કષ્ટમાં પડે છે. એ રીતનો નિશ્ચય થાય છે માટે. ॥૨॥

૩ જ્ઞાનાવરણાદિ કર્મ સતે શુભ અશુભ કર્મના વિપાકનું ચિંતવન કરવું. તે વિપાકવિચય ધર્મધ્યાન કહીએ. કેમકે, એ રીતે વિચાર કરતાં જીવોને જે શુભાશુભ કર્મનો ઉદય થાય છે, તે જ્ઞાનાવરણાદિ કર્મનું ફળ છે. એવો નિશ્ચય થાય છે માટે. ॥૩॥

૪ પૃથવીનું જે વલય, અને દ્વીપ સમુદ્રાદિક વસ્તુઓનુ સંસ્થાનાદિ ધર્મનું વિચારવું. તે સંસ્થાનવિચય ધર્મધ્યાન કહીએ. કેમકે, એ રીતે વિચાર કરતાં જગત્માં રહેલાં પૃથવી, દ્વીપ, સમુદ્ર એ આદિક વસ્તુઓની આકૃતિયોનો નિશ્ચય થાય છે માટે. ॥૪॥

આ ધ્યાન નિશ્ચે જિનરાજે કહેલા તત્વ શ્રદ્ધાનાદિ રૂપ ચિન્હે કરીને જાણવા જોગ્ય છે. અને દેવગત્યાદિરૂપ ફળનું સાધક કહેતાં કારણ છે. એમ જાણવું. આ ધ્યાનનો સંભવ, તો ચોથા, અથવા પાંચમા ગુણઠાણાથી માંડીને, સાતમા, આઠમા ગુણઠાણા સુધી જાણવો. તેમાં ચોથા ગુણઠાણાને વિષે પહેલા બે ભેદ જાણવા. અને પાંચમા ગુણઠાણાને વિષે ત્રણ ભેદ જાણવા. એટલું વિશેષ છે. ॥૩॥

## હવે શુક્લધ્યાનનું સ્વરૂપ કહીએ છીએ.

આઠ પ્રકારના કર્મરૂપી મળને શોધન કરે એટલે નાશ કરે, તે શુક્લધ્યાન કહીએ. તે ચ્યાર પ્રકારે છે.

૧ પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર., ૨ એકત્વ વિતર્ક અવિચાર., ૩ સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ. ૪ સમુચ્છિન્ન ક્રિયા અનિવૃત્તિ.

૧ તેમાં જે ધ્યાનને વિષે પૃથક્ત્વપણે કરીને એટલે એક દ્રવ્યને આશ્રીને રહેલા એવા, ઉત્પાદાદિક પરજાય તેના ભેદે કરીને અથવા વિસ્તાર પણે કરીને ભાવ શ્રુતને અનુસારે અંતરંગ ધ્વનિરૂપ વિતર્ક, તે પૃથક્ત્વ વિતર્ક કહીએ. અને અર્થ થકી બીજા અર્થને વિષે, શબ્દ થકી બીજા શબ્દને વિષે, અને યોગ થકી બીજા યોગને વિષે સંક્રમણ કરવું. અને વળી પોતાના શુદ્ધ આત્મ દ્રવ્ય થકી બીજા દ્રવ્ય પ્રત્યે પામે અથવા ગુણ થકી બીજા ગુણ પ્રત્યે પામે અથવા એક પરજાયથી બીજા પરજાય પ્રત્યે પામે. તે સપ્રવિચાર કહીએ. એ રીતે પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર એવે નામે શુકલધ્યાનનો પહેલો પાયો જાણવો. આ પહેલો પાયો આઠમા ગુણઠાણાથી માંડીને, અગીયારમા ગુણઠાણા સુધી હોય. ॥૧॥

૨ નિશ્ચળ એવુ જે એક દ્રવ્ય એટલે પોતાનુ દ્રવ્ય, અથવા પરમાત્મ દ્રવ્ય તેનું, અથવા એક પરજાયનું, અથવા એક ગુણનું શબ્દ થકી બીજા શબ્દ પ્રત્યે ઈત્યાદિક સંક્રમણે કરીને રહિત એવું ભાવશ્રુતના અવલંબને કરીને ચિંતવન કરવું. તે એકત્વવિતર્ક અવિચાર કહીએ. એટલે એક દ્રવ્યનું, અથવા એક ગુણનું અથવા એક પરજાયનું ચિંતવન કરવું તે એકત્વપણું કહીએ. અને ભાવશ્રુતનુ ચિંતવન કરવું તે વિતર્ક કહીએ. અને શબ્દ થકી બીજા શબ્દ પ્રત્યે પામવું એ પ્રકારના સંક્રમણે કરીને રહિત તે અવિચાર કહીએ. તે એકત્વ વિતર્ક અવિચાર એવે નામે બીજો પાયો જાણવો. આ બીજો પાયો એટલે બીજો ભેદ બારમા ગુણઠાણાને વિષેજ હોય. તેરમા ગુણઠાણાને વિષે તો ધ્યાનાંતરિકા હોય. એટલે પ્રથમ ધ્યાનની સમાપ્તિ થઈ

હોય, અને નવીન ધ્યાનની ઉત્પત્તિ ન થઇ હોય તે ધ્યાનાંતરિકા કહેવાય. ॥૨॥

૩ જે ધ્યાનમાં કેવળી ભગવાન અચિંત્ય એવી આત્મ શક્તિએ કરીને બાદર કાયયોગને વિષે સ્વભાવ થકી સ્થિતિ કરીને બાદર એવા વચન, મનરૂપ યોગના જુગળ પ્રત્યે સૂક્ષ્મ કરે છે. ત્યાર પછી સૂક્ષ્મ એવા વચન મનને વિષે સ્થિતિ કરીને બાદર કાયજોગને સૂક્ષ્મ કરે છે. ત્યાર પછી વળી સૂક્ષ્મ કાયયોગને વિષે ક્ષણ માત્ર સ્થિતિ કરીને તતકાળ સૂક્ષ્મ એવા વચન અને ચિત્તનો સર્વથા પ્રકારે નિગ્રહ કરે છે. ત્યાર પછી સૂક્ષ્મ કાયયોગને વિષે ક્ષણ માત્ર સ્થિતિ કરીને સૂક્ષ્મ છે ક્રિયા તે જેને એવો, અને જ્ઞાનરૂપ એવો, પોતાના આત્માને પોતેજ અનુભવે છે. વળી તેને જોગ્ય શુભ પરિણામનો પ્રતિપાત પ્રત્યે નથી પામતા. એટલે આત્મ અનુભવ કરવાનો શુભ પરિણામ તેમનો પડે નહી. એ ત્રીજો ભેદ જાણવો. આ ભેદ તેરમા ગુણઠાણાને અંતે હોય. ॥૩॥

૪ જ્યાં સૂક્ષ્મ ક્રિયાનો પણ છેદ થાય, અને અક્રિયપણાને જોગ્ય એવા પરમ વિશુદ્ધ પરિણામની નિવૃત્તિ ન હોય, તે ચોથો ભેદ જાણવો. આ ચોથો ભેદ ચૌદમા ગુણઠાણાને વિષે હોય, ત્યાર પછી જીવ સિદ્ધિ પ્રત્યે પામે છે. આ ધ્યાન નિશ્ચે અબાધા અને અસંમોહાદિક ચિન્હે કરીને જાણવા જોગ્ય છે. વળી મોક્ષાદિ ફળનું સાધક છે એમ જાણવું.

આ ચાર ધ્યાનની મધ્યે ધર્મધ્યાન અને શુકલધ્યાન એ બેજ નિર્જરાનું કારણ છે. એ હેતુ માટે અભ્યંતર તપરૂપ જાણવાં. અને આર્ત્ત રૌદ્રધ્યાન તો બંધનું કારણ છે. એ હેતુ માટે તપરૂપ ન જાણવાં. ભલા દૃષ્ટિવંત પ્રાણિયોએ તે આર્ત્ત રૌદ્રધ્યાનનો સર્વથા પ્રકારે ત્યાગજ કરવો. અને જો નહી કરે તો નંદનમણિહાર અને કંડરીકાદિકની પઠમ મહા દુઃખ પામશે. જો વળી ચિત્ત અતિ ચંચળપણા થકી માઠા ધ્યાન પ્રત્યે પામે છે, તો પણ ધીર બુદ્ધિવંત પ્રાણિયોએ પ્રસન્નચંદ્ર રાજરિષિની પઠમ તેને નિવારવાને વિષેજ પોતાનો વિરજનોઉલ્લાસ કરવો, અને રૂડા ધ્યાનોને વિષે તો નિરંતર અભ્યાસ કરવો. એ ધ્યાન તપનું સ્વરૂપ થયું.

## હવે ઉત્સર્ગ તપનું સ્વરૂપ કહીએ છીએ.

૬ ઉત્સર્ગ કહેતાં ત્યાગવા જોગ્ય વસ્તુનો સમસ્ત પ્રકારે ત્યાગ કરવો. તે ઉત્સર્ગ તપ કહીએ. તે તપ બે પ્રકારનું છે. ૧ બાહ્ય ઉત્સર્ગ તપ. ૨ અભ્યંતર ઉત્સર્ગ તપ.

૧ તેમાં ગણ કહેતાં ગચ્છ, શરીર, ઉપધિ, અને આહાર એટલાનો જે ત્યાગ કરવો, તે બાહ્યાય્ય ઉત્સર્ગ તપ કહીએ. ॥૧॥

૨ ક્રોધાદિ કષાયનો જે ત્યાગ કરવો, તે અભ્યંતર ઉત્સર્ગ તપ કહીએ.

ઇહાં પ્રશ્ન. પ્રાયશ્ચિત્તોને વિષે, પ્રથમ ઉત્સર્ગ કહ્યોજ છે. તો વળી ઈહાં કહેવે કરીને શું? એ રીતે તર્ક થએ સતે, ઉત્તર કહે છે. તમારૂં કહેવું સત્ય છે, પણ જે પ્રથમ ઉત્સર્ગ કહ્યો છે. તે અતિચારની વિશુદ્ધિને અર્થે કહ્યો છે એમ જાણવું. અને ઇહાં તો સામાન્ય થકી નિર્જરાને અર્થે કહ્યો. એ કારણ માટે પુનરૂક્તિ દોષ ઈહાં ન જાણવો. આ છ પ્રકારનું તપ લોકોએ જાણી ન શકીએ એ હેતુ માટે અને વળી અન્યદર્શનિયોએ સમ્યક્પ્રકારે સેવન ન કરી સકીએ એ હેતુ માટે. અને મોક્ષની પ્રાપ્તિને વિષે અંતરંગ કારણ છે એ હેતુ માટે. અને વળી અભ્યંતર કર્મને તપાવનાર છે એ હેતુ માટે અભ્યંતર તપ કહીએ છીએ. એ પ્રકારે તપનું સ્વરૂપ કહ્યું.

હવે અનુક્રમે કરીને પ્રાપ્ત થયો એવા જે સંજમ તેનું સ્વરૂપ કાંઈક દેખાડીએ છીએ—

સં કહેતાં સમસ્તપણે કરીને યમન કહેતાં સાવદ્યયોગોથી, એટલે પાપ સહિત વ્યાપારોથી નિવર્ત્તન કહેતાં પાછું ઓસરવું. તે સંયમ કહીએ. તે સત્તર પ્રકારનો છે, તે કહે છે.

पंचास्त्रवाद्विरमणं पंचेंद्रियनिग्रहः कषायजयः ॥
दंम्तत्रयविरतिश्चेति संयमः सप्तदशभेदः ॥१॥

પાંચ આશ્રવથી વિરામ પામવું. પાંચ ઈંદ્રિયોનો નિગ્રહ કરવો. ચાર કષાયનો જય કરવો. ત્રણ દંડથી વિરામ પામવું. એ રીતે સત્તરે પ્રકારે સંજમ જાણવો. આનો વિસ્તારથી અર્થ નીચે લખીએ છીએ.

અર્થ—પ્રાણાતિપાતાદિ રૂપ પાંચ આશ્રવ થકી વિરામ પામવું. એટલે પાંચં મહાવ્રતનું ધારણ કરવું. તે વ્રતોનું સ્વરૂપ આ પ્રકારે છે.

૧ સાધુ જે તે ત્રસ, અને વળી સ્થાવર, એવા સર્વ પણ જીવો પ્રત્યે મને કરીને, વચને કરીને, અને કાયાએ કરીને પોતે ન હણે, એટલે ન મારે, અને બીજાઓની પાસે ન મરાવે, અને કોઈ બીજો મારતો હોય, તેની અનુમોદના પણ ન કરે. એ પહેલું પ્રાણાતિપાત વિરમણ વ્રત કહીએ. ॥૧॥

૨ ત્રિવિધ ત્રિવિધ ભાંગાએ કરીને, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, અને કલહાદિ એટલાંએ કરીને એટલે ક્રોધે કરીને, માને કરીને ઇત્યાદિ પ્રાણનો અંત થએ સતે પણ મૃષાવાદ ન બોલે. એટલે જૂઠું ન બોલે. એટલે મને કરીને જૂઠું બોલે નહી, બોલા

નહી, અને બોલતાની અનુમોદના કરે નહી. એ રીતે વચન આશ્રી ત્રણ ભાંગા, અને કાયા આશ્રી ત્રણ ભાંગા. એ રીતે નવ કોટીએ કરીને જૂઠું ન બોલે, ન બોલાવે, અને બોલતાની અનુમોદના ન કરે. તે મૃષાવાદ ચાર પ્રકારનો છે.

૧ સદ્ભાવ નિષેધ કહેતાં છતી વસ્તુનો નિષેધ કરવો.

૨ અસદ્ભાવોદ્ભાવન કહેતાં અછતી વસ્તુનું પ્રકટ કરવું.

૩ અર્થાંતરાભિધાન કહેતાં હોય કાંઇ, અને કહેવુ કાંઇ.

૪ ગર્હાવચન કહેતાં નિંદાનુ વચન.

તેમાં નાસ્તિ આત્મા એટલે આત્મા નથી. એ રીતે જે બોલવું, તે છતી વસ્તુનો નિષેધ થયો. માટે મૃષાવાદ જાણવો. ॥૧॥

શ્યામાકના તાંદળા જેવડો આત્મા છે. અથવા કપાળને વિષે રહ્યો છે. એ રીતે જે બોલવું, તે અછતી વસ્તુનું પ્રકટ કરવું થયું. માટે મૃષાવાદ જાણવો. ॥૨॥

ગાય, બળદાદિકને આ ઘોડી છે, આ ઘોડોછે, એમ કહેવું. તે અન્ય અર્થનું કથન થયું. માટે મૃષાવાદ જાણવો. ॥૩॥

કાણાને કાણો કહી બોલાવવો, બેહેરાને બેહેરો કહીને બોલાવવો, તે નિંદા વચન જાણવું. કેમકે, તે રીતે બોલાવતાં તેને ખોટું લાગે છે. માટે મૃષાવાદ જાણવો. ॥૪॥

એ ચારે પ્રકારે મૃષાવાદ મુનિયોને સર્વથા તજવા જોગ્ય છે. અને ગૃહસ્થને દેશ થકી તજવા જોગ્ય છે.

૩ ઉપયોગ સહિત એવો જે સાધુ, એ ત્રિવિધ ત્રિવિધ ભાંગાએ કરીને, એટલે નવ કોટીએ કરીને, જીવ અદત્ત કહેતાં જીવે ન આપેલું, તીર્થંકર અદત્ત કહેતાં તીર્થંકરે ન આપેલું, એટલે આજ્ઞા ન કરેલું, સ્વામી અદત્ત કહેતાં વસ્તુના સ્વામીએ ન આપેલું. ગુરૂ અદત્ત કહેતાં ગુરૂ મહારાજે ન આપેલું, એવું થોડું પણ વસ્તુ ન ગ્રહણ કરે.

૧ તેમાં જીવ અદત્ત તે સચિત્ત કહીએ. એટલે પોતાના વિનાશની શંકા કરતો એવો જે જીવ તેણે પોતાને આશ્રિત શરીરનું અર્પણ નથી કરવાપણું. એટલે તેણે પોતાનું શરીર આપ્યું નથી. માટે તેને ગ્રહણ કરનારાને જીવ અદત્ત લાગે. એટલે સચિત્ત ભોગવ્યાનું પાપ લાગે. અથવા બળાત્કારે દીક્ષા આપવા માંડયો એવો જે શિષ્ય તે પણ જીવ અદત્ત કહીએ. ॥૧॥

૨ અચિત્ત એવું પણ જે સુવર્ણાદિક વસ્તુ, તીર્થંકર મહારાજે આજ્ઞા

ન કરેલું એટલે મુનિયોને સોનું, રૂપું, પૈસા, ટકા, રાખવાની તીર્થંકરે આજ્ઞા નથી કરી. તેને ગ્રહણ કરનારાને એટલે તે સોનારૂપાદિક વસ્તુને રાખનારાને તીર્થંકર અદત્ત લાગે. એટલે તીર્થંકરની આજ્ઞાના ભંગનું પાપ લાગે. ॥૨॥

૩ તીર્થંકર મહારાજે આજ્ઞા કરેલુ એવું પણ વસ્ત્ર, અશનાદિ વસ્તુ તેના સ્વામીએ ન આપ્યું હોય. તેને ગ્રહણ કરનારાને સ્વામી અદત્ત લાગે. એટલે તે વસ્તુના ધણીની આજ્ઞાના ભંગનું પાપ લાગે. ॥૩॥

૪ સ્વામીએ આજ્ઞા કરેલું એવુંએ પણ જે વસ્તુ, તે કોઈક કારણે કરીને ગુરૂ મહારાજે નિષેધ કરેલું કે, હે મુને! તું આ વસ્તુ ન ગ્રહણ કરીશ. એમ કહે સતે પણ તે વસ્તુના લોભાદિકના વશ થકી ગ્રહણ કરનારાને ગુરૂ અદત્ત લાગે. અથવા ગુરૂ મહારાજની આગળ દેખાડ્યા વિના આહારાદિક વાવરે, તેને ગુરૂ અદત્ત લાગે. એ રીતે ચારે પ્રકારના અદત્તનું સ્વરૂપ સમ્યક્પ્રકારે સમજીને મુનિયોને જરૂર ટાળવા જોગ્ય છે. અને એ ચાર પ્રકારના અદત્તમાંથી હરકોઈ અદત્ત નિશૂકપણે સેવે તો તે સંજમી ન કહેવાય.

૪ તથા અઢાર પ્રકારના મૈથુન પ્રત્યે ન સેવે. તેમાં ઔદારિક શરીર સંબંધી મૈથુન, મને કરીને પોતે ન સેવે. બીજાઓને મૈથુન સેવવાને વિષે પ્રેરણા ન કરે, અને મૈથુનના સેવનારની અનુમોદના ન કરે. એ રીતે ત્રણ ભેદ મન સંબંધી થયા. એ પ્રકારે વચને કરીને પણ ત્રણ ભેદ. કાયાએ કરીને પણ ત્રણ ભેદ જાણવા. એ સર્વ નવ ભેદ થયા. જેમ ઔદારિકની સંગાથે નવ ભેદ થયા, તેમ વૈક્રિય શરીરની સંગાથે પણ મૈથુનના નવ ભેદ જાણવા. એ સર્વ મળીને અઢાર ભેદ થયા.

૫ તથા સાધુ જે તે સંજમને ઉપકાર કરનાર એવો જે ઉપધિ, તે થકી અધિક સર્વ પરિગ્રહનો ત્રિવિધે ત્રિવિધે કરીને એટલે નવ કોટીએ કરીને ત્યાગ કરે. તેમાં સંજમને ઉપકાર કરનાર ઉપધિ બે પ્રકારનો છે. એક ઔઘિક, બીજો ઔપગ્રહિક. તેમાં જે પ્રવાહે કરીને એટલે ઓઘ માર્ગે કરીને ગ્રહણ કરીએ, અને વળી કારણ સતે ભોગવીએ, તે ઔઘિક કહીએ. એટલે વસ્ત્ર, પાત્ર, રજોહરણાદિ ચૌદ ઉપકરણ. તે ઔઘિક ઉપધિ કહેવાય ॥૧॥ વળી જે કારણ સતે ગ્રહણ કરીએ, અને કારણ સતે ભોગવીએ, તે ઔપગ્રહિક કહીએ. એટલે સંથારો, ઉત્તરપટાદિ અનેક પ્રકારનો ઔપગ્રહિક ઉપધિ કહેવાય. ॥૨॥ આ બે પ્રકારના ઔઘિક, ઔપગ્રહિક ઉપધિને વિષે પણ મુનિ, મમત્વ

ન ધારણ કરે. કેમકે, મમત્વ રહિતપણા થકીજ સંજમ યાત્રાને અર્થે એટલે સંયમના નિર્વાહને અર્થે બે પ્રકારના ઉપધિને ધારણ કરતા એવા પણ મુનિઓ પરિગ્રહ રહિતજ કહેવાય. કેમકે, શાસ્ત્રમાં કહ્યું છે

न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा ॥

मुच्छा परिग्गहो वुत्तो इय वुत्तं महेसिणा ॥१॥

અર્થ—તાઇણા કહેતાં પોતાનું અને પરનું રક્ષણ કરવાને સમર્થ એવા, જ્ઞાત પુત્ર જે તેણે, એટલે જ્ઞાત કહેતાં ઉદાર ક્ષત્રિ એવા સિદ્ધાર્થ રાજા, તેમના પુત્ર વર્દ્ધમાનસ્વામી તેણે; અભિષ્વંગ રહિતને એટલે મમતા રહિત મુનિને આ વસ્ત્રપાત્રાદિકનું અંગીકાર કરવું, તેને પરિગ્રહ નથી કહ્યો. કેમકે, બંધહેતુના અભાવ થકી. એટલે કર્મ બાંધવાનું કારણ નથી માટે. વળી મૂર્ચ્છા કહેતાં અછતાં એવાં વસ્ત્રાદિકોને વિષે પણ અભિષ્વંગ કહેતાં અતિશે રાગ તે પરિગ્રહ કહ્યો છે. કેમકે, બંધનું કારણ છે માટે. એટલે કર્મ બાંધવાનું મુખ્ય કારણ રાગ છે માટે. એ રીતે અર્થ થકી તીર્થંકર મહારાજે કહ્યું છે. ત્યાંથી અવધારણ કરીને એટલે અર્થ થકી તીર્થંકર મહારાજ પાસેથી પામીને આ પ્રકારે મોટા ઋષિ એવા, એટલે ગણધર એવા શ્રી સુધર્માસ્વામીજીએ કહ્યું છે. આ દશવૈકાળિકજીના છઠ્ઠા અધ્યયનની એકવીશમી ગાથા છે. અથવા મુનિ જે તે દ્રવ્યાદિક ચ્યારને વિષે, એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ એ ચારને વિષે મમત્વ ન કરે. તેમાં દ્રવ્ય થકી ઉપધ્યાદિકને વિષે, અથવા શ્રાવકાદિકને વિષે મમત્વ ન કરે. એટલે મહારાપણું ન કરે. ક્ષેત્ર થકી નગર, ગામને વિષે, અથવા રૂડી એવી વસતી કહેતાં ઉપાશ્રય તેને વિષે મમત્વ ન કરે. એટલે આ માહારૂં નગર છે. આ માહારૂં ગામ છે. આ મહારો ઉપાશ્રય છે. એ રીતે ન કરે. કાળ થકી શરદાદિક ઋતુને વિષે, અથવા દિવસાદિકને વિષે મમત્વ ન કરે. એટલે આ ઋતુ સારી છે. આ દિવસ સારો છે. એવી રીતે ન કરે. ભાવ થકી શરીરની પુષ્ટયાદિકને વિષે, અથવા ક્રોધાદિકને વિષે મમત્વ ન કરે. કેમકે, જે મમતા રહિત હોય, તેજ મુનિ કહેવાય. કેમકે, સિદ્ધાંતમાં મમત્વને પરિગ્રહ કહ્યો છે માટે. ઈહાં કેટલા એક લોકો પોતાના દોષને ઢાંકવાને અર્થે ભોળા લોકોને એવું સમજાવે છે કે, જૂઓ! આ સિદ્ધાંતમાં મમતાને પરિગ્રહ કહ્યો છે. માટે અમે કદી ઉપધિ વધારે રાખીએ છીએ, અથવા રૂમાલ, પાઠાં રાખીએ છીએ, તથા એકજ સ્થાનકમાં રહીએ છીએ, ગૃહસ્થિયોના પરિચય કરીએ છીએ. તોપણ અમારે મમતા નથી. માટે અમો પરિગ્રહધારી ન કહેવાઇએ! એવું બોલીને ભોળા લોકોને પોતામાં મુનિપણાનો વિશ્વાસ પમાડીને નિશૂકપણે કારણ વિના કેવળ ઇંદ્રિયોની લોલુપતાએ કરીને વધારે

ઉપધિ રાખે છે, અને એવું બોલે છે. તે મૃષાવાદી જાણવા. કેમકે, જેને અંતરમાં મમત્વ ન હોય તેનો વ્યવહાર શુદ્ધજ હોય. અને સિદ્ધાંતમાં કહેલા મુનિ માર્ગને લોપે નહી. કદાચિત્ કોઇક કારણથી ઉપધિ વધારે રાખવી પડે, અથવા કોઇ એક સ્થાનકમાં રહેવું પડે, તો પશ્ચાત્તાપસહિત એવું બોલે કે, આ મુનિયોનો માર્ગ નથી. પણ મ્હારે કોઇ કારણથી કરવું પડયું છે. તે પ્રાયશ્ચિત્તનું ઠેકાણુ છે. એવી રીતે સરલપણે નિષ્કપટપણે બોલે અને પ્રાયશ્ચિત્ત લે. તો તેવા પુરૂષોને પંચમ કાળમાં સંજમનો ખપ કરનારા મુનિ જાણવા.

૬ તથા મહાવ્રતને ઉપયોગીપણા થકી છઠ્ઠું રાત્રિ ભોજન નિવૃત્તિ વ્રત પણ મુનિયોએ જરૂર ધારણ કરવું. એટલે રાત્રિ ભોજનના નિયમરૂપ દ્રવ્ય, ભાવ બે પ્રકારે છઠ્ઠું મહાવ્રત મુનિયોએ કરવું. કેમકે, પ્રથમ કહેલા મહાવ્રતોને ઉપકાર કરનાર છે માટે. તે રાત્રિભોજન ચાર પ્રકારે છે, તે કહે છે.

૧ દિવસે ગ્રહણ કર્યું અને દિવસે ભોગવ્યું.

૨ દિવસે ગ્રહણ કર્યું અને રાત્રે ભોગવ્યું.

૩ રાત્રે ગ્રહણ કર્યુ અને દિવસે ભોગવ્યું.

૪ રાત્ર ગ્રહણ કર્યું અને રાત્રે ભોગવ્યું.

તેમાં દિવસે અશનાદિક ગ્રહણ કરીને તે રાત્રે વસતીમાં રાખીને, એટલે ઉપાશ્રયમાં રાખીને અને બીજે દિવસે ભોગવનારને પહેલો રાત્રિ ભોજનનો ભેદ લાગે. ॥૧॥ બીજા ત્રણ ભેદ તો સુગમ છે.

આ ચારે પ્રકારનું પણ રાત્રિ ભોજન પાંચ મહાવ્રતને વિઘાત કરનાર છે, એ હેતુ માટે. અને સ્વપર સમયને વિષે નિષેધ કર્યું છે એ હેતુ માટે. એટલે જૈનશાસનમાં, અને અન્યદર્શનિયોમાં પણ નિષેધ કર્યું છે. એ હેતુ માટે. અને પરિહાર કરવાને અશક્ય એવા કુંથુઆદિ સૂક્ષ્મ જીવોનો વધ એ રાત્રિભોજનને વિષે થાય છે માટે. વ્રતિ પુરૂષોએ જરૂર ઉપર કહ્યા પ્રમાણે રાત્રિભોજનનો ત્યાગ કરવો. એ પ્રકારે પાંચ મહાવ્રતને પાળવાનું સ્વરૂપ કહ્યું.

## હવે પાંચ ઇંદ્રિયોને નિગ્રહ કરવાનું સ્વરૂપ કહીએ છીએ.

આ પાંચ મહાવ્રત પાળવાને ઇચ્છતો એવો જે મુનિ, તે શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ એ રૂપ પાંચ વિષયોને વિષે રાગ દ્વેષના પરિત્યાગે કરીને. શ્રોત્ર કહેતાં કાન નેત્ર કહેતાં આંખો. ઘ્રાણ કહેતાં નાક. જીવ્હા કહેતાં જીભ. સ્પર્શન કહેતાં શરીર એ રૂપ પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ કરે. એટલે પોતાને વશ કરે. કેવી રીતે કરે તે કહે છે. ભલા સ્વરવાળા એવા મુરજ,

(મૃદંગ) વેણુ વીણા, અને વનિતા કહેતાં સ્ત્રી, એ આદિકોનો રૂડો શબ્દ સાંભળીને, અને કાગડા, ઊંટ, ઘુઅડ, ગધેડા અને ઘરટી (ઘંટી) એ આદિકોનો અશુભ શબ્દ સાંભળીને. વળી અલંકાર પહેરાવેલા એવા હાથી, ઘોડા, અને સ્ત્રીયાદિક તેમનું સુંદર રૂપ દેખીને, અને કૂબડા, કોડીયા, ઘરડા, અને મુએલા ઈત્યાદિકનું અશુભરૂપ દેખીને. વળી ચંદન, બરાસ, અગુરૂ, અને કસ્તૂરિકાદિક તેમનો રૂડો ગંધ સુંઘીને. અને મળ, મૂત્ર, અને મુએલાં કલેવરાદિક તેમનો અશુભ ગંધ સુંઘીને. અને વળી સાકર, લાડુ, એ આદિક મીઠી વસ્તુઓનો રૂડો રસ ચાખીને. અને લુખાં, વાસી, એવાં જે અન્ન તેમનો અને ખારાં એવાં જે પાણી તેમનો, માઠો રસ ચાખીને, અને વળી સ્ત્રી, તળાઈ, અને હીરાગળ વસ્ત્રાદિક તેમનો શુભ સ્પર્શ અનુભવીને. એટલે રૂડો ફરસ લેઈને. અને પથ્થર, કાંટા, કાંકરાદિકનો અશુભ સ્પર્શ અનુભવીને, એ ઉપર કહ્યા પ્રમાણે પાંચે ઈંદ્રિયોના વિષય ગ્રહણ કરીને આ મને વલ્લભ છે. એ પ્રકારનો રાગ, અને આ મને અનિષ્ટ છે. એટલે ગમતું નથી. એ પ્રકારનો દ્વેષ, તે પ્રત્યે ન કરે. એટલે શુભ અશુભ વિષય ગ્રહણ કરીને તેને વિષે રાગ દ્વેષ ન કરે. ત્યારે અનુક્રમે કરીને શ્રોત્રાદિક પાંચે ઈંદ્રિયોનો નિગ્રહ થાય. વળી જ્યારે પૂર્વે ભોગવ્યા છે ભોગ તે જેણે, એવા કોઈક સાધુને પૂર્વે કરેલી ક્રીડાદિકનું સાંભરવે કરીને, વળી બીજા કેટલાક સાધુને કુતુહળપણે કરીને ઇંદ્રિયો ઉદ્ધત થાય. ત્યારે તે સાધુ જે તેણે આ પ્રકારે પોતાના આત્માને શિક્ષણ કરવું. એટલે શીખામણ દેવી.

परिमियमाउ जुव्वणमसंठिय वाहिबाहियं देह ॥

परिणइविरसा विसया अणुरच्चसि तेसु किं जीव ॥१॥

અર્થ—હે જીવ! આઉખુ પરિમિત છે. એટલે થોડું છે. અને જવાનીપણું ચંચળ છે. એટલે તેવું રહેવાનું નથી. અને વ્યાધિએ કરીને બાધિત એટલે રોગોએ કરીને પીડિત એવું આ દેહ છે. અને સ્વભાવે કરીને માઠા એવા આ વિષય છે. એટલે દુર્ગતિના દાતાર એવા પાંચે ઈંદ્રિયોના વિષય છે. તે વિષયોને વિષે કેમ રંજિત થાઉછું! એટલે એ વિષયોમાં હે જીવ! તું કેમ રાજી થાયછે. ઈત્યાદિક શીખામણ દેવી. વળી જે સાધુ ઈંદ્રિયોનો નિગ્રહ નથી કરતો, અને ઉદ્ધત એવા ઘોડાઓની પઠમ તે ઈંદ્રિયોને પોતાની ઈચ્છાએ ચાલનારાં કરેછે. તે આ લોક અને પરલોકને વિષે મહા દુઃખનું ભાજન થાયછે. ઈહાં *અન્વયવ્યતિરિકે કરીને જ્ઞાતાધર્મકથામાં કહેલું બે કાચબાઓનું દૃષ્ટાંત કહીએ છીએ.

* ઇંદ્રિયો ગોપવે સતે જીવિતપણું રહે. એ અન્વય. અને ઈંદ્રિયો મોકળી મૂકવાથી જીવિતનો નાશ થાય. વ્યતિરેક.

## કથા.

વારાણસી નગરીની સમીપે, ગંગાનદીને વિષે, મૃદંગતીર એવે નામે પાણીના દ્રહને વિષે ગુપ્તઇંદ્રિય અને અગુપ્તઇંદ્રિય એવા બે કાચબા રહેછે. તે બે કાચબા એક દહાડો સ્થળ ઉપર ચાલનાર એવા કીડાદિકના માંસને અર્થે દ્રહ થકી બહાર નીકળ્યા. એવામાં દુષ્ટ બે શીયાળિયાઓએ તે બે જણને દીઠા. તે અવસરે તે બે જણ ભય પામ્યા સતા પોતાના ચાર પગ અને કોટ તે પ્રત્યે કરોટીની મધ્યે કહેતાં કોપરી મધ્યે એટલે બરડાની મધ્યે ગોપવીને ચેષ્ટા રહિત એવા જીવ રહિતની પઠમ રહ્યા. ત્યાર પછી તે શીયાળિયાઓએ વાર વાર હલાવ્યા, અને ઊપાડ્યા, અને નીચા નાંખ્યા, અને પગે કરીને ઘાત કર્યો. ઇત્યાદિક વડે કરીને કાંઈ પણ તેમનું માઠું કરવાને સમર્થ થયા નહી. પછી કાંઇક છેટે જઇને એકાંતે ઊભા રહ્યા. તે અવસરે અગુપ્તઇંદ્રિય કહેતાં નથી ગોપવી ઈંદ્રિયો તે જેણે, એવો કુર્મ કહેતાં કાચબો પોતાના ચપળપણા થકી પોતાના પગ અને કોટ પ્રત્યે જેટલામાં બહાર કાહાડતો હવો, તેટલામાં તે બે શીયાળિયાઓએ તતકાળ કકડા કરી નાંખ્યો. અને મરણ પામ્યો. અને બીજો કાચબો અચપળ સતો તેટલા બહુકાળ સૂધી રહ્યો. જેટલા સૂધી તે શીયાળિયા બહુ ઉભા રહીને થાક્યા. અને બીજે ઠેકાણે ગયા, તેટલાકાળ સૂધી તે કાચબો તેમને તેમજ રહ્યો. ત્યાર પછી તે કાચબો હલકે હલકે દિશાનું અવલોકન કરીને પછી કૂદીને પાણીના દ્રહમાં પડ્યો, અને સુખી થયો. એ પ્રકારે પાંચ અંગને ગોપવનાર કાચબાની પઠમ પાંચે ઇંદ્રિયોને ગોપવનાર ભવ્ય પ્રાણી સદા સુખી થાય. અને બીજો બીજા કાચબાની પઠમ દુ:ખી થાય. એજ કારણ માટે મુનિયોએ પાંચ ઇંદ્રિયોનો જય કરવાને વિષે ઉદ્યમ કરવો એ રીતે ઈંદ્રિયોના જયને વિષે બે કાચબાનો ઉપનય કહ્યો.

એ પ્રકારે ઈંદ્રિયોના નિગ્રહરૂપ સંજમ કહ્યો.

### હવે કષાયના જયનું સ્વરૂપ કહીએ છીએ.

પાંચ ઈંદ્રિયોનો નિગ્રહ કરનાર સાધુ ઉદયમાં ન આવેલા, એવા ક્રોધાદિક ચાર કષાય, તેમની ઉદીરણા ન કરવે કરીને, અને વળી ઉદયમાં પ્રાપ્ત થએલા એવા ચાર કષાય તેને નિષ્ફળ કરવે કરીને જય કરે. એટલે તે કષાયોને રોકી રાખે. હવે કષાય તે કોને કહીએ? જેને વિષે પ્રાણિયો દુ:ખ પામે. તે કષ કહીએ. અને કષ કહેતાં સંસાર તે પ્રત્યે જેણે કરીને પ્રાણિયો પામે તે કષાય કહીએ. તે કષાય ચાર પ્રકારના છે. ૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. અને ૪ લોભ. તે ચાર કષાયોના પણ એક એકના અનંતાનુબંધ્યાદિક ચાર ચાર ભેદછે.

૧ અનંતાનુબંધી ક્રોધ. ૨ અનંતાનુબંધી માન. ૩ અનંતાનુબંધી માયા. ૪ અનંતાનુબંધી લોભ. ૫ અપ્રત્યાખ્યાની ક્રોધ. ૬ અપ્રત્યાખ્યાની માન. ૭ અપ્રત્યાખ્યાની માયા. ૮ અપ્રત્યાખ્યાની લોભ. એ રીતે પ્રત્યાખ્યાની ક્રોધાદિક ચાર. અને સંજ્વલન ક્રોધાદિ ચાર જાણવા. હવે તેમનું સ્વરૂપ કહીએ છીએ.

૧ અનંત ભવ પ્રત્યે ભમવાપણે કરીને બાંધે. એટલે અનંતભવમાં ભમાવે. તે અનંતાનુબંધી ક્રોધાદિ ચાર જાણવા. તે અનંતાનુબંધી કષાયનો ઉદય સતે જીવોએ સમકિત ન પામીએ. અથવા પામેલુ સમકિત વમી જઇએ. ॥ ૧ ॥

૨ તથા નથી સર્વથા પ્રકારે વિરતિરૂપ પચ્ચખ્ખાણ તે જેમને વિષે, તે અપ્રત્યાખ્યાન એવા ક્રોધાદિક ચાર જાણવા. જેમનો ઉદય સતે પામ્યું છે સમકિત તે જેમણે એવા પણ જીવોને દેશવિરતિનો પરિણામ ન થાય. અથવા થયો હોય તો જરૂર નાશ પામે. ॥૨॥

૩ તથા સર્વ વિરતિરૂપ પચ્ચખ્ખાણને આવરણ કરે. તે પ્રત્યાખ્યાનાવરણ એવા ક્રોધાદિક ચાર જાણવા. જેમનો ઉદય સતે જીવોએ સર્વ વિરતિ ન પામીએ. કદાપિ પામી હોય તો તે નાશ પામે. તેમને દેશવિરતિનો નિષેધ ન જાણવો. ॥૩॥

૪ પરીષહ અને ઉપસર્ગ સમીપે આવે સતે, જે સાધુઓને પણ લગારેક બાળે. એટલે ઔદયિક ભાવ પ્રત્યે પમાડે. તે સંજ્વલન એવા ક્રોધાદિક જાણવા. તેમનો ઉદય સતે યથાખ્યાત ચારિત્ર ન હોય. બીજા ચારિત્રોના ભેદ હોય. ॥૪॥

આ અનંતાનુબંધ્યાદિ કષાય અનુક્રમે કરીને જાવજીવ, વર્ષ, ચાર માસ, અને પક્ષનીસ્થિતિવાળા જાણવા. એટલે અનંતાનુબંધીની સ્થિતિ જાવજીવની જાણવી. અને અપ્રત્યાખ્યાનાવરણની એક વર્ષની સ્થિતિ જાણવી. અને પ્રત્યાખ્યાનાવરણની ચાર માસની સ્થિતિ જાણવી. અને સંજ્વલન કષાયની સ્થિતિ પંદર દિવસની જાણવી. અનંતાનુબંધી કષાય નરકગતિને પમાડનાર છે. અપ્રત્યાખ્યાનાવરણ કષાય તિર્યંચ ગતિને પમાડનાર છે. પ્રત્યાખ્યાનાવરણ મનુષ ગતિને પમાડનાર છે. અને સંજ્વલન કષાય દેવ ગતિને પમાડનાર છે. આ કષાયોના સ્વરૂપમાં બીજો કેટલોએક ઝીણો વિચાર છે. પણ ગ્રંથ વધવાના ભયથી અને બાળજીવોને વાંચતાં ઘુંચવણી પડે તેના ભયથી લખ્યો નથી. માટે તેને સમજવાના અર્થિ પુરૂષોએ કોઈ સદ્ગુરૂની પાસે સમજવું. વલી આ ચાર કષાય અગીયારમા ગુણઠાણાના અગ્રભાગે ગએલા

એવા સાધુને પણ ત્યાંથી પાડીને ફરીને મિથ્યાત્વરૂપ આંધળા કૂવામાં નાંખે છે. અર્થાત્ પહેલે ગુણઠાણે લાવેછે. અને શુદ્ધ આત્મગુણના ઘાત કરનારા છે. અને સર્વ અનર્થના મૂળભૂત છે. એ કારણ માટે ભલી બુદ્ધિવંત પુરૂષો-એ એ કષાયોનો વિશ્વાસ ન કરવો. તેમનો નિગ્રહ કરવાને વિષે ઉદ્યમ કરવો.

તે કહ્યું છે—

जाजीववरिसचउमासपरकगा नरयतिरियनरअमरा ॥
सम्माणुसव्वविरईअहरकायचरित्तघायकरा ॥१॥
जइ उवसंतकसाउ लहइ अणंतं पुणोवि पमिवायं ॥
नहु ते वीससिअव्वं थोवेवि कसायसेसंमि ॥२॥
तत्तमिणं सारमिणं डुवालसंगीइ एस जावत्थो ॥
जं जवब्नमणसहाया इमे कसाया चइज्जंति ॥३॥

અર્થ—જાવજ્જીવ, વર્ષ, ચાર માસ, અને પક્ષ એટલી છે સ્થિતિ તે જેમની એવા, અને નરક, તિર્યંચ, નર, અને અમર એ રૂપની છે ગતિયો તે જેમના થકી એવા, અને સમ્યક્ત્વ, અણુવ્રત, સર્વવિરતિ, અને યથાખ્યાત ચારિત્રના ઘાત કરનારા. એવા એ ચાર કષાય છે. ॥૧॥ જો ઉપશાંત કષાય કહેતાં ઉપશમાવ્યા છે કષાય તે જેણે, એવો વળી અનંત પ્રતિપાત પ્રત્યે પામેછે એટલે અનંતીવાર પડેછે. માટે જો પડેછે તો થોડોશો કષાય બાકી રહે સતે પણ તમારે વિશ્વાસ ન કરવો. ॥૨॥ જે કારણ માટે ભવમાં પરિભ્રમણ કરવાને સહાય્યકારી એવા આ કષાય, તેમનું ત્યાગ કરવું; એજ દ્વાદશાંગીનું તત્વ જાણવું, અને એજ દ્વાદશાંગીનું સાર જાણવું. અને એજ દ્વાદશાંગીનો ભાવાર્થ જાણવો. અર્થાત્ દ્વાદશાંગી ભણવાનું સાર એટલુંજ છે કે, કષાયોને દૂર કરવા. અને જેણે કષાય દૂર કર્યા. તેણેજ દ્વાદશાંગી ભણવાનું ફળ પામ્યું. એ ભાવ. ॥૩॥ એ પ્રકારે કષાયના જયરૂપ સંજમ કહ્યો.

હવે ત્રણ દંડની વિરતિનું સ્વરૂપ કહીએ છીએ.

૧ આ ચાર કષાયને જીતનાર એવો જે સાધુ, તે મન, વચન, અને કાય એ રૂપ ત્રણ દંડથી વિરામ પામેછે. અર્થાત્ ત્રણ ગુપ્તિને ધારણ કરેછે. ઇહાં આગમમાં કહેલા વિધિએ કરીને માઠા કર્મો થકી પાછા વળ્યા એવા, અને રૂડા કૃત્યને વિષે પ્રવર્ત્તાવ્યા એવા મન વચન કાયારૂપ જોગ તે ત્રણ ગુપ્તિયો કહીએ. તેમાં મનગુપ્તિ ચિંતવન કરવા માંડે સતે મનનું નિશ્ચે માંકડાની પેઠે અતિ ચપળપણું છે. તે શાસ્ત્રમાં કહ્યું છે.

लंघइ तरुणो गिरिणो य लंघए लंघए जलनिही वि ॥

भमइ सुरासुरगणे एसो मणमक्कडो कोइ ॥१॥

અર્થ—આ કોઈક મનરૂપ માંકડો વૃક્ષો પ્રત્યે ઉલંઘન કરેછે. વળી પર્વતો પ્રત્યે ઉલંઘન કરેછે. વળી સમુદ્ર પ્રત્યે ઉલંઘન કરેછે. એટલે તે વૃક્ષાદિકને ઉલંઘીને ચાલ્યું જાયછે. વળી સુર અસુરના સ્થાનકોને વિષે ભમેછે. એટલે સર્વત્ર માંકડાની પઠમ ગતિ કરેછે. એજ કારણ માટે આ મન મુનિયોને પણ દુઃખે જીતવા જોગ્યછે. અને સર્વ કર્મ બાંધવાનું મુખ્ય કારણછે. તેજ કારણ માટે તે મનને દમન કરવાને ઈચ્છનાર મુનિયે બહુ પ્રકારની માઠી ભાવનાઓ દૂર કરીને રૂડી એવી બાર ભાવનાઓને વિષે વિશેષ થકી આદર કરવો. જેણે કરીને તેવું ચંચળ પણ ચિત્ત સુખે કરીને પોતાને વશ્ય થાય. ॥૧॥

૨ તથા વચન ગુપ્તિ વિચારે સતે સાધુ જે તે સ્વાધ્યાય કરવાના અવસર થકી બીજા કાળને વિષે પ્રાયે મૌનપણું અંગીકાર કરીને રહે. અને ભૃકુટી હસ્તાદિકની સંજ્ઞા પણ ન કરે. તથા પ્રકારનું પ્રયોજન સતે તો સત્ય વચન, અને અસત્યામૃષા વચન એટલે વ્યવહાર વચન એ પ્રકારનાં બે વચન બોલે. તેમાં જે વસ્તુ સ્થાપન કરવાની ઈચ્છાએ કરીને બોલીએ, તે સત્ય કહીએ. જેમ જીવછે. કર્ત્તાછે. ભોક્તાછે. એટલે કર્ત્તા ભોક્તા એવો જીવછે. ઈત્યાદિક સ્થાપન કરવું, તે સત્ય ભાષા કહીએ. વળી જે સ્થાપન કરવાની ઇચ્છા વિના બોલીએ, તે અસત્યામૃષા કહીએ. જેમ આમંત્રણ, આજ્ઞાપનાદિ એટલે સંબોધન કરીને બોલાવવું કે, હે દેવદત્ત! તમે આ કાંમ કરો. એ રીતે કહેવું તે આજ્ઞાપન કહીએ. ઈત્યાદિક વચન બોલવાં તે અસત્યામૃષા ભાષા કહીએ. ઈહાં જે સત્ય બોલવું, તે પણ શ્રોતાને પ્રિય હોય, અને પાપ રહિત હોય, એવું વચન બોલે. કેમકે, અપ્રિય એવું, અને પાપ સહિત એવુ, જે સત્ય વચન, તેને પણ ક્રોધની ઉત્પત્તિ, અને જીવઘાતાદિ બહુ અનર્થનું કારણપણું છે. એ હેતુ માટે. એટલે અપ્રિયકારી અને પાપ સહિત એવું પણ સત્ય વચન બોલવા થકી સામાને ક્રોધ ઉત્પન્ન થાયછે. અને જીવના ઘાતાદિ બહુ અનર્થ નિષ્પન્ન થાયછે. એ કારણ માટે અસત્ય તુલ્યછે. એટલે તેવું બોલવાથી જૂઠનું ફળ લાગેછે. માટે મુનિરાજ જે તે તેવું વચન બોલે નહી. વળી પ્રયોજન વિના પાપ રહિત એવું પણ વચન વાયુના રોગીની પઠમ જેમ તેમ ન બોલે. હવે સત્ય પણ પ્રિય બોલે એમ પ્રથમ કહ્યુંછે તે આ પ્રકારે.

नृपसचिवेभ्यमरादींस्तथैव जल्पयाति न खलु काणादीन् ॥
नच संदिग्धे कार्ये भाषामवधारिणीं ब्रूते ॥२॥

અર્થ—નૃપ કહેતાં રાજા, સચિવ કહેતાં મંત્રિ, ઇભ્ય કહેતાં હાથીવાળો મહોટો ગૃહસ્થ, નર કહેતાં લક્ષ્મીવંત પુરૂષ, તેછે આદિતે જેમને એવા લોકો પ્રત્યે આદિ શબ્દ થકી સામંત, શેઠ, સાર્થવાહાદિક પ્રત્યે તેમજ બોલાવે. જેમ તે રાજાદિક ભાવે કરીને હોય. અર્થાત્ રાજાને રાજા કહીને બોલાવે. મંત્રિને મંત્રી કહીને બોલાવે. ઇભ્યને ઇભ્ય કહીને બોલાવે. એ રીતે જે જેની પદવી હોય તે રીતે કહીને બોલાવે. તે પ્રકારે આચારાંગજીમાં કહ્યું છે.

जे यावन्ने तहप्पगारा तहप्पगाराहिं भासाहिं बूया नो कुप्पांतमाणवा ते आवि तहप्पगारा तहप्पगाराहिं भासाहिं अभिकख भासिज्जत्ति॥

અર્થ—જે બીજા પણ તે પ્રકારના હોય, એટલે પૂર્વે કહેલા રાજાદિ વિશેષણે કરીને સહિત હોય; તે તથા પ્રકારની ભાષાએ કરીને એટલે જેજે જેવો ગુણ સહિત હોય તેવી ભાષાએ કરીને બોલાવે. અને એવી ભાષાએ બોલાવ્યા થકા મનુષ્ય કોપ ન કરે. તે લોકો પ્રત્યે તથા પ્રકારની ભાષાએ કરીને વિચારીને બોલાવે. એ રીતે આચારાંગજીના બીજા શ્રુતસ્કંધના ચોથા ભાષા અધ્યયનમાં મુનિયોને ભાષા બોલવાનું સ્વરૂપ કહેલુંછે. તે રીતે સમજીને મુનિ ભાષા બોલે. કાણાદિકને વિષે પણ આ ન્યાય અંગીકાર ન કરવો તે કહેછે. કાણાદિક પ્રત્યે નિશ્ચે કાણાદિક નામે કરીને ન બોલાવે આદિ શબ્દથકી કોડિયા, ખોડા, કૂબડા, ચોરાદિકનું ગ્રહણ કરવું.

તે આગમને વિષે કહ્યુંછે.

तहे काणं काणंति पंमगं पंमगति वा वाहिअं वा वि रोगित्ति तेणं चोरंति नो वएत्ति ॥

અર્થ—તેમજ કાણાને કાણો કહી ન બોલાવે. પંડકને પંડક (નપુંસક કહી ન બોલાવે. રોગીને રોગી કહીને ન બોલાવે. ચોરને ચોર કહીને ન બોલાવે. એ રીતે જેનામાં જે અવગુણ હોય, તે અવગુણે કરીને બોલાવે નહી. કેમકે, તેને અપ્રીતિ ઉત્પન્ન થાય. અને અપ્રીતિ ઉત્પન્ન થવાથી મૃષાવાદ લાગે માટે મુનિ કોઇને અપ્રીતિકારી ભાષાએ કરીને બોલાવે નહી. તંથા સંદેહ સહિત કાર્ય સતે એટલે જે કાર્યમાં સંદેહ હોય તે કાર્યને આ એમજ છે. એ પ્રકારની નિશ્ચેકારી ભાષાએ ન બોલે. ત્યારે કેવી રીતે બોલે? તે કહે છે. વર્त्तમાન યોગ કહેતાં જેકાળે જે વર્ત્તે તે ખરૂં. એવી રીતે બોલે.

તે આગમમાં કહ્યુંછે.

आउस्स न वीसासो कज्जस्स बहूणि अंतरायाणि ॥
तम्हा साहूणं वट्टमाणजोगेण ववहारो ॥१॥

અર્થ—આઉખાનો વિશ્વાસ નથી. અને કાર્ય કરવામાં અંતરાય ઘણા રહેલા છે. તે કારણ માટે સાધુઓને વર્ત્તમાન જોગે કરીને વ્યવહાર છે. વળી આ વાછડા ધોરી કરવા યોગ્યછે. આ આંબાનાં ફળ ખાવા યોગ્યછે. આ વૃક્ષ, સ્થંભો, ભારવટ, શય્યા, આસનાદિક કરવાને યોગ્યછે. વળી આ શાળ, ઘઊં આદિક જે અન્ન તે લણવા જોગ્ય થયાંછે. એ પ્રકારનાં વચન સાધુ ન બોલે. કેમકે, લોકોને સાધુના વચનની પ્રતીતિ હોયછે માટે. અને તે સાધુના વચનના વિશ્વાસે કરીને આ વૃષભાદિક દમનાદિક ક્રિયાના કાળને પામ્યાછે. એટલે આ બળદાદિક સર્વ દમવા જોગ્ય થયાછે. એ રીતનો નિશ્ચય કરીને સાંભળનાર લોકોને તે તે દમનાદિકમાં પ્રવર્ત્તવે કરીને મહા આરંભનો સંભવ છે માટે સાધુ તેવાં વચન બોલે નહી. તથા પિતા, માતા, ભાઈ, બેહેન આદિક સ્વજન લોકો પ્રત્યે હે તાત! હે માત! હે ભ્રાતઃ! ઇત્યાદિ સંબંધ શબ્દોએ કરીને ન બોલાવે. એટલે બાપને બાપ કહીને, માને મા કહીને, ભાઇને ભાઈ કહીને ન બોલાવે. કેમકે, સાધુઓને અલૌકિક આચારની નિષ્ઠાપણે કરીને એટલે લોકોત્તર આચારપણે કરીને લૌકિક સંબંધે કરીને બોલાવવાને વિષે અધિકાર નથી માટે કહ્યુ છે.

दम्म वसहे खज्जे फलेय थंभाइसमुचिए रुक्के ॥
गिण्हे अन्न जणया इअत्ति मयगावि न लवेइत्ति ॥१॥

અર્થ—બળદ દમવા જોગ્ય છે. આ ફળ ખાવા જોગ્યછે. આ વૃક્ષ સ્થંભાદિક કરવાને જોગ્ય છે. આ અન્ન લેવા જોગ્ય થયું છે. એ રીતે ન બોલે. અને સ્વજન લોકોને વિષે પણ હે જનક! એવા શબ્દોએ કરીને ન બોલે. ॥૧॥ ઈહાં વળી વિશેષ કહીએ છીએ.

राजेश्वराद्यैश्च कदापि धीमान पृष्टो मुनिः कूपतडागकार्ये ॥
अस्तीति नास्तीति वदेन्न पुण्य जवति यन्नूनवधांतरायाः ॥१॥

અર્થ—રાજા કહેતાં માંડલિક રાજા, ઈશ્વર કહેતાં જુવરાજ આદિ શબ્દ થકી, ગામના અધિકારી લોકો ગ્રહણ કરવા, એ રાજાદિક સર્વ લોકોએ કોઇક વખત કૂવા, તળાવ, અને ઉપલક્ષણ થકી પરબ, અને દાનશાળા ઈત્યાદિકોના કાર્યને વિષે બુદ્ધિવાન્ એવા, એટલે સમ્યક્ પ્રકારે આગમના જાણ એવા મુનિ પૂછયા, એટલે તે લોકોએ ગીતાર્થ મુનિને પૂછયું કે, કૂવાદિક પ્રત્યે કરાવતો એવો મ્હારે પુણ્ય છે કે નથી? એટલે હું કૂવો કરાવું? અથવા તળાવ ખોદાવું? અથવા પરબ બેસારૂ? વળી દાનશાળા કરાવું? તેમાં મને પુણ્ય છે કે નહી? એ રીતે પૂછયે સતે આ કૂવાદિક તુ કરાવ. તેમાં તને મહોટું પુણ્ય છે. તથા તું આ કૂવાદિક પ્રત્યે ન કરાવીશ. તેમાં તને કાંઈ

પણ પુણ્ય નથી. એ રીતે બે પ્રકારે મુનિ ન બોલે. ઇહાં યુક્તિ દેખાડે છે. જે કારણ માટે પુણ્ય છે. એ રીતે બોલનાર સાધુને પ્રાણીના વધનો દોષ લાગે. કેમકે, તે તળાવાદિકને સુકાવાને અવસરે જળને આશ્રીને રહેલા એવા શેવાળાદિક અનંત કાયિકનો, અને પૂરા, માંછલાં, દેડકાદિક ત્રસ જીવોનો પ્રત્યક્ષ વિનાશ દેખાય છે. માટે વળી મચ્છાદિકોને પણ માંહોમાંહે જીવનું ભક્ષણ કરવાપણું છે માટે, તથા પુણ્ય નથી. એ રીતે બોલનાર સાધુને અંતરાય કર્મરૂપ દોષ લાગે. એટલે અતરાય કર્મ બંધાય કેમકે, તૃષાએ પીડાએલા એવા ઘણા પશુ, પક્ષી, મનુષ્યોને પાણી પીવાનો વ્યવચ્છેદ થાય માટે. એટલે તે લોકોને અંતરાય પડે તે કારણ માટે મૌનપણુજ અવલંબન કરે. અથવા આવા લૌકિક કાર્યોને વિષે અમારે બોલવાનો અધિકાર નથી. એ રીતે બોલે. શ્રી સૂયગડાંગ સૂત્રને વિષે કહ્યું છે.

तहा गिरं समारप्न अत्थि पुणंति नो वए ॥
अहवा नत्थि पुणंति एवमेअं महप्नयं ॥१॥
दाणठया य जे पाणा हम्मंति तसथावरा ॥
तेसिं सारक्खणठाए तम्हा अत्थित्ति नो वए ॥२॥
जेसिं तं उवकप्पति अन्नपाणं तहाविहं ॥
तेसिं लाभंतरायंति तम्हा नत्थित्ति नो वए ॥३॥
जेअ दाणं पससंति वहमिच्छंति पाणिणं ॥
जेअणं पडिसेहंति वित्तिच्छेअ करंति ते ॥४॥
दुहओवि ते न भासंति अत्थि वा नत्थि वा पुणो ॥
आयं रयस्स हिच्चाणं निव्वाणं पाउणंति ते ॥५॥

અર્થ—કોઇક કૂવો ખણાવવામાં, અને દાનશાળાદિક મંડાવવામાં પ્રવર્તેલો એવો, રાજાદિક જે તેણે સાધુ પૂછ્યા. એટલે સાધુને પૂછ્યું કે, અમારા અનુષ્ઠાનને વિષે એટલે અમારી ક્રિયાને વિષે પુણ્ય છે? કિંવા નથી? એ પ્રકારની વાણી સાંભળીને પુણ્ય છે. અથવા પુણ્ય નથી. એ રીતે બે પ્રકારે દોષના હેતુપણે કરીને આ વચન મહા ભયકારી છે. એમ જાણીને બે પ્રકારે મુખ થકી બોલે નહી ॥૧॥ હવે જે કારણે એવી ભાષા ન બોલે તે કારણ કહે છે. અન્નપાનાદિ દેવાને અર્થે એટલે અનેક લોકને અન્ન પાણી આપવા સારૂ પાકાદિક ક્રિયાને વિષે એટલે રસોઈઆદિક કરવાને વિષે જે ત્રસ, વળી સ્થાવર એવા પ્રાણિયો હણાય છે. માટે તેમના સંરક્ષણને અર્થે સાધુ, આ તમારા અનુષ્ઠાનને વિષે પુણ્ય છે. એમ પણ ન કહે. ॥૨॥ જે

પ્રાણિયોને અર્થે એટલે જે લોકોને આપવાને માટે તે અન્નપાનાદિક ધર્મ બુદ્ધિએ કરીને નિપજાવે છે. તેનો નિષેધ કરયે સતે તે આહારના અર્થિ લોકોને લાભાંતરાય થાય એટલે પામવાની વસ્તુમાં વિઘ્ન પડે. તે કારણ માટે કૂવાનું ખણાવવું, અને દાનશાળાદિકનું મંડાવવું, તેને વિષે પુણ્ય નથી. એમ પણ સાધુ ન બોલે. એટલે આ તમે જે કૃત્ય કરોછો, તેમાં કાંઈ પણ પુણ્ય નથી. એમ મુનિ મુખથી ન બોલે. ॥૩॥ પરમાર્થના અજાણ એવા જે મુનિનામ ધરાવનાર દાનની પ્રશંસા કરેછે. એટલે પરબ, દાનશાળાદિકને વખાણે છે, તે પ્રાણિયોના વધ પ્રત્યે ઈચ્છેછે. એટલે જીવોની હિંસાની ઇચ્છા કરેછે. અને જે યતિદાન આપવાનો નિષેધ કરેછે, તે પણ અગીતાર્થ એવા સતા પ્રાણિયોની વૃત્તિનો છેદ કરેછે. એટલે અનેક જીવોની આજીવિકાનો નાશ કરેછે. ॥૪॥ વળી અસ્તિ, અથવા નાસ્તિ એમ ન કહે. એટલે પુણ્ય છે, કિંવા પુણ્ય નથી, એ બન્ને પ્રકારની વાણીને સાધુ બોલે નહી. ત્યારે શું કરે? તે કહેછે. પૂછયા એવા જે મુનિઓ તેમણે મૌનપણુજ અંગીકાર કરવું. આગ્રહ કરે સતે અમારે નિર્દોષ આહાર કલ્પે છે. અને આ પ્રકારે બોલવામાં સાધુનો અધિકાર નથી. કેમકે, એ પ્રકારે બોલવા થકી કર્મરૂપી રજનો લાભ થાય. એટલે કર્મ બંધાય. એમ જાણીને તે વાણીને ઉચ્ચાર કરવાનો ત્યાગ કરે. અને તેવા વચનનો ત્યાગ કરીને પાપ રહિત વચનને બોલનારા મુનિયો મોક્ષ પ્રત્યે પામેછે. ॥૫॥ એવી રીતે શ્રી સૂયગડાંગજીના અગીયારમા અધ્યયનમાં ગાથા સત્તરમીથી માંડીને એકવીશમી ગાથા સૂધી કહ્યું છે.

તથા દત્તરાજાની આગળ કાળિકાચાર્યજીએ જેમ સત્ય વચન કહ્યું, તેમ સુકૃતના અર્થિ સાધુઓએ વિપત્તિ પડે સતે પણ સત્ય વચનજ બોલવું. પણ મૃષા ન બોલવું. એટલે જૂઠું ન બોલવું. ઈહાં કાળિકાચાર્યજીનું દષ્ટાંત સંક્ષેપથી લખીએ છીએ.

॥ કથા. ॥

તુરમિણી નગરીને વિષે કાળિકાચાર્યની બેહેનનો પુત્ર દત્ત એવે નામે પુરોહિત, તેણે છળ થકી પોતાના સ્વામી જિતશત્રુ રાજાને બંધીખાનામાં નાંખીને પોતે રાજ્યના ભારને ધારણ કરતો એવો, અને એક દહાડો પોતાની માતાની પ્રેરણાએ કરીને આચાર્યની સમીપે ગયો. એવો જે તે દત્ત તેણે ઉન્મત્તપણે કરીને, અને ધર્મની ઇર્ષ્યાએ કરીને ક્રોધ સહિત અને આગ્રહ સહિત શ્રી કાળિકાચાર્યને યજ્ઞનું ફળ પૂછે સતે ગુરૂ મહારાજે ધૈર્યપણુ અવલંબન કરીને તેની આગળ યજ્ઞછે તે હિંસારૂપ છે. અને હિંસાનું ફળ નરક છે. એ રીતે સત્ય વચન કહ્યું. પણ જૂઠું ન કહ્યું. અને કહ્યું કે, યાગ કરીને એટલે હવન હોમ કરીને અને પશુઓને હણીને અને રૂધિરનો કાદવ કરીને

જો સ્વર્ગે જાય? તો પછી નરકે કોણ જાય? એ રીતે કહ્યું. ત્યાર પછી તે દત્તે કહ્યું કે, ઇહાં સાક્ષી કોણ? એટલે શ્યાથી જણાય? કે હિંસાનું ફળ નરક છે. એ રીતે પૂછે સતે આચાર્ય મહારાજે કહ્યું, તું સાતમે દિવસે કૃતરાંએ ભક્ષણ કરયો સતો કુંભીમાં પચીશ ઇહાં પણ કોણ સાક્ષી. ? એ રીતે તેણે વળી પૂછે સતે ગુરૂ મહારાજે કહ્યું કે. તેજ સાતમા દિવસને વિષે અકસ્માત્ કહેતાં ઓચિંતી તાહારા મુખમાં વિષ્ટા પડશે. ત્યાર પછી અતિશે ક્રોધ પામ્યો એવો જે દત્ત તેણે કહ્યું. તું કેવી રીતે મરીશ? ત્યારે ગુરૂએ કહ્યું કે, હું સમાધીએ કરીનેજ મરણ પામીશ. અને મરીને દેવ લોકમાં જઇશ. તે અવસરે દત્ત હુંકારા સહિત ત્યાંથી ઉઠીને આચાર્યને પોતાના ભટોની પાસે રોકાવીને એટલે આચાર્યની ઉપર ચોકી મૂકીને પોતાને ઘેર આવીને સમાધીએ કરીને છાનો રહ્યો. ત્યાર પછી તે દત્ત, મતિના મોહે કરીને એટલે મતિ મુઝાવે કરીને સાતમા દિવસને આજ આઠમો દિવસ છે એમ માનતો આજ આચાર્યના પ્રાણોએ કરીને શાંતિક કરૂં. અર્થાત્ આચાર્યને મારી નાંખું. એ રીતે વિચારીને ઘર થકી નિકળ્યો. તે અવસરે એક માળી નગરમાં પ્રવેશ કરતો સતો કાર્યના આકુળપણા થકી રાજમાર્ગને વિષેજ મળનું ઉત્સર્ગ કરીને એટલે ઝાડે ફરીને પછી તે ફૂલોએ કરીને ઢાંકતો હુવો. તેટલામાં તેજ માર્ગને વિષે જતો એવો જે દત્ત તેના ઘોડાની ખુરીએ કરીને ઉછળી એવી તે વિષ્ટા તેના મુખમાં પડી. તે અવસરે તે વિષ્ટાના આસ્વાદનથકી ચમત્કાર પામ્યો સતો તે સાતમો દિન જાણીને ખેદિત થયો સતો પાછો વળ્યો. તે અવસરે એ દત્તના બહુ પ્રકારના દુરાચરણે કરીને ખેદ પામેલા એવા મૂળ મંત્રીએ જિતશત્રુ રાજાને પાંજરાથી કાહાડીને રાજ્યને વિષે બેસાડ્યો. અને દત્ત જે તે છળથકી બાંધીને રાજાને સુપ્યો. વળી રાજાએ તેને કુંભીને વિષે નંખાવીને નીચે અગ્નિ કરાવીને, અને કૂતરાઓ પ્રત્યે મૂકીને કદર્થના પમાડ્યો સતો મરીને નરકે ગયો. ત્યાર પછી રાજાદિક લોકોએ આચાર્યનું બહુમાન કર્યું. એ રીતે વચન ગુપ્તિને વિષે કાળિકાચાર્યનું વૃત્તાંત જાણવું. એ પ્રકારે રૂડા મુનિયોએ વચનગુપ્તિ ધારણ કરવી. ॥૨॥

૩ તથા કાયગુપ્તિ ચિંતવન કરવા માંડે સતે સાધુ જે તે કાયોત્સર્ગે કરીને, અથવા પદ્માસનાદિકે કરીને શરીરના વ્યાપાર પ્રત્યે રોકે. અને તથા પ્રકારનું ગમન કરવાનું અથવા સૂઈ રહેવાદિક પ્રયોજન પડે સતે શરીરને પ્રવર્ત્તાવતો સૂતો પગલે પગલે માહારા શરીરે કરીને રખે કોઈ પણ જીવનો વધ થાય; એ પ્રકારની જતના ચિંતવે. કેમકે, જતના વિના નિશ્ચે પગલે પગલે છ જીવનિકાયનો વિઘાત થાય; તે કહ્યું છે.

गमणठाणनिसीयणतुअट्टणगहणनिसिरणाईसु ॥

कायं असंवरंतो छण्हंपि विराहओ होइ ॥१॥

અર્થ—ગમન કહેતાં ચાલવું, સ્થાન કહેતાં ઉભા રહેવું, નિષીદન કહેતાં બેસવું. ત્વગ્વર્તન કહેતાં લોટવું. ગ્રહણ કહેતાં ઉપકરણનું ગ્રહણ કરવું, નિઃસ્રજન કહેતાં ઉપકરણાદિકનું મુકવું, આદિશબ્દ થકી ભોજન ભાષણાદિક અંગીકાર કરવાં. એ સર્વને વિષે કાયાને જતના રહિત પ્રવર્ત્તાવતો સતો છકાય જીવનો વિરાધક થાય. એ કારણ માટે આત્માર્થિ પ્રાણિયોએ દ્રવ્યભાવ બે પ્રકારે જતનામાં વર્ત્તવું. એ ઉપદેશ. એ કાયગુપ્તિનું સ્વરૂપ કહ્યું. એ રીતે ત્રણ ગુપ્તિનું સ્વરૂપ કહ્યું તે કહેવે કરીને સત્તરે પ્રકારનો સંજમ કહ્યો. ॥૬॥

દશ પ્રકારના જતિ ધર્મમાં બાકી રહેલા સત્યાદિક ચાર ભેદ દેખાડીએ છીએ.

૭ સત્ય કહેતાં મૃષાવાદ બોલવાથી વિરામ પામવું. ॥૭॥

૮ શૌચ કહેતાં સંજમ પ્રત્યે નિરૂપલેપપણું એટલે નિરતિચારપણું ॥૮॥

૯ આકિંચન્ય કહેતાં પરિગ્રહ રહિતપણું. ॥૯॥

૧૦ બ્રહ્મચર્ય કહેતાં સર્વથા પ્રકારે કામ ક્રીડાનો નિષેધ કરવો. ॥૧૦॥

ઈહાં કેટલાએક ભેદોનું કેટલાએક ભેદોને વિષે અંતરભૂતપણું સતે પણ જુદા ગ્રહણ કર્યા છે. તે પ્રકટપણે અંગીકાર કરવાને અર્થે. એ પ્રકારે બુદ્ધિવંત પ્રાણિયોએ પોતાની મેળે વિચારી લેવું. એ પ્રકારે દશ પ્રકારનો જતિધર્મ કહ્યો.

હવે આ અતિશે દુર્લભ એવો જે મુનિધર્મ તેને વિષે નિર્ગ્રંથ પુરૂષોએ સર્વથા પ્રકારે પ્રમાદ દૂર કરવો.

એ પ્રકારે દેખાડીએ છીએ.

भवसयसहस्सदुलहे जाइजरामरणसागरुत्तारे ॥

जइधम्मंमि गुणायर खणमावि मा काहिसि पमायं ॥१॥

અર્થ— હે ગુણાકર! હે ગુણવંત સાધો લખ્ખો ભવોને વિષે દુર્લભ એટલે લખ્ખો ભવોમાં પરિભ્રમણ કરતાં થકાં અતિશે દુઃખે પામવા જોગ્ય એવો, તથા જન્મ, જરા, મરણરૂપ સમુદ્રથી ઉતારનાર એવો જે જતિધર્મ તેને વિષે ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કરશો. કેમકે, તેને મહા અનર્થનું હેતુપણું છે. એટલે મહા અનર્થનો કરનાર પ્રમાદ છે. વળી તે પ્રમાદ કેવો છે તે કહે છે.

सेणावई मोहनिवस्स एसो सुहाण जं विग्घकरो दुरप्पा ॥

महारिऊ सव्वजियाण एसो कयावि कज्जो न तओ पमाओ ॥२॥

અર્થ—જે કારણ માટે આ દુરાત્મા એટલે દુષ્ટ આત્મા એવો પ્રમાદ, મોહરાજાનો સેનાપતિ છે. એજ કારણ માટે મોક્ષાદિ સુખોનો વિઘ્ન કરનારો છે. અને વિઘ્ન કરવા થકીજ સર્વ જીવોનો મ્હોટો શત્રુ છે. તે કારણ માટે જાણ્યો છે પરમાર્થ તે જેમણે એવા મુનિયોએ કોઈ વખત પણ આ પ્રમાદ ન કરવો. વળી કહ્યું છે.

थोवोवि कयपमाउ जइणो संसारवद्धणो नणिउ ॥
जह सो सुमंगलमुणी पमायदोसेण पयबद्धो ॥३॥

અર્થ—થોડો પણ પ્રમાદ કર્યો સતો, સાધુને સંસારનો વધારનાર કહ્યો છે. જેમ તે સુમંગળાચાર્ય થોડા પ્રમાદ દોષે કરીને પગને વિષે બંધાએલા એવા જન્મ પામ્યા. એટલે સુમંગળાચાર્યનો જીવ પ્રમાદ સેવન કરીને પગે બંધાએલા અવતર્યા. એમનું વૃત્તાંત કથાથી જાણવું.

## સુમંગલાચાર્યની કથા.

આ ભરત ક્ષેત્રને વિષે પાંચશે શિષ્યોએ કરીને પરવરેલા એવા, સુમંગળ નામે આચાર્ય હતા. તે આચાર્ય અપ્રમાદી સતા નિરંતર શિષ્યોને સૂત્ર અને અર્થની વાચના આપતા હતા. એક દહાડો વાયુરોગના વશ થકી આચાર્યને કમ્મરમાં વેદના ઉત્પન્ન થઈ ત્યાર પછી વાચના આપવાને અર્થે બેસવાને અસમર્થ એટલે બેશી શકે નહી, એવા જે આચાર્ય તેણે શિષ્યોને કહ્યું કે હે શિષ્યો! ગૃહસ્થના ઘર થકી યોગપટ્ટ (ગરમ ઉનનું કપડું) લાવો. ત્યારે શિષ્યો પણ ગુરૂની ભક્તિએ કરીને તે યોગપટ્ટ લાવ્યા. ત્યાર પછી આચાર્ય જે તેણે તે યોગપટ્ટ પ્રત્યે કંહેડને વિષે થાપન કરીને પલાંઠી બાંધી. તે અવસરે તેના યોગ થકી અતિશે પામ્યુ છે સુખ તે જેણે એવા સતા, આચાર્ય તે યોગપટ્ટને ક્ષણમાત્ર પણ ન મૂકતા હવા. ત્યાર પછી કેટલાએક દિવસ ગયા પછી શિષ્યોએ કહ્યું. હે ભગવન્! હમણાં આપના શરીરે સુખ થયું છે. એ કારણ માટે આ યોગપટ્ટ ગૃહસ્થને પાછો આપીએ. કેમકે, આ પ્રમાદનું સ્થાનક છે, માટે તજવા જોગ્ય છે. જે કારણ માટે થોડા પણ પ્રમાદે કરીને ઘણી સંસારની વૃદ્ધિ થાય છે. એ હેતુ માટે. તે અવસરે આચાર્ય બોલ્યા. કે, યોગપટ્ટ ધારણ કરવામાં શો પ્રમાદ છે? આતો મ્હારા શરીરને સુખનો કરનાર છે. માટે પ્રમાદનું સ્થાનક નથી. ત્યાર પછી તે વિનીત શિષ્યો બોલ્યા વિના રહ્યા. હવે કેટલેએક કાળે કરીને તે સુમંગળસૂરિ શ્રુતના ઉપયોગ થકી પોતાના આઊખાનો અવસર જાણીને એક વિશિષ્ટ ગુણવાળા શિષ્યને આચાર્ય પદને વિષે સ્થાપન કરીને પોતે સંલેખના કરીને એટલે અનશન કરીને કાળને ન વાંછતા સતા રહેતા હવા. ત્યાર પછી શુભ

ધ્યાને કરીને સહિત એવા પોતાના ગુરૂને નિર્યામણા પ્રત્યે કરાવતા એટલે આરાધના કરાવતા. એવા તે શિષ્યોએ આ પ્રકારે કહ્યું. હે ભગવંત! જ્યાંથી ચારિત્ર ગ્રહણ કર્યું છે ત્યાંથી માંડીને જે કાંઈપણ પ્રમાદનું સ્થાનક સેવ્યું હોય તે આળોવો. એટલે પ્રકાશ કરો. અને પડિક્કમો. એટલે તેની નિંદા ગરહા કરો. તે અવસરે આચાર્ય જે તેણે યોગપટ્ટ ધારણ કરેલું તેને મૂકીને બીજું સર્વ પ્રમાદનું સ્થાનક આળોવ્યું. અને પડિક્કમ્યું. ત્યાર પછી શિષ્યોએ કહ્યું. હે સ્વામિન્! યોગપટ્ટ ધારણ કરવાનો પ્રમાદ પણ આળોવો. તેમનું વચન સાંભળીને આચાર્ય કોપરૂપ અગ્નિએ કરીને બળ્યા સતા કહેતા હવા. અરે! હે દુષ્ટો!! તમે અતિશે દુર્વિનીત છો. જે હજી પણ યોગપટ્ટથી ઉત્પન્ન થએલું મહારૂં દૂષણ ગ્રહણ કરોછો? ત્યાર પછી તે શિષ્યો ગુરૂને કોપાયમાન જાણીને વિનયે કરીને એ પ્રકારે કહેતા હવા. હે સ્વામીજી! અમારો અપરાધ ખમો. અજાણ એવા અમોએ આપને અપ્રીતિકારી વચન કહ્યું. હવે એવું નહી બોલીએ. હવે તેમના એટલે શિષ્યોના વચને કરીને ઉપશાંત કોપવાળા સૂરિ થયા. એટલે તે શિષ્યોનું વિનયનું વચન સાંભળીને પોતાનો કોપ ઉપશમી ગયો. પરંતુ યોગપટ્ટને વિષે ધ્યાન રહ્યું. તેણે કરીને તે સૂરિ તે પ્રમાદ સ્થાનકને આળોવ્યા વિના કાળને અવસરે કાળ કરીને અનાર્ય દેશને વિષે કૂડાગાર નગરને વિષે મેઘરથ રાજાની વિજયાનામે દેવીની કૂખમાં ગર્ભપણે ઉત્પન્ન થયા. પછી જન્મને અવસરે કમ્મરમાં વીંટાએલા એવા ચર્મપટ્ટે કરીને બંધાયા છે પગ તે જેના એવો તે પુત્ર થયો. પછી રાજાએ તેનો જન્મ મહોત્સવ કરીને બારમે દિવસે દ્રઢરથ એ પ્રકારનું નામ પાડ્યું. ત્યાર પછી તે પાંચ ધાવ્ય માતાઓએ પાળવા માંડેલો એવો જયારે આઠ વર્ષનો થયો. ત્યારે કળાચાર્યની સમીપે બોહોતેર કળાનો અભ્યાસ કરતો હવો. અનુક્રમે કરીને સમસ્ત કળાને વિષે કુશળ થયો. તેમાં પણ સંગીત શાસ્ત્રને વિષે વિશેષથી નિપુણ થયો. તે અવસરે દ્રઢરથ કુમારને સંગીત શાસ્ત્રમાં નિપુણ સાંભળીને ઘણા ગંધર્વ એટલે ગાયન કરનારા લોકો પોતપોતાની કળા દેખાડવાને અર્થે ત્યાં આવેછે. પરંતુ સંપૂર્ણ સંગીતના ભેદને ન જાણતા એવા તે લોકો કુમારના ચિત્તને રંજિત કરવાને સમર્થ થતા નથી. ત્યાર પછી કુમાર તેને ઉત્સાહ રહિત દેખીને બહુ દ્રવ્ય આપીને સંતોષ પમાડે છે. તે લોકો સંતોષ પામ્યા સતા સ્થાનકે સ્થાનકે દ્રઢરથની કીર્ત્તિને વિસ્તારે છે. એ પ્રકારે સુખે કરીને કાળ જતો હવો. એટલામાં જે પાંચશે શિષ્યો છે, તેમની મધ્યે વિશુદ્ધ જ્ઞાન દર્શન ચારિત્રના ધરનારા એવા, અને બહુ પ્રકારના તપ કરનારા એવા, આચાર્યાદિક કેટલાએક સાધુઓ, વિશુદ્ધ અધ્યવસાયોએ કરીને અવધિ જ્ઞાન પા-

મીને પછી તે જ્ઞાનના બળે કરીને પોતાના ગુરૂના સમીપપણાને જોતા. એટલે આપણા ગુરૂ ક્યાં ઉત્પન્ન થયા હશે ? એમ જ્ઞાને કરીને દેખાતા સતા અનાર્ય ક્ષેત્રને વિષે, તેવી અવસ્થાએ કરીને રહેલો એવો પોતાના ગુરૂનો જીવ, તેને દેખીને ધિક્કાર હો ! ધિક્કાર હો !! પ્રમાદના ચરિત્રને !!! જે કારણ માટે થોડા પ્રમાદે કરીને પણ આ સંસારમાં જીવો અમારા ગુરૂની પઠમ અતિ બહુ દુઃખના ભજનારા થાયછે. ઈત્યાદિક વિચારતા હુવા. ત્યાર પછી તેમની મધ્યે જે આચાર્ય છે, તેના મનને વિષે આ પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો. જો કોઈપણ ઉપાએ કરીને, મહારા ગુરૂને અનાર્ય ક્ષેત્ર થકી આ આર્યક્ષેત્રમાં લાવું તો રૂડું. ત્યાર પછી સૂરિ જે તે આ વિચાર પ્રત્યે સર્વ સાધુઓને જણાવીને એક જોગ્ય સાધુને પોતાના ગચ્છનો ભાર સોંપીને અનાર્ય દેશને વિષે શુદ્ધ આહાર મળવો દુર્લભ જાણીને તથા પ્રકારના અતિશે દૃઢ સંઘયણવાળા એવા, અને આકરા તપને કરવાને શક્તિસહિત એવા કેટલાએક સાધુઓને સાથે લેઇને ત્યાં થકી વિહાર કરીને ગામ ગામ પ્રત્યે વિચરતા સતા આર્યક્ષેત્ર થકી ઉપરાંત આહારની ગવેષણાને ન કરતા સતા અનુક્રમે કરીને અનાર્યક્ષેત્રને વિષે યાનક દેશમાં જ્યાં કુડાગાર નગર છે, ત્યાં આવીને તેની સમીપે વર્તતું એવું જે ઉદ્યાન તેને વિષે પ્રાસુક ભુમિ પ્રત્યે એટલે જીવ રહિત ભૂમિ પ્રત્યે પ્રતિલેખના કરીને એટલે પ્રથમ દૃષ્ટિએ કરીને જોઇને પછી રજોહરણે કરીને પુંજીને ઇંદ્રાદિકના અવગ્રહ પ્રત્યે ગ્રહણ કરીને એટલે ઇંદ્રાદિકની આજ્ઞા લેઇને ત્યાં ઉતરયા. તે અવસરે નગરના રહેનારા લોકો પૂર્વે ન દીઠેલું એવું સાધુનું સ્વરૂપ દેખીને આ કોણ છે ? એમ વિચારતા સતા શાધુની સમીપે આવીને પૂછતા હુવા. કે તમે કોણ છો ? ત્યારે સાધુઓએ કહ્યું કે, અમે નટ છીએ. ત્યારે લોકોએ કહ્યું જો તમો નટ છો, ત્યારે રાજાની સમીપે જાઓ. જે કારણ માટે તમારે વાંછિત ધનની પ્રાપ્તિ થાય. ત્યારે સાધુઓએ કહ્યું, અમે કોઇની પણ સમીપે નથી જતા. જે અમારી સમીપે આવે છે, તેને અમારા નૃત્યની કળા દેખાડીએ છીએ. તે અવસરે વળી લોક કહેતા હુવા. જો તમે રાજાની સમીપે નહી જાઓ, ત્યારે કોને ઘેરે ભોજન કરશો ? ત્યારે સાધુઓએ કહ્યું, અમે ભોજન નથી કરતા. આ ઠેકાણે વર્તમાનકાળની અપેક્ષાતું વચન છે. માટે મૃષાવાદ ન જાણવો. ત્યાર પછી તે સર્વે પણ લોકો આશ્ચર્ય પામ્યા. વળી કેટલાએક લોકો સાધુઓને પ્રતિલેખના પ્રતિક્રમણાદિક ક્રિયા કરતા દેખીને પૂછતા હુવા. તમે આમ કેમ કરોછો ? ત્યારે સાધુઓએ કહ્યું કે, અમે નાટક સબંધી પરિશ્રમ કરીએ છીએ. ત્યાર પછી તે લોકો પોતાને સ્થાનકે ગયા. પછી એ પ્રવૃત્તિ નગર મધ્યે વિસ્તાર પામી. રાજા પણ કોઈકના મુખ થકી તે વાર્તા સાંભ-

ળીને આશ્ચર્ય પામ્યો સતો તેમનું સ્વરૂપ દેખવાને ત્યાં આવ્યો. ત્યાર પછી ત્યાં તે સાધુઓને દેખીને એ પ્રકારે કહેતો હવો. કે, તમે કોણ છો? અને કીયા સ્થાનકથી શ્યા કારણ માટે ઇહાં આવ્યા છો? ત્યારે સૂરિ કહેતા હવા. હે દેવાનુપ્રિયાઓ! અમે નટ છીએ. અને દૂર દેશ થકી તમને પોતાની કળા દેખાડવાને અર્થે ઇહાં આવ્યા છીએ. ત્યાર પછી રાજા કહેતો હવો. કે, તમારૂ નૃત્ય દેખાડો. ત્યારે સૂરીએ કહ્યું કે, જે સંગીત શાસ્ત્રમાં નિપુણ હોય તેની આગળ અમે નાટક કરીએ છીએ. ત્યારે રાજાએ કહ્યું કે, મહારો પુત્ર સર્વ જાણે છે. પછી ગુરૂએ કહ્યું. ત્યારે તેને શીઘ્ર ઇહાં લાવો. ત્યાર પછી રાજાએ પોતાના પુરૂષોને મોકલીને કુમારને ત્યાં બોલાવ્યો. તે કુમાર પણ પાલખીમાં બેશીને તત્કાળ ત્યાં આવીને સાધુઓને એ પ્રકારે કહેતો હવો. જો તમે સંગીત શાસ્ત્રમાં કુશળ છો ત્યારે પ્રથમ સંગીતના ભેદ કહો? તે અવસરે આચાર્યે શ્રુતાદિકના બળ થકી સર્વ સંગીતના ભેદ કુમારની આગળ કહ્યા. તે પ્રત્યે સાંભળીને કુમાર અતિ આશ્ચર્ય પામ્યો સતો મનમાં વિચારવા લાગ્યો કે, આ સર્વ શાસ્ત્રમાં પંડિત એવો નટનો આચાર્ય છે. આવો બીજો કોઈ પણ નથી. એ કારણ માટે હમણાં એની નૃત્યકળા જોઇએ. એમ વિચારીને સાધુઓને એ પ્રકારે કહેતો હવો. હે નટો! તમે નાટક કરો. જે કારણ માટે તમારી કળાની હું પરીક્ષા કરૂં. ત્યારે આચાર્યે કહ્યું કે, પ્રથમ નાચવાનાં ઉપકરણ લાવો. ત્યારે કુમારે પોતાના પુરૂષોને મોકલીને સર્વ પણ નાચવાનાં ઉપકરણ ત્યાં મંગાવ્યાં. ત્યાર પછી વાદિત્રને વગાડતા એવા આચાર્ય જે તેમણે પ્રથમ મધુર સ્વરે કરીને તથા પ્રકારનો આલાપ કર્યો. જેમ તે પ્રત્યે સાંભળીને સર્વ લોકો ચમત્કાર પામ્યા. અને ચિત્રામણમાં આલેખન કર્યા હોય એવા થયા. અર્થાત્ સર્વ લોકો સ્થિર થઇ ગયા. ત્યાર પછી નાટકના આરંભમાં આ ધ્રુપદ કહેવા લાગ્યા. તે કહેછે.

छिन्नीपमायलालियं सुमंगलोवह्न एरिसं पत्तो ॥
किं कुणिमो अंबडया पसरंति न अम्ह गुरुपाया ॥१॥

ત્યાર પછી આ આચાર્યે કહેલું વાકય સર્વ સાધુઓ પણ ઉંચા સ્વરે કરીને ભણતા હવા. અને વળી વીણાદિક વગાડતા હવા. એ અવસરે કુમાર વારંવાર ભણવા માંડેલું એવું તે ધ્રુપદ સાંભળીને ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે, આ શું બોલે છે? અને સુમંગળ તે કોણ? અને વળી તેણે પ્રમાદ કેમ કર્યો? ઈત્યાદિક વિચાર કરવા લાગ્યો. ત્યાર પછી જેટલામાં તે કુમાર એ પ્રકારે ઇહાપોહ કરવાને લાગ્યો, તેટલામાં તતકાળ મૂર્છા પામીને ભૂંઈ ઉપર પડયો. પછી હાહારવ થયો! તે અવસરે રાજાદિકોએ

શીતળ ઉપચાર કરે સતે પામી છે ચેતના તે જેણે, એવો જે કુમાર, તે પોતાનો પૂર્વભવ સંભારીને તે પૂર્વભવના શિષ્યોને દેખીને આ પ્રકારે વિલાપ કરવા લાગ્યો. અહો ઇતિ આશ્ચર્યે! આ સંસાર દુઃખમય છે. અહો ઇતિ ખેદે!! કર્મની વિચિત્ર ગતિ છે!!! જે કારણ માટે આ સંસારમાં માઠા કર્મના ઉદયથી ઉત્પન્ન થયો એવો જે પ્રમાદરૂપ દોષ તેણે કરીને આ જીવો, બહુ પ્રકારના દુઃખને અનુભવે છે. હું પણ થોડો પ્રમાદ આચરવે કરીને આવી અવસ્થાને પામ્યો. તે અવસરે એ પ્રકારે વિલાપ કરતો એ કુમારને દેખીને રાજાએ વિચાર્યું, જે નિશ્ચે આ ધૂર્ત્ત લોકોએ મ[illegible] કુમારને ગાંડો કરી નાંખ્યો. એ કારણ માટે આ મારવા જોગ્ય છે. ત્યાર પછી રાજાએ રોષ થકી સેવકોને તેમને બાંધવાનો આદેશ દીધે સતે કુમાર કહેતો હવો. હે તાત! આ હિતના કરનારા છે. અને પારકુ કામ કરનારા છે. એ કારણ માટે પૂજવા જોગ્ય છે. પણ વધ બંધનાદિક કરવા યોગ્ય નથી. ત્યાર પછી રાજા પણ કુમારના વચન થકી સાધુઓની બહુ સત્કારાદિ સેવા કરતો હવો. ત્યાર પછી કુમાર સાધુઓ પ્રત્યે એકાંતે લેઈ જઇને આ પ્રકારે કહેતો હવો. હે દેવાનુ પ્રિયાઓ! આ અનાર્ય ક્ષેત્ર છે. અને લોક પણ અનાર્ય છે. અને ઈહાં રૂડા ધર્મની વાર્ત્તા પણ સંભળાતી નથી. એ કારણ માટે હમણાં મહારી શી ગતિ? ત્યારે આચાર્ય કહેતા હવા. તમે અમારી સાથે ચાલો. જે કારણ માટે તમારા કારજની સિદ્ધિ થાય. ત્યારે કુમારે કહ્યું કે, મહારા પગ બંધાએલા છે, તેથી હું ચાલવા સમર્થ નથી. માટે આગળ મહારો નિર્વાહ શી રીતે થાય? ત્યારે આચાર્યે કહ્યું, આ સર્વ પણ સાધુઓ તમે આર્યક્ષેત્રમાં આવે સતે રૂડી રીતે કરીને તમારી વૈયાવચ્ચ કરશે. તે વચન સાંભળીને કુમાર તત્કાળ માતાપિતાની સમીપે જઇને વિનંતી કરતો હવો હે અંબ! હે તાત! જો તમારી આજ્ઞા હોય તો આ મહોટા કળાચાર્યની સાથે હું કળા શીખવાને અર્થે જઉં? ત્યારે માતા પિતા કહેતાં હવાં. હે પુત્ર! તારો વિજોગ સહન કરવા અમે સમર્થ નથી. એ કારણ માટે તું આ નટોને ઈહાંજ રાખીને કળાનો અભ્યાસ કર. ત્યારે કુમાર બોલ્યો કે, તમે ઘણું રૂડું કહ્યુ, પરંતુ આ પરદેશી લોકો છે, અને આપણા પાસેથી દ્રવ્યાદિક લેતા નથી, માટે કેમ ઇહાં રહે? તે માટે બીજો વિચાર મૂકીને મને આજ્ઞા કરો. જે કારણ માટે હું એમની સમીપે પરિપૂર્ણ કળાનો અભ્યાસ કરૂં. ત્યાર પછી માતાપિતાઓ તેનો અતિશય આગ્રહ જાણીને આજ્ઞા આપતાં હવાં. અને તેને બેસવાને માટે કેટલાએક સેવકોએ સહિત એક પાલખી આપતાં હવાં. તે અવસરે ખુશી થયો સતો કુમાર પાલખીમાં બેસીને ચાલ્યો. અને તેની પછવાડે સર્વ પણ સાધુઓ ચાલ્યા. અનુક્રમે કરીને તે

અનાર્ય ક્ષેત્રને ઓલંઘન કરીને આર્યક્ષેત્રમાં આવ્યા. ત્યાંથી કુમારે પાલખી પાછી વાળી. ત્યાર પછી સર્વ સાધુઓ માર્ગમાં કોઇક ગામને વિષે ભિક્ષાને અર્થે જઇને શુદ્ધમાન આહાર લાવીને મ્હોટા તપનું પારણું કરતા હુવા. ત્યારે કુમારે કહ્યું. હવે મ્હારે શું કરવું? ત્યારે આચારજે કહ્યું તમે વ્રત ગ્રહણ કરો. ત્યાર પછી તેણે વ્રત ગ્રહણ કર્યું. પછી પૂર્વભવના શિષ્યો ખેદ રહિતપણે કરીને તેની વૈયાવચ્ચ કરતા હુવા. પછી અનુક્રમે કરીને પોતાના ગચ્છમાં રહેલા સર્વ પણ સાધુઓ મળ્યા. વળી ઘણા ખુશી થયા. ત્યાર પછી કુમાર, જ્યાંથી વ્રત ગ્રહણ કર્યું ત્યાંથી માંડીને જાવજ્જીવ સુધી છઠ્ઠને પારણે છઠ્ઠ એ રીતનું તપ કરીને અપ્રમાદે કરીને સંજમ પ્રત્યે પાળીને અવધિજ્ઞાન પામીને અનુક્રમે આઉખાનો ક્ષય થએ સતે સમાધિ સહિત કાળ કરીને નવમા ગ્રૈવેયકને વિષે દેવપણે કરીને ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રને વિષે સિદ્ધિપદને વરશે. બીજા પણ તે સાધુઓ સમ્યક્ પ્રકારે સંજમનું આરાધન કરીને અનુક્રમે કરીને સદ્‌ગતિના ભજનારા થયા. એ પ્રકારે પ્રમાદના ઉપર સુમંગળ આચાર્યનું દૃષ્ટાંત કહ્યું. આ પ્રમાદના લેશ થકી ઉત્પન્ન થયો એવો જે વિપાક, તેને સાંભળીને સંસારથી બીહીતા એવા સાધુઓએ, સર્વથા પ્રકારે પ્રમાદનો ત્યાગ કરવો!

હવે પ્રમાદનો પરિહાર કરીને સંજમ પાળવાને ઉદ્યમવંત થએલા એવા જે મુનિયો, તે નિગ્રહાદિકને અર્થે જે રૂડી બાર ભાવના પ્રત્યે ભાવે છે, તેમનું સ્વરૂપ કાંઇક દેખાડીએ છીએ.

## द्वादश नावना.

पढममणिच्च १ मसरणं २ संसारो ३ एगयाय ४ अन्नत्तं ५ ॥
असुइत्तं ६ आसव ७ संवरो य ८ तह निज्जरा ९ नवमी ॥१॥
लोगसहावो १० बोहिय छलहा ११ धम्मस्स साहगो अरिहा १२॥
एयाउ भावणाउ नावेयव्वा पयत्तेण ॥२॥

અર્થ—આ અનિત્યત્વાદિક બાર ભાવનાઓ, ભલી દૃષ્ટિવંત પુરૂષોએ, ઉદ્યમે કરીને ભાવવી. અર્થાત્ નિરંતર તે ભાવનાઓનો અભ્યાસ કરવો. એ ભાવ.

તેમાં પહેલું અનિત્ય ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૧ પર્વત થકી ઉતરી એવી મહાનદી, તેના પાણીના પૂરના જેવા; અને અતિશે પ્રબળ વાયુના સમૂહે ઉડાડયો એવો ધ્વજપટ, તેના જેવા; અને પોતાને વાંછિત સ્થાનકને વિષે, પોતાની ખુશી પ્રમાણે ચારે પાસ વિહારને કરતાં એવાં જે ભ્રમરનાં ટોળાં, તેમણે આશ્રય કરયું છે

મદ ઝરનારૂ મોટું ગંડસ્થલ તે જેમનું એવા જે હાથી, તેમના જે કાન તેના જેવા, અને મેઘ અને પવને કરીને આહત થએલાં, એટલે હણાએલાં એવાં જે વૃક્ષ, તેનાં સમસ્ત પ્રકારે પાકેલાં એવાં પાંનોના સમૂહ તેના જેવા, અતિશે કરીને ચંચળ એવા, સ્વામીપણુ, ધન, જવાનીપણુ, શરીરની શોભા, બળ, આઉખું, વિષય સુખ, અને વલ્લભ જનના સંજોગાદિ જે ભાવ, કહેતાં પદાર્થ, તે પ્રત્યે આ સંસારમાં મોહાદિકના વશ થકી સર્વ વસ્તુને વિષે વિપરજાસ પામીછે બુદ્ધિ તે જેમની, એટલે દુઃખના કારણને સુખનું કારણ સમજે, અને સુખના કારણને દુઃખનું કારણ સમજે એવા મૂઢજન, કહેતાં મૂર્ખ પ્રાણિયો નિરંતર નિત્યરૂપપણે કરીને જાણે છે, એટલે આ વસ્તુ એમને એમજ રેહેશે! એવી રીતે મનમાં માની બેઠા છે. પરંતુ તત્વ દૃષ્ટિએ કરીને આ સર્વ ભાવ એટલે આ સર્વ પદાર્થો અનિત્ય છે. અને એમની મધ્યે એક પણ પદાર્થ નિત્ય નથી. અને નિશ્ચે પરમાનંદપદના પમાડનાર એટલે મોક્ષપદના પમાડનારા એવા સત્‌જ્ઞાનાદિક આત્માના ગુણ છે, તે નિત્ય છે એટલે એમનેએમજ રહેનારા છે. એ પ્રકારે જે ચિંત્વન કરવું, એટલે તે રૂપની પરિણતિ સહિત આ પ્રકારના વિચારમાં વર્તવું, તે પહેલી અનિત્ય ભાવના કહીએ. ॥ ૧ ॥ કેમકે, કોરીમોરી ભાવનાથી કાંઈ આત્માની ગરજ સરતી નથી. તે કહ્યું છે.

सामित्तणधणजुव्वणरइरूवबलाउइठसंजोगा ॥
अइलोला घणपवणाहयपायवपक्कपत्तव्व ॥१॥ इत्यादि ॥

અર્થ—સ્વામિપણું, એટલે ઠકુરાઇપણુ, ધન, જવાનીપણુ, રતિ કહેતાં પ્રીતિ, રૂપ કહેતાં શરીરની શોભા, બળ કહેતાં જોર, આઉખું, ઇષ્ટ સંજોગ કહેતાં વલ્લભ વસ્તુનો મિલાપ, એ સર્વ વસ્તુ અતિ ચપળ છે. કોની પઠમ ચપળ છે? તે કહે છે. મેઘ અને પવને કરીને હણાએલું એવું જે વૃક્ષ, તેનાં પાકેલાં પાંદડાં જેમ ચંચળ છે તેમ. ॥૧॥

હવે બીજી અશરણ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ:

૨ આ લોકને વિષે, માતા, પિતા, ભાઈ, બેહેન, સ્ત્રી, પુત્ર, મિત્ર, ભટાદિ કહેતાં સુભટાદિ એ સર્વ પરિવાર લોકોએ દેખતે સતે, એટલે તેમના દેખતાંજ જ્યારે મૃત્યુ ઓચિંતું આવીને પ્રાણિયોના જીવિતવ્યને અપહરણ કરેછે. ત્યારે એક શ્રી જિનધર્મ વિના બીજું કોઈપણ શરણ નથી. ઈત્યાદિ વિચારવું, તે બીજી અશરણ ભાવના કહીએ. ॥૨॥. તે કહ્યું છે,

पिअमाइभायभइणिभज्जापुत्तपच्चक्खं पिक्खमाणाणं ॥
जीवं हरेइ मच्चू पुण कोइ न होइ से सरणांत ॥१॥

આ ગાથાનો અર્થ ઉપર ભાવાર્થમાં આવ્યો છે, માટે ઈહાં લખ્યો નથી.

## હવે ત્રીજી સંસાર ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૩ આ સંસારને વિષે ચોરાશીલાખ જીવ યોનિમાં, ફરી ફરીને જન્મ મરણને આશ્રીને પરિભ્રમણ કરતા એવા આ સંસારી જીવો, કર્મના ઉદયના વિચિત્રપણા થકી કોઈ વખત સુખી, કોઈ વખત દુઃખી, કોઈ વખત રાજા, કોઈ વખત રંક, કોઇ વખત ભલા રૂપવાળા, કોઈ વખત માઠારૂપવાળા એ પ્રકારની અવસ્થાને ભોગવે છે. એટલે તે તે રૂપે થાયછે. આ સંસારી જીવોનો માંહોમાંહે સંબંધ વિચારે સતે વળી કર્મના વશ થકી કુબેરદત્તાદિકની પઠમ એક ભવને વિષે પણ મહા માઠા કર્મને બાંધવાના કારણ એવા અનેક સંબંધ થાયછે. તો નાના પ્રકારના ભવોને વિષે તો શું કહેવું? તે કારણ માટે વસ્તુ ગતિએ કરીને એકાંત દુઃખમય એવો સંસાર છે. એવા સંસારને વિષે નિશ્ચે મૂઢ પ્રાણિયો જે તેજ રંજિત થાય છે. એટલે ખુસીપણુ માનેછે. પણ તત્વજ્ઞાની પુરૂષો તેમાં રંજિત થતા નથી. ઈત્યાદિક જે વિચારવું, તે ત્રીજી સંસાર ભાવના કહીએ. ॥૩॥ તે કહ્યુંછે.

जाइमिगं मुंचंतो अवरं जाइं तहेव गिएहंतो ॥
भमइ चिरं अविरामे भमरोव्व जीउ भवारामे ॥१॥

અર્થ—જીવ જે તે, આ સંસારરૂપી બગીચાને વિષે, ભમરાની પઠમ વિસામા રહિત, ઘણાકાળ સુધી ભમેછે. તે શું કરતો સતો ભમેછે? તે કહેછે. એક જાતિને મૂકતો સતો, એટલે હરકોઇ એકેંદ્રિયાદિક જાતિને ત્યાગ કરીને તેમજ બીજી જાતિને ગ્રહણ કરતો સતો, પરિભ્રમણ કરેછે. આ જીવ પક્ષે, અર્થ થયો. ભમર પક્ષે, આ રીતે અર્થ જાણવો. એક જાતિ કહેતાં માલતિના વૃક્ષને મૂકતો સતો, અને બીજી જાતિ એટલે બીજા માલતિના વૃક્ષને ગ્રહણ કરતો સતો, ભમરો બગીચાને વિષે, વિસામા રહિત; ઘણાંકાળ સુધી ભમે છે. એજ રીતે જીવ પણ ભમેછે. ॥૧॥

## કુબેરદત્તનું વૃત્તાંત.

મથુરા નગરીને વિષે કુબેરસેના એવે નામે એક ગણિકા (વેશ્યા) રહેતી હતી. તે એક દહાડો પોતાને ગર્ભ ઉત્પન્ન થવાથકી અતિશે ખેદ પામી. ત્યારે તેની માતા કુટ્ટિની તેણીએ, તેને ખેદવાળી જોઇને, તેની પીડા દૂર ક-

રવાને અર્થે વૈદ્ય બોલાવ્યો. તે વૈદ્યે નાડી જોઇને તેને રોગ રહિત જાણીને એ પ્રકારે કહ્યું. આના શરીરમાં કોઈ પણ રોગ નથી. ફકત પેટને વિષે, પુત્ર પુત્રીરુપ જોડલું ઉત્પન્ન થયું છે. એ કારણ માટે એને ખેદ વર્ત્તે છે. ત્યાર પછી વૈદ્યને વદાય કરીને તે કુદિની, પુત્રી પ્રત્યે કહેતી હુવી. આ ગર્ભ તાહારા પ્રાણનો નાશ કરનારો છે. તે કારણ માટે રાખવા જોગ્ય નથી. એતો પાડવા જોગ્યજ છે. તે અવસરે વેશ્યા કહેતી હુવી. કલેશ પણ સહન કરીશ. પરંતુ માહારા ગર્ભને કુશળ રહો. એમ કહીને, ત્યારપછી તે વેશ્યાએ ગર્ભની વેદના સહન કરીને અવસરે પુત્ર પુત્રીરુપ જોડલું પ્રસવ્યું તે અવસરે વળી કુટ્ટિની કહેતાં તેની મા કહેતી હુવી. હે પુત્રિ આ છોકરાંનું જોડલું તારા જવાની પણાને નાશ કરનારૂ થશે. એ કારણ માટે આ જોડલું વિષ્ટાની પેઠ ત્યાગ કરીને આજીવિકાનું કારણ એવું પોતાનું જવાનીપણુ રાખ્ય. ત્યારે વેશ્યા કહેતી હુવી. હે માતા જો એમછે તો દશ દિવસ સૂધી વિલંબ કરો. પછી તમારૂં કહેલું કરીશ. ત્યારપછી તેની માતાએ આજ્ઞાકરી સતી એટલે તેની માતાએ આજ્ઞા આપી. ત્યારપછી તે વેશ્યા દશ દિવસ સૂધી ધવરાવીને તે બાળકોનું સમ્યક્ પ્રકારે પ્રતિપાલન કરીને અગીયારમે દિવસે, એક જણનું કુબેરદત્ત, અને એક જણીનું કુબેરદત્તા એ પ્રકારે બે જણનાં નામ પાડીને પછી તેમના નામ સહિત એવી બે વીંટીયો કરાવીને તે બે જણની આંગળીયોમાં ઘાલીને પછી એક લાકડાની પેટીમાં બે જણને માંહી મૂકીને સંધ્યા સમયે યમુના નદીના પ્રવાહને વિષે તે પેટીને વેહેતી મૂકી દીધી. ત્યારપછી તે પેટી જળમાં વેહેતી થકી અનુક્રમે કરીને દિવસનો ઉદય થએ સતે, શૌર્યપુરનગરે આવી. ત્યાં સ્નાન કરવાને અર્થે આવેલા એવા બે શેઠના પુત્રો તે પેટીને આવતી દેખીને તતકાળ લેઇને એકજણ તેની મધ્યે એક બાળક અને બાળિકાને જોઇને તેમની મધ્યે પુત્રનો અર્થિ હતો, તેણે પુત્ર લીધો. અને બીજો પુત્રીનો અર્થિ હતો, તેણે બાળિકા લીધી. એ પ્રકારે તે છોકરાઓનું જોડલું લેઇને પોત પોતાની સ્ત્રીને આપ્યું. પછી મુદ્રિકામાં લખેલા અક્ષરને અનુસારે તેમનું નામ પાડયું. ત્યારપછી તે કુબેરબત્ત અને કુબેરદત્તા એવે નામે બે બાળક, તે શાહુકારોને ઘેર અતિશે ઉદ્યમે કરીને મહોટાં થયાં. પછી અનુક્રમે કરીને જવાન અવસ્થા પાંમ્યાં. ત્યારે તે બે બાળકોનું સરખું રુપ જાણીને, એ બે શાહુકારો તે બે જણનો માંહોમાંહે પાણી ગ્રહણનો ઓત્સવ કરતા હુવા. એટલે લગનનો ઓત્સવ કર્યો. ત્યારપછી તે સ્ત્રી ભરતાર, એક દહાડો સોગટાં બાજીની ક્રીડા કરવાને બેઠાં, તે અવસરે કુબેરદત્તના હાથ થકી, તે નામાંકિત મુદ્રિકા કોઈક પ્રકારે નીકળીને, કુબેરદત્તાની આગળ પડી. ત્યારપછી તેણીએ તે મુદ્રિકા પોતાની મુદ્રિકાની સાથે સરખી આકૃતિ વાળી એવી, અને એક

દેશમાં વડેલી એવી અને સરખા નામ વાળી એવી દેખીને મનને વિષે કુબેરદત્તને પોતાનો ભાઈ છે, એમ નિશ્ચે કરીને તે બે વીંટીયો કુબેરદત્તના હાથમાં ઘાલી. તે અવસરે કુબેરદત્ત પણ તે વીંટી જોવા થકી તેમજ તેને પોતાની બેહેન છે, એમ નિશ્ચે કરીને અતિશે ખેદ પામ્યો. ત્યારપછી તે બે જણ પણ પોતાના વિવાહના કાર્યને અકાર્ય માનતાં એટલે આ ખોટું થયું એમ જાણતાં એવાં પોતાનો સંદેહ નિવારવાને માટે પોત પોતાની માતાને સમખવરાવીને અતિશે આગ્રહે કરીને પોત પોતાનું સ્વરુપ પૂછયું. તે અવસરે તેમની માતાઓ તે બે જણની આગળ મંજૂષામાંથી (પેટીમાંથી) કહાડયાં ત્યાંથી માંડીને સર્વ પણ વૃત્તાંત કહ્યું ત્યારપછી કુબેરદત્ત માતા પિતાને કહેવા લાગ્યો કે, તમે અમને જોડલે જન્મેલાં જાણીને પણ આવું અકાર્ય કેમ કરયું? ત્યારે તે કહેવા લાગ્યાં, કે તાહારા સરખી કન્યા અને તેના સરખો વર કયાંઇ અમને મળ્યો નહી. તેથી સરખા શોભાદિ ગુણવાળાં તમને જાણીને તમારા બેનોજ માંહોમાંહે વિવાહ કરયો. પરંતુ હજી પણ કાંઈ બગડયું નથી. જે કારણ માટે તમારા બેનું એક કરપીડનજ થયુંછે. એટલે ફક્ત એક હાથનોજ મિલાપ થયોછે. પણ મૈથુનકર્મ થયું નથી. તે માટે તું ખેદ ન કરીશ. તને બીજી કન્યા પરણાવીશું. ત્યારપછી કુબેરદત્તે કહ્યું, તમારૂ વચન મહારે પ્રમાણ છે. પરંતુ હમણાં તો હું વ્યાપાર કરવાને માટે પરદેશ જવાની ઇચ્છા રાખુંછું. એ કારણ માટે મને આજ્ઞા આપો. ત્યારપછી તે શેઠ શેઠાણીએ આજ્ઞા આપી. પછી કુબેરદત્ત તે વૃત્તાંત પોતાની બેહેનને કહીને ઘણાંક ક્રિયાણાં લેઇને દૈવયોગ થકી પોતાને ઉત્પત્તિનું સ્થાનક એવી મથુરા નગરીએ ગયો. ત્યાં તે નિરંતર પોતાને ઉચિત વ્યાપાર કરતો સતો એક દહાડો કોઈક માઠા કર્મના જોગ થકી અદ્‌ભૂતરુપે કરીને શોભાયમાન એવી, પોતાની માતા કુબેરસેના વેશ્યાને દેખીને, કામે પીડિત થયો સતો, તે વેશ્યાને બહુ દ્રવ્ય આપીને, પોતાની સ્ત્રી કરીને નિરંતર તેની સંગાથે વિષયસંબંધી સુખ ભોગવતો હવો. ત્યાં અનુક્રમે કરીને તેને એક પુત્ર થયો હવે શૌર્યપુરને વિષે તે કુબેરદત્તા, માતાના મુખથકી મૂળથકી પોતાની તે પ્રવૃતિ સાંભળીને તત્કાળ વૈરાગ્યપ્રત્યે પામી સતી આર્યા (સાધ્વી)નો સંજોગ થએ સતે દીક્ષા ગ્રહણ કરીને ઘણાં મહોટાં તપ કરીને વિશુદ્ધ અધ્યવસાયના યોગ થકી થોડા કાળમાંજ તેણીએ અવધિજ્ઞાન ઉત્પન્ન કરયું. ત્યારપછી તે સાધ્વી અવધિજ્ઞાનના બળે કરીને પોતાના ભાઈનું સ્વરૂપ જોતી સતી મથુરા નગરીને વિષે પોતાની માની સંગાથે લાગેલો એવો, અને પુત્ર૦સહિત એવો તેને દેખીને કર્મની ગતિને ધિક્કાર કરતી એટલે ધિક્કાર પડો કર્મને !!! એમ કહેતી સતી પોતાના ભાઇને અકારજરૂપ મહોટા પાપરૂપ કાદવથકી ઉદ્ધરવાને એટલે

કાઢવાને પોતે મથુરા પ્રત્યે આવીને કુબેરસેના વેશ્યાનેજ ઘેર જઇને ધર્મલાભરૂપ આશિષ્ દેઇને તેની પાસે પોતાને ઉતરવાનું સ્થાનક માગ્યું. તે અવસરે કુબેરસેના પણ તે આર્યાને નમસ્કાર કરીને એમ કહેતી હવી. હે મહાસતી! હું વેશ્યાછું. પણ હમણાં એક ભરતારના સંજોગથકી નિશ્ચે કુલસ્ત્રી થઈછું. તે કારણ માટે તમે સુખે કરીને મારા ઘરની સમીપે પાપ રહિત એવા આશ્રયને ગ્રહણ કરીને અમને રૂડા આચારમાં પ્રવર્ત્તાવો. ત્યારપછી કુબેરદત્તા પણ પોતાના પરિવાર સહિત તેણીએ આપેલા ઉપાશ્રયમાં રહી. હવે તે વેશ્યા નિરંતર ત્યાં આવીને તે બાળકને સાધ્વીની આગળ ભૂંઈ ઉપર લોટતો મૂકતી હવી. તે અવસરે અવસરની જાણ એવી જે સાધ્વી, તે આગામી કાળમાં લાભ જાણીને તે બાળકને આ પ્રકારે બોલાવતી હવી. હે બાળક! તું મારો ભાઇછું. ॥૧॥ તું હમારો પુત્રછું. ॥૨॥ તું મહારો દીયર છું. ॥૩॥ તું મહારા ભાઇનો પુત્રછું, એટલે ભત્રિજો છું. ॥૪॥ તું મહારો કાકોછું. ॥૫॥ તું મહારા પુત્રનો પણ પુત્ર છું. ॥૬॥ તથા જે તાહારો પિતા છે તે મહારો ભાઈ છે. ॥૧॥ અને મહારો પિતા છે. ॥૨॥ અને મહારા પિતાનો પિતા, એટલે મહારો વડાઉઓ છે. ॥૩॥ મારો ભરતાર છે. ॥૪॥ મહારો પુત્ર છે. ॥૫॥ અને મહારો સસરો પણ છે. ॥૬॥ તથા જે તાહરી માતા છે, તે મહારી માતા છે. ॥૧॥ અને મહારા પિતાની માતા છે. ॥૨॥ અને મહારા ભાઈની સ્ત્રી છે. ॥૩॥ અને મહારી વહુ છે. ॥૪॥ અને મહારી સાસુ છે. ॥૫॥ અને મહારી શોક્ય પણ છે. ॥૬॥ એ રીતે કહીને સાધ્વી તે બાળકને વારવાર બોલાવે છે. ત્યાર પછી એક દહાડો કુબેરદત્ત તેનું વચન સાંભળીને આશ્ચર્ય પામ્યો સતો તે સાધ્વીને કહેતો હવો. હે આર્યે! વારવાર આવું અજુક્તું શું બોલો છો? ત્યારે સાધ્વી કહેતી હવી. હું અજુક્તુ નથી બોલતી. જે કારણ માટે આ બાળક એક માતાપણા થકી ભાઈ છે, એટલે તેની અને મહારી એક માતા છે. તેથી મહારો ભાઇ થાયછે. ॥૧॥ અને મહારા ભરતારનો પુત્ર છે, માટે મહારો પુત્ર થાય છે. ॥૨॥ અને મહારા ભરતારનો નહાનો ભાઇ છે માટે મહારો દીયર છે. ॥૩॥ અને મહારા ભાઈનો પુત્ર છે માટે મહારો ભત્રીજો છે. ॥૪॥ અને મહારી માતાના પતિનો ભાઈ છે માટે મહારો કાકો લાગે છે. ॥૫॥ અને મહારી શોક્યના પુત્રનો પુત્ર છે માટે મહારો પોત્રો લાગે છે. ॥૬॥ એ પ્રકારે બાળકની સંઘાથે પોતાના છ સંબંધ દેખાડીને વળી કહેતી હવી. જે આ બાળકનો પિતા છે, તે મહારે એક માતાપણા થકી ભાઈ છે. એટલે તેની અને મહારી એક માતા છે. માટે ભાઇ થાયછે ॥૧॥ અને મહારી માતાનો ભરતાર થયો તેથી મહારે પિતા થાયછે ॥૨॥ અને મહારા કાકાનો પિતા થયો તેથી મહારે વડાઉઓ થયો. ॥૩॥ અને પ્રથમ મને પરણ્યો છે માટે મહારો ભરતાર થાયછે

॥૪॥ અને મારી શોકનો પુત્ર થાયછે માટે મ્હારે પણ પુત્ર થાયછે ॥૫॥ અને મ્હારા દીયરનો પિતા થાય માટે મ્હારે સસરો છે ॥૬॥ એ પ્રકારે બાળકના પિતા• કુબેરદત્તની સાથે પોતાના છ સંબંધ કહીને વળી કહેતી હવી. જે આ બાળકની માતા છે તે મને પણ જણનારી છે, માટે મ્હારી પણ માતા છે ॥૧॥ અને મ્હારા કાકાની માતા છે તેથી મ્હારે દાદી લાગેછે ॥૨॥ અને મ્હારા ભાઈની સ્ત્રી થઇ તેથી મ્હારે ભોજાઇ થાયછે ॥૩॥ અને મ્હારી શોકના પુત્રની સ્ત્રી થઈ માટે મ્હારી વહુ થઇ ॥૪॥ અને મ્હારા ભરતારની માતા થઇ તેથી મ્હારી સાસુ થઈ ॥૫॥ અને મ્હારા ભાઈની બીજી સ્ત્રી થઇ માટે મ્હારી શોક થઈ ॥૬॥ એ રીતે આ બાળકની માતા કુબેરસેના વેશ્યાની સાથે પોતાના છ સંબંધ દેખાડયા. એ પ્રકારે આ અઢાર સંબંધ કહીને તે સાધ્વી, તે સંબંધોની ખાતરી કરવાને અર્થે, પોતે વ્રત ગ્રહણ કર્યું તે અવસરે રાખેલી પોતાની વીંટી કુબેરદત્તને આપતી હવી. ત્યારપછી કુબેરદત્ત પણ તે વીંટી દેખીને સર્વ સંબંધનું વિરૂદ્ધપણુ જાણીને તતકાળ વૈરાગ્ય પામીને પોતાની નિંદા કરતો સતો પોતાની શુદ્ધિને અર્થે ચારિત્ર ગ્રહણ કરતો હવો. અને વળી મહાતપ કરતો હવો. તથા કુબેરસેના વેશ્યા પણ તે પ્રવૃત્તિ સાંભળવા થકી પ્રતિબોધ પામી સતી શ્રાવકનો ધર્મ અંગીકાર કરતી હવી. ત્યારપછી કુબેરદત્તા સાધ્વી એ પ્રકારે તેમનો ઉદ્ધાર કરીને પોતાની પ્રવર્ત્તિની પાસે ગઈ એટલે પોતાની ગુરૂણી પાસે ગઇ. અનુક્રમે કરીને એ સર્વ જીવો પોતાનો ધર્મ સમ્યક્ પ્રકારે આરાધન કરીને સદ્ગતિનાં ભજનાર થયાં. અર્થાત્ રૂડી ગતિમાં ગયાં. એ પ્રકારે અઢાર સંબંધ ઉપર કુબેરદત્તનું દૃષ્ટાંત કહ્યું. આએક ભવને આશ્રીને સંબંધ દેખાડયા; અનેક ભવની અપેક્ષામાં તો પ્રાયે કરીને સાંવ્યવહારીક જીવોને એકએક સંબંધ પણ અનંતીવાર થયોછે. તે પ્રકારે શ્રી ભગવતી સૂત્રના બારમા શતકના સાતમા ઉદ્દેશામાં કહ્યુંછે.

अयणं ज्ञंते जीवे सव्वजीवाणं माइत्ताए ॥इत्यादि॥ ઇહાં આ તાત્પર્ય છે. હે ભગવંત! આ જીવ સર્વ જીવોના માતાપણે કરીને, પિતાપણે કરીને, ભાઈપણે કરીને, બેહેનપણે કરીને, સ્ત્રીપણે કરીને, પુત્રપણે કરીને, પુત્રીપણે કરીને, વહુપણે કરીને, સામાન્યથકી શત્રુપણે કરીને, વૈરિપણે કરીને, એટલે શત્રુભાવના અનુબંધ સહિતપણે કરીને ઘાતકપણે કરીને એટલે મારનારપણે કરીને, અને વધ કરનારપણે કરીને, પ્રત્યનીકપણે કરીને એટલે પ્રતિકૂલપણે કરીને, અને કાર્યના ઉપઘાતકપણે કરીને, રાજાપણે કરીને, જુવરાજપણે કરીને, યાવત્ સાર્થવાહપણે કરીને, દાસપણે કરીને, એટલે ઘરની દાસીના પુત્રપણે કરીને, પ્રેષ્યપણે કરીને એટલે ચાકરપણે કરીને, ભૃતકપણે કરીને, એટલે

દુકાળાદિકને વિષે અન્ન સાટે લીધેલો તેપણે કરીને, ભાગના, ગ્રહણ કરનાર-પણે કરીને, વળી શીખવવા જોગ્યપણે કરીને, અને વળી દ્વેષ કરવા જોગ્યપણે કરીને, પૂર્વે ઉપ્તન્ન થયોછે? એ રીતે ગૌતમસ્વામીએ ભગવાનને પૂછ્યું. ત્યારે ભગવાન્ કહેતા હુવા. હા! હે ગૌતમ! અનેકવાર, અથવા અનંતીવાર આ જીવ સર્વ જીવોની, માતા થઇ, પિતા થયો, ભાઈ થયો; એ રીતે ઉપર કહ્યા પ્રમાણે પૂર્વે સર્વ સંબંધ કરી ચૂકયો છે. એજ પ્રકારે સર્વ જીવો પણ આ જીવના માતાદિકપણે કરીને, અનેકવાર અથવા અનંતીવાર, પૂર્વે ઉત્પન્ન થાયાછે. એ રીતે સર્વ જીવોને, માંહોમાંહે સર્વ સંબંધ થઇ ચૂકયા છે. ॥૩॥

## હવે ચોથી એકત્વ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

આ સંસારને વિષે એકલોજ જીવ ઉત્પન્ન થાયછે. અને એકલોજ મરેછે. અને એકલોજ વળી કર્મ ઉપાર્જન કરેછે. અને તેનાં ફળ પણ એકલોજ ભોગવે છે. તત્વ વૃત્તિએ કરીને એક શ્રી જિનધર્મ વિના કોઇ પણ બીજો સ્વજનાદિક સહાય્યકારી થતો નથી. એટલે જિનેંદ્રનો કહેલો એવો જે ધર્મ છે તેજ દુર્ગતિમાં પડતાને રાખનાર છે. પણ કુટુંબાદિક કોઈ રાખવા સમર્થ નથી. એ રીતનું જે વિચારવું તે એકત્વ ભાવના કહીએ. ॥૪॥ વળી અધ્યાત્મ સારને વિષે કહ્યુંછે.

एकः परज्ञवे याति जायते चैक एव हि ॥
ममतोऽेकतः सर्वं संबंधं कल्पयत्यथो ॥१॥
व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ॥
तथैकममताबीजात्प्रपंचस्यापि कल्पना ॥२॥
माता पिता मे भ्राता मे ज्ञगिनी वल्लज्ञा च मे ॥
पुत्राः सुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥३॥
इत्येवं ममताव्याधिं वर्द्धमानं प्रतिक्षणम् ॥
जनः शक्नोति नोच्छेत्तुं विना ज्ञानमहौषधम् ॥४॥

અર્થ—જીવ એકલો પરભવને વિષે જાયછે. અને એકલોજ ઇહાં આવેછે. પણ મમતાના અતિશે પણા થકી સર્વ સંબંધની કલ્પના કરેછે. આ અમારા બાપ છે. આ અમારા ભાઇ છે, આ અમારી માતા છે, આ અમારી સ્ત્રી છે, આ અમારી સાસુ છે, આ અમારો સસરો છે, એ રીતની પોતાની મતિ કલ્પનાએ કરીને સ્થાપના કરેલી છે, પણ વસ્તુગતે કોઇ કોઇનું સગું નથી. ॥૧॥ જેમ વડનું ઝાડ વડના બીજ થકી મ્હોટી ભૂમી પ્રત્યે વ્યાપે છે. એટલે ઘણી ભૂમીમાં વિસ્તાર પામેછે. તેમ એક મમતરૂપ બીજથકી પ્રપંચ-

ની પણ કલ્પના ઉઠેછે. એટલે અનેક કલ્પનાઓ ઉઠવાનું મૂળ કારણ એક મમતાજ છે. ॥૨॥ આ મ્હારી માતા છે, આ મ્હારા પિતા છે, આ મ્હારો ભાઇછે, આ મ્હારી બ્હેન છે, આ હુમારી વલ્લભા કહેતાં વાહાલી સ્ત્રી છે આ મ્હારા પુત્રો છે, આ મ્હારી પુત્રી છે, એ મ્હારા મિત્રો છે. આ મ્હારી જ્ઞાતિના લોકો છે. આ અમારા પરિચય વાળા છે. ॥૩॥ એ પ્રકારે ક્ષણ ક્ષણમાં વૃદ્ધિને પામતો એવો મમતારૂપ વ્યાધિ કહેતાં રોગ, તેને સમ્યક્જ્ઞાનરૂપ મ્હોટા ઔષધ વિના ઉચ્છેદન કરવાને એટલે તે રોગને કહાડવાને જન કહેતાં લોક સમર્થ થતો નથી. અર્થાત્ સમ્યક્જ્ઞાન તે એજ મમતારૂપ રોગને દૂર કરનાર છે. ॥૪॥ એ ભાવ.

अहं ममेति मंत्रोयं मोहस्य जगदान्ध्यकृत् ॥
अयमेव हि नञ्पूर्वः प्रतिमंत्रोपि मोहजित् ॥१॥

અર્થ—હું, અને મ્હારૂં એટલે આ હું છું, હું બેઠો છું, હું ખાઉ છું. અને આ મ્હારૂં છે, એ પ્રકારનો જગતને આંધળો કરનાર. એટલે જ્ઞાનરૂપી ચક્ષુથી રહિત કરનાર એવો, આ મોહરાજાનો મંત્ર છે.॥ એજ મંત્રને પૂર્વે નકાર જોડવા થકી મોહરાજાને જીતનારો મંત્ર થાય. એટલે નઅહં કહેતાં હું નથી અને મ્હારૂં નથી. એવો જે વિચાર કરવો, તે મોહરાજાને જીતનારો મંત્રછે.

इक्को कम्मायसमं जणेइ भुंजइ फलंपि तस्सेको ॥
इक्कास जम्ममरणे परन्नवगमणं च इक्कस्स ॥१॥ इत्यादि.

આ ગાથાનો અર્થ સુગમ છે, માટે લખ્યો નથી.

## હવે પાંચમી અન્યત્વ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૫ જેમ ઈહાં જે આત્મ પ્રદેશોની સાથે અતિશે બંધાએલો. અને ઘણાકાળ સૂધી મનગમતા અશનપાનાદિકે (આહાર પાણી આદિકે) કરીને બહુ પ્રકારે પાલન કર્યો. એવો પોતાનો દેહ જે તે પણ વસ્તુગતિએ કરીને જૂદો છે. એ હેતુ માટે અંતે પ્રાણિની પછવાડે જતો નથી. તો બહિર્ભૂત એટલે પોતાથી જૂદાં રહેલાં એવાં ધન કનકાદિ પર વસ્તુઓ તેની તો શી વાત કહેવી? અર્થાત્ તે તો સાથે જાયજ નહી. તે કારણ માટે એક આત્મધર્મ વિના સર્વ પણ આ પદાર્થો અન્ય છે. એટલે મ્હારાથી જૂદાં છે. હું તેમનો નથી. અને તે મ્હારાં નથી. એ રીતે જે વિચારવું તે પાંચમી અન્યત્વભાવના કહીએ ॥૫॥ તે કહ્યુંછે.

चिरलालियंपि देहं जइ जिअमंतंमि नाणुवट्टेइ ॥
ता तंपि होइ अन्नं धणकणगाईण का वत्ता ॥१॥
अन्नं इमं कुडुंबं अन्ना लच्छी सरीरमवि अन्नं ॥
मोत्तु जिणंदधम्मं न भवंतरगामिउ अन्नोत्ति ॥२॥

પહેલી ગાથાનો ભાવાર્થ ઉપર લખાઈ ગયોછે. માટે ઇહાં લખ્યો નથી. વળી આ કુટુંબ અન્ય છે. એટલે મહારાથી જાદું છે. આ લક્ષ્મી અન્ય છે. આ શરીરપણ અન્ય છે. એટલે જાદું છે. જિનેંદ્રના ધર્મને મૂકીને એટલે એક જિનેંદ્રના એટલે રાગ દ્વેષ રહિત પુરૂષના કહેલા ધર્મ વિના અન્યભવને વિષે બીજો સાથે ચાલનારો કોઈ નથી. ॥૨॥

હવે છઠ્ઠી અશુચિ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૬ ઇહાં રસ, રૂધિર, (લોહી) માંસ, મેદ, અસ્થિ (હાડકાં) શુક્ર, (વીર્ય) મજ્જામય (મેજા) એવો, અને શ્લેષ્મ, મળ, મૂત્રાદિકે કરીને પૂરેલો એવો, અને ચામડાએ કરીને મઢેલો એવો, અને નસાજાળે કરીને વીંટાએલો એવો, અને નિરંતર કૃમિ, અને રોગ, અને ગુમડાદિકે કરીને સહિત એવો, તત્વદૃષ્ટિએ કરીને વિચારવા માંડયો સતો મહા અશુચિ એવો આ ઔદારિક દેહ છે. તે સદ્ભૂત એવો એક આત્મધર્મ વિના કેમ શુદ્ધ થાય? કોઇ પ્રકારે પણ ધર્મવિના શુદ્ધ નજ થાય. એ ઇહાં તાત્પર્ય જાણવું. વળી કેટલાએક પ્રાણિયો આ પ્રકારના દેહની કેવળ એક જળાદિકે કરીને શુદ્ધિ પ્રત્યે ઇચ્છે છે. એટલે એવું બોલેછે કે, એક નદીમાં નહાવાથી પવિત્ર થઇએ છીએ, તે પ્રાણિયો તત્વ વિમુખ એટલે તત્વજ્ઞાનથી અવળા મુખવાળા અર્થાત તત્વજ્ઞાને કરીને રહિત એવા, અજ્ઞાનીજ જાણવા. તે કહ્યુંછે.

शुचीन्यप्यशुचीकर्तुं समर्थेऽशुचिसंभवे ॥
देहे जलादिना शौचभ्रमो मूढस्य दारुणः ॥१॥
यः स्नात्वा शमताकुंडे हित्वा कश्मलजं मलम् ॥
पुनर्न याति मालिन्यं सोंतरात्मा परः शुचिः ॥२॥

અર્થ—મૂઢને, એટલે અજ્ઞાની જીવને, દેહને વિષે જળાદિકે કરીને એટલે પાણી આદીવડે કરીનિ પવિત્રપણાનો ભ્રમ છે. તે દારૂણ કહેતાં મહા ભયંકર છે. અર્થાત દુર્ગતિનો આપનાર છે. તે દેહ કેવો છે? તે કહેછે. પવિત્ર એવાં પણ બરાસ, કસ્તુરીઆદિક તેને પણ અશુચિ કરવાને એટલે મલિન

કરવાને સમર્થ એવો, કેમકે, દેહના સંગથકી મલયાચળ પર્વતથી ઉત્પન્ન થએલાં એવાં ચંદન તેનાં વિલેપનાદિક પણ અશુચિ થઇ જાયછે. એટલે મલિન થાય છે. વળી તે દેહ કેવોછે? અશુચિથી ઉત્પન્ન થએલો એટલે અશુચિ કહેતાં માતાનુ રૂધિર, અને પિતાનુ વીર્ય તેણે કરીને ઉત્પન્ન થએલો એવો આ દેહ છે. તે કારણ માટે અસ્થિર અને અપવિત્ર, અને ઉપાધિથી ઉત્પન્ન થએલો, અને નવીન કર્મ બાંધવાનું કારણ એવા દેહને વિષે સ્યો સંસ્કાર કરવો?॥૧॥ જે પુરૂષ સમતા કુંડ કહેતાં રાગ દ્વેષ રહિતરૂપ કુંડ તેને વિષે સ્નાન કરીને એટલે સમતારૂપી પાણિએ કરીને નાહીને પાપથી ઉત્પન્ન થએલો એવો જે મળ એટલે મેલ, તેને ત્યાગ કરીને એટલે દૂર કરીને ફરીને મલિનપણાને પામતો નથી. તે અંતર આત્મા કહેતાં સ્વપરની વેંહેચણ કરવાને વિવેકી ઉત્કૃષ્ટો પવિત્ર જાણવો. અર્થાત્ સમકિતે કરીને વાસિત છે આત્મા તે જેનો, એવો જે પુરૂષ; તે ઉત્કૃષ્ટ પવિત્ર હોય. ॥૨॥ એ રીતે વિચારવું તે છઠ્ઠી અશુચિ ભાવના કહીએ ॥૬॥ તે કહ્યુંછે.

मेयवसरेअमलमुत्तपूरिअं चम्मवेढिअं तत्तो ॥
जंगममिव वच्चहरं कह एयं सुज्झए देहं ॥१॥

અર્થ—મેદ, વસા, શુક્ર, મળ, મૂત્ર, તેણે કરીને પૂરેલું એવું, અને ચામડે કરીને વીંટેલું એવું, અને તત્વથકી વિષ્ટાને રહેવાને ચાલતું ઘર એવું, આ દેહ તે કેમ શુદ્ધ થાય?॥૧॥ એ પ્રકારે હાડકાદિકના સમૂહરૂપ એવો, અને નાના પ્રકારની વ્યાધિના સમૂહે કરીને વ્યાપ્ત, એવાં આ શરીરને વિષે નિશ્ચે સ્વરૂપ થકી શું શુચિપણું હોય? અપિતુ કાંઇપણ પવિત્રપણું નથી. એ ભાવ. આ દેહના અશુચિપણાનું સ્વરૂપ તંદુલવેયાલી પયન્ના થકી જાણી લેવું. તે ઇહાં ગ્રંથ વધી જાય માટે નથી લખ્યું.

## હવે સાતમી આશ્રવ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૭ આ સંસારમાં જીવો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને જોગ એ રૂપ આશ્રવોએ કરીને એટલે કર્મ બાંધવાનાં હેતુઓએ કરીને સમે સમે શુભ અને અશુભ કર્મના પુદ્ગળોને ગ્રહણ કરેછે. તેમાં જે પુણ્યવંત પ્રાણિયોનાં ચિત્ત નિરંતર સર્વ પ્રાણિયોને વિષે મૈત્રીભાવનાએ કરીને, અને ગુણે કરીને અધિક પુરૂષોને વિષે પ્રમોદ ભાવનાએ કરીને એટલે ગુણવંત પ્રાણિયોને દેખીને હર્ષ કરવો. અને તેમના ઉપર રાગ ધરવો; તે પ્રમોદ ભાવના કહીએ. અવિનીત પુરૂષોને વિષે માધ્યસ્થ્ય ભાવનાએ કરીને એટલે અવગુણી પુરૂષોને દેખીને તેમના ઉપર રાગ પણ ન ક-

રવો. અને દ્વેષ પણ ન કરવો. તે માધ્યસ્થ્ય ભાવના કહીએ. દુઃખી પ્રાણિયોને વિષે કરૂણા ભાવનાએ કરીને એટલે દુઃખી પ્રાણિયો દેખીને તેમના ઉપર દયા લાવવી. અને પોતાની શક્તિને અનુસારે તેમનું દુઃખ ભાગવું, તે કરૂણા ભાવના કહીએ. એ પ્રકારની ભાવનાઓએ કરીને વાસિત થયાં છે એટલે જેમના ચિત્તમાં ઉપરકહેલી ભાવના વર્ત્તે છે. તે શુભકર્મ પ્રત્યે બાંધેછે. એટલે પુણ્ય પ્રકૃતિ ઉપાર્જન કરે છે. વળી જેમનાં મન આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, મિથ્યાત્વ, કષાય, વિષય તે વડે કરીને નિરંતર વ્યાપ્ત થયાંછે. એટલેજેમના મનને વિષે આર્ત્તધ્યાનાદિક સદા કાળ વર્ત્તે છે તે અશુભકર્મ બાંધે છે. ઇત્યાદિક જે વિચારવું તે સાતમી આશ્રવ ભાવના કહીએ. ॥૭॥ તે કહ્યુંછે.

मिच्छत्ताविरइकसायजोगदारेहिं जेहिं अणुसमयं ॥
इहकम्मपुग्गलाणं गहणं ते आसवा हुंति ॥१॥

આ ગાથાનો ભાવાર્થ ઉપર લખાઈ ગયોછે, માટે ઈહાં લખ્યો નથી.

હવે આઠમી સંવર ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૮ ઈહાં મિથ્યાત્વાદિક આશ્રવોનો સમ્યક્ત્વાદિકવડે કરીને જે નિરોધ કરવો. એટલે સમ્યક્તવડે કરીને મિથ્યાત્વને રોકવું, વિરતિ પ્રણામે કરીને અવિરતિપણાને રોકવું, સમતાએ કરીને કષાયને રોકવા, અને શુભ જોગોએ કરીને અશુભ જોગને રોકવા, તે સંવર કહીએ. તે સંવર સર્વ થકી અને દેશ થકી એમ બે પ્રકારે છે. તેમાં સર્વ થકી સંવર તો અયોગી કેવળીયોનેજ હોય. એટલે ચૌદમે ગુણઠાણે વર્ત્તનાર પુરૂષોનેજ હોય. અને દેશ થકી સંવર એક, બે, ત્રણ આશ્રવના રોકનારને પણ હોય. વળી તે સંવર દ્રવ્યભાવ ભેદે કરીને એક એક બે બે પ્રકારે છે. એટલે સર્વ સંવર દ્રવ્ય થકી અને ભાવ થકી બે પ્રકારે છે. અને દેશ સંવર પણ એજ રીતે બે પ્રકારે છે. તેમાં આત્માને વિષે આશ્રવ થકી કર્મ પૂદગળોનું જે ગ્રહણ કરવું, તેનો સર્વ થકી અને દેશ થકી જે છેદ કરવો, તે દ્રવ્ય સંવર કહીએ. કેમકે, કર્મના પુદગળ છે તે દ્રવ્યરૂપ છે માટે. અને જે ભવની હેતુ એવી જે ક્રિયા તેનો ત્યાગ કરવો તે ભાવ સંવર કહીએ. કેમકે, સંસારમાં રોળાવનાર એવી જે ક્રિયા છે, તે આત્માની અશુદ્ધ પરિણતિરૂપ છે માટે. એ પ્રકારે આશ્રવના વિરોધી સંવરનું ચિંતવન કરવું તે સંવર ભાવના કહીએ. ॥૮॥ તે કહ્યુંછે.

आसवदारापिहाणं समत्ताईहिं संवरो नेत्त ॥

पिहियासवो हि जीवो सुतरिव्व तरेइ जवजलहिंति ॥१॥

આ ગાથાનો ભાવાર્થ ઉપર લખાઇ ગયો છે, માટે અહીયાં લખ્યો નથી.

હવે નવમી નિર્જરા ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૯ આ સંસારને વિષે પ્રથમ બાંધેલા કર્મોનું તપે કરીને નિકર્ત્તન કહેતાં નાશ કરવું, તે નિર્જરા કહીએ. બાંધવા માંડેલાં કર્મ તે સંબંધી સંવર કહીએ. અને પૂર્વે બાંધેલાં કર્મ તે સંબંધી નિર્જરા કહીએ એ રીતનો આ બેમાં ભેદ જાણવો. વળી આ નિર્જરા બે પ્રકારની છે. એક સકામ નિર્જરા અને બીજી અકામ નિર્જરા. તેમાં જે સકામ નિર્જરા છે તે બાર પ્રકારે છે. કેમકે બાહ્યાભ્ય તપ અને અભ્યંતર તપના છછ ભેદ છે માટે તે ભેદ પ્રથમ યતિધર્મના અધિકારમાં વ્યાખ્યાન કર્યા છે. માટે ફરીને નથી કહેતા. આ બારે પ્રકારની પણ નિર્જરા વિરતિ પરણુતિએ કરીને સહિત પ્રાણિયોને હોય કેમકે, વિરતિવંત પ્રાણિયોએજ કર્મ ક્ષય કરવાને અર્થે પોતાના અભિલાષે કરીને કરવાપણુ છે એ હેતુ માટે. અને અકામ નિર્જરા તો વિરતિ પરિણામે કરીને રહિત એવા બીજા પ્રાણિયોને પોતાના અભિલાષ વિના તાહાડ, તડકા, ક્ષુધા અને તૃષાદિકના સહન કરવાથી થાય છે. એમાં પણ એ તાત્પર્ય જાણવું. કે, કાંઈક દ્રવ્ય કષાયની મંદતાથી થાયછે. અને જો તીવ્ર કષાય હોય તો નવીન કર્મના બંધ પાડે. જેમચૌદ પૂર્વધર તીવ્ર કષાયના ઉદયવડે કરીને મૃષાવાદ બોલીને ચૌદ પૂર્વ વમીને પાધરા નિગોદમાં ગયા. માટે કર્મને બાંધવાનું મુખ્ય કારણ કષાયજ છે. એ પ્રકારની નિર્જરાનું વિચારવું તે નવમી નિર્જરા ભાવના કહીએ. ॥૯॥ તે કહ્યુંછે.

कम्माण पराणाणं निकिंतणं निज्जरा ज्वालसहा ॥
विरयाण सा सकामा तहा अकामा अविरयाणंति ॥१॥

આ ગાથાનો ભાવાર્થ ઉપર લખાઈ ગયોછે, માટે ઈહાં લખ્યો નથી.

હવે દશમી લોક સ્વભાવ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૧૦ અલોકના મધ્ય ભાગને વિષે, ચૌદરાજ પ્રમાણ લોક વર્ત્તે છે. તે લોક, કેહેડને વિષે સ્થાપન કર્યા છે બે હાથ તે જેણે એવો, અને ત્રિચ્છા પ્રસારણ કર્યાછે બે પગ તે જેણે, એવો જે પુરૂષ તેને આકારે છે. અથવા અવળા મુખવાળું કરેલું એવું મહોટુ શરાવલુ તેના ઉપર રહેલું

જે નાહાના શરાવલાઓનું સંપુટ તેને સંસ્થાને એટલે તેવે આકારે છે. આ ઈહાં તાત્પર્ય છે. સાત રાજ વિસ્તાર એવું નીચેના લોકનું તળિયું, તે થકી ઉપર થોડો થોડો સંકોચ પામતો એટલે ઘટતો સતો લોક ત્રિચ્છા લોકને વિષે એક રાજ વિસ્તાર થકી થાય. તે થકી ઉપરાંત અનુક્રમે કરીને વિસ્તાર પામતો સતો પાંચમા બ્રહ્મલોકના ત્રીજા પરતરને વિષે પાંચ રાજ વિસ્તાર થકી હોય. ત્યાર પછી વળી થોડો થોડો ઘટતો સતો સર્વ ઉપર લોકના અગ્રભાગના પ્રદેશરૂપ પરતરને વિષે એક રાજ વિસ્તાર થકી હોય. તેજ કારણ માટે પૂર્વે કહેલા આકારવાળો લોક હોય. તે લોકને વિષે ધર્માસ્તિકાયાદિક છ દ્રવ્ય છે. તેમાં જે, સ્વભાવ થકી ગતિ કરવાને પ્રવર્તેલા એવા જીવ પુદ્ગળોને જે ઉપષ્ટંભ કરનાર એટલે સાહાય્ય કરનાર, જેમ મચ્છોને પાણી સાહાય્ય કરેછે તેમ તે ધર્માસ્તિકાય કહીએ. કેમ જે પાણી ન હોય તો, મચ્છ ચાલી શકે નહીં. તેમ જીવ અજીવની ગતિની પ્રવૃત્તિ જો ધર્માસ્તિકાય ન હોય, તો ન થાય; માટે વળી રસ્તાના ચાલનાર લોકોને છાયાની પઠમ તેમનીજ સ્થિતિને વિષે એટલે તેમને ઉભુ રહેવાને વિષે જે અવલંબન આપે તે અધર્માસ્તિકાય કહીએ. આ ધર્માસ્તિકાય, અને અધર્માસ્તિકાય બેઉ પણ પ્રદેશ થકી અને પ્રમાણ થકી લોકાકાશ તુલ્ય છે. એટલે લોક જેવડા છે. તથા ગતિ અને સ્થિતિમાં પ્રવર્તેલા એવા તેજ જીવને પુદ્ગળ તેમને અવકાશ આપવા થકી અવગાહન છે ધર્મ તે જેનો તે આકાશાસ્તિકાય કહીએ. તથા ચેતના છે લક્ષણ તે જેનું એવો, અને કર્મનો કરનારો, અને ભોગવનારો એવો અને જીવવું એ છે ધર્મ તે જેનો તે જીવાસ્તિકાય કહીએ. તથા પૃથ્વી, પર્વત, વાદલાંઆદિ સમસ્ત વસ્તુઓનો પરિણામી કારણ એટલે પૃથ્વીને પૃથ્વીરૂપે, પર્વતને પર્વતરૂપે ઇત્યાદિક વસ્તુઓને તે રૂપે બનાવવાનું કારણ એવો, અને પૂરણ ગલન છે ધર્મ તે જેનો, એટલે પુષ્ટ થવું અને ગળી જવું એ છે સ્વભાવ તે જેનો તે પૂદ્ગળાસ્તિકાય કહીએ. તથા વર્ત્તવુ એછે લક્ષણ તે જેનું એવો, અને નવીન એવાં જે પુદ્ગળિક વસ્તુઓ તેને જીનુ કરનાર એવો, અને સમય ક્ષેત્રની મધ્યે વર્ત્તનાર, એટલે અઢી દ્વીપની મધ્યે વર્ત્તતો તે કાળ કહીએ, આ ઉપર કહેલાં છ દ્રવ્ય પુદ્ગળ દ્રવ્યે કરીને રહિત એવાં સર્વ પણ અમૂર્ત્ત દ્રવ્ય છે. અને પુદ્ગળ તો મૂર્ત્ત દ્રવ્ય છે. એટલે તે છની મધ્યે પાંચ અમૂર્ત્તિમાન્ છે અને પુદ્ગળ દ્રવ્ય તે મૂર્ત્તિમાન્ છે. એ છ દ્રવ્યની મધ્યે પાંચ દ્રવ્ય અચેતન છે. અને જીવ દ્રવ્ય છે, તે ચેતન છે. ઈહાં પ્રશ્ન. અસંખ્યાત પ્ર

દેશરૂપ લોકાકાશને વિષે અનંતા અનંત જીવ દ્રવ્ય અને તે થકી પણ અનંતગુણ વધારે પુદ્દગળ દ્રવ્ય છે, તે શી રીતે માયાં? સંકડાશપણું કેમ ન થયું? એ રીતે તર્કથએ સતે ઉત્તર કહેછે. જીવ દ્રવ્યનું અમૂર્ત્તિમાનપણું છે એ હેતુ માટે સંકડાશપણુ ન થાય. અને પુદ્દગળોનું મૂર્ત્તિમાનપણુ સતે પણ દીવાની પ્રભાદિકના દૃષ્ટાંતે કરીને એટલે જ્યાં એક દીવો કરેલો હોય ત્યાં બીજા ઘણા દીવા કરે તોપણ તેનું તેજ માંહીનું માંહી સમાય છે. પણ કાંઇ ઢગલો થતો નથી. તેમ તથા પ્રકારના પરિણામના વિચિત્રપણા થકી એક આકાશ પ્રદેશને વિષે પણ અનંતા અનંત પરમાણુ આદિ પુદ્દગળ દ્રવ્યોનુ અસંકડાશપણે કરીને નિવેશ થાયછે. એટલે એક આકાશ પ્રદેશ ઉપર અનંતા અનંત પુદ્ગળ દ્રવ્ય રહેછે તો અસંખ્યાતા એવા લોકાકાશ પ્રદેશોને વિષે રહે. એમાં શું કહેવુ. એમાં કાંઇ દોષ જાણવો નહી. તે ઉપર બીજું દૃષ્ટાંત કહેછે. કોઈ ઔષધ વિશેષે કરીને નિષ્પન્ન કર્યો એવો જે પરિણામ તે થકી એક એક પારાના કર્ષને વિષે એટલે એક માસો પારો તેને વિષે સોનાના સો કર્ષ પ્રવેશ કરે છે. એટલે એક માસા પારામાં સો માસા સોનું સમાય છે. તે પારાના માસા તુલ્ય થયું સતું વળી ઔષધના સામર્થ્યપણા થકી પારાનો કર્ષ અને સોનાના સો કર્ષ જૂદા થાયછે. કેમકે. પુદ્દગળ પરિણામનું વિચિત્રપણુ છે એ હેતુ માટે. આ વાત લોકપ્રકાશ ગ્રંથને વિષે તથા શ્રી ભગવતી સૂત્રને વિષે કહીછે. ત્યાંથી જાણી લેજ્યો. ઇંહાં વળી ઉર્ધ્વલોક અધોલોક અને ત્રિચ્છા લોકનું સ્વરૂપ અન્ય ગ્રંથ થકી જાણી લેજ્યો. એ પ્રકારે લોકના સ્વરૂપને વિચારવું તે દશમી લોક સ્વભાવ ભાવના કહીએ. ॥૧૦॥ તે કહ્યુંછે.

अहमुहगुरूमल्लयाठियलहुमल्लयंजुयलसंठिअं लोगं ॥
धमाइपंचदव्वेहिं पूरिअं मणसि चिंतिज्जांत ॥१॥

આ ગાથાનો ભાવાર્થ ઉપર લખાઇ ગયો છે, માટે ઈહાં લખ્યો નથી. પણ એટલું વિશેષ જાણવું કે, ઉપર છ દ્રવ્યનું સ્વરૂપ કહ્યુંછે; અને આ ગાથામાં પાંચ દ્રવ્ય કહ્યાં તેનુ કારણ કે, કાળ દ્રવ્ય એક. મનુષ ક્ષેત્રમાંજ વર્ત્તે છે. સર્વ લોક વ્યાપી નથી. તે માટે ગ્રહણ કર્યું નથી.

## હવે અગીઆરમી બોધિદુર્લભ ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૧૧ અનંતા અનંત કાળે કરીને દુઃખે પામવા જોગ્ય, એવું પંચેંદ્રિયપણુ અને મનુષ્યભવાદિ રૂડી સામગ્રી તેનો યોગ થએ સતે પણ, એટલે મ-

નુષ્યભવાદિ રૂડી સામગ્રી પામે સતે પણ પ્રાણિયોને ઉત્કૃષ્ટ વિશુદ્ધિની કરનારી એટલે કર્મરૂપ મેલને દૂર કરનારી એવી, અને સર્વજ્ઞ મહારાજે દેખાડેલી એવી, તત્વજ્ઞાનરૂપ બોધિ કહેતાં સમકિતની પ્રાપ્તિ, તે પ્રાયે કરીને દુર્લભ છે. એટલે દુઃખે પામવા જોગ્ય છે. તે જો એકવાર પણ પામી હોત તો પ્રાણિયોને આટલા કાળ સંસારમાં ભમવુ ન થાત. ઈત્યાદિક વિચારવું તે અગીયારમી બોધિ દુર્લભ ભાવના કહીએ ॥૧૧॥ તે કહ્યુંછે.

पंचेंदियत्तणाइअसामग्गीसंभवेवि अइदुलहा ॥
तत्तावबोहरूवा बोही सोही जिअस्स जउत्ति ॥१॥

આ ગાથાનો અર્થ ઉપર લખાઇ ગયો છે, માટે ઇહાં લખ્યો નથી.

હવે બારમી ધર્મના કહેનાર શ્રી અરિહંત છે, એ પ્રકારની ભાવનાનું સ્વરૂપ કહીએ છીએ.

૧૨ આ સંસારને વિષે વીતરાગપણે કરીને સદા કાળ પારકો અર્થ કરવાને ઉદ્યમવંત, એટલે પરને ઉપકાર કરવાને ઉદ્યમવંત એવા, અને નિર્મળ કેવળજ્ઞાનરૂપ આરિસાએ કરીને જાણ્યો છે લોકને અલોક તે જેમણે એવા, અને જ્ઞાનાદિક ગુણે કરીને સહિત એવા, અરિહંત મહારાજ વિના આવો અતિશે નિર્મળ સાધુ અને શ્રાવક સંબંધી છતો ધર્મ કહેવાને બીજો કોઇ પણ સમર્થ નથી. કુતીર્થીયોનાં કહેલાં વચન તો અજ્ઞાન મૂળપણે કરીને પૂર્વાપર વિરૂદ્ધ એટલે આગળ પાછળ અણમળતાં એવાં, અને હિંસાદિ દોષે કરીને દુષ્ટ એવાં છે. તે કારણ માટે તે વચન પ્રત્યક્ષ અસદ્ભૂત છે. એટલે કલ્પિતજ છે. વળી જે તે વચનોને વિષે પણ કોઈ ઠેકાણે દયા સત્યાદિકનું પોષણ દેખીયે છીએ તે વચન માત્રજ, એટલે કહેવા માત્રજ જાણવું. પણ કિંચિત્ તત્વથકી ન જાણવું. જો તત્વથકી હોય તો એક ઠેકાણે દયાની પ્રરૂપણા કરીછે. અને બીજે ઠેકાણે હિંસા કરવાની પ્રરૂપણા કરીછે. માટે એમ કેમ હોય? તે કારણ માટે તત્વ થકી શુદ્ધ સ્વરૂપને નિરધાર કરનારી એવી અને સમસ્ત જગતના પ્રાણિયોને તારનારી એવી, જ્ઞાનાદિ ગુણ સહિત એવા અર્હતની વાણી તેનું કેટલું વર્ણન કરીયે! જો આ એક પણ વચન કોઈ પ્રકારે પણ કાનમાં પડ્યું સતું રૌહિણીયા ચોરની પઠમ પ્રાણિયોને મહોટા ઉપકારનું કરનારૂ થાય છે. ઈત્યાદિક વિચારવું તે બારમી ભાવના કહીએ. તે કહ્યુંછે.

धम्मो जिणेहि निरुवहिउवयारपरेहि सुठु पगत्तो ॥
समणाणं समणोवासयाण दसहा डुवालसहा ॥१॥

અર્થ—કપટ રહિત ઉપકાર કરવાને તત્પર એવા અથવા નિરવધિ કેતાં ઘણા ઉપકાર કરવાને તત્પર એવા જિનેંદ્રદેવ તેમણે, સાધુનો દશ પ્રકારનો ધર્મ, અને શ્રાવકોના બાર પ્રકારનો ધર્મ રૂડે પ્રકારે કહ્યો છે.

## रौहिणीय चोरनुं दृष्टांत.

રાજગૃહ નગરીને વિષે શ્રેણિકનામે રાજા, તેનો સર્વ બુદ્ધિનો ભંડાર એવો અભયકુમારનામે પુત્ર હતો. એવામાં તે નગરની સમીપે વર્ત્તતો એવો, વૈભારગિરિનામે પર્વત, તેની ગુફાને વિષે ક્રૂર એવો લોહખુર એવે નામે ચોર રહેતો હતો. તે ચોર રાજગૃહ નગરના લોકોનીજ સ્ત્રીયોએ કરીને અને તેમનાજ ધને કરીને પ્રયાસ વિના એટલે મેહેનત વિના કામ અને અર્થનું સાધન કરતો સતો કાળ ગમાવતો હવો. તેની રોહિણી નામા સ્ત્રીને વિષે રૌહિણીય નામે અતિશે ક્રૂર એવો પુત્ર થયો. એવામાં લોહખુર પોતાને મરવાને અવસરે પુત્રને બોલાવીને એ પ્રકારે કહેતો હવો. હે વત્સ! જો તું પોતાનું હિત વાંછે છે તો મહારી કહેલી એક શીખામણ સાંભળ. ઈહાં નિશ્ચે જે આ ત્રણ ગઢની મધ્યે બેઠેલા વીરજિન કોમળ વચનોએ કરીને બોલે છે. તેનું વચન આગામી કાળમાં દારૂણ છે. એટલે ભયનું ઉત્પન્ન કરનારૂં છે. માટે તાહારે કોઇ દહાડો પણ ન સાંભળવું. એ પ્રકારે પુત્રને શીખામણ દેઇને પોતે પ્રાણ ત્યાગ કરતો હવો. ત્યાર પછી રૌહિણીયો પણ પિતાની શીખામણ સંભારતો સતો નિરંતર ચોરી કર્મ કરતો હવો. હવે એક દહાડો શ્રી વીરપ્રભુ ત્યાંસમોસર્યા એટલે પધાર્યા. દેવોએ સમોસરણ નિપજાવ્યું. ત્યાં બેસીને ભગવંતે ભવ્ય પ્રાણિયોની આગળ રૂડા ધર્મની દેશના પ્રારંભી તે અવસરે તે ચોર ચોરી કરવાને અર્થે રાજગૃહ નગર પ્રત્યે જતો સતો સમોસરણની સમીપે આવ્યો. ત્યાં એ પ્રકારે વિચાર કરવા લાગ્યો કે, જો આ માર્ગે થઇને જાઉં, તો જિનની વાણીનું સાંભળવું થાય. એટલે આ જિનની વાણી મહારા કાનમાં પડી જાય. અને બીજો માર્ગ તો છે નહી. હવે શું કરૂં? અથવા ખેદે કરીને સર્યું! કાનમાં આંગળિયો ઘાલીને જાઉં. એમ વિચારીને તેમજ કરીને ઉતાવળા પગે કરીને ચાલતો હવો. તે અવસરે ઉતાવળો ચાલતો એવો જે તે ચોર તેના પગને વિષે ઉંડો કાંટો ભાગ્યો. તે કાંટો કાઢયા વિના એક પગલું માત્ર પણ આગળ ચાલવાને સમર્થ ન થયો. ત્યાર પછી ન ઇચ્છતો એવો પણ કાન થકી એક આંગળી કાઢીને તે આંગળીયે કરીને બાહ્યજન્ય શલ્યને ઉદ્ધરતો એટલે પગમાંથી કાંટાને કાઢતો એવો જે તે ચોર તેને તે અ-

વસરે અંતર શલ્યને દૂર કરનારી એવી દેવના સ્વભાવની વર્ણન કરનારી એવી વીરની વાણી કાન ગોચર થઇ. એટલે કાનમાં પડી. તે કહેછે.

अणमिसनयणा मणकज्जसाहणा पुप्फदामअमिलाणा ॥
चउरंगुलेण भूमिं न छिवंति सुरा जिणा विंति त्ति ॥१॥

અર્થ—જિનરાજ એવું બોલે છેકે, જે દેવતા છે. તે અનિમિષ નેત્રવાળા છે. એટલે ઉઘાડી આંખોવાળા છે. અર્થાત્ તે આંખો મટમટાવે નહીં. અને મને કરીને કારજના સાધનારા છે. અને પુષ્પની માળાઓ નથી મ્લાન જેને એટલે પુષ્પની માળાઓ કરમાણી નથી અને ચાર આંગળ ભૂમિથી અદ્ધર ચાલે. એવા દેવતા હોય; એ રીતનું વચન રૈહિણીયા ચોરના કાનમાં પડયું. પછી આ રૈહિણીયો ચોર, મેં બહુ સાંભળ્યું. એમ ચિંતા કરતો સતો ઉતાવળથી કાંટો કાઢીને વળી આંગળિયે કરીને કાન ઢાંકીને રાજગૃહ પુર પ્રત્યે ચાલતો હવો. ત્યાં પોતાની ખુશી પ્રમાણે ચોરી કરીને વળી ગિરિની ગુફામાં પ્રવેશ કરતો હવો. પરંતુ ચરણના શલ્યને ઉદ્ધરણ સમયને વિષે એટલે કાંટો કાઢવાની વખતે સાંભળી એવી વીરની વાણી તે પ્રત્યે દુરૂદ્ધર શલ્યની પઠમ એટલે દુઃખે કરીને દૂર કરવા જોગ્ય એવા શલ્યની પઠમ માનતો સતો નિરંતર ચિત્તને વિષે દુઃખ પામતો હવો. હવે નિરંતર સમસ્ત નગર તેણે ચોરી લીધે સતે અત્યંત દુઃખી થયો એવો જે લોક; તે અવસરે રાજાને પોતાનુ દુઃખ જાહેર કરતો હવો. રાજા પણ મીઠા વચનોએ કરીને લોકને આશ્વાસના કરીને કોટવાળ પ્રત્યે કહેતો હવો. અરે! ચોરનો નિગ્રહ કરીને લોકની રક્ષા કેમ નથી કરતો ? ત્યારે તે કહેતો હવો. હે દેવ! રૈહિણીયો એવે નામે અતિશે દુઃખે પકડવા જોગ્ય એવો કોઇક ચોર પ્રકટ થયોછે. તેનો નિગ્રહ કરવાને અર્થે એટલે તેને પકડવાને અર્થે ઘણા ઉપાય કર્યા. પરંતુ કોઈ ઉપાએ કરીને તે પકડી શકાતો નથી. હવે દેવ પોતેજ પોતાનુ કોટવાળીપણુ અંગીકાર કરો. એ રીતે તેણે કહે સતે રાજા અભયકુમારના સામુ જોવા લાગ્યો. ત્યારે તે અભયકુમાર કહેતો હવો કે, હે તાત ! સાત દિવસની મધ્યે હું ચોરને લાવું! જો કદિન લાવું તો ઘણુ કહેવે કરીને શું! ચોરના દંડે કરીને મહારો દંડ કરવો. એમ કહીને અભયકુમાર સર્વ ઠેકાણે ચોરનાં સ્થાનક ઉદ્યમે કરીને જોતો સતો પણ કોઈ ઠેકાણે ચોરને પામ્યો નહીં. ત્યાર પછી છઠ્ઠે દિવસે સંધ્યા વખતે નગરની મધ્યે લોકોને કોલાહલ કરવાથી નિવારીને કોટની બાહાર ચારે તરફ સુભટો પ્રત્યે મૂક્યો હવો. એ દિવસે અપશુકનોએ વાર્યો, તો પણ, એટલે તેને માઠા શુકન થયા, તો પણ, તે ચોર નગરની મધ્યે પ્રવેશ કરીને, જેટલામાં કોઇકને ઘેર ચોરી કરવા માંડી, તેટલામાં ઠામ

ઠામ ઉભા એવા સુભટ લોકોએ, એકઠા મળીને એક હાકે કરીને ત્રાસ પ-
માડયો સતો, તે ત્યાંથી નાશીને, ઉંચો કૂદીને, કોટ ઉપર ચઢીને, બાહારલી
તરફ પડતો સતો, સુભટ લોકોએ પકડયો. "આ ઠેકાણે બીજા ગ્રંથમાં દે-
વગૃહ મધ્યેથી અન્ય પ્રકારે કરીને પકડયો એમ કહ્યુંછે. તત્વ તો તત્વજ્ઞાની
જાણે." પકડીને પ્રાતઃકાળમાં તે સુભટોએ અભયકુમારને સોંપ્યો. અભય-
કુમારજીએ રાજાને સોંપ્યો. ત્યારપછી રાજાએ ચોરેલા દ્રવ્ય રહિત તેને દેખીને
તું કોણ છે? એ પ્રકારે પૂછે સતે તે કહેતો હવો. હે રાજન્! હું તો શાલી ગ્રામનો
રહેનારો દુર્ગચંદ એવે નામે રાજાનો કર ભરનારો કૃષીબલ એટલે ખેતીનો ક-
રનારો છું. ઇહાં કાંઇક પોતાનું કામ કરીને રાત્રે પોતાના ગામ ભણી જતો
હતો. ત્યાં તમારા સુભટ લોકોએ બીહીવડાવ્યો સતો બીહીકે કરીને કોટ ઉલ્લં-
ઘન કરીને બહારલી તરફ પડતો સતો આ સુભટ લોકોએ ચોરની બુદ્ધિયે કરીને
મને પકડયો. હે વિચારના જાણ! તમે વિચારો? જો હું ચોર છું, તો મહારો નિ-
ગ્રહ કરો. એટલે મને મારો. અથવા મને મારે સતે અભયકુમાર જીવે, ત્યારે તેમ
કરો. એટલે અભયકુમારજીએ પ્રતિજ્ઞા કરીછે, માટે મને મારવાથી તેનો બચાવ
થતો હોય તો ભલે તેમ કરો. એ રીતનું તેનું વચન સાંભળીને ભૂપતિ, તે
ચોરને અતિશે ગાઢ બંધને બંધાવીને તેનો નિર્ણય કરવાને અર્થે તે ગામને
વિષે પોતાનો ચાકર મોકલ્યો. તે ગામ તે ચોરે પ્રથમથીજ સંકેતવાળુ કર્યું
છે, એટલે તે ગામના લોકોને પ્રથમથીજ તેણે શીખવી મૂકયું છે. જે માટે આ
ચોર બીજી પૃથ્વીને ચોરતો સતો પણ તે ગામનો પાળનારો કેતાં ભરણ પો-
ષણ કરનારો વર્ત્તે છે. તે ગામમાં જઇને રાજાના ચાકરે તે વાર્તા પૂછી,
ત્યારે સમસ્ત ગામનો લોક કહેવા લાગ્યો. સત્ય છે, ઇહાં દુર્ગચંદ એવે નામે
કૃષીબલ વસે છે. તે ગયા દિવસે નગર ભણી ગયો હતો. પરંતુ હજી સુધી
ઇહાં આવ્યો નથી. તે માટે આ સમસ્ત લોકો તેનું વૃત્તાંત જાણવાને
આતુર થઇ બેઠા છે. ત્યાર પછી તે ચાકરે પાછા આવીને એજ પ્રકારે વિ-
નંતી કરે સતે રાજા વિચાર કરવા લાગ્યો. અહો ઇતિ આશ્ચર્યે? અભયકુ-
માર મરવાની બીક થકી સરલ એવા ગામડાના લોકોને વિષે ચોરના વ્યપ-
દેશને કરેછે? એટલે ચોરીનું બાનું ચડાવે છે. તે અવસરે અભયકુમાર મુ-
ખની ચેષ્ટાદિકે કરીને રાજાનો અભિપ્રાય જાણીને, મહારે આનું કપટ કેઈ
બુદ્ધિએ કરીને પ્રકટ કરવું. એ પ્રકારની ચિંતામાં પડયો. ત્યાર પછી તત-
કાળ ઉત્પન્ન થઇ છે બુદ્ધિ તે જેને એવો તે અભયકુમાર એક સાત માળનું
એવું, અને નાના પ્રકારના ચંદરવાએ કરીને, અને નાના પ્રકારના મોતીના
આભરણોએ કરીને, અને અપ્સરા તુલ્ય રૂપાળી સ્ત્રીઓએ કરીને, અને દે-
વતુલ્ય પુરૂષોએ કરીને સહિત એવુ દેવતાના વિમાન તુલ્ય આવાસ તૈયાર

કરાવીને એટલે એક હવેલી બનાવીને ચોર પ્રત્યે કહેતો હવો. ધિક્કાર પડો. મ્હારી દુર્મતિને? જે મોટાઇ પણ કરવાને જોગ્ય તમે, તેને મેં આ પ્રકારે વિટંબના પમાડી? હવે એકવાર તમે મ્હારે ઘેર આવો. જે માટે તમારી ભક્તિ કરીને મ્હારો અપરાધ દૂર કરૂં. માયાવી એવો તે ચોર પણ મંત્રીની સંગાથે તેને મંદિરે ગયો. ત્યાં મીઠા મીઠા આહારે કરીને ઉત્કૃષ્ટી પ્રીતિ પ્રત્યે પામ્યો. ત્યાર પછી અભયકુમારજીએ તેને મદિરા પાઇને મનોહર વસ્ત્ર પેહેરાવીને ત્યાં પલંગ ઉપર સુખે સુવાર્યો. હવે વિકસ્વર થયું છે ચેતન તે જેનું એવો તે ચોર તે મનોહર મંદિરને દેખતો સતો પોતાને સ્વર્ગમાં રહેલો હોય એમ માનતો હવો. એટલે જાણે હું દેવલોકમાં બેઠો છું. એમ માનેછે. ત્યાર પછી અભયકુમારની આજ્ઞાએ કરીને ચારે તરફ નર નારીનો સમૂહ તે ચોરને આશ્રીને "જય જયનંદા" એ પ્રકારે મંગલિકનો ઉચ્ચાર કરતો હવો. વળી પૂર્વના પુણ્યના વશ થકી આ વિમાનને વિષે તમે પ્રભુ થયા છો. એટલે ઠાકોર થયા છો. અમે સર્વ પણ તમારા ચાકર છીએ. એમ કહીને તે લોકોએ નાટક માંડે સતે અભયકુમારના આદેશ થકી સોનાનો છે દંડ હાથમાં તે જેને એવો એક પુરૂષ આવીને તે નાટકના કરનાર લોકોને કહેતો હવો. હે નાટકના કરનારાઓ! આ નાટક ત્યાં સુધી રહો. જયાં સુધી આ દેવને હું દેવલોકની સ્થિતિ કરાવું, એટલે દેવલોકની જેજે કરણી કરવાની છે, તેતે કરાવું ત્યાં સુધી આ નાટક બંધ રાખો. એ પ્રકારે તેમને કહીને ત્યાર પછી તે ચોરને કહેતો હવો. હે નવા ઉત્પન્ન થએલા દેવ! પોતાનાં પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલાં પુણ્ય પાપ પ્રથમ કહી દેખાડો. પછી દેવલોકમાં સુખ ભોગવો. તે રોહિણીયો વિચાર કરતો હવો. શું આ ખરૂં સ્વર્ગ છે? અથવા શું મ્હારે અર્થે અભયકુમારનો કોઈ પણ પ્રપંચ છે? એ રીતે વિચારીને ધીર બુદ્ધિવાળો એવો તે ચોર, કાંટો કાઢવાને અવસરે સાંભળેલી એવી દેવ સ્વરૂપને વર્ણન કરનારી "અણમિસ નયણે" ઇત્યાદિ ભગવતની વાણી સંભારતો હવો. ત્યાર પછી તે ચોર પોતાને અને પોતાની આગળ રહેલા લોકોને પણ ભૂમી ઉપર લાગ્યા છે પગ તે જેમના એવા; અને મ્લાન થઈ ગઈ છે માળાઓ તે જેમની એવા, અને મીચાતાં છે નેત્ર તે જેમનાં એવા, અને મનોવાંછિત સાધવાને વિષે અસમર્થ એવા તે સર્વ લોકોને જોઇને વીર વચનની સંગાથે તેમનો સાક્ષાત્ વિરોધ દેખતો સતો તે સર્વ અભયકુમારજીનું કરેલું દંભ જાણતો હવો. ત્યાર પછી તે દંડધરે ફરીને કહ્યું. હે દેવ શું વિચારમાં પડયો છું? સર્વ પણ આ દેવલોક પોત પોતાની ભક્તિ દેખાડવાને ઉચ્છાહવંત થયો છે. માટે શીઘ્ર પોતાનું વૃત્તાંત કહો. તે અવસરે તે કહેતો હવો. જિનપૂજન, સાધુનું સેવન, અને દયાનું

પાળવું, અને સુપાત્રને વિષે દાનદેવું, અને ચૈત્યનું કરાવવું ઈત્યાદિક રૂડાં ધર્મ કૃત્ય મેં પરભવને વિષે કર્યાં છે. વળી દંડીએ કહ્યું. હે દેવ! પ્રાણિયોનો જન્મ એકરૂપે કરીનેજ નથી જતો. તે માટે આ પુણ્યની પઠમ પોતાનું કરેલું ચોરી કર્મ, સ્ત્રીની લોલપતાદિક પાપ કર્મ પણ નિશંકપણે કહો. ત્યારે રોહિણીયો કહેતો હવો. અહો ઈતિ આશ્ચર્યે! દીવ્યજ્ઞાન વાળો એવો તને આ શું મતિનો ભ્રમ થયો છે? કે જે સાધુની સેવાના કરનાર શ્રાવક હોય તે શું આવાં કર્મ કરે? અને જો કરે તો શી રીતે આવું સ્વર્ગ પામે? તે માટે મહારે વિષે તો લગારે પણ પાપ નથી. શું વારે વારે પૂછો છો? તે અવસરે પડદાને ઓઠે રહેલો અભયકુમાર તે સર્વ સાંભળીને રોષે કરીને હોઠ પીસતો સતો પણ આ ચોરની મતિના કુશળપણા પ્રત્યે પ્રશંસા કરતો હવો. ત્યાર પછી તેની સમીપે આવીને તને આલિંગન કરીને એ પ્રકારે કહેતો હવો. હે વીરા આજ સૂધી કોઈએ પણ મને જીત્યો નથી. વળી તેં જીત્યો. પરંતુ આ એક મહોટું આશ્ચર્ય છે કે, મેં તારો નિગ્રહ ન કર્યો. એટલે મેં તાહારૂં તાડન તરજન ન કર્યું. એ પ્રકારે પ્રીતિએ કરીને અભયકુમારે કહ્યો સતો તે કહેતો હવો. હે અભય! શ્રીવીરનું વાક્ય હૃદયને વિષે ધારણ કરતો એવો હું. તેં ન નિગ્રહ કર્યો એટલે મહારો નિગ્રહ તેં ન કર્યો. એમાં શું આશ્ચર્ય છે? પરંતુ મદ્યપાન થકી જે તું મને સ્વર્ગ પમાડું છું, એ આશ્ચર્ય છે. તે અવસરે અભયકુમાર કહેતા હવા. હે ભાઈ! મર્મના વચને કરીને મને લજ્જા પમાડશો નહી. જેવું હોય તેવું કહો. ચોર એવોય પણ તને શ્રી વીરની વાણી શી રીતે કાનગોચર થઈ? એટલે તાહારા કાનમાં કેવે પ્રકારે પડી? એ પ્રકારે સ્નેહ સહિત પૂછયો સતો તે સર્વ પણ પોતાની કથા પ્રથમ થકી કહેતો હવો. વળી બોલતો હવો કે, જો જગત્ ગુરૂનું વચન તે અવસરે હું ન સાંભળત તો આજ તમે છળ્યો સતો શીશી વિટંબના ન પામત? વળી જે પ્રભુનું એક પણ વચન પ્રાણિયોને મહા કષ્ટને નિવારનાર થાય છે. તે પ્રભુનું સર્વ પણ આગમ સાંભળ્યું સતું અક્ષય સુખનું આપનારૂં થાયજ. એટલે મોક્ષ સુખનું આપનારૂં હોયજ. હું નિશ્ચે પિતારૂપ વૈરિએ ઠગ્યો સતો એટલે મહારા પિતાએ મહારો વૈરિ થઈને મને ઠગ્યો સતો, તે અવસરે કાનને વિષે પેઠી એવી શ્રી વીરની વાણીને શલ્યરૂપ માનતો હવો. પરંતુ તે વાણી અમૃતરૂપપણે કરીને મને હમણાં જીવિતની આપનારી થઇ. હવે હે ભાઇ! સર્વ પણ મેં ચોરેલું ધન તને દેખાડીને હું શ્રી વીરસ્વામીજીની સમીપે વ્રત ગ્રહણ કરવાને ઇચ્છુ છું. એટલે ચારિત્ર લેવાને ઇચ્છુ છું. ત્યાર પછી અભયકુમારજીએ તેને રાજાની સમીપે લાવીને કહ્યું. હે સ્વામિન! આ પોતાનું ચોરી કર્મ માને છે. ત્યારે રાજાએ વધ્ય કરવા જોગ્ય છે એ રીતે આદેશ કરેસતે અભયકુમાર કહેતા હવા. હે તાત!

જો આ ચોરને મૂકી દઈએ તો ચોરેલું ધન સર્વ પણ પાછું આપે. અને એમ જો ન કરીએ તો તે ગ્રહણ કરવાને સમર્થ ન થઈએ. એટલે તેના દેખાડયા વિના આપણાથી લેઇ શકાય નહી. વળી મેં પણ આ ભાઈપણે કરીને અંગીકાર કરયો છે. પણ કલ્પના માત્રે કરીને અંગીકાર કરયો નથી. હવે આ રૈહિણીયો વૈરાગ્યે કરીને વાસિત થયું છે મન તે જેનું, એવો સતો દીક્ષા ગ્રહણ કરવાને ઇચ્છે છે. તે કારણ માટે આ વધ કરવા જોગ્ય નથી. ત્યાર પછી તે ચોરે અપહરણ કરેલું સર્વ ધન પણ દેખાડયું. વળી રાજાએ તે દ્રવ્ય જે જેનું હતુ તે તેનું નગરના લોકોને આપ્યું. ત્યાર પછી શ્રેણિક રાજાએ કરયો છે નીકળવાનો મહોત્સવ તે જેનો, એવો સમસ્ત પ્રકારે એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે ત્યાગ કરયો છે વિભવ, દારા, અને પરિવાર તે જેણે એવો રૈહિણીય ચોર નગરના લોકોએ સ્તવના કરવા માંડયો સતો શ્રી વીર પ્રભુની સમીપે વિધિએ કરીને વ્રત ગ્રહણ કરીને પોતે પ્રથમ આચરણ કરેલો દુરાચાર તેની શુદ્ધિને અર્થે અનેક પ્રકારનાં તપ કરીને આખા જન્મ સુધી શુદ્ધ ધર્મ આરાધન કરીને અંતે અનશન કરીને દેવલોક પ્રત્યે જતો હવો. એ પ્રકારે ભગવદ્ વાણીના મહાત્મ્યને વિષે રૈહિણીયનું દૃષ્ટાંત જાણવું. એ પ્રકારે બાર ભાવનાનુ સ્વરૂપ કહ્યું.

## હવે સાધુ સંબંધી બાર પ્રતિમાનું સ્વરૂપ કાંઇક કહીએ છીએ.

मसाई सत्तंता ७ पढमा ८ बिइ ९ तइय १० सत्तराइदिणा ॥
अहराइ ११ एगराई १२ भिक्खुपडिमाण बारसगं ॥१॥

અર્થ—પહેલી પ્રતિમા એક મહિનાની, બીજી બે મહિનાની, ત્રીજી ત્રણ મહિનાની. એ પ્રકારે જાવત સાતમી સાત મહિનાની પ્રતિમા ત્યાર પછી પેહેલી, બીજી, અને ત્રીજી એવા શબ્દોએ કરીને ગ્રહણ કરેલી એવી આઠમી, નવમી અને દશમી પતિમા, તે એક એક, સાત રાત્રી દિવસ પ્રમાણ વાળી જાણવી. ત્યાર પછી અગીયારમી અહો રાત્રીની પ્રતિમા જાણવી. એટલે દિવસ રાત્રીની પ્રતિમા જાણવી. અને બારમી એક રાત્રીની પ્રતિમા જાણવી. એ પ્રકારે ભિક્ષુની પ્રતિમાઓ એટલે સાધુની પ્રતિજ્ઞા વિશેષ બાર હોય.

૧ તેમાં એક મહિનાની પ્રતિમાને વિષે, અન્નની અને પાણીની પ્રત્યેકે એક એકજ અવ્યવચ્છિન્ન દાનરૂપ દત્તિ હોય. એટલે જે સાધુ, એવો અભિગ્રહ કરે કે, એક મહિના સુધી મહારે, અન્નની અને પાણીની એક એક દત્તિ લેવી. એટલે એક પાણીની અને એક અન્નની દત્તિ તે શું કહીએ? કે, વોહોરાવતી વખતે અન્નની અથવા પાણીની ધારા

તૂટે નહી. ત્યાં સૂધી પોતાને ખપ જેટલું ગ્રહણ કરે. અને જો કદાચિત્ વચમાંથી ધારા તૂટી જાય, તો બીજીવાર ગ્રહણ કરે નહી. અને સમતા સહિત પોતાના આત્મ ધ્યાનમાં વર્તે, તે દત્તિ કહીએ. તેવી દત્તિનો જે અભિગ્રહ કરે, તે સાધુને એક મહિનાની પ્રથમ પ્રતિમા કહેવાય.

૨ બે મહિનાની પ્રતિમાને વિષે બે દત્તિ, એટલે બે દત્તિ અન્નની, અને બે દત્તિ પાણીની કદાચિત્ એકવાર ધારાતૂટી જાય તો બીજીવાર ગ્રહણ કરે ત્રીજી વાર ગ્રહણ કરે નહી. સમતા સહિત ધ્યાનમાં વર્તે. ॥૨॥

૩ ત્રણ મહિનાની પ્રતિમાને વિષે ત્રણ દત્તિ.

૭ એ પ્રકારે જાવત્ સાત મહિનાની પ્રતિમાને વિષે ભાતની અને પાણીની સાત સાત દત્તિયો હોય.

૮ સાત રાત્રી દિવસનું છે પ્રમાણ તે જેનું, એવીઆઠમી પ્રતિમાને વિષે પાણી રહિત એકાંતરે ઉપવાસ કરવો. અને પારણે આયંબિલ (આંબિલ) તપ કરવું. દત્તિનો નિયમ નથી. તથા ગ્રામાદિક થકી બાહાર ઉંચુ મુખ રાખીને શયનાદિક આસન વડે કરીને રહિને આકરા ઉપસર્ગ સહન કરવા.

૯ નવમી પડિમાને વિષે પણ એજ પ્રમાણે અનુષ્ઠાન જાણવું. એટલું વિશેષ ઉત્કટિકત્વાદિક આસને કરીને રહેવું. એટલે ઉક્કડું આસને કરીને રહેવું. એ રીતે બીજાં પણ આસનવાળવાં.

૧૦ દશમી પ્રતિમા પણ એજ પ્રમાણે જાણવી. એટલું વિશેષ તેને વિષે ગાય દોહોવાદિકને આસને રહેવું.

૧૧ અગીયારમી પ્રતિમા પણ એજ પ્રમાણે જાણવી. એટલું વિશેષ તે પ્રતિમાને વિષે પાણી રહિત છઠ્ઠનું તપ કરવું. તથા લાંબા ભૂજાપણે કરીને રહેવું. એટલે ભૂજા લાંબા રાખવા.

૧૨ બારમી પ્રતિમાને વિષે પણ એજ પ્રકારનું વિધાન જાણવું. એટલું વિશેષ. તે પ્રતિમાને વિષે પાણી રહિત ઉપવાસ ત્રણ કરવા. તથા નિર્નિમેષ નેત્રપણે કરીને એટલે ઉઘાડી આંખોએ કરીને રહેવું. આંખો મટમટાવવો નહી. વલી એક પુદ્‌ગળને વિષે સ્થાપન કરેલી દ્રષ્ટિયે કરીને રહેવું. અને લંબાયમાન બાહુ વડે કરીને રહેવું. એટલે બાહુ લાંબા રાખવા.

આ ઉપર લખી બાર પ્રતિમાઓને અંગીકાર કરનાર વજ્રૠષભ નારાચ, ઋષભનારાચ, નારાચ, અર્દ્ધનારાચ, એ ચાર સંઘયણમાંથી હરેક કોઇ સંઘયણ સહિત હોય. અને જ્ઞાનને આશ્રીને પ્રતિમાઓને અંગીકાર કરનાર પુરૂષ જઘન્ય થકી નવમા પૂર્વની ત્રીજી વસ્તુ સૂધી, અને ઉત્કૃષ્ટ થકી તો કાંઈક ઉણાં એવાં દશ પૂર્વ સૂધી ભણ્યાંછે સૂત્ર અને અર્થ તે જેણે એવા હોય તથા.

तवेण १ सुत्तेण २ सत्तेण, एगत्तेण ४ बलेण य ५ ॥
तुलणा पंचहा वुत्ता, पमिमं पमिवज्जत ॥१॥

પ્રતિમા અંગીકાર કરનાર પુરૂષને પાંચ પ્રકારની તુલના કરવી કહીછે. તે કહેછે. તપે કરીને, સૂત્રે કરીને, સત્વે કરીને, એકાકીપણે કરીને, અને બલે કરીને, ઇહાં તુલના, ભાવના અને પરિકર્મ એ ત્રણ શબ્દ એક અર્થવાળા જાણવાં.

૧ તેમાં તપે કરીને આત્માની તુલના કરતો સતો તે પ્રકારે કરીને ક્ષુધાનો જય કરે. જેમ દેવતાદિકના ઉપસર્ગાદિકે કરીને આહારને દોષ સહિત કરવા થકી જો છ મહિના સૂધી આહાર ન પામે, તો પણ પીડા ન પામે; એ તપે કરીને પહેલી તુલના કહીએ. ॥૧॥

૨ સૂત્રની ભાવનાએ કરીને તો પોતાના નામની પઠમ સૂત્ર પરિચયવાળું તથાપ્રકારે કરે. જેમ રાત્રી દિવસે શ્વાસોશ્વાસ, પ્રાણ, સ્તોક, લવ, મુહૂર્તાદિક કાળ પ્રત્યે સૂત્રને ગુણવાના અનુસારે કરીનેજ સર્વ સમ્યક્ પ્રકારે જાણે. એટલે સૂત્રને એવું પરિચિત કરી રાખે કે, કોઇ વખત તેમાં પોતાને ભ્રાંતિ પડે નહી. તે સૂત્ર ભાવના કહીએ. ॥૨॥

૩ સત્વભાવનાયે કરીને ભયનો પરાજય કરે. એટલે કોઈ પ્રકારે ભય પામે નહી. તેમાં ભયનો જય કરવાને અર્થે સર્વ સાધુ રાત્રીને વિષે સૂતે સતે ઉપાશ્રયને વિષેજ કાયોત્સર્ગ પ્રત્યે કરતા એવા સાધુને પેહેલી સત્વભાવના થાય. અને બીજી આદિ દેઇને તો ઉપાશ્રયને બાહાર પ્રદેશને એટલે સ્થાનકને વિષે હોય. તે કહેછે.

पढमा जवस्सयंमि बीया बाहिं तइया चनक्कंमि ॥
सुन्नहरंमि चनत्थी अह पंचमीया मसाणंमि ॥१॥

અર્થ—પહેલી ઉપાશ્રયને વિષે, બીજી ઉપાશ્રયના બાહાર, ત્રીજી ચોકને વિષે, ચોથી શૂન્ય ઘરને વિષે, અને પાંચમી શમસાનને વિષે. એ રીતે પાંચ પ્રકારની સત્વની તુલના કરનારો સાધુ, એ પાંચ સ્થાનકમાં કાઉસગ્ગ કરે તો તેને ત્રીજી સત્વ તુલના કહેવાય.

૪ એકત્વ ભાવનાએ કરીને આત્મા પ્રત્યે ભાવતો સતો પોતાના સંઘાડાના સાધ્વાદિકની સંગાથે પ્રથમ પ્રવર્ત્તેલા એવા, આલાપ એટલે એક બીજાને બોલાવવું. એને સૂત્ર અર્થ સુખ દુઃખાદિકનું પૂછવું. અને માંહોમાંહે કથાદિક સમાચાર, તે સર્વ પ્રત્યે પણ પરિહરે. એટલે સાધુની સંગાથે પણ બોલે નહી. સૂત્ર અર્થ સુખ દુઃખાદિક પૂછે નહી. અને માંહો માંહે વાતચિત પણ કરે નહી. તે કારણ માટે બાહાજ્ય મમત્વ મૂળ થકી નાશ કરે સતે પછી દેહ ઉપધ્યાદિક થકી પણ આ-

ઓને જાદા દેખતો સતો સર્વથા પ્રકારે તેમના વિષે પણ મમતા રહિત થાય. તે એકત્વ ભાવના કહીએ.

૫ બળ ભાવનાને વિષે, બળ તે બે પ્રકારનું છે. એક શરીર સંબંધી બળ, અને બીજું મનની ધીરજરૂપ બળ, તેમાં શરીર સંબંધી બળ પણ પ્રતિમા અંગીકાર કરનાર પુરૂષનું, બીજા લોકથકી અતિશે જાણવું. જો પણ તપઆદિકે કરીને દૂબળો થએલો હોય તેથી તેને શરીરનું બળ તથાપ્રકારે ન હોય, તો પણ ધીરજ બળે કરીને આત્મા તથા પ્રકારે ભાવિત કરવો કે, જેમ મોહોટા પણ પરિષહ ઉપસર્ગોએ કરીને પીડા ન થાય.

આ પાંચ પ્રકારની ભાવનાએ કરીને એટલે તુલનાએ કરીને પ્રથમથીજ ભાવિત કર્યો છે આત્મા જેણે એવા પ્રતિમાને અંગીકાર કરનાર પુરૂષ હોય.

હવે પરિકર્મ કહેતાં તુલનાનું પરિણામ આ પ્રકારે છે. તે દેખાડે છે.

એક મહિનાની પ્રતિમાથી માંડીને સાત મહિનાની પ્રતિમા સુધી જેટલા પરિણામે પ્રતિમા હોય તેને વિષે તેટલીજ તુલના જાણવી. એટલે એક મહિનાની પહેલી પ્રતિમામાં એક મહિના સુધી પહેલી તુલના કરવી, અને પછી એક મહિનાની પ્રતિમા અંગીકાર કરવી. એમ બીજી બે મહિનાની તુલના કરવી અને પછી બે મહિનાની પ્રતિમા અંગીકાર કરવી. એ રીતે અનુક્રમ જાણવો. તેમાં વર્ષાઋતુને વિષે આ પ્રતિમાઓ અંગીકાર થાય નહી. અને તુલનાઓ પણ થાય નહી. તે માટે કહે છે. પહેલી બે પ્રતિમાઓ એકજ વર્ષને વિષે હોય. અને ત્રીજી ચોથી એક એક વર્ષને વિષે હોય. અને બીજી ઉપરલી ત્રણ પ્રતિમાઓની એક વર્ષને વિષે પરિકર્મ એટલે તુલના હોય અને બીજા વર્ષને વિષે પ્રતિમાનું અંગીકાર કરવું થાય. એ પ્રકારે નવ વર્ષોયે કરીને પહેલી સાત પ્રતિમાઓ સમાપ્ત થાય. ત્યાર પછી આઠમી, નવમી ને દશમી, એ ત્રણ પ્રતિમાઓ એકવીશ દિવસોએ કરીને પાર પામે. અગીયારમી પ્રતિમા ત્રણ દિવસે કરીને નિષ્પન્ન થાય. કેમકે, અહો રાત્રને અંતે છઠ્ઠ તપનું કરવા પણું છે માટે. અને બારમી પ્રતિમા એક રાત્ર પછી અઠ્ઠમ તપનું કરવા પણું છે, માટે ચ્યાર રાત્રી દિવસ માન વાળી હોય. એટલે ચાર રાત્રી દિવસે કરીને પૂરી થાય. ઇહાં બીજું પણ ઘણું કહેવાનું છે, તે તો પ્રવચન સારોદ્ધારાદિકથી જાણીલેવું. એ પ્રકારે સંક્ષેપ થકી મુનિની બાર પ્રતિમાનું સ્વરૂપ કહ્યું.

## હવે લેશ થકી મુનિનું અહો રાત્રનું કૃત્ય દેખાડીએ છીએ.

એટલે જે મુનિ હોય, તે રાત્રે દિવસે શું શું કૃત્ય કરે? તે કાંઇક દેખાડીએ છીએ.

शुद्धाचारः साधुः श्रीजिनवचनानुसारतो नित्यम् ॥
कुर्यात् क्रमेण सम्यक् स्वस्याहोरात्रकृत्यानि ॥१॥

અર્થ—શુદ્ધ છે આચાર તે જેનો, એવો જે સાધુ, તે શ્રી જિનવચનને અનુસારે, એટલે આગમમાં કહ્યા પ્રમાણે નિરંતર પોતાનાં અહો રાત્રનાં કૃત્ય એટલે રાત્રિ દિવસમાં જે કૃત્ય કરવા જોગ્ય હોય, તે પ્રત્યે અનુક્રમે કરીને સમ્યક્ પ્રકારે એટલે મન વચન કાયાની એકાગ્રતાયે કરીને કરે.

હવે જે રાત્રિ દિવસે કરવા જોગ્ય કૃત્ય છે તેનો અનુક્રમ દેખાડીએ છીએ.

## मुनियोनो आचार.

સાધુ જે તે, રાત્રિના છેલ્લા પહોરને વિષે, એટલે રાત્રિના ચોથે પહોરે મંદ સ્વરે કરીને એટલે હલકે હલકે તે પ્રકારે સૂત્ર અને અર્થ તેમનું પરાવર્ત્તનાદિરૂપ એટલે સૂત્રનું ગણવું અને અર્થનું ચિંતવન કરવું; એ રૂપ સ્વાધ્યાય પ્રત્યે કરે. જેમ અસંજત લોકો જાગે નહીં. કેમકે, મુનિનો શબ્દ સાંભળવાથી તે લોકો જાગીને આરંભમાં પ્રવર્ત્તે, તેથી મુનિને આશ્રવ લાગે માટે. ત્યાર પછી તેજ ચોથા પહોરનો ચોથો ભાગ બાકી રહે સતે છ પ્રકારનાં આવશ્યક પ્રત્યે કરે. એટલે પ્રતિક્રમણ કરે. ત્યાર પછી ઉકડુ આસને બેઠો સતો એટલે ઉભા પગે બેઠો સતો શરીરને ભોગવવા જોગ્ય એવાં મુખ પોતિકાદિક ઉપકરણોની વિધિ પ્રમાણે એટલે શ્રી ઉત્તરાધ્યયનજીના છત્રીશમા અધ્યયનમાં જે વિધિ કહ્યો છે તે પ્રમાણે પ્રતિલેખના પ્રત્યે કરે. એટલે સર્વ ઉપકરણની પડિલેહણ કરે. અને પડિલેહણ કર્યા પછી તતકાળ સૂર્ય ઉગે સતે વસતિનું પ્રમાર્જન કરે. ત્યાર પછી વંદના પૂર્વક એટલે પહેલું વંદન કરીને આચાર્યાદિકને પૂછીને તેમની આજ્ઞાએ કરીને વૈયાવચ્ચ અથવા સ્વાધ્યાય કરે. એટલે જે આચાર્ય કહે, તે પોતે કરે. વળી પોતાની બુદ્ધિયે કાંઈ ન કરે. તે શાસ્ત્રમાં કહ્યું છે.

छठ्ठमदशमदुवालसेहिं मासद्धमासखमणेहिं ॥
अकरंता गुरुवयणं अणंतसंसारिआ भणिया ॥१॥

અર્થ—ગુરૂના વચનને ન કરતા સતા છઠ્ઠ, કહેતાં બે ઉપવાસ અઠ્ઠમ કહેતાં ત્રણ ઉપવાસ દશમ કહેતાં ચાર ઉપવાસ અને દ્વાદશ કહેતાં પાંચ ઉપવાસ અર્દ્ધમાસ ખમણ, માસખમણવડે કરીને અનંત સંસારી કહ્યા છે. એટલે ઉપર કહ્યા પ્રમાણે આકરૂં આકરૂં તપ કરે છે, અને ગુરૂનું વચન પાળતા નથી. તો તે અનંત સંસારી થાય. કેમકે, જિનશાસનમાં આજ્ઞાનું પ્રધાનપણું છે. આજ્ઞા સહિત થોડું કરે તો પણ લેખે લાગે. અને આજ્ઞા રહિત પોતાની મતિકલ્પનાએ કરીને ગમે તેટલાં અનુષ્ઠાન કરે, તો પણ તે સંસારમાં પરિભ્રમણ કરાવવાને અર્થે થાય. ઈહાં જે ગુરૂ કહ્યા છે, તે પણ વીતરાગ દેવની

આજ્ઞામાં વર્ત્તનારા, અને સિદ્ધાંતમાં કહેલા ગુરૂના ગુણે કરીને સહિત હોય, તે લેવા. પણ નામ માત્ર ગુરૂ, અને ગુરૂના ગુણે કરીને રહિત એવા પુરૂષની આજ્ઞામાં વર્ત્તવાથી કાંઈ આત્માની સિદ્ધિ થાય નહી. ત્યાર પછી એટલે સ્વાધ્યાય કર્યા પછી કાંઇક ઓછી પોરસી થએ સતે એટલે છ ઘડી દહાડો ચડે સતે, બેઠો સતો મુખ પોતિકા એટલે મુહપતિ પડિલેહીને એટલે પહેલી મુખવસ્ત્રિકા પાડિલેહીને પછી પાત્રાદિક ઉપકરણ પડિલેહે, એટલે પ્રથમ દૃષ્ટિએ કરીને જુવે અને પછી કોમળ પૂંજણિયે કરીને પૂંજે. ત્યાર પછી બીજી પોરસી પ્રાપ્ત થએ સતે પ્રથમ ગુરૂ મહારાજ પાસેથી ગ્રહણ કરેલા શ્રુતનો અર્થ સંભારે. ત્યાર પછી ભિક્ષાનો અવસર થએ સતે આગમમાં કહેલા વિધિએ કરીને ગુરૂ મહારાજની આજ્ઞા ગ્રહણ કરીને આવશિકીએ કરીને એટલે આવસ્સહિ કહીને, અર્થાત્ આ કામ મહારે જરૂર કરવા જોગ્ય છે; એમ મનમાં ધારીને ઉપાશ્રય થકી નીકળે. ભિક્ષાનો અવસર ઉત્સર્ગે થકી ત્રીજી પોરશીરૂપ જાણવો. અથવા "काले कालं समायरे" એ પ્રકારે આગમના વચન થકી જ્યાં જે અવસરે લોક સદા જમે છે, ત્યાં ત્યાં તે અવસરે સ્થવિર કલ્પિ સાધુઓને ભિક્ષાનો કાળ જાણવો. એ અપવાદથી કહ્યો. ત્યાર પછી સાધુ અવ્યાક્ષિપ્ત કહેતાં વ્યાક્ષેપ રહિત એવો, અને અનાકુળ કહેતાં ઉછાંછળાપણાએ રહિત એવો, અને અશઠ કહેતાં માયા રહિત એવો, અને ધુંસર પ્રમાણે સ્થાપન કરી છે દૃષ્ટિ તે જેણે એવો, પછવાડે અને બે પડખે પણ દીધો છે ઉપયોગ તે જેણે એવો સતો ઘરથકી ઘરપ્રત્યે એટલે એક ઘેરથી બીજે ઘેર ચાલતો સતો બેતાલીશ દોષ રહિત ભિક્ષા ગ્રહણ કરીને ત્યાંથી પાછો વળીને નૈષધિકીએ કરીને એટલે નિસ્સહિ કહીને અર્થાત્ તે કામનો નિષેધ કરીને વસતિમાં પ્રવેશ કરીને પછી ઇરિયાપથિકી પડિક્કમીને વિધિ સહિત અશનાદિક ગુરૂ મહારાજને દેખાડીને પછી પચ્ચખ્ખાણ પાળીને ગૃહસ્થાદિકના આલોકે કરીને વર્જિત એટલે ગૃહસ્થાદિક જ્યાં ન દેખે એવા પ્રકાશ સહિત સ્થાનકને વિષે બેસીને ક્ષુધાવેદનાને ઉપશમાવવાને અર્થે ॥૧॥ વૈયાવચ્ચ કરવાને અર્થે ॥૨॥ ઇરિયાશુદ્ધિને અર્થે, એટલે ઈરિયાસમિતિની શુદ્ધિને અર્થે ॥ ૩ ॥ સત્તર પ્રકારે સંયમ પાળવાને અર્થે, ॥૪॥ પ્રાણ ધારણ કરવાને અર્થે ॥ ૫ ॥ સ્વાધ્યાયાદિક ધર્મ ચિંતન કરવાને અર્થે જમે ॥૬॥ એટલે એ ઉપર કહ્યા છ કારણે મુનિ આહાર કરે. ભોજન કરવાને અવસરે સુરસુરાદિક પાંચ દોષને વર્જે. તે શાસ્ત્રમાં કહ્યું છે.

असुरसुरं१ अचवचवं२ अदुअ३ मविलंविअं४ अपरिसाडिं५ ॥
मणवयणकायगुत्तो, भुंजे अह पक्खिव ण सोही ॥१॥

૧ આ ગાથાને ભાવાર્થ.—અસુરસુરં કહેતાં સુરસરાટ રહિત.

૨ અચવચવં કહેતાં ચમચમાટ રહિત.

૩ અદુવ કહેતાં અશીઘ્રપણે, એટલે ઉતાવળું ઉતાવળું જમે નહી.

૪ અવિલંબિત કહેતાં બહુ ધીમે ધીમે જમે નહી.

૫ અપરિસાડી કહેતાં જમતી વખતે પડવા દે નહી.

એ રીતે પાંચ દોષ ટાલીને મન વચન કાયાએ ગુપ્તસતો મુનિ આહાર કરે. એટલે રાગ દ્વેષ રહિત દેહને ભાડા રૂપ જાણીને આહાર કરે. અને પક્ષીની પઠમ કાંઇ પણ સંગ્રહ કરે નહી. ત્યાર પછી મુનિ બાહાર સ્થંડિલ ભૂમિ જઇ આવીને તે ભાજનને ધૂવે. પછી સ્વાધ્યાય વૈયાવચ્ચાદિ કાર્ય કરીને ચોથો પહોર થએ સતે મુખવસ્ત્રિકા પડિલેહીને ગુરૂનાં અને પોતાનાં ઉપકરણ પડિલેહે એટલે તેની પડિલેહણ કરે ત્યાર પછી સ્વાધ્યાયાદિક કરીને તેજ ચોથા પોહોરનો ચોથો ભાગ બાકી રહે સતે એટલે બે ઘડી દિવસ રહેસતે ઉચ્ચાર પ્રશ્રવણનાં થંડિલ પડીલેહે. એટલે વડીનીત(ઝાડો)અને લઘુનીત (પેસાબ) કરવાની જાયગા જોઈ રાખે.ત્યારપછી અર્ધ સૂર્ય દેખાતેસતે ગુરૂની સમીપે આવશ્યક સમાચરે એટલે પ્રતિક્રમણ કરે. ત્યાર પછી પોહોર સુધી શ્રુતની પરાવર્તિરૂપ એટલે સૂત્રને ગુણવારૂપ સ્વાધ્યાય કરે. ત્યારપછી સૂત્રના અર્થને સંભારે. ત્યારપછી નિદ્રાનો અવસર થએ સતે ગુરૂની અજ્ઞાએ કરીને ભૂમિ અને સંથારો એ બેને પડિલેહીને ચૈત્યવંદન પૂર્વક એટલે પ્રથમ ચૈત્યવંદન કરીને રાત્રે સંસ્તારકની ગાથાઓનું ઉચ્ચારણ કરીને તે પ્રમાણે ઉપયોગ રાખીને રજોહરણ (ઓઘા)ને જમણે પાસે રાખીને કાંઇક સૂવે. પણ અતિશે નિદ્રાને વશ થાય નહી. એ પ્રકારે લેશ થકી મુનિનાં અહોરાત્રનાં કૃત્ય કહ્યાં. વિસ્તાર થકી તો સર્વ પણ સાધુ સંબંધી અધિકાર અન્ય ગ્રંથ થકી જાણવો.

હવે મુનિયોનું અનેક ગુણનું આધારપણું વર્ણન કરીએ છીએ. એટલે અનેક ગુણને રહેવાનું સ્થાનક મુનિછે, એમ દેખાડીએ છીએ.

निच्चमचंचलनयणा पसंतवयणा पसिद्धगुणरयणा ॥
जियमयणा मिउवयणा सव्वत्थावि सन्निहिअजयणा ॥१॥
इरियासमिईपमिईनियमुद्धायारसेवणे निउणा ॥
जे सुयनिहिणो समणा तेहिं इमा भूसिया पुहवी ॥२॥

અર્થ—નિરંતર અચપળ છે, નેત્ર તે જેમનાં, એટલે ચપળ આંખોયે કરીને રહિત એવા, અને પ્રશાંત છે વદન કહેતાં મુખ તે જેમનું એવા, અને પ્રસિદ્ધ છે ગુણરૂપ રત્ન તે જેમનાં એવા, અને જીત્યો છે મદન કહેતાં કામ તે જેમણે એવા, એટલે કામ કંદર્પના અભિલાષ રહિત એવા, અને મૃદુ કહેતાં કોમળ છે,વચન તે જેમનું એવા, એટલે કોમળ વચનના બોલનારા એવા,

અને સર્વ ઠેકાણે પણ સ્થાપન કરીછે જતના તે જેમણે એવા, એટલે સર્વ ઠેકાણે જતનાના પાળનારા એવા મુનિ હોય. ॥૧॥ અને વળી ઈરિયા સમિત્યાદિક પોતાનો શુદ્ધ આચાર સેવવાને વિષે નિપુણ એટલે ડાહ્યા હોય એવા જે શ્રુતના ભંડાર મુનિ એટલે જે ગીતાર્થ મુનિ છે તેમણે આ પૃથ્વી શોભાવી છે. અર્થાત્ ઉપર કહ્યા ગુણોએ કરીને સહિત એવા મુનિયોએ કરીનેજ પૃથ્વી શોભેછે. ॥૨॥ આ ગુણ પંચમ કાળમાં રહેલા બકુશ કુશીળ મુનિયોના જાણવા. એવા ગુણ સહિત હોય, તેજ મુનિ કહેવાય. કદાચિત્ પોતાના આચારમાં દોષ લાગે તો ગુરૂ મહારાજની આગળ આળોવીને શુદ્ધ થાય. છહ્નાં સિદ્ધાંતમાં કહેલી રીતિએ કરીને સાધુના ગુણનું વર્ણન કરીએ છીએ.

जातिसंपन्ना कुलसंपन्ना बलसंपन्ना रूवसंपन्ना विणयसंपन्ना णाणसंपन्ना दंसणसंपन्ना चरित्तसंपन्ना लज्जासंपन्ना लाघवसंपन्ना मिउमद्दवसंपन्ना पगइन्नद्दया पगइविणीया उयंसी तेयंसी वच्चंसी जसंसी जियकोहा जियमाणा जियमाया जियलोहा जियणिद्दा जितेंदिया जियपरीसहा जीवियासमरणभयविप्पमुक्का उग्गतवा दित्ततवा घोरतवा घोरबंभचेरवासिणो बहुस्सुया पंचसमईहिं समिआ तिहिं गुत्तीहिं गुत्ता आकिंचणा निमम्मा निरहंकारा पुक्करंव अलेवा संखोइव निरंजणा गयणंव निरासया वाउव्व अप्पडिबद्धा कुम्मोइव गुत्तेंदिया विहंगुव्व विप्पमुक्का भारंमुव्व अप्पमत्ता धरतिव्व सव्वंसहा जिणवयणोवदेसणकुसला एगंतपरोवयारनिरया किं बहुणा! जाव कुत्तिधावणाभूया एरिसा जिणाणाराहगा समणा भगवंतो नियचरणेहिं महीयलं पवित्तयंतो विहरंति ॥

૧ અર્થ—જાતિ સંપણ્ણા કહેતાં રૂડી જાતિએ કરીને સહિત, અને જાતિ તે માતાનો પક્ષ જાણવો.

૨ કુલ સંપણ્ણા કહેતાં રૂડા કુળે કરીને સહિત અને કુળ તે પિતાનો પક્ષ જાણવો.

૩ બલ સંપણ્ણા કહેતાં શરીરના સામર્થ્યપણાએ કરીનેં સહિત.

૪ રૂપ સંપણ્ણા કહેતાં રૂપે કરીને સહિત એટલે રૂપ શબ્દે કરીને સુવિહિત મુનિયોનો વેષ અથવા શરીરનું સુંદરપણે તેણે કરીને સહિત, તે રૂપ સંપણ્ણા કહીએ.

૫ વિનય સંપણ્ગા કહેતાં વિનયે કરીને સહિત, એટલે દ્રવ્ય થકી ગુરૂનો વિનય, અને ભાવ થકી આત્માનો વિનય તેણે કરીને સહિત.

૬ નાણ સંપણગા કહેતાં જ્ઞાને કરીને સહિત, એટલે દ્રવ્ય થકી શ્રુતજ્ઞાને કરીને સહિત અને ભાવ થકી ફરશના જ્ઞાને કરીને સહિત.

૭ દર્શન સંપણ્ણા કહેતાં દર્શને કરીને સહિત એટલે દ્રવ્ય ભાવ્ બે પ્રકારે સમકિતે કરીને સહિત.

૮ ચારિત્ર સંપણ્ણા કહેતાં ચારિત્રે કરીને સહિત. એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારના ચારિત્રે કરીને સહિત. દ્રવ્ય ચારિત્ર તે પ્રવૃત્તિરુપ અને ભાવ ચારિત્ર તે સ્થિરતારૂપ.

૯ લજ્જા સંપણ્ણા કહેતાં લજ્જાએ કરીને સહિત. ઈહાં લજ્જા શબ્દ પ્રસિદ્ધ છે. અથવા લજ્જા શબ્દે કરીને સંજમ જાણવો તેણે કરીને સહિત.

૧૦ લાઘવ સંપણ્ણા કહેતાં લઘુપણાએ કરીને સહિત, એટલે દ્રવ્ય થકી થોડી ઉપધિનું રાખવું તે લઘુપણુ કહીએ. અને ભાવ થકી ગૌરવનો ત્યાગ કરવો એટલે અહંકારનો ત્યાગ કરવો. તે ભાવથી લઘુપણુ કહીએ. એ રીતે દ્રવ્ય ભાવ બે પ્રકારે લઘુપણાએ સહિત.

૧૧ મિઉ મદ્દવ સંપણ્ણા કહેતાં મૃદુમાર્દવે કરીને સહિત એટલે માને કરીને રહિત.

૧૨ પગઈ ભદ્દયા કહેતાં સ્વભાવે કરીનેજ ભદ્રક એટલે સ્વભાવ થકીજ સરલ

૧૩ પગઈવિણીયા કહેતાં એજ કારણ માટે પ્રકૃતિએ વિનીત. એટલે સ્વભાવે કરીને વિનયના કરનારા.

૧૪ ઓયંસી કહેતાં ઓજસ્વી એટલે મનના વીર્યે કરીને સહિત.

૧૫ તેયંસી કહેતાં તેજસ્વી એટલે શરીરની કાંતિએ કરીને સહિત.

૧૬ વચ્ચંસી કહેતાં વચસ્વી એટલે રૂડા વચને કરીને સહિત.

૧૭ જસંસી કહેતાં જસવંત એટલે ખ્યાતિવાળા.

૧૮ જિયકોહા કહેતાં જીત્યો છે ક્રોધ તે જેમણે એટલે ક્રોધ રહિત.

૧૯ જિયમાણા કહેતાં જીત્યો છે માન તે જેમણે એટલે માન રહિત.

૨૦ જિય માયા કહેતાં જીતિ છે માયા તે જેમણે એટલે માયા રહિત. માયા શબ્દે કરીને અન્ય વેષ કરીને અને બીજી ભાષા બોલવે કરીને, જે પરને ઠગવું તે માયા કહીએ. તે માયાએ કરીને રહિત. અર્થાત્ ઠગબુદ્ધિએ કરીને રહિત.

૨૧ જિયલોહા કહેતાં જીત્યોછે લોભ તે જેમણે એટલે પરવસ્તુના લોભે કરીને રહિત.

૨૨ જિયણિદ્દા કહેતાં જીતીછે નિદ્રા તે જેમણે. દ્રવ્ય થકી જે ઉંઘવું તે નિદ્રા કહીએ. અને ભાવ થકી મોહરૂપ નિદ્રા કહીએ. એ બે પ્રકારે. નિદ્રાને વશ ન પડેલા.

૨૩ જિતેંદિયા કહેતાં જીતીછે ઈંદ્રિયો તે જેમણે એટલે પોત પોતાના વિષય થકી તેના વિપાક વિચારીને પાછી વાળી છે જેમણે.

૨૪ જિયપરિસહા કહેતાં જીત્યા છે પરિષહ તે જેમણે. એટલે જે જે પરિષહ આવે તેને સમતા સહિત સહન કરે. પણ ચપળપણું કરે નહી.

૨૫ જીવિયાસ મરણ ભયવિપ્પમુક્કા કહેતાં જીવિતની આશાએ કરીને અને વળી મરણના ભયે કરીને રહિત.

ઈહાં પ્રશ્ન. કે, જિતક્રોધાદિપણા થકી માર્દવાદિકનું પ્રધાનપણું જણાયજ છે. એટલે જેમણે ક્રોધાદિક જીત્યા, તો તેમને માન રહિતપણું તો થયુંજ, તો માર્દવપણાએ કરીને સહિત એમ કહેવાનું શું કારણ? એ રીતે તર્ક થએ સતે ઉત્તર કહેછે. તે ક્રોધાદિક જીતવાને વિષે તો ક્રોધાદિકના ઉદયનું નિષ્ફળપણું કહ્યું. એટલે કદાચિત્ ક્રોધાદિકનો ઉદય થઈ જાય તો તેનો વિપાક વિચારીને તેનું ફલ બેસવા દે નહી. અને માર્દવાદિકનું પ્રધાનપણું કરે સતે તો ક્રોધાદિકના ઉદયનોજ અભાવ કહ્યો. એટલે પ્રથમથી ક્રોધાદિક ઉત્પન્ન થવા દેજ નહી. અને જે લાઘવપણાએ સહિત કહ્યા, તેમાં ક્રિયાઓને વિષે ડાહાપણપણું જણાવ્યુ. માટે ઈહાં પુનરૂક્ત દોષ ન જાણવો.

૨૬ ઉગ્ગતવા કહેતાં અતિશે આકરૂં છે તપ કહેતાં અનશનાદિ તે જેમને. તે ઉગ્રતપવાળા કહીએ. અર્થાત્ જેનું તપ પામર પુરૂષોએ વિચારી પણ ન શકીયે, એવા તપે કરીને સહિત.

૨૭ દિત્તતવા કહેતાં દીપ્ત તપવાળા એટલે જાજ્વલ્યમાન અગ્નિની પઠમ કર્મરૂપી ઊંડા વનને બાળવાના સમર્થપણે કરીને દેદીપ્યમાન એવું તપ કહેતાં ધર્મધ્યાનાદિ છે જેમને, તે દીપ્ત તપવાળા કહીએ.

૨૮ ઘોરતવા કહેતાં આકરા તપે કરીને સહિત એટલે જેવા તેવા પુરૂષથી ન થઈ શકે તેવા તપે કરીને સહિત. ઇહાં પ્રથમ ઉગ્રતપવાળો કહ્યા, તેણે કરીને દ્રવ્ય તપ જાણવું, અને દીપ્ત તપવાળા કહ્યા તેણે કરીને ભાવતપ જાણવું, અને ઘોર તપવાળા કહ્યા તેણે કરીને પ્રથમ કરતાં વિશેષ આકરા દ્રવ્ય તપવાળા. માટે તેમાં પુનરૂક્તિ દોષ ન સમજવો.

૨૯ ઘોર બંભચેર વાસિણો કહેતાં ઘોર બ્રહ્મચર્યને વિષે રહેનારા એટલે ઘોર કહેતાં દારૂણ અર્થાત્ ભયંકર. કેમકે, થોડા પરાક્રમવાળા પુરૂષોએ દુઃખે અંગીકાર કરવાપણું છે માટે દારૂણ કહીએ. અને દારૂણ એવું જે બ્રહ્મચર્ય તેને વિષે રહેવાનું છે શીલ કહેતાં સ્વભાવ તે જેમનો. અર્થાત્ આકરા બ્રહ્મચર્યના પાલનારા.

૩૦ બહુસ્સુયા કહેતાં બહુશ્રુત એટલે સિદ્ધાંતના જાણ.

૩૧ પંચસમિઈ સમિયા કહેતાં પાંચ સમિતિયે કરીને સહિત એટલે ઈરિયા સમિત્યાદિક પાંચ સમિતિને વિષે સાવધાન.

૩૨ તિહિંગુત્તિહિં ગુત્તા કહેતાં ત્રણ ગુપ્તિએ કરીને સહિત એટલે મનોગુપ્ત્યાદિક ત્રણ ગુપ્તિને વિષે ઉપયોગવંત.

૩૩ અકિંચના કહેતાં પરિગ્રહ રહિત. એટલે નવ પ્રકારના દ્રવ્ય પરિગ્રહે કરીને રહિત.

૩૪ નિમમ્મા કહેતાં મમતા રહિત. એટલે ભાવક પરિગ્રહે કરીને રહિત.

૩૫ નિરહંકારા કહેતાં અહંકારે કરીને રહિત એટલે જાત્યાદિક આઠ મદે કરીને રહિત.

૩૬ પુક્કરંવ અલેવા કહેતાં કમળની પઠમ લેપ રહિત, એટલે જેમ કમળને વિષે પાણીનો લેપ નથી લાગતો તેમ જ્ઞાનવંત એવા મુનિયોને કર્મનો લેપ લાગતો નથી.

૩૭ સંખોઈ વ નિરંજણા કહેતાં શંખની પઠમ નિરંજન. એટલે જેમ શંખ ધોળો છે, તેમ મુનિયો પણ રાગાદિરૂપ અંજન કહેતાં મેશ તેણે કરીને રહિત છે.

૩૮ ગયણંવ નિરાસયા કહેતાં ગગનની પઠમ આશ્રય રહિત. એટલે આકાશ જેમ કોઈનો આશ્રય કરતો નથી, તેમ મુનિયો પણ કોઈનો આશ્રય કરવાની અપેક્ષા રાખતા નથી.

૩૯ વાઉવ્વ અપ્પડિબદ્ધા કહેતાં વાયુની પઠમ અપ્રતિબદ્ધ એટલે જેમ વાયરો કોઇ પણ એક સ્થાનકને વિષે સ્થિર થઇને રહેતો નથી, તેમ મુનિયો પણ એક સ્થાનકને વિષે રહે નહી. અને જો મુનિ નામ ધરાવીને એક સ્થાનકમાં પડી રહે, અને એક મકાન ઉપર મમતા રાખે, ફરી ફરીને તેના તેજ મકાનમાં ઉતરે, તે મુનિ કહેવાય નહી. શાસ્ત્રમાં તેમને નગર પિંડોળિયા અને પાડાપિંડોળિયા કહ્યાછે.

૪૦ કુમ્મોઈવ ગુત્તેંદિયા કહેતાં કાચબાની પઠમ ગોપવી છે ઇંદ્રિયો તે જેમણે, એટલે જેમ શીયાળિયાથી બીહીને કાચબે પોતાની ઇંદ્રિયો ગોપવી રાખી, તેમ મુનિયો પણ પોતાની ઇંદ્રિયો ગોપવી રાખેછે. આ કાચબાનું દૃષ્ટાંત પ્રથમ લખવામાં આવ્યું છે ત્યાંથી જાણવું.

૪૧ વિહંગુવ્વ વિપ્પમુક્કા કહેતાં પક્ષીની પઠમ વિપ્રમુક્ત એટલે જેમ પક્ષી પોતાના પરિવારે કરીને રહિત હોય, અને તેને એક ઠેકાણે રહેવાનો નિયમ ન હોય, તેમ મુનિયો પણ માતા, પિતા, પુત્ર, પુત્રીરૂપ પરિવારે કરીને રહિત હોય. અને તેમને એક ઠેકાણે રહેવાનો નિયમ ન હોય. જ્યાં પોતાના સંજમની વૃદ્ધિ થાય, અને ગૃહસ્થિયોની સંગાથે

રાગ ન બંધાય, તેવે સ્થાનકે મમતારહિત પોતાના કલ્પ પ્રમાણે રહે.

૪૨ ભારંડુવ્વ અપ્પમત્તા કહેતાં ભારંડ પક્ષીની પઠમ અપ્રમત્ત, એટલે પ્રમાદ રહિત. ભારંડ પક્ષીનું એક શરીર હોય જે માટે કહ્યું છે,

एकोदराः पृथग्ग्रीवास्त्रिपदा मर्त्यभाषिणः ॥

भारंडपक्षिणस्तेषां मृत्तिर्भिन्नफलेछया ॥

અર્થ. એક પેટવાળા, અને જૂદી જૂદી કોટવાળા, અને ત્રણ પગવાળા, મનુષ્યના જેવું બોલનારા એવા ભારંડ પક્ષીયો હોય. તેમનું જૂદા ફળની ઇચ્છાએ કરીને મરણ થાય. એટલે જ્યારે જૂદું જૂદું ફળ ખાવાનું મન થાય, ત્યારે તેમનું મરણ જાણવું. તે ભારંડ પક્ષીયો અતિશે અપ્રમત્ત એવાજ જીવેછે. તે માટે તેની ઉપમા કહી.

૪૩ ધરતિવ્વ સવ્વંસહા કહેતાં ધરતીની પઠમ સર્વ સહન કરનારા. એટલે જેમ પૃથ્વી શીત ઉષ્ણાદિ સર્વે સમતાયે કરીને સહન કરેછે, તેમ જ્ઞાનવંત એવા મુનિયો પણ જે જે પરિષહ આવે, તે સમતાયે કરીને સહન કરે.

૪૪ જિણવયણોવદેસણકુસલા કહેતાં જિનરાજના વચનનો ઉપદેશ દેવાને કુશળ કહેતાં ડાહ્યા હોય.

૪૫ એગંત પરોવયારનિરયા કહેતાં એકાંત પરોપકાર કરવાનેવિષે તત્પર, એટલે પોતાનું સંજમ રાખીને હરકોઈ રીતે પરને ઉપકાર થાય તેમ કરે.

૪૬ કિંબહુણા કહેતાં ઘણું કહેવે કરીને શું?

૪૭ જાવ કુત્તિયાવણભૂયા કહેતાં જાવત્ કુત્રિકાપણરૂપ એટલે કુત્રિક કહેતાં સ્વર્ગ, મર્ત્ય, પાતાળરૂપ ત્રણ ભૂમિ તેને વિષે ઉત્પન્ન થએલું જે વસ્તુ, તે પણ કુત્રિક કહીએ. તેને નિષ્પન્ન કરનારૂં આપણ કહેતાં હાટ તે કુત્રિકાપણ કહીએ. અર્થાત્ ત્રણે લોકની ચીજ જે હાટમાં મળે, તેને કુત્રિકાપણ કહ્યું છે. મુનિ પણ તેવા હોય. એટલે વાંછિત અર્થને નિષ્પન્ન કરનાર એવી લબ્ધિયોએ સહિતપણે કરીને અથવા સમસ્તગુણે સહિતપણે કરીને મુનિ પણ કુત્રિકાપણ જેવા કહેવાય. માટે તેની ઉપમા આપી છે.

આ ઉપર કહ્યા ગુણોએ કરીને સહિત એવા અને જિનરાજની આજ્ઞાના આરાધક એવા, અને જ્ઞાનવંત એવા જે શ્રમણ કહેતાં મુનિયો તે પોતાના ચરણવડે કરીને એટલે પોતાની ચારિત્રરૂપ આચરણાએ કરીને પૃથ્વીને પવિત્ર કરતા સતા વિચરેછે. એટલે પૃથ્વીમાં રહેલા ભવ્ય જીવોનો મિથ્યાતરૂપ મેલ, ઉપદેશરૂપ પાણીએ કરીને તેમની પાસે દૂર કરાવીને સમકિત રૂપ કસ્તૂરીની વાસનાયે કરીને વાસિત કરેછે. આ સર્વ મુનિયોના ગુણ થયા.

હવે આ પ્રકારના સાધુઆદિક રૂડા પુરૂષોને આરાધવા જોગ્ય એવો જે રૂડો ધર્મ તેનું દુર્લભપણુ દેખાડીયે છીએ.

जह चिंतामणिरयणं सुलहं नहु होइ तुच्छविहवाणं ॥
गुणविहववज्जियाणं जियाण तह धम्मरयणंपि ॥१॥

અર્થ. તુચ્છ વિભવવાળા જીવોને એટલે પશુપાળની પઠમ સ્વલ્પ પુણ્યવાળા પ્રાણિયોને જેમ ચિંતામણિ રત્ન સુલભ કહેતાં સુખે પામવા જોગ્ય ન હોય. અર્થાત્ પુણ્યહીન જીવો જેમ ચિંતામણી રત્ન પામી શકે નહિ, તેમ સમ્યક્ત્વાદિગુણ રૂપ વિભવે કરીને રહિત એવા પ્રાણિયોને ધર્મરૂપી રત્ન સુલભ ન હોય, એટલે સમ્યકત્વાદિ ગુણોએ કરીને રહિત પ્રાણિયો શુદ્ધ ધર્મરૂપી રત્ન પામી શકે નહી. જે જયદેવ કુમારની પઠમ ઘણા પુણ્યરૂપ ગુણોએ કરીને ભરેલા હોય, તે પ્રાણિયો મણીના સ્વામી તુલ્ય, મનુષ્ય ગતિને વિષે ચિંતામણિતુલ્ય આ સદ્ધર્મ પ્રત્યે પામેછે. એ પ્રકારનો ભાવાર્થ જાણવો.

इहां पशुपाल अने जयदेवनुं दृष्टांत आ नीचे प्रमाणे.

હસ્તિનાપુર નગરને વિષે નાગદેવ એવે નામે શેઠ, તેને વસુંધરા ભાર્યાની કૂખમાં ઉત્પન્ન થયો એવો, જયદેવ નામે પુત્ર હતો. તે બાર વર્ષ સુધી રત્નની પરીક્ષાનો અભ્યાસ કરતો હવો. ત્યાર પછી તે શાસ્ત્રમાં કહેલું તેને અનુસારે મહા પ્રભાવવાળું ચિંતામણી રત્ન જાણીને બીજા મણિયોને પથરા તુલ્ય ગણતો સતો તેજ ચિંતામણી રત્નને ઉપાર્જન કરવાને માટે સમસ્ત નગરને વિષે હાટ હાટ પ્રત્યે અને વળી ઘર ઘર પ્રત્યે ભમતો હવો. પરંતુ ક્યાંઇ તે ચિંતામણી રત્ન ન પામ્યો. ત્યાર પછી તે ખેદ પામ્યો સતો પોતાનાં માતા પિતાને કહેતો હવો. માહારૂં ચિત્ત ચિંતામણી રત્નને વિષે લાગ્યું છે. ઈહાં તો તે નથી મળતું. એ કારણ માટે હું તેને અર્થે બીજે ઠેકાણે જઈશ. ત્યારે તે માતા પિતા કહેતાં હવાં. હે પુત્ર! આ ખલુ કહેતાં નિશ્ચે કલ્પનાજ છે. પણ વળી બીજે કોઈ ઠેકાણે પણ પરમાર્થથકી આ ચિંતામણિ નથી. તે કારણ માટે તું પોતાની ખુશી પ્રમાણે બીજા રત્નોએ કરીને વ્યાપાર કરય. ત્યાર પછી એ પ્રકારે બહુ કહ્યું તોપણ જયદેવ ચિંતામણિ પામવાને વિષે કર્યો છે નિશ્ચય તે જેણે એવો સતો હસ્તિનાપુર થકી નીકળીને બહુ પર્વત, નગર, ગામ, આકર કહેતાં ખાંણ, કરબટ કહેતાં ધૂળના કોટ સહિત જે ગામ તે કરબટ કહીએ. પત્તન કહેતાં જળ સ્થળનો માર્ગ વહેતો હોય તે પત્તન કહીએ. સમુદ્રતીર, એટલા સ્થાનકોને વિષે તે ચિંતામણીને ખોળતો સતો ઘણાકાળ ભમ્યો. પરંતુ ક્યાંહિ તે રત્ન પામ્યો નહી. પછી ઉદાસ મનવાળો થઇને પોતાના મનમાં વિચાર કરતો હવો,

શું આ ચિંતામણી રત્ન સાચું છે? કે, જૂઠું છે? જે માટે ક્યાંહિ પણ દેખવામાં આવતું નથી. અથવા શાસ્ત્રમાં કહેલું તે મણિનું છતાપણું અન્યથા ન હોય. એટલે ફેરફાર ન હોય. માટે ક્યાંહિક પણ હશે? એ પ્રકારે નિશ્ચે કરીને તે ફરીને પણ ઘણી મણીની ખાણો જોતો સતો અતિશે કરીને તે રત્નની ખોળ કરતો હવો. ત્યાર પછી એક દહાડો કોઈક વૃદ્ધ પુરૂષે તેને કહ્યું. હે ભદ્ર! ઈહાં એક મણીની ખાણ છે. તેને વિષે પુણ્યવંત પ્રાણી હોય, તે ચિંતામણી પામે. ત્યાર પછી જયદેવ તેના વચને કરીને ત્યાં જઈને ચિંતામણી ખોળતો હવો. તે અવસરે ત્યાં એક મંદબુદ્ધિવાળા પશુપાળના હાથમાં ગોળ આકારવાળો પથરો દેખીને તે પથરાને શાસ્ત્રમાં કહેલા લક્ષણોએ કરીને ચિંતામણી જાણીને તે જયદેવ તે પશુપાળની પાસે માગતો હવો. ત્યારે પશુપાળે કહ્યું, તમારે આ પથરાનું શું કામ છે? ત્યારે તે વાણીયો કહેતો હવો. હું મ્હારે ઘેર ગયો સતો છોકરાઓને રમવાને માટે આપીશ. ત્યાર પછી તે પશુપાળ કહેતો હવો. ઈહાં આવા ઘણા પથર પડ્યા છે. તમે પોતેજ કેમ લેતા નથી? ત્યારે તે વાણિયો કહેતો હવો. મ્હારે હમણાં ઘેર જવાની ઉતાવળ છે. માટે એજ મને આપ્ય. વળી તું તો ઈહાં બીજો પણ પામીશ. એ પ્રકારે કહ્યું તોપણ તે પશુપાળ પરને ઉપકાર કરવાના સ્વભાવે રહિતપણે કરીને તેને ન આપતો હવો. ત્યારપછી જયદેવે ઉપકાર બુદ્ધિએ કરીને તેને કહ્યું હે ભદ્ર! જો તું મને નથી આપતો, તો તું પોતેજ એ ચિંતામણિ રત્નનું આરાધન કરય. જે કારણ માટે આ ચિંતામણિ તને પણ વાંછિત આપે. ત્યારપછી પશુપાળ કહેતો હવો. જો આ ચિંતામણી સાચું છે, તો મારૂં ચિંત્વન કરેલું બહુ, બોરડીનાં ફળનું ચૂરણાદિક શીઘ્ર આપો. ત્યારે લગારેક હશીને જયદેવ કહેતો હવો. અહો! એમ ન વિચારીયે. ત્રણ ઉપવાસ કરીને સંધ્યા સમયે એ મણિને શુદ્ધ પાણીએ કરીને પખાળીને શુદ્ધ ભૂમિને વિષે ઉંચે સ્થાનકે સ્થાપન કરીને ચંદન, બરાસ, ફૂલાદિકવડે કરીને પૂજીને અને વળી નમસ્કાર કરીને, પછી એની આગળ જે પોતાને ઇષ્ટ હોય, તે ચિંત્વન કરીએ. તે સર્વ પણ પ્રાતઃકાળમાં પામીએ. એ પ્રકારે સાંભળીને તે પશુપાળ પોતાની બોકડિયોના સમૂહને લેઇને ગામને સન્મુખ ચાલ્યો. ત્યારપછી જયદેવે નિશ્ચય કર્યો કે, પુણ્ય રહિત એવા આના હાથમાં આ ચિંતામણિ રત્ન નહી રહે. એ પ્રકારે વિચારીને જયદેવ પણ તેની પુંઠ ન મૂકતો હવો. હવે પશુપાળ માર્ગને વિષે ચાલતો સતો કહેતો હવો. હે મણે! હમણાં આ બોકડીયો વેચીને બરાસ ઈત્યાદિક લાવીને તહારી પૂજા કરીશ. તારે પણ મહારો ચિંતિત અર્થ પૂરવાને વિષે ઉદ્યમ કરવો. વળી હે મણે! હજી પણ ગામ છેટેછે. એ કારણ

માટે માર્ગમાં કાંઇક કથા કહે. અને જો તું ન જાણતો હોયતો હું કહું, તું સાંભળ. એક નગરને વિષે એક હાથનું દેહેરૂં અને તેમાં ચાર હાથના દેવ છે. એ પ્રકારે ચાર વાર મણીની આગળ કહ્યું, તોપણ તે મણિ બોલતો નથી. તેટલામાં તે મૂર્ખ રોષમાં ચઢયો સતો મણીને કહેતો હવો. અરે! તું જો હુંકારો પણ આપતો નથી. તો વાંછિત અર્થ નિષ્પન્ન કરવાને વિષે તાહારી શી આશા? અથવા તારૂં નામ ચિંતામણી એ સાચું છે. જૂઠું નથી. જે માટે તને પાંમ્યો ત્યાંથી માંડીને મહારા મનની ચિંતા જતી નથી!! વળી જે હું રાબ અને છાશ વિના ક્ષણમાત્ર પણ રહી ન શકું, તે હું તાહારે અર્થે કરવા માંડયા એવા ત્રણ ઉપવાસ વડે કરીને મરણજ પામું. તે માટે હું એમ માનુછું કે, આ વાણિયે મને મારવાને માટે તારૂં વર્ણન કર્યું જણાયછે! તે માટે તું ત્યાં જા. કે, જ્યાં ફરીને મહારે દેખવો ન પડે. એમ કહીને તેણે તે મણિ છેટે નાંખી દીધો. તે અવસરે આનંદ પમ્યો એવો જયદેવ તત્કાળ નમસ્કાર કરીને ચિંતામણિ ગ્રહણ કરીને, સંપૂર્ણ થયોછે મનોરથ તે જેનો એવો સતો પોતાના નગરને સન્મુખ ચાલ્યો. માર્ગમાં મહાપુર નગરને વિષે મણિના પ્રભાવ થકી ઉલ્લસિત થયોછે વિભવનો સમૂહ તે જેને, એટલે ઘણું દ્રવ્ય પ્રાપ્ત થયું છે જેને એવો તે કુમાર, સુબુદ્ધિ શેઠની પુત્રી રત્નવતી નામે તેને પરણીને બહુ પરિવાર સહિત હસ્તિનાપુર નગરે આવ્યો. પોતાના માતા પિતાને પગે પડયો. તે અવસરે એવા સમૃદ્ધિ સહિત તેને જોઇને માતા પિતા આનંદ પામ્યાં. અને તેની પ્રસંશા કરતાં હવાં. અને કુટુંબી લોકો તેનું સન્માન કરતા હવા. બીજા લોકો પણ તેની સ્તવના કરતા હવા. પોતે જાવજ્જીવ સુધી સુખી થયો. એ પ્રકારે ધર્મરૂપ રત્નની પ્રાપ્તિને વિષે પશુપાળ અને જયદેવનો ઉપનય કહ્યો. ઈહાં એ પરમાર્થ જાણવો કે, જેમ જયદેવે શાસ્ત્ર ભણીને ચિંતામણી રત્નની ખોળ કરી, તો તેને મળી આવ્યું. તેમ બીજા આત્માર્થિ પુરૂષોએ પણ સિદ્ધાંત ભણીને અથવા સાંભળીને સાચા મુનિયોની ખોળ કરવી. તો તે મળશે. કાંઈ આ કાળમાં એવા મુનિયોની નાસ્તિ નથી. પણ મુગ્ધ લોકના વચનોએ કરીને છેતરાવું નહી. કદાચિત્ ખોળ કરતાં પણ પોતાના દેખવામાં સાક્ષાત્પણે ન આવે, તોપણ સાચા મુનિયોની આસ્થા રાખવી. કે, દુપ્પસહ મહારાજ સૂધી ચારિત્ર છે. એવી રીતે સિદ્ધાંતમાં કહ્યું છે. તે કાંઇ ખોટું નથી. કેમકે, આપણને તેવું અવધિજ્ઞાનાદિક જ્ઞાન નથી કે, આપણે પોતેજ જાણી શકીયે. જૂઓ! આ કાળમાં હંસ પણ છે, ક્રોડપ્રતિ પણ છે, પણ આપણી નજરે નથી આવતા તેથી શું તેમની કાંઇ નાસ્તિ થઈ ગઇ? માટે સાચા મુનિયોની શ્રદ્ધા કરવી. આ કાળમાં જે જે ગુરૂ દેખીયે છીએ, તે તે સિદ્ધાંતની પરીક્ષાની સાથે

મેળતા નથી, તો તેને ગુરૂ શી રીતે મનાય? અને જો સિદ્ધાંતમાં કહેલા એવા મુનિ નજ હોય, તો તેમના ગુણોનું વર્ણન કરવાનું શું કામ હતું? માટે અરે ભાઇયો! હઠવાદ મૂકીને મતનો જંગ છોડીને દૃષ્ટિરાગ મૂકીને મધ્યસ્થપણે કરીને સાચી વસ્તુનો ખપ કરો. એ રીતે પ્રસંગ સહિત છદ્મસ્થ પણાએ આશ્રીત સર્વ વિરતિનું સ્વરૂપ કહ્યું. એટલે છદ્મસ્થ મુનિયોનું સ્વરૂપ કહ્યું એમ જાણવું.

इत्थं स्वरूपं परमात्मरूपं निरूपकत्वं त्रिगुणं पवित्रम् ॥
सुसाधुधर्मं परिगृह्य नव्या नजंतु दिव्यं सुखमक्षयं च ॥१॥
प्राक्तनसद्ग्रंथानां पद्धतिमाश्रित्य वर्णितोत्र मया ॥
साध्वाचारविचारः शुद्धो निजकात्मशुद्धिकृते ॥२॥

અર્થ. આ પૂર્વે કહ્યું એ પ્રકારનું છે સ્વરૂપ તે જેનું એવો, અને પરમાત્માના સ્વરૂપને નિરૂપણ કરનાર એવો, અને ત્રણ છે ગુણ તે જેને વિષે, એટલે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રણ ગુણોએ કરીને સહિત એવો, અને પવિત્ર કહેતાં દોષ રહિત એવો ભલા સાધુઓનો ધર્મ તે પ્રત્યે હે ભવ્ય જીવો! અંગીકાર કરીને દેવતાનાં સુખને અને મોક્ષનાં સુખને ભજો એટલે અંગીકાર કરો. ॥૧॥ પ્રથમના રૂડા ગ્રંથોની પદ્ધતિ પ્રત્યે આશ્રીને એટલે તેમાં કહેલી રીતિને અંગીકાર કરીને પોતાના આત્માની શુદ્ધી કરવાને અર્થે શુદ્ધ એવો સાધુના આચારનો વિચાર ઇહાં મેં વર્ણવ્યો છે. ॥૨॥ આ સર્વ ઉપર લખ્યો આચાર આત્મપ્રબોધને અનુસારે લખ્યો છે.

આ ઉપર લખ્યા મુનિયોને ભાષાનું જાણપણું જરૂર કરવું જોઇએ. અને શ્રાવકોને પણ ભાષાનું જાણપણું કરવું જોઇએ. કેમકે, ભાષાના જાણપણા વિના મૃષાવાદ ટળે નહી. માટે સૂત્રમાં તો વિસ્તાર ઘણો છે. પણ બાળજીવોને સમજવાને માટે તેમાંથી કિંચિત્ સ્વરૂપ ઈહાં નીચે દેખાડીએ છીએ. વિશેષના અર્થિ પ્રાણિયોએ સદ્ગુરૂની પાસે ભાષાના સ્વરૂપની ધારણા કરવી. તે ભાષાનું સ્વરૂપ જાણવાનો ઉત્સાહ થવાને માટે શ્રી પન્નવણાજી સૂત્રના અગીયારમા ભાષા પદમાંથી કિંચિત્ સ્વરૂપ ઈહાં લખ્યું છે.

## भाषानुं स्वरूप.

ભાષા ચાર પ્રકારની છે. ૧ સચ્ચા. ૨ મોસા. ૩ સચ્ચામોસા. ૪ અસચ્ચામોસા.

૧ સચ્ચા કહેતાં સત્યા એટલે સત્ય ભાષા. સત્યભાષા એવું નામ શી રીતે પડયું? તે દેખાડે છે. સંત કહેતાં મુનિયો. કેમકે, તે મુનિયોનુંજ ભગવતની આજ્ઞાનું સમ્યક્ પ્રકારે આરાધકપણે કરીને ઉત્કૃષ્ટ શિષ્ટપણું છે

એ હેતુ માટે. એટલે જે મુનિયો છે તેજ ભગવતની આજ્ઞાને રૂડે પ્રકારે આરાધે છે. એટલે પાળેછે. માટે તે ઉત્કૃષ્ટા સંત પુરૂષ કહેવાય. એવા સંત પુરૂષોને હિતકારી કહેતાં આલોક પરલોકના આરાધકપણે કરીને મુક્તિની પમાડનારી એવી જે ભાષા; તે સત્યાભાષા કહીએ. જેમ જે જેને હિતકારી હોય, તે તેને વિષે રૂડું કહેવાય. એ કારણ માટે સત્પુરૂષોને વિષે જે રૂડી તે સત્ય કહીએ. અથવા સંત કહેતાં મૂળગુણ અને ઉત્તર ગુણ તે ગુણોનુંજ જગતને વિષે મુક્તિપદ પમાડવે કરીને ઉત્કૃષ્ટ શોભનીકપણુ છે એ હેતુ માટે. એટલે જે મૂળગુણ ઉત્તરગુણ છે, તેજ જગત્માં મુક્તિપદના પમાડનાર છે. માટે ઉત્કૃષ્ટ રૂડા કહેવાય. અથવા સંત કહેતાં વિદ્યમાન એવા જે ભગવતે દેખાડેલા જીવાદિક પદાર્થ તે રૂડા કહીએ. કેમકે, બીજા લોકોની કલ્પના માત્ર રચિત સત્તાકપણું કરીને એટલે વીતરાગ વિના બીજા લોકોની જે રચના છે, તે કેવળ કલ્પના માત્ર છે. કેમકે, તત્વ થકી તેમનું અસત્પણુ છે. એ હેતુ માટે. એ પૂર્વે કહેલા સંતને એટલે મૂળગુણ ઉત્તરગુણોને અથવા જીવાદિ પદાર્થોને હિતકારી અથવા યથાવસ્થિત વસ્તુ તત્વ પ્રરૂપવે કરીને તેમને વિષે સાધ્વી કહેતાં રૂડી એવી જે ભાષા તે સત્યાભાષા કહીએ.

૨ મોસા કહેતાં મૃષા ભાષા. પૂર્વે કહેલી સત્ય ભાષાથી વિપરીત કહેતાં ઉલટું છે સ્વરૂપ તે જેનું, તે મૃષાભાષા કહીએ. એટલે જૂઠી ભાષા કહીએ. અર્થાત્ વસ્તુને ઠેકાણે અવસ્તુ કહેવી અને અવસ્તુને ઠેકાણે વસ્તુ કહેવી તે જૂઠી ભાષા કહેવાય ॥૨॥

૩ સચ્ચામોસા કહેતાં સત્યામૃષા એટલે કાંઇક સાચું અને કાંઇક જૂઠું તે શી રીતે? તે દેખાડે છે. આ નગરમાં આજ દશ પુત્ર જન્મ્યા છે. તેમાં પાંચ પુત્ર જન્મ્યા છે, અને પાંચ પુત્રિયો જન્મી છે. પુત્ર જન્મ્યા એવું બોલવે કરીને કાંઇક સાચું થયું, અને દશ જન્મ્યા એવું કહેવે કરીને કાંઇક જૂઠું થયું. એમ સાચું જૂઠું ભેગુ થવાથી મિશ્ર ભાષા કહેવાય. એ વ્યવહાર નયની અપેક્ષાએ જાણવું. નિશ્ચયથી તો જૂઠ બોલવાનુંજ પાપ લાગે. કેમકે, જેમ વિષ મિશ્રિત એવું જે અન્ન, તે વ્યવહારમાં ઝેર સહિત અન્ન કહેવાય. પણ તે અન્ન ખાવાથી પ્રાણનો નાશ થાય છે, અને એકલું ઝેર ખાવાથી પણ પ્રાણનો નાશ થાયછે. તેમ ઇહાં પણ જાણવું ॥૩॥

૪ અસચ્ચામોસા કહેતાં અસત્યાઅમૃષા એટલે સત્ય પણ નહી, અને જૂઠ પણ નહિ. તે ભાષા આમંત્રણ આજ્ઞાપનાદિ સંબંધી જાણવી. આમંત્રણ તે, હે દેવદત્ત! હે બ્રહ્મદત્ત! હે યજ્ઞદત્ત! એ રીતે સંબોધન દેઇને બો-

લાવવું, તે આમંત્રણ કહીએ. આજ્ઞાપન તે તું જા, તું બેશ, તું ઉઠ, તું ભણ્ય, એ રીતે જે કહેવું તે આજ્ઞાપન કહેતાં આજ્ઞા કહીએ. એ ભાષામાં કાંઇ વસ્તુ પદાર્થ નથી. અને લોકમાં બોલવાનો વ્યાવહાર છે. માટે જૂઠ પણ ન કહેવાય. એ ચોથી અસત્યાઅમૃષા ભાષા તેને વ્યવહાર ભાષા કહીએ. ॥૪॥

એ ઉપર લખેલી ચાર પ્રકારની ભાષા મધ્યેથી પહેલી સત્ય ભાષા અને ચોથી વ્યવહાર ભાષા એ બે ભાષા પ્રત્યે બોલવાની મુનિને આજ્ઞા કરી છે. તે પણ કેવી બોલવી, તે કહે છે. અનવદ્ય કહેતાં પાપ રહિત એવી, અકર્કશ કહેતાં મચ્છર ભાવે રહિત એવી, સત્ય ભાષાને વિચારીને, અને પોતાને ને પરને ઉપકારની કરનારી એવી, અને અસંદિગ્ધ સ્પષ્ટ અક્ષરવાળી એવી વિચારીને સત્ય ભાષા પ્રત્યે જ્ઞાનવાન્ મુનિ બોલે. એજ રીતે ચોથી ભાષા પ્રત્યે પણ બોલે અને વ્યવહારમાં સત્ય દેખાતી હોય, અને પૂર્વે કહ્યા એવા દોષોએ કરી સહિત હોય, તેવી ભાષા મુનિ ન બોલે કેમકે, તેવી ભાષા બોલવાથી જૂઠ ભાષાનું પાપ લાગે છે.

એ ઉપર લખેલી ચાર ભાષાના ભેદનું જાણપણું કરવાને માટે નીચે લખીયે છીએ.

૧. તેમાં પહેલી સત્યા ભાષા દશ પ્રકારની છે.

૧ જણવય સચ્ચા કહેતાં જનપદ સત્યા એટલે તે તે દેશને અધિકાર કરીને ઇષ્ટ અર્થની સિદ્ધિ થવે કરીને વ્યવહારના હેતુપણા થકી જે સત્ય તે જનપદ સત્ય કહીએ. જેમ કોંકણાદિક દેશને વિષે પાણીને પય કહે છે, પિચ્ચ કહેછે ઈત્યાદિ. એટલે તે દેશોમાં પાણીને પાય કરીને અથવા પિચ્ચ કરીને બોલાવે છે. માટે તે દેશની અપેક્ષાએ તે સાચું છે. તે જનપદ સત્ય કહીએ. ॥૧॥

૨ સમ્મય સચ્ચા કહેતાં સંમત સત્યા એટલે જે સમસ્ત લોકને વિષે સામાન્યપણે કરીને સત્યપણે પ્રસિદ્ધ. જેમ કુમુદ, કુવલય, ઉત્પલ તામરસ એ સર્વનું કાદવને વિષે ઉત્પન્ન થવા પણ સતે પણ, ગોપાલાદિક પંડિતજન જે તે અરવિંદનેજ પંકજ માને છે. પણ બીજાને માનતાં નથી માટે અરવિંદને વિષે પંકજ માનવું; તે સંમત સત્ય કહીએ. ॥૨॥

૩ ઠવણા સચ્ચા કહેતાં સ્થાપના સત્યા એટલે તથા પ્રકારનું અંકાદિકનું સ્થાપન, અને વળી મુદ્રાદિકનું સ્થાપન, તે પ્રત્યે પામીને એટલે દેખીને એવો ઉપયોગ કરીએ. જેમ એકડો ° દેખીને આ એક છે, એમ કહેવું. અને તેની આગલ બે મીંડાં દેખીને આ સો છે, વલી એકડાની આગળ ત્રણ મીંડાં દેખીને આ હજાર છે એમ કહેવું. વળી તથા

પ્રકારની મુદ્રાનું સ્થાપન દેખીને માટિઆદિકને વિષે આ માસો છે. આ સોનૈયો છે. એમ કહેવું. એટલે જેમ માટીના અથવા લોહાના માસા અથવા સોનૈયા બનાવે છે. અને તેને માસો કરીને, સોનૈયો કરીને બોલાવે છે. એ રીતે સર્વ લોકને માન્ય છે. માટે તે સ્થાપના સત્ય કહીએ. એ રીતે હરકોઈ વસ્તુની સ્થાપના કરીને તે વસ્તુને નામે તેને બોલાવીયે તો તેમાં દોષ ન જાણવો. જેમ ઋષભદેવની પ્રતિમા કરીને તેને વિષે ઋષભદેવનું સ્થાપન કરીને પછી તે પ્રતિમાને ઋષભદેવ એમ કરીને બોલાવીયે તો દોષ ન લાગે. ॥૩॥

૪ નામ સચ્ચા કહેતાં નામ થકી જે સત્ય તે નામ સત્યા ભાષા કહીએ જેમ કુલને ન વધારતો એવો પણ કુલવર્દ્ધન કરીને બોલાવીયે. એટલે કુલની વૃદ્ધિ કરતો નથી, અને તેનું નામ કુલવર્દ્ધન પાડયું છે. માટે નામે કરીને કુલવર્દ્ધન કહીને બોલાવવામાં દોષ નથી. વળી કોઈનું નામ ઈશ્વર પાડયું છે. અને લોકોનાં ધોતીયાં ધૂએ છે. મેહેનત મજૂરી કરેછે. તો પણ તેને ઈશ્વર કરીને બોલાવીએ તેમાં દોષ નથી. કેમકે, તેનું નામ ઈશ્વર પાડયું છે માટે તે નામ સત્ય કહેવાય. ॥૪॥

૫ રૂવ સચ્ચા કહેતાં રૂપ થકી સત્ય તે રૂપસત્યા ભાષા કહેવાય. જેમ કપટ થકી ગ્રહણ કર્યું છે, સાધુનું રૂપ તે જેણે, એટલે સાધુનો વેષ ગ્રહણ કરયો છે. તેને સાધુનો વેષ દેખીને તેને સાધુ કહીને બોલાવવામાં જૂઠ ન લાગે. કેમકે, તેની પાસે યથાર્થ સાધુનો વેષ છે માટે. તે રૂપ સત્ય કહેવાય. ॥૫॥

૬ પડુચ્ચ સચ્ચા કહેતાં પ્રતીત્ય સત્યા એટલે હરકોઇ વસ્તુને આશ્રીને જે સત્ય, તે પ્રતીત્ય સત્યા ભાષા કહેવાય. જેમ અનામિકા આંગળીનું કનિષ્ટાને અધિકાર કરીને એટલે ટચલી આંગળીને આશ્રીને દીર્ઘપણું કહેવું, એટલે ટચલી આંગળીથી તેના પહેલાની આંગળી લાંબીછે એમ કહેવું. અને મધ્યમા આંગળીને આશ્રીને એટલે બીજી આંગળીને આશ્રીને તેનું લઘુપણું કહેવું. એટલે મધ્યમા આંગળીથી અનામિકા આંગળી નહાની છે એમ કહેવું તે પ્રતીત્ય સત્ય ભાષા કહેવાય. કેમકે, બીજી બીજી વસ્તુને આશ્રીને નહાના મહોટાપણું કહ્યું માટે. આ ઠેકાણે કોઈકને તર્ક કરવાનો વિચાર થયો એમ જાણીને સિદ્ધાંતીજ તર્ક કરીને સમાધાન કરે છે. એક આંગળીને નહાના મહોટાપણું તાત્વિક કહેતાં ખરેખરૂં કેમ હોય? કેમકે, માંહોમાંહે વિરોધ છે માટે. એટલે જે નહાનું હોય તે મહોટું ન હોય અને મહોટું હોય તે નહાનું ન હોય. એ રીતનો વિરોધ છે માટે. એવો તમારે બોલવાનો વિચાર થયો હોય તો ન

બોલવું. કેમકે, જૂદું જૂદું નિમિત્તપણું સતે માંહોમાંહે વિરોધનો અસંભવ છે માટે, એટલે નહાનું કહેવાનું નિમિત્ત જૂદું છે. અને મ્હોટું કહેવાનું નિમિત્ત જૂદું છે. માટે વિરોધ નહીં આવે. તેજ વાત કહી દેખાડે છે. જો તે કનિષ્ઠા કહેતાં ટચલી આંગળી અને મધ્યમા કહેતાં બીજી આંગળી તે એક ટચલી આંગળી, અથવા એક મધ્યમા આંગળી એવી રીતે એકજ આંગળીને અંગીકાર કરીને નહાના મ્હોટાપણું પ્રતિપાદન કરે તો વિરોધ આવે. કેમકે, એક નિમિત્તે કરીને પરસ્પર વિરૂદ્ધ એવા બે કાર્યનો અસંભવ છે માટે, એટલે એક ટચલી આંગળીને આશ્રીને તેના પહેલાની જે અનામિકા આંગળી તેનું મ્હોટા નહાનાપણું કહેવું, અથવા એક મધ્યમા આંગળીનેજ આશ્રીને અનામિકા આંગળાનું નહાના મ્હોટાપણું કહેવું, તે વિરૂદ્ધ કહેવાય. એ રીતે કહેવાથી એક વસ્તુમાં બેવાનાં આવ્યાં માટે એમાં મ્હોટો દોષ આવે. જ્યારે એક આંગળીને આશ્રીને નહાનાપણું કહેવું, અને બીજી આંગળીને આશ્રીને લાંબાપણું કહેવું, ત્યારે સત્ત્વ અને અસત્ત્વની પઠમ ભિન્ન નિમિત્ત પણા થકી માંહોમાંહે વિરોધ નથી. એટલે સત્ત્વપણું કહેવાનું નિમિત્ત જૂદું છે. અને અસત્ત્વપણું કહેવાનું તિમિત્ત જૂદું છે. માટે માંહોમાંહે વિરોધ નથી. માટે જૂદા જૂદા નિમિત્તને આશ્રીને નહાના મ્હોટાપણું કહેવું તે તાત્વિકજ છે. એ રીતે હરકોઈ વસ્તુને આશ્રીને સામાન્ય વિશેષ કહેવામાં દોષ નથી. જેમ હજારપતિને આશ્રીને લખપતિ મ્હોટો કહેવાય. અને ક્રોડપતિને આશ્રીને નહાનો કહેવાય. એ રીતે સર્વ ઠેકાણે જાણવું. અને એ રીતે સમજીને, ભાષા બોલવામાં જૂઠ નઆવે. ઇહાં બીજો પણ તર્ક ઉત્તર કરેલો છે તે ટીકાથી જાણવો. ઈહાં ગ્રંથ વધવાના ભય થકી અને બાળ જીવને વાંચવામાં ઘુંચવણી પડે એવા વિચારથી લખ્યો નથી. ॥૬॥

૭ વવહાર સચ્ચા કહેતાં વ્યવહાર સત્યા ભાષા વ્યવહાર કહેતાં લોકને બોલવાની જે ઈચ્છા તે વ્યવહાર કહીએ. તે વ્યવહારે કરીને જે સત્ય તે વ્યવહાર-સત્ય કહીએ. જેમ આ પર્વત બળે છે. આ ભાજન ગળે છે. આ કન્યા અનુદરા કહેતાં પેટ રહિત છે. આ એડકા કહેતાં ઘેટી અલોમિકા છે. કહેતાં રોમરાજી રહિત છે. એટલે લોક જે તે પર્વતને વિષે રહેલાં તૃણાં તેનો દાહ થએ સતે તૃણાદિકની સંગાથે પર્વતની અભેદ વિવક્ષા કરીને એટલે તૃણાનું અને પર્વતનું એકરૂપપણું ગણીને, આ પર્વત બળે છે એમ બોલેછે. અને ભાજન થકી પાણી ગળે સતે પાણીનું અને ભાજનનું એકરૂપપણું ગણીને ભાજન ગળે છે એમ બોલે છે. અને સંભોગથી ઉત્પન્ન

થયું એવું જે બીજ તેણે કરીને ઉત્પન્ન થયું એવું જે પેટ તેનો અભાવ સતે અનુદરા કન્યા એમ બોલેછે. કેમકે, તે કન્યાને જે ગર્ભે કરીને પેટ મહોટું થાય તે નથી માટે. વળી કાતરવા જોગ્ય એવા લોમનો અભાવ સતે એટલે રોમરાજી ન સતે અલોમિકા એડકા એમ બોલેછે. તે કારણ માટે લૌકિક વ્યવહારની અપેક્ષા કરીને તથાપ્રકારે બોલતો એવો જે સાધુ તેની પણ ભાષા તે વ્યવહાર સત્યા કહેવાય. એ રીતે બીજે ઠેકાણે પણ જાણવું. ॥૭॥

૮ ભાવ સચ્ચા કહેતાં ભાવ સત્યા ભાષા એટલે ભાવ કહેતાં વર્ણાદિક તેણે કરીને જે સત્ય તે ભાવ સત્યા કહીએ. આ શું કહ્યું ? તે કહેછે. જે ભાવ કહેતાં વર્ણાદિક જેને વિષે ઉત્કટ કહેતાં આકરો હોય. એટલે વિશેષપણે હોય તેણે કરીને સત્ય ભાષા તે ભાવ સત્યા ભાષા કહીએ. જેમ પાંચે વર્ણનો સંભવ છતે પણ બલાકા કહેતાં હંસી તે શુક્લા કહેતાં ઉજ્વલ છે. ઇહાં ઉજળાપણાનું પ્રધાનપણું કરીને ધોલી કહી. એ રીતે બીજે ઠેકાણે પણ સમજવું. ॥૮॥

૯ જોગ સચ્ચા કહેતાં યોગ સત્યા ભાષા એટલે યોગ કહેતાં સંબંધ તે થકી સત્ય તે યોગ સત્ય કહીએ. જેમ છત્રના યોગથકી એટલે છત્રના સંબંધ થકી કહેવાને ઇચ્છિત એવા શબ્દના પ્રયોગ કાળને વિષે છત્રનો અભાવ સતે પણ છત્રના સંબંધના સંભવ થકી છત્રિ કહેતાં છત્રવાળો. એ પ્રકારે દંડના યોગ થકી દંડી એટલે દંડવાળો એ રીતે હરકોઈ વસ્તુના સંબંધ થકી તે પુરૂષને બોલાવવાને અવસરે તે વસ્તુવાળો કહીને બોલાવીયે તે યોગ સત્યા ભાષા કહેવાય. એ રીતે સમજીને બોલતાં જૂઠ ન લાગે. આ વાત જગતમાં પ્રસિદ્ધ છે. જેમ કોઈ રાજાનો ચોપદાર હોય, અને તેના હાથમાં છડી ન હોય, તોપણ તે છડીનો ઝાલનારો છે. માટે તેને છડીદાર કરીને બોલાવે છે. એ રીતે બીજે ઠેકાણે પણ જાણવું. ॥૯॥

૧૦ ઓવમ્મ સચ્ચા કહેતાં ઔપમ્ય સત્યા ભાષા એટલે ઉપમાએ કરીને જે સત્ય તે ઉપમા સત્યા ભાષા કહેવાય. જેમ સમુદ્રની પઠમ તલાવ, એટલે આ તલાવ સમુદ્ર જેવું છે. ઈહાં તળાવને સમુદ્રની ઉપમા આપીને તળાવને સમુદ્ર કહીને બોલાવ્યું. એ રીતે બીજે ઠેકાણે પણ ઉપમાયે કરીને અતિશેપણું જણાવવાને માટે નહાનાને મહોટું કહેવું, તેમાં જૂઠ ન લાગે. પણ જ્યાં ઉચિત હોય ત્યાં અનુચિતને વિષે નહી. ॥૧૦॥

આ અર્થને વિષે શિષ્યને ઉપકાર કરવાને અર્થે સંગ્રહણિની ગાથા કહેછે.

जणवयसम्मयठवणा णामे रूवे पडुच्चसच्चे य ॥
ववहारभावजोगे दसमे ओवम्मसच्चे य ॥ १ ॥

આ ગાથાનો અર્થ ઉપર પ્રમાણે જાણવો.

૨. હવે મૃષાભાષા દશ પ્રકારની છે તે દેખાડે છે.

૧ ક્રોહનિસ્સિયા કહેતાં ક્રોધનિ:સૃતા એટલે ક્રોધ થકી નીકળેલી અર્થાત્ ક્રોધે કરીને જે બોલવું, તે ક્રોધનિ:સૃતા મૃષાભાષા કહેવાય. તેમાં ક્રોધે કરીને સહિત એવો જે પુરૂષ તે વિસંવાદન બુદ્ધિએ કરીને એટલે ક-ટપટની બુદ્ધિએ કરીને પરને પ્રતીતિ કરવાને અર્થે એટલે વિશ્વાસ ઉ-પજાવવાને અર્થે જે સત્ય અથવા અસત્ય બોલે છે, તે સર્વ મૃષા કહેતાં જૂઠ કહેવાય. કેમકે, તે બોલનારનો આશય કહેતાં અભિપ્રાય અતિશે કરીને દુષ્ટ છે માટે. વળી જો પણ ઘુણાક્ષર ન્યાયે કરીને એટલે જેમ ઘુણ જાનવર, લાકડાને કોતરી ખાય છે. તે વખત લાકડામાં છિદ્ર પડે છે. તે વ-ખત એકડો, બગડો, અથવા કક્કો ખખ્ખો એને આકારે થઇ જાય છે. પણ તે કાંઈ જાણીને કરતો નથી. એ રીતે ઇહાં પણ બોલતાં બોલતાં સાચુ બોલી જવાય અથવા શઠપણાની બુદ્ધિએ કરીને એટલે માયાએ કરીને સમીપે આવીને સાચું બોલે. તોપણ આશયરૂપ દોષે કરીને દુષ્ટ છે. એટલે ચિત્તમાં મલિન અધ્યવસાય છે. માટે મૃષાભાષા કહીએ. આ કહેવે કરીને એમ જણાવ્યું કે, વ્યવહારમાં કદિ સાચું બોલે છે, પણ મનમાં કપટ રાખે છે. અને છેતરવાની બુદ્ધિએ કરીને સામાને ખુશી કરવાને માટે સાચું બોલે છે. તોપણ તેને જૂઠ બોલવાનું પાપ લાગે છે. એમ જણાવ્યું. માટે દાંભિક પુરૂષ કદિ સાચું બોલે તોપણ તેનું જૂઠ-જ જાણવું. ॥૧॥

૨ માન નિસ્સિયા કહેતાં માનનિ:સૃતા મૃષાભાષા એટલે માને કરીને જે ભાષા બોલવી, તે માનનિ:સૃતા મૃષાભાષા કહેવાય. જેમ પૂર્વે ન અનુ-ભવેલું એવું ઐશ્વર્યપણું એટલે પ્રથમ પોતે ઠકુરાઈપણું ભોગવ્યું નથી. તોપણ પોતાનો ઉત્કર્ષ જણાવવાને માટે એટલે પોતાની બડાઈ જણાવ-વાને અર્થે તે અવસરે અમે ઠકુરાઈપણું ભોગવ્યું છે. ઈત્યાદિક બોલના-રને માન થકી નીકલેલી એવી મૃષા ભાષા લાગે. એમ માન સહિત સાચું અથવા જૂઠું બોલે તોપણ તેને જૂઠનુંજ પાપ લાગે. ॥૨॥

૩ માયા નિસ્સિયા કહેતાં માયાનિ:સૃતા મૃષાભાષા એટલે પરને ઠગવા-દિક અભિપ્રાયે કરીને સત્ય અથવા અસત્ય બોલે, તે માયા થકી નીક-ળેલી એવી મૃષાભાષા કહેતાં જૂઠી ભાષા કહીએ. ॥૩॥

૪ લોભ નિસ્સિયા કહેતાં લોભનિ:સૃતા મૃષાભાષા એટલે લોભે કરીને સહિત એવો જે પુરૂષ, તે જે કૂટ તુલાદિક એટલે ખોટાં તોલ કરીને; આ તમે કહ્યું તેટલું છે. અથવા વેચાથી જૂદી રીતે લીધું હોય, અને બીજાને

જૂદી રીતે બતાવે. એટલે પાંચ રૂપિએ ખરીદ કર્યું હોય, અને સાત રૂંપિએ ખરીદ બતાવે; એ રીતે બોલનારને લોભ થકી નીકળેલી એવી મૃષાભાષા કહેતાં જૂઠ ભાષા લાગે. ।।૪।।

૫ પેજ્જ નિસ્સિયા કહેતાં પ્રેમ થકી નીકળેલી એવી જે ભાષા, તે પ્રેમ નિઃસૃતા મૃષાભાષા કહીએ. એટલે સ્ત્રીના અતિ પ્રેમના વશ થકી હું તહારો દાસ છું. ઈત્યાદિક બોલનારને જૂઠ ભાષા લાગે. ।।૫।।

૬ દોસ નિસ્સિયા કહેતાં દ્વેષ થકી નીકળેલી એવી જે ભાષા તે દ્વેષનિઃસૃતા મૃષાભાષા કહીએ. એટલે જે અપ્રીતિને પામેલો એવો માણસ તીર્થંકરાદિકનો પણ અવર્ણવાદ બોલે. અથવા મત્સરે કરીને ગુણવાન્ પુરૂષને પણ આ નિર્ગુણી છે એમ કહે. તે દ્વેષ થકી નીકળેલી એવી મૃષા ભાષા કહીએ. ।।૬।।

૭ હાસ નિસ્સિયા કહેતાં હાસ્યનિઃસૃતા મૃષાભાષા એટલે ક્રીડાના વશ થકી જે જૂઠું બોલવું, જેમ કોઈ ચીજ પોતે દીઠી હોય અને કોઈ પૂછે કે, આ ચીજ તમે દીઠી છે? ત્યારે મશ્કરીમાં એવું બોલે કે, મેં નથી દીઠી એ સર્વ હાંસી થકી નીકળેલી જૂઠ ભાષા કહીએ. ।।૭।।

૮ ભયનિસ્સિયા કહેતાં ભયનિઃસૃતા મૃષાભાષા એટલે ચોરાદિકના ભયે કરીને અઘટિત બોલવું, તે જૂઠ ભાષા કહીએ. ।।૮।।

૯ અખ્ખાઇય નિસ્સિયા કહેતાં આખ્યાયિકા નિઃસૃતા મૃષાભાષા એટલે કથાઓને વિષે જે અસંભાવ્ય બોલવુ એટલે અનુચિત બોલવું તે જૂઠ કહીએ. ।।૯।।

૧૦ ઊવઘાય નિસ્સિયા કહેતાં ઉપઘાત નિઃસૃતા મૃષાભાષા એટલે તું ચોર છું ઈત્યાદિક જૂઠું આળ ચઢાવવું, તે ઉપઘાતે કરીને નીકળી એવી જૂઠ ભાષા કહીએ. ।।૧૦।।

એ ઉપર લખેલી દશ પ્રકારની જૂઠ ભાષા સમજીને દૂર કરવા જોગ્ય છે.

ઈહાં પણ સંગ્રહણિની ગાથા છે.

कोहे माणे माया लोजे पिज्जे तहेव दोसे य ॥

हासे नयअरकाइय उवघाइयनिस्सिया दसमा ॥१॥

આ ગાથાનો અર્થ ઉપર પ્રમાણે જાણવો.

૩. હવે સત્યા મૃષાભાષા દશ પ્રકારની છે, તે દેખાડે છે.

૧ ઉપ્પન્નમિસ્સિયા કહેતાં ઉત્પન્ન મિશ્રિતા સત્યા મૃષાભાષા એટલે ન ઉત્પન્ન થએલાની સંગાથે સંખ્યા પૂરણ કરવાને અર્થે ઉત્પન્ન થયું છે મિશ્રપણું તે જેને વિષે અથવા જે ભાષાએ કરીને તે ઉત્પન્ન મિશ્રતા કહીએ. એ રીતે બીજે ઠેકાણે પણ જેમ ઘટે તેમ વિચારી લેવું. તેમાં

ઉત્પન્ન મિશ્રિતા તે જેમ કોઈક ગામને વિષે અથવા નગરને વિષે ઓછા અથવા અધિક પુત્ર જન્મે સતે આ નગરમાં આજ દશ પુત્ર જન્મ્યાછે. એવી રીતે બોલવું તે વ્યવહાર થકી ઉત્પન્ન મિશ્રિતા સત્યા મૃષા ભાષા કહેવાય. પરમાર્થે કરીને અસત્યજ જાણવી. આનું સ્વરૂપ પ્રથમ ચાર પ્રકારની ભાષામાં લખવામાં આવ્યું છે. ત્યાંથી જાણી લેવું. વળી કાળ તમને સો રૂપિયા આપી શું. એમ કહીને પચ્ચાસ રૂપિઆ આપે સતે લોકમાં જૂઠ દેખાતુ નથી કેમકે, આપીશું એમ કહીને આપ્યા, તે સત્ય થયું. અને સો કહીને પચાસ આપ્યા તે જૂઠ થયું. એ બે મળીને સત્યા મૃષાભાષા કહેવાય. એ વ્યવહાર નયની અપેક્ષાએ જાણવું. એ રીતે બીજા ભેદોને વિષે પણ જાણવું. ॥૧॥

૨ વિગય મિસ્સિયા કહેતાં વિગત મિશ્રિતા સત્યા મૃષાભાષા એટલે મરણનું કથન કરે સતે, જેમ આ નગરમાં આજ દશ વૃદ્ધ મરી ગયાછે. તેમાં ઓછું વધારે હોય, તે વિગત મિશ્રિતા કહેવાય. ॥૨॥

૩ ઉપ્પન્ન વિગય મિસ્સિયા કહેતાં ઉત્પન્ન વિગત મિશ્રિતા સત્યા મૃષા ભાષા એટલે કરયું છે પરિમાણ તે જેનું એવું જન્મ અને વળી મરણ તેનું કથન કરે સતે અને વળી વિસંવાદ સતે એટલે આડા અવળીપણ સતે ઉત્પન્ન વિગત મિશ્રિતા કહેવાય. જેમ આ નગરમાં આજ દશ પુત્ર જન્મ્યા છે, અને દશ વૃદ્ધ મરી ગયા છે. એવી રીતે બોલનારને ઓછું વધારે સતે વ્યવહાર થકી મિશ્રભાષા લાગે. ॥૩॥

૪ જીવમિસ્સિયા કહેતાં જીવમિશ્રિતા સત્યા મૃષાભાષા એટલે ઘણા જીવો જીવતા છે, અને થોડા મૂએલા છે એવા શંખ, નાના શંખાદિકનો એક ઠેકાણે ઢગલો દેખે સતે જયારે કોઇક એ પ્રકારે બોલે કે, અહો! આ મોટો જીવનો ઢગલો પડયો છે. ત્યારે તે જીવ મિશ્રિતા ભાષા કહેવાય. આ ભાષાને સત્યા મૃષાપણુ શી રીતે થયું? તે કહેછે. એ ઢગલામાં જે જીવો જીવે છે. તેની અપેક્ષાએ સત્યપણુ છે. અને જે જીવો મૂએલા છે તેની અપેક્ષાએ મૃષાપણુ છે. એમ બે ભેગું થઇને વ્યવહારમાં સત્યા મૃષાભાષા કહેવાય. ॥૪॥

૫ અજીવ મિસ્સિયા કહેતાં અજીવ મિશ્રિતા સત્યા મૃષાભાષા એટલે જયારે ઘણા જીવ મૂએલા છે, અને થોડા જીવ જીવતા છે. એવો શંખાદિકનો કરેલો એક ઠેકાણે ઢગલો તેને વિષે એવું બોલે. અહો! આ મ્હોટો મૂએલા જીવોનો ઢગલો પડયો છે. ત્યારે તે અજીવ મિશ્રિતા કહેવાય. આ ભાષાનું પણ સત્યા મૃષાપણુ આવી રીતે આવ્યું. મૂએલાની અપેક્ષાએ સત્યપણુ છે. અને જીવતાની અપેક્ષાએ મૃષાપણુછે. એ રીતે વ્યવહારથી મિશ્રભાષા જાણવી. ॥૫॥

૬ જીવાજીવ મિસ્સિયા કહેતાં જીવાજીવ મિશ્રિતા સત્યા મૃષાભાષા એટલે તેજ ઢગલાને વિષે ઇહાં આટલા જીવ જીવે છે. અને ઈહાં આટલા જીવ મૂએલા છે. એ રીતે નિયમાએ કરીને નિશ્ચે કરતો તેને વિસંવાદ સતે એટલે ફેરફાર સતે જીવાજીવ મિશ્રિતા સત્યા મૃષાભાષા કહેવાય. ॥૬॥

૭ અણંતમિસ્સિયા કહેતાં અનંતમિશ્રિતા એટલે મૂળકાદિક અનંતકાય પ્રત્યે તેનાજ સંબંધી પરિપક્વ પાંદડાંએ કરીને અથવા હરેક કોઈ પ્રત્યેક વનસ્પતિએ કરીને મિશ્ર કહેતાં સહિત એવો જોઇને અર્થાત્ તેના પાંનાએ કરીને અથવા કોઈક પ્રત્યેક વનસ્પતિએ કરીને સહિત એવો મૂળાદિક અનંતકાયને દેખીને આ સર્વ પણ અનંતકાયિક છે. એ રીતે બોલનારને અનંતમિશ્રિતા સત્યા મૃષાભાષા લાગે. ॥૭॥

૮ પરિત્તમિસ્સિયા કહેતાં પ્રત્યેક મિશ્રિતા એટલે અનંતકાયિકે કરીને સહિત ઢગલો કરેલો એવો પ્રત્યેક વનસ્પતિકાયનો સમૂહ દેખીને આ સર્વ પણ પ્રત્યેક વનસ્પતિ છે. એ રીતે બોલનારને પ્રત્યેક મિશ્રિતા સત્યા મૃષાભાષા લાગે. ॥૮॥

૯ અદ્ધામિસ્સિયા કહેતાં અદ્ધામિશ્રિતા એટલે અદ્ધા કહેતાં કાળ તે ઈહાં પ્રસ્તાવ થકી દિવસ અથવા રાત્રિ ગ્રહણ કરીએ; તે છે મિશ્રિત જે ભાષાએ કરીને તે અદ્ધામિશ્રિતા ભાષા કહેવાય. જેમ કોઈક પુરૂષ કોઈક પુરૂષને ઉતાવળ કરતો સતો દિવસ વર્ત્તમાન સતેજ એવું બોલે કે, ઉઠ રાત્રિ પડી. અથવા રાત્રિ સતે એવુ બોલે કે, ઉઠ. સૂર્ય ઉગ્યો. એ રીતે બોલનારને અદ્ધામિશ્રિતા સત્યા મૃષાભાષા લાગે. ॥૯॥

૧૦ અદ્ધાદ્ધામિસ્સિયા કહેતાં અદ્ધાદ્ધા મિશ્રિતા એટલે દિવસનો અથવા રાત્રિનો એક દેશ, તે અદ્ધાદ્ધા કહીએ; તે છે મિશ્ર તે જે ભાષાએ કરીને તે અદ્ધાદ્ધા મિશ્રિતા કહીએ. જેમ પહેલી પોરશી વર્તતે સતેજ કોઇક કોઈકને ઊતાવળ કરતો સતો એવું બોલે કે, ચાલો ચાલો, મધ્યાન થઈ ગયો. એ રીતે બોલનારને અદ્ધાદ્ધા મિશ્રિતા ભાષા લાગે. ॥૧૦॥ આ ઉપર લખેલી દશ પ્રકારની મિશ્રભાષા વ્યવહારની અપેક્ષાએ જાણવી.. નિશ્ચે થકી તો જૂઠજ છે. કેમકે, તેને જૂઠનું ફળ લાગેછે માટે.

૪. હવે અસત્યા અમૃષાભાષા બાર પ્રકારની છે તે કહેછે.

૧ આમંતણિ કહેતાં આમંત્રણિ એટલે હે દેવદત્ત ! એ રીતે સંબોધન કરીને બોલવું, તે આમંત્રણી એવી અસત્યા અમૃષાભાષા કહીએ. આ ભાષા પૂર્વે કહેલી એવી સત્યાદિ ત્રણ ભાષાના લક્ષણે કરીને રહિત છે. એ હેતુ માટે સત્ય પણ ન કહીએ. અને મૃષા પણ ન કહીએ. અને સત્યા મૃષાપણ ન કહીએ. કેવળ વ્યવહાર માત્રની પ્રવૃત્તિનું હેતુ છે. એ

કારણ માટે અસત્યા અમૃષા અને બીજુ નામ વ્યવહાર ભાષા કહીએ એ પ્રકારે સર્વ ઠેકાણે ભાવના કહીએ. ॥૧॥

૨ આણમણી કહેતાં આજ્ઞાપની ભાષા એટલે કોઈ કાર્યને વિષે પરને પ્રવર્ત્તાવવું. જેમ આ કામ તું કર. એવી આજ્ઞા કરવી તે આજ્ઞાપની અસત્યા અમૃષાભાષા કહીએ. ॥૨॥

૩ જાયણી કહેતાં યાચની એટલે કોઈપણ વસ્તુ વિશેષનું, મને આપો એ રીતે માગવું, તે યાચની કહેતાં જાચનાની કરનારી એવી અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥૩॥

૪ પુચ્છણી કહેતાં પૂચ્છની એટલે ન જાણેલો એવો, અને સંદેહ સહિત એવો કોઇક અર્થ તેને જાણવાને અર્થે તેના જાણ પુરૂષની સમીપે પ્રેરણા કરવી. કે, આનો શો અર્થ હશે ! એ રીતે જે પૂછવું તે પૂચ્છની અસત્યા અમૃષાભાષા કહીએ. ॥૪॥

૫ પન્નવણી કહેતાં પ્રજ્ઞાપની એટલે વિનીત એવો જે શિષ્યજન તેને ઊપદેશનું દેવું. જેમ પ્રાણી વધ થકી નિવૃત્યા કહેતાં વિરામ પામ્યા એવા પ્રાણિયો, આવતા ભવને વિષે લાંબા આઉખાવાળા થાય છે ઇત્યાદિક ઉપદેશ દેવો, તે પ્રજ્ઞાપની કહેતાં જણાવનારી એવી અસત્યાઅમૃષાભાષા કહેવાય. તે, શાસ્ત્રમાં કહ્યુંછે.

पाणिवहाउ निवत्ता हवंति दीहाउया अरोगा य ॥

एमाई पन्नत्ता पन्नवणी वीयरागेहिं ॥ १ ॥

અર્થ—પ્રાણી વધ થકી કહેતાં જીવની હિંસા થકી એટલે પોતાના જીવને અને પરજીવને મારવું તે થકી નિવૃત્તેલા એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પાછા હટેલા દ્રવ્યથકી પરજીવને મારવો નહી. અને કોઇ પણ ફંદમાં નાંખવો નહી. અને પોતાના જીવને કષાયના વશે કરીને તાડન તર્જન કરવું નહી અથવા ગળાફાંસાદિક ખાવા નહી. અને એવું કામ પણ ન કરવું કે, જેથી કેદ મળે, માર પડે, એ દ્રવ્ય દયા કહીએ. અને ભાવથકી પરજીવના ઉપર અરૂચિભાવે કરીને મલિન પ્રણામ ન કરવા. અને તે જીવને તેવું કઠોર વચન બોલીને કષાય કરાવવો નહી. અને પોતાને રાગદ્વેષની પ્રબળતામાં પડવું નહી. અને મનમાં માઠો માઠો વિચાર કરીને આત્માને કર્મ બંધનમાં નાંખવો નહી તે ભાવ દયા કહીએ. એ રીતે દ્રવ્ય ભાવ બે પ્રકારે દયાવંત પ્રાણિયો, આવતા ભવને વિષે લાંબા આઉખાવાળા એટલે કોઇક ઉત્તમ કુળને વિષે ઉત્કૃષ્ટ આઉખાવાળા એવા, અને રોગ રહિત એટલે અશાતા વેદનીએ કરીને રહિત એવા થાય છે. ઇત્યાદિક કહેવું તેને વીતરાગે પ્રજ્ઞાપની ભાષા કહી છે. ॥૫॥

૬ પચ્ચખ્ખાણી ભાષા કહેતાં પ્રત્યાખ્યાની ભાષા એટલે જાચનાનાં કરનારને પ્રતિષેધનું વચન કહેવું, એટલે માગનારને નિષેધ કરવો. તે પ્રત્યાખ્યાની કહેતાં ત્યાગની, નિષેધની કરનારી અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥૬॥

૭ ઇચ્છાણુલોમા કહેતાં ઇચ્છાનુલોમા એટલે જેમ કોઇક પુરૂષ કોઈક કામને કરવા માંડતો સતો, કોઇક પુરૂષને પુછે કે, આ કામ હું કરૂં? ત્યારે તે કહે કે, તું કર. મહારે પણ એ વાંછિત છે. એટલે મને પણ ગમતુ છે. એ રીતે બોલવું તે ઇચ્છાનુલોમા કહેતાં ઇચ્છાને અનુકૂળ અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥ ૭ ॥

૮ અણભિગ્ગહિયા કહેતાં અનભિગ્રહીતા એટલે જે ભાષાને વિષે હરકોઈ નિયમે કરેલા અર્થનું નિશ્ચે ન કરવું. જેમ ઘણાં કાર્ય આવી પડે સતે કોઇક કોઈકને પૂછે કે, હમણાં હું કિયું કામ કરૂં? ત્યારે તે કહે, જે તમને ગમે તે કરો. એ રીતે બોલવું તે અનભિગ્રહીતા કહેતાં નિર્ધારવિનાની અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥૮॥

૯ અભિગ્ગહિયા કહેતાં અભિગ્રહીતા એટલે પ્રતિનિયત અર્થનું નિશ્ચિત કરવુ. જેમ હમણાં આ કામ કરવા જોગ્ય છે. અને આ કામ કરવા જોગ્ય નથી. એ રીતે નિયમાએ બોલવું તે અભિગ્રહીતા કહેતાં નિશ્ચેની કરનારી અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥૯॥

૧૦ સંસયકરણી કહેતાં સંશયની કરાવનારી એટલે જે એક વાણી અનેક અર્થને કહેવાપણે કરીને એટલે એક શબ્દમાં અનેક અર્થ રહેલા એવો શબ્દ બોલવે કરીને પરને કહેતાં બીજાને સંશય ઉત્પન્ન કરેછે. જેમ સેંધવ લાવો. ઈહાં સેંધવ શબ્દ લવણ કહેતાં મીઠું, અને વસ્ત્ર, અને પુરૂષ, અને વાજી કહેતાં ઘોડો એટલાંને વિષે પ્રવર્ત્તે છે. એટલે સેંધવ શબ્દના એટલા અર્થ છે. માટે સાંભળનારને સંશયની કરાવનારી છે. એવી જે ભાષા તે સંશય કરણી અસત્યા અમૃષા ભાષા કહીએ. ॥૧૦॥

૧૧ વોગડભાષા કહેતાં વ્યાકૃત એટલે જે પ્રકટ અર્થવાળી ભાષા. અર્થાત્ જે બોલવે કરીને જલદી અર્થ સમજાય તે વ્યાકૃતા અસત્યા અમૃષાભાષા કહીએ. ॥૧૧॥

૧૨ અવોગડા કહેતાં અવ્યાકૃતા એટલે અતિ ગંભીર શબ્દાર્થવાળી અથવા અવ્યક્ત અક્ષરે કરીને જોડેલી. કેમ કે, અવિભાવિત અર્થ છે માટે. એટલે તેનો અર્થ બરોબર જાણવામાં નથી માટે તે અવ્યાકૃતા અસત્યા અમૃષાભાષા કહીએ. ॥૧૨॥

आमंतणि आणमणी जायणी तह पुच्छणी य पन्नवणी ॥
पच्चक्खाणीभासा भासा इच्छाणुलोमा य ॥ १ ॥

अणाजिग्गहिया जासा जासा य अजिग्गहंमि बोधव्वा ॥
संसयकरणी जासा वोगम अवोगमा चेव ॥१॥

આ ઉપર લખી બેતાળીશ પ્રકારની ભાષાનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જાણીને મુનિને તથા શ્રાવકને બોલવા જોગ્ય છે. અને ભાષાનું સ્વરૂપ જો ન જાણ્યું હોય તો નિરપેક્ષ વચન નીકલે. એટલે અપેક્ષા વિના બોલાય. અને અપેક્ષા વિના બોલતાં મૃષાવાદ લાગે. અને મૃષાવાદ છે તેજ ભવમાં પરિભ્રમણ કરવાનું કારણ છે. કેમકે, કહ્યુંછે.

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો ॥
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભલી આચરી કાંઈ રાચો॥ ધાર.॥૧॥

અર્થ—દ્રવ્ય ભાવ બે પ્રકારે અપેક્ષા રહિત જેનું વચન છે, તેનો ગૌતમસ્વામીજી જેવો વ્યવહાર છે તોય પણ જૂઠો જાણવો. એટલે ઉલટો કર્મ બાંધવાનું કારણ જાણવો. કેમકે, અપેક્ષા રહિત બોલનારને ઉત્સૂત્ર લાગે છે માટે. દ્રવ્ય સાપેક્ષ તે કોને કહીએ? તે કહેછે. જે અવસરે જે નયની મુખ્યપણે વ્યાખ્યા ચાલતી હોય, તે અવસરે તેના પ્રતિપક્ષી બીજા નયનો ઉપયોગ રાખવો જેમ "ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાયરે ॥" તે ઠેકાણે એવું કહ્યું છે કે, અરિહંતમાં અને પોતામાં જે ભેદ પડેલો છે, તેનો છેદ કરીને આત્મા અરિહંતરૂપી કહેતાં પોતેજ અરિહંત થાય. એ વચન ધ્યાનને અવસરે સંગ્રહ નયની અપેક્ષાનું છે. કેમકે, સંગ્રહનયમત સત્તા ગ્રાહી છે. માટે વ્યવહાર નયને મૂકીને આત્મસત્તાને ગ્રહણ કરીને બોલેછે. પણ તે અવસરે વ્યવહારાદિક બીજા નયોનો ઉપયોગ રાખવો.એ રીતે જેજે ઠેકાણે જેની જેની મુખ્યતાએ કરીને કહ્યું હોય, તેતે ઠેકાણે બીજા નયોની પણ અપેક્ષા રાખવી. એ રીતે સાત નયના સાપેક્ષ પણે અને ચતુર્ભંગી, સપ્તભંગી ચાર નિક્ષેપા, એ રીતે વિસ્તાર સહિત જાણીને બોલે છે તે સર્વ દ્રવ્ય સાપેક્ષ કહીએ. તેણેકરીને રહિત તે દ્રવ્યથી નિરપેક્ષ કહીએ એટલે અપેક્ષા રહિત કહીએ.

ભાવ સાપેક્ષ તે કોને કહીએ? તે કહેછે. જે જીવ નય નિક્ષેપાદિક સર્વ જાણીને આત્મ સ્વરૂપના ઉપયોગ સહિત, રાગ દ્વેષની પરણતિ રહિત, અહંકાર રહિત, પક્ષપાત રહિત, કેવળ એક પોતાના આત્માને કર્મ બંધનથી છૂટવાને માટે બોલેછે. તે ભાવ સાપેક્ષ કહીએ, એ રીતે ભાવ સાપેક્ષ પણે કરીને રહિત તે ભાવ નિરપેક્ષ કહીએ.

એ રીતે દ્રવ્ય ભાવ બે પ્રકારે અપેક્ષા રહિતપણે કરીને બોલવાથી ઉત્સૂત્ર લાગ્યા વિના રહેજ નહી. અને જેનું સાપેક્ષ વચન છે. એટલે ઉપર લખેલી દ્રવ્ય ભાવ બે પ્રકારે અપેક્ષા સહિત વચન છે. તેનો વ્યવહાર સાચો છે.

એટલે મોક્ષનું કારણ છે. કદાચિત્ કોઇ જીવને દ્રવ્ય જ્ઞાનાવરણી કર્મના ઉદયે કરીને વ્યવહારમાં શ્રુતજ્ઞાન ભણી શકાતું નથી તોપણ તે જીવ કોઇ ગીતાર્થના ગુણ સહિત મહોટા ગીતાર્થની નિશ્રામાં રહિને ભાવ સાપેક્ષપણામાં વર્ત્તે તો તેને કર્મની નિર્જરા થાય. પણ એકલા દ્રવ્ય સાપેક્ષપણામાં વર્ત્તવાથી કાંઇ કર્મની નિર્જરા થતી નથી. કેમકે, અભવ્ય જીવ પણ દ્રવ્યથકી નવપૂર્વ સુધી ભણેછે. અને ભવ્ય મિથ્યાદૃષ્ટિ જીવ પણ દેશેઉનદશપૂર્વ સુધી ભણે છે. પણ તે સર્વે મિથ્યાશ્રુત કહેવાય. શું, તે દ્રવ્ય સાપેક્ષપણું નથી જાણતા? અપિતુ, જાણેછે. પણ ભાવ સાપેક્ષપણા વિના તેને મિથ્યાત્વપણું આવ્યું. અને ભાવ સાપેક્ષપણું, ગ્રંથીભેદ વિના તો હોયજ નહી. માટે ભાવ સાપેક્ષપણા સહિતજ પ્રાણીને કર્મની નિર્જરા થાય છે. ઈહાં કોઈક એવો તર્ક કરેછે કે, તેને ભાવથી સાપેક્ષપણું નથી તો તેમાં અમારૂં શું ગયું? તેના વ્યવહારે કરીને ઘણા જીવોને બોધતો થશે? એવો તર્ક થએ સતે ઉત્તર કહેછે. અરે ભાઈ! તમે જિનમાર્ગના અજાણ જણાઓ છો. કેમકે, જે માણસ પોતે અહંકારાદિ કષાયે સહિત હોય, અને કેવળ લોકને રીઝવવાને માટે ઉપરથી કાંઈક કાંઈક વ્યવહાર સાચવે છે. અને આત્મ ઉપયોગે કરીને શૂન્ય વર્ત્તે છે. તેનો વ્યવહાર હિતકારી શી રીતે થાય? લગાર તો સમજો! કે, જેના ઘરમાં ધન નથી અને ઉપરથી વ્યાપારનો ફટાટોપ ચલાવે છે, તે કેટલા દિવસ સુધી ચાલશે? અંતે તે પોતે ડુબશે. અને તેના આશ્રિત લોકોને પણ ડબોવશે. એ રીતે ઈહાં પણ જાણવું. વળી ઈહાં કોઈ કહેશે કે, તેના અંતરગતની ખબર આપણને શી રીતે પડે? એતો નિશ્ચે નયની વાર્તા છે, તેતો કેવળી જાણે. એવી રીતે બોલનારને ઉત્તર કહીએ છીએ. અરે ભાઇ! અમને બડી દીલગીરી આવેછે કે, આટલા દિવસ સુધી તમે શાસ્ત્ર સાંભળીને શું સમજ્યા? આ તમારા બોલવા ઉપરથી ઘણું અજાણપણું જણાય છે. કેમકે, જે પુરૂષના કષાય મંદ પડ્યા હોય, અને ભવભીરૂ હોય, અને કાંઇક શાસ્ત્રનો મર્મ જાણ્યો હોય, તો તે પુરૂષ લોકની બીહીકે કરીને પોતાના દોષ ગોપવે નહી. અને પોતાની બડાઈ દેખાડે નહી. અને સિદ્ધાંતાનુસારી ગુણી પુરૂષોના ગુણને ઓળવે નહી. અને અંતરમાં જૂદું રાખે, અને લોકને જૂદું દેખાડે એવું કરે નહી. કેમકે, એવું કરવાથી જૂઠ ડફાંણ આવેછે. માટે સમકિતવંત પ્રાણી જૂઠ ડફાંણ કરે નહી. જેમ મહાવીર સ્વામીજીનો જીવ મરીચી, તેણે પોતાનું સ્વરૂપ ઓળખીને જૈનમુનિનો વેષ મૂકી દેઇને ત્રિદંડીયાપણું અંગીકાર કરયું. કેમકે, પોતામાં કોઇને મુનિપણાનો ભરમ પડે નહી માટે. એ રીતે બીજા પણ સમકિતદૃષ્ટિ જીવો પોતાને માનવા પૂજાવાને અર્થે લોકની દાક્ષિણતાએ કરીને પોતાના પરિણામ વિના જૂઠો કીરિયાનો ફટાટોપ કરતા નથી. તો તેથીજ

તેના કષાય કાંઇક ઓછા થયાછે; એમ નિપુણ વ્યવહારી જીવને પણ ખબર પડે છે. અને પરિણતિથી કષાય મંદ પડયા છે કે નહી? તે વાત તો કેવળી ગમ્ય છે. કેમકે, પરિણતિની વાત છદ્મસ્થથી જાણી શકાતી નથી. માટે છદ્મસ્થ જીવતો વ્યવહારમાં પદ પદને અનુસારે તેની પ્રવૃત્તિ જોવે કરીને અને તેની પ્રરૂપણાએ કરીને આગળ પાછળ તેનું એક રૂપપણું દેખીને અને પૂર્વ પુરૂષોનું અવલંબન લેઇને પોતાની લઘુતાને કરતા, એવા જોઇને તે પુરૂષોને વિષે ભાવસાધુપણું અથવા ભાવશ્રાવકપણું અથવા ભાવસમકિતીપણું અંતરમાં કેવળીની અપેક્ષાએ સ્યાત્પણું રાખીને માને, તો તેને દોષ નથી. અને તેવા પુરૂષોનો સિદ્ધાંતાનુસારી વ્યવહાર છદ્મસ્થ જીવને હિતકારી છે. કેમકે કેવળજ્ઞાની મહારાજ પણ વર્ત્તમાન કાળમાં તેનો શુદ્ધ વ્યવહાર દેખીને તેને સાધુ અગર શ્રાવક કહીને બોલાવેછે. પણ જ્યાં સુધી તેનો વ્યવહાર બગડયો નથી. અને તેની પ્રરૂપણામાં ફેર પડયો નથી, ત્યાં સુધી કેવળી પણ છદ્મસ્થ જીવની અપેક્ષાએ તેને ભાષાચાર્ય કરીને બોલાવે છે. માટે છદ્મસ્થ જીવને શુદ્ધ પરૂપણા સહિત પદપદને અનુસારે અન્યાયાદિક દુર્ગુણોએ કરીને રહિત જે પ્રવૃત્તિ છે, તે હિતકારી છે. અને તે છદ્મસ્થ જીવોને પ્રશંસવા જોગ્યછે. પણ જે એકાંતવાદી હોય અને પોતપોતાનો ગચ્છ ચલાવવાને માટે ભોળા લોકોને વિશ્વાસ ઉપજાવવાને માટે ઉપરથી કષ્ટ ક્રિયા કરીને લોકને રંજીત કરેછે. અને સામાસામી લઢી મરેછે. તેનો વ્યવહાર પ્રશંસવાથી ઉલટી દુર્ગતિ થાય. આ વિષે ચરચા ઘણીછે. ઈહાં કેટલી લખી જાય? માટે કોઈ સત્પુરૂષોનો આશ્રય કરીને સમજવું. અપેક્ષા રહિત વચન બોલનાર પુરૂષનો જે વ્યવહાર છે, તે સંસાર ફળને આપનારછે. એટલે કર્મ બાંધવાનું કારણ છે. માટે તે વ્યવહાર સાંભળવા જોગ્ય નથી. એમ કરતાં કદાચિત્ અજાણપણે સાંભળવામાં આવી ગયો, તો તેને આદરવો નહી. એમ કરતાં કદાચિત્ અજાણપણા થકી આદરવામાં આવી ગયો, તો તેમાં રાચવું નહી એટલે તેમાં ખુશી થવું નહી. એવી રીતે આનંદઘનજી મહારાજે પોતાની કરેલી ચોવીશીમાં ચૌદમા તીર્થંકરના સ્તવનમાં કહ્યું છે, તે જાણી લેવું. માટે ભાષા બોલવાનું જાણપણું જરૂર કરવું જોઇએ. કેમકે, ભાષાનું સ્વરૂપ સમજ્યા વિના ભાષા સમિતિ રહે નહી. અને ભાષા સમિતિ વિના પાંચ મહાવ્રતમાંથી અથવા શ્રાવકના બાર વ્રતમાંથી નિશ્ચે નયની અપેક્ષાએ એકે વ્રત રહે નહી. અને વ્યવહારમાં કદાચિત્ જાણપણા સહિત બોલતાં થકાં છદ્મસ્થપણાએ કરીને ફેરફાર બોલી જવાય, તો તેનું પ્રાયશ્ચિત લેઇને શુદ્ધ થવાય. પણ પ્રથમથીજ તેનું જાણપણુંજ ન હોય, અને એવા જાણગીતાર્થોની નિશ્રાપણ ન હોય, તેને વિષે સાધુપણાનો અગર શ્રાવ-

કપણાનો ભ્રમ રાખવો નહી. એ ઉપદેશ.

ઈહાં પ્રશ્ન. આ ઉપર લખેલી ચારે પ્રકારની ભાષા તેને બોલતો સતો આરાધક થાય કે, વિરાધક થાય? એ રીતે ગૌતમસ્વામીજીએ પ્રશ્ન કરેસતે ભગવંત ઉત્તર કહેછે. હે ગૌતમ? આ ઉપર લખેલી ચારે પ્રકારની ભાષાને "आउत्तं जासमाणे" કહેતાં સમ્યક્પ્રકારે પ્રવચનનું મલીનપણાદિકને રક્ષણ કરવાના તત્પરપણે કરીને બોલતો સતો એટલે પ્રવચન કહેતાં સિદ્ધાંત અથવા જૈનશાસન તેના ઉડ્ડાહની રક્ષણાદિ નિમિત્તે એટલે તેની હેલનાદિ ટાલવાને માટે ગુરૂ લાઘવના વિચાર વડે કરીને મૃષાભાષા પણ બોલતો એવો સાધુ આરાધકજ હોય. વિરાધક ન હોય. કેમકે, જિનશાસનની ભક્તિમાં વર્ત્તવાથી પરિણામ રૂડા છે માટે. તે થકી એટલે આયુક્ત બોલનાર થકી બીજો અસંજત કહેતાં મન વચન કાયાના સંજમે કરીને રહિત એવો, અને અવિરત કહેતાં પાપ સહિત વ્યાપાર થકી જેનું મન વિરામ નથી પાંમ્યું એવો. એજ કારણ માટે મિથ્યા દુષ્કૃતનું દેવું એટલે મિચ્છામિ દુક્કડનું દેવું, અને પ્રાયશ્ચિત્તનું અંગીકાર કરવું એ આદિક વડે કરીને નથી નાશ કર્યું અતીતકાળ સંબંધી એટલે ગયા કાળ સંબંધી પાપ તે જેણે એવો, અને નથી પચ્ચખ્ખ્યું કહેતાં ફરીને ન કરવાપણે કરીને નથી નિષેધ કર્યું આવતા કાળનું પાપ કર્મ તે જેણે એવો, એટલે અપ્રતિહત અને અપ્રત્યાખ્યાત પાપકર્મા એવો પુરૂષ, સત્ય ભાષા પ્રત્યે બોલતો અથવા મૃષાભાષા પ્રત્યે બોલતો અથવા સત્યામૃષા ભાષા પ્રત્યે બોલતો અથવા અસત્યા અમૃષા ભાષા પ્રત્યે બોલતો એ રીતે ચારે પ્રકારની ભાષા બોલતો સતો આરાધક ન હોય. વિરાધકજ હોય. કેમકે, તેને વિષે પૂર્વે કહ્યા પ્રમાણે ઉપયોગ નથી. માટે ઉપયોગ સહિત પુરૂષનું કૃત્ય પ્રમાણ છે. અને ઉપયોગ રહિત પુરૂષનું કદાચિત્ દ્રવ્યથી સાચું કૃત્ય હોય, તોપણ જૂઠુંજ જાણવું. કેમકે, ભાવે કરીને શૂન્યપણું છે માટે. કહ્યું છે,—

आकर्णितोपि महितोपि निरीक्षितोपि
नूनं न चेतसि मया विधृतोसि जक्त्या ॥
जातोस्मि तेन जनबांधव डुःखपात्रं
यस्मात्क्रियाः प्रतिफलंति न जावशून्याः ॥

कल्याणमंदिरनुं ३८ मुं काव्य.

અર્થ. હે નાથ! મેં, તમને કોઈક પ્રકારે કરીને કાનવડે સાંભળ્યા. એટલે દ્રવ્ય માત્ર, અર્થાત્ મનની રૂચિ વિના અપ્રધાન ભાવે કરીને કેવળ કા-

નોવડે કરીને મેં તમને સાંભળ્યા છે. અને કોઇક પ્રકારે કહેતાં દ્રવ્ય માત્ર ચંદનાદિક વડે કરીને મેં તમને પૂજ્યા છે. વળી કોઇક પ્રકારે કહેતાં ઊપરથી કેવળ આંખો વડે કરીને તમને મેં જોયાછે. પણ નૂનં કહેતાં નિશ્ચે ભક્તિએ કરીને એટલે તમારી આજ્ઞા પાળવે કરીને, મેં તમને, ચિત્તમાં ધારણ નથી કર્યા. તે કારણ માટે, હે જન બાંધવ! કહેતાં, હે ભવ્ય જીવોના બંધુ સમાન! હું દુઃખનું પાત્ર થયોછું. એટલે રાગ, દ્વેષ, મોહ, જન્મ, જરા, મરણરૂપ દુઃખોને રહેવાનું ભાજન થયોછું. એટલે એ સર્વ દુઃખ મ્હારે વિષે વર્ત્તેછે. કેમકે, જે કારણ માટે ભાવે કરીને શૂન્ય એટલે સ્વપરની વેહેંચણ સહિત એવા ચિત્તના અભિપ્રાયે કરીને રહિત એવી ક્રિયાઓ કહેતાં તીર્થયાત્રા, પોસા, પડિક્કમણાં, તપ, જપરૂપ, તે નથી ફળતી. એટલે ફળવાળી નથી થતી. અર્થાત્ તે ક્રિયા કરવાનું ફળ કર્મ થકી રહિત થવું તેનું કારણ નથી થતી. કેમકે, કેવળ દ્રવ્ય માત્ર છે માટે. ॥૩૮॥ એ કારણ માટે આત્માર્થિ પુરૂષોએ પ્રમાદ મૂકીને પોતાના આત્માને કર્મ થકી છોડાવવાને માટે ભાવ સહિત ક્રિયાઓમાં વર્ત્તવું. એ ઉપદેશ.

પહેલા ભાગમાં પંનર પ્રકારનાં કર્માદાન કહ્યાં છે તેનો વિસ્તાર.

कम्मात्त जइ कम्मं विणा न तीरेइ निव्वहेत्तं तो ॥
पनरसकम्मादाणे चइए अणांवि खरकम्मं ॥

અર્થ—કર્મતઃકહેતાં કર્મનો આશ્રય કરીને શ્રાવકે ઉત્સર્ગથકી કાંઇપણ સાવદ્ય કર્મ ન કરવું. જો વળી કર્મ વિના એટલે ક્રિયા વિના નિર્વાહ ન થઈ શકે, તોપણ પંનર કર્માદાનનો તો જરૂર ત્યાગ કરવો. તે આ પ્રકારે—

અંગાર ૧. વન ૨. શકટ ૩. ભાટક ૪. સ્ફોટક ૫. કર્માણિ ॥ દંત ૬. લાક્ષા ૭. રસ ૮. કેશ ૯. વિષ ૧૦. વાણિજ્યાનિ, યંત્રપીડા ૧૧. નિર્લાંછનં ૧૨. દવદાનં ૧૩. સરોહ્રદાદિ શોષઃ ૧૪. અસતીપોષ ૧૫. શ્ચેતિ ॥

આજીવિકાને અર્થે અંગારકરણ કહેતાં, ભાડમાં શેકવું એટલે 'ભાડભુજાનું કામ તથા કુંભારનું કામ તથા લુહારનું કામ તથા સોનારનું કામ, તે સર્વ કામને વિષે ઇંટો પકવવી ઇત્યાદિકને અર્થે અગ્નિનો આરંભ કરવો તે અંગાર કર્મ કહીએ. ॥૧॥

આ જીવિકાને અર્થે વનકર્મ કહેતાં, વૃક્ષાદિકેનું છેદન કેરી અથવા પત્ર પુષ્પાદિકનું છેદન કરી તેનું વેચવું, ઇત્યાદિ આરંભે કરીને આજીવિકા કરવી તે વનકર્મ કહીએ ॥૨॥

આજીવિકાને અર્થે શકટકર્મ કહેતાં ગાડાંનું તથા ગાડાંનાં અંગ જે પઇડાં પ્રમુખ તેમનું ઘડાવવું તેણે કરીને આજીવિકા કરવી તે શાકટકર્મ કહીએ. ॥૩॥

આજીવિકાને અર્થે ભાટકકર્મ કહેતાં પોતાને ઘેર ગાડાં તથા બળદીઆ આદિકને રાખીને પારકો ભારવહન કરવો તેથી અથવા મૂલ્યવડે પોતાની ગાડી પ્રમુખનું અર્પણ કરવું એટલે તેનું ભાડું ખાવું તેથી પોતાની આજીવિકા કરવી તે ભાટકકર્મ કહેવાય. ॥૪॥

આજીવિકાને અર્થે સ્ફોટકકર્મ કહેતાં કોદાળો તથા હળ ઇત્યાદિકેકરીને પૃથ્વીનું ઉખેડવું, અથવા પાષાણાદિકનું ઘડવું તેથી આજીવિકાનું કરવું તે સ્ફોટકકર્મ કહીએ. ॥૫॥ વળી જવ પ્રમુખ ધાન્યોનું છોડાં પ્રમુખ કહાડીને વેચવું તે પણ સ્ફોટકકર્મજ કહીએ. તે વાત શાસ્ત્રમાં કહી છે—

जवचणया गोहुममुग्गमासकरम्फिप्पन्निइ य धन्नाणं ॥
सत्तु य दालिकणिका तंडुलकरणाइ फोमयणं ॥

અર્થ:—જવ તથા ચણા તથા ઘઉં તથા મગ તથા અડદ તથા કલથી આદિ ધાન્યોનું સતવ કહેતાં દાળ કરવી તથા કણિકા કહાડવા એટલે ફોતરાં કહાડી તાંદલા કરવા તથા ચોખા કરવા ઈત્યાદિ કર્મ તે સ્ફોટકકર્મ કહીએ. ॥૧॥

अहवा फोम्फिकम्मं सीरेण न्नूमिफोम्रणं जं तु।
उङ्कुत्तणयं च तहा तहाय सिलट्टयत्तं चोति ॥ २ ॥

અર્થ—અથવા સ્ફોટકર્મ તિ હળવડે ભૂમિ ખેડાવવી તથા ધાન્ય પ્રમુખનાં છોડાં કડાવી દાળ પ્રમુખ કરાવવું તે તથા શિલા ઘડાવવી ઈત્યાદિ સ્ફોટકર્મ કહીએ. ॥૨॥ ॥૫॥

આજીવિકાને અર્થે દંતવાણિજય કહેતાં પ્રથમથીજ મ્લેચ્છાદિકને મૂલ આપી હાથીના દાંત મંગાવીને વેચવા. અથવા એ હાથીના દંત જ્યાં મળતાં હોય તે જગ્યાને આકર કહીએ ત્યાં પોતે જઇને ખરીદ કરી લાવી વેચવું તે દંતવાણિજય કહીએ એ કહ્યું તેણે કરીને શંખ તથા ચર્મ કહેતાં ચામડું તથા ચામર ઈત્યાદિકનું પણ ગ્રહણ કરવું. અને તૈયાર લેઈને વેપાર કરે તેમાં દોષ નથી. ॥૬॥

આજીવિકાને અર્થે લાક્ષાવાણિજય કહેતાં લાખનો વહેપાર, એ પ્રસિદ્ધ છે. ઉપલક્ષણ થકી આટલું પણ જાણવું જે, ગલી તથા મણશિલ ઈત્યાદિકનું પણ ગ્રહણ કરવું. ॥૭॥

આજીવિકાને અર્થે રસવાણિજ્ય કહેતાં ઘી, તેલ, સુરા કહેતાં મદિરા તથા મધ તથા વસા કહેતાં ચર્બી ઈત્યાદિકનો વહેપાર કરવો તે રસવાણિજય કહીએ. ॥૮॥

આજીવિકાને અર્થે વિષવાણિજય કહેતાં શિંઘડીઓ વછનાગ તથા કાલકુંટ ઝેર ઇત્યાદિ ઝેરનો વહેપાર કરવો તે વિષવાણિજય કહીએ. આ કહ્યું તેણે કરીને ઉપલક્ષણથી જીવઘાતક શસ્ત્રને અર્થે લોઢું તથા હરિતાલ પ્રમુખ વસ્તુનું ગ્રહણ કરવું તે વિષવાણિજય કહીએ. ॥૯॥

આજીવિકાને અર્થે કેશવાણિજય કહેતાં દાસી તથા બળદ તથા ઘોડા તથા પાડા તથા ઊંટ ઇત્યાદિનો વિક્રય કરવો એટલે લેવડ દેવડ કરવી તે કેશવાણિજય કહીએ. ॥૧૦॥

આજીવિકાને અર્થે યંત્રપીડા કહેતાં તલ તથા શેરડી પ્રમુખનું યંત્રમાં ઘાલી પીડન કરવું, કેતાં પીલવું તે યંત્રપીડા નામનો વહેપાર કહીએ. ॥૧૧॥

આ જીવિકાને અર્થે નિર્લાછન કર્મ કરવુ, કહેતાં આખલો તથા ઘોડો ઈત્યાદિકનુ પંઢપણુ (નપુંસકપણું) કરવુ તે, તથા નાક વિંધવુ તથા કાંન, તથા ગળાના કામલા ઈત્યાદિકનુ છેદવુ તે સર્વ નિર્લાછન કર્મ કહેવાય. એટલે તેહવાં કર્મ કરાવવારૂપ વ્યાપાર. ॥૧૨॥

આ જીવિકાને અર્થે દવદાન કહેતાં ખેતર પ્રમુખને વિષે ઘાસ પ્રમુખની વૃદ્ધિને અર્થે તથા ખેતર પ્રમુખની શુદ્ધિને અર્થે એ ખેતર ચોખ્ખું કરવાને અર્થે અગ્નિદાહ કરવો એટલે દવ લગાડવો તે દવદાન કહીએ. ॥૧૩॥

આ જીવિકાને અર્થે સરોહૃદાદિકનો શોષ કરવો, કહેતાં ખેતરમાં ઘઉ પ્રમુખને વાવવાને અર્થે સરોવર તથા દ્રહ ઇત્યાદિકમાંથી પાણી લેઈ તેમનો પ્રશોષ કરવો. એટલે સુકવી નાખવાં. ॥૧૪॥

આ જીવિકાને અર્થે અસતીપોષ કહેતાં માઠા શીલવાળી દાસી પ્રમુખ તેમનું પોષણ કરવું તે અસતીપોષ કહીએ. આ કહેવે કરીને પોપટ તથા મેના તથા કુતરાં તથા બલાડાં તથા મોર ઈત્યાદિ અધર્મ કરનાર પ્રાણિનુ પોષણ કરવુ, તે પણ અસતીપોષ કર્મ ઉપલક્ષણથી જાણવું. ॥૧૫॥

આ પૂર્વે કહ્યાં જે વ્યાપાર કર્મ, તે આકરા કર્મબંધનુ કારણ છે; એ હેતુ માટે સિદ્ધાંતમાં કર્માદાન એ પ્રકારના નામથી કહ્યાં છે. તે ત્યાગ કરવા યોગ્ય છે. કેવળ એટલાંજ કર્માદાન છે એમ નહી, બીજાં પણ છે. જે જે

આકરા અધ્યવસાયથી સિદ્ધ થાયછે, તેને ક્રુર કર્મ કહીએ. જેવાં કે, કોટપાલ તથા ગુપ્તિપાલ ઈત્યાદિક આકરાસ કરવાથી સાધ્ય એવાં કર્મ તે પણ ત્યાગ કરવા યોગ્ય છે.

જેમાં અલ્પ પાપ રહ્યું છે, તેણે કરીને તે કામ થઇ શકેછે એવાં કાર્યથી તથા વ્યાપારથી નિર્વાહ કરવો; એટલો ભાવાર્થ છે.

હવે તીર્થંકરનાં લાંછન અથવા લક્ષણ કહીએ છીએ.

वसह गय तुरय मक्कम कुंचो कमलं च सत्थिर्त्रं चंदो ।
मयर सिरिवच्छ गंमय महिस वराहो य सेणेय ॥ १ ॥

वज्जं हरिणो ठगलो नंदावत्तो य कलस कुम्मो य ।
नीलुप्पल संख फणी सीहो य जिणाण चिह्नाइं ॥ २ ॥

અર્થ.—વૃષભ કહેતાં બળદ, ગજ કહેતાં હાથી, તુરંગ કહેતાં ઘોડો, મર્કટ કહેતાં માંકડ, ક્રૌંચ કહેતાં ક્રૌંચ નામે પક્ષિવિશેષ, તથા કમળ, સ્વસ્તિક કહેતાં સાથિયો, ચંદ્ર, મકર કહેતાં મગ્ગર, શ્રીવત્સ, ગંડક કહેતાં ખડ્ગનામે વનચર પશુવિશેષ, તથા મહિષ કહેતાં પાડો, વસાહ કહેતાં સૂહર, શીચાણો, વજ્ર, હરિણ, છગલ કહેતાં બોકડો, નંદાવર્ત, કલશ, કૂર્મ કહેતાં કાચબો, નીલોત્પલ કહેતાં કાળુ કમળ, શંખ, સર્પ, સિંહ, એ ક્રમે કરીને ચોવીશે તીર્થંકરોનાં ચિન્હ અનુક્રમે જાણવાં.

અઢાર દોષ રહિત હોય તેહજ દેવાધિદેવ કહીએ તે દેખાડે છે.

अन्नाण कोह मय माण लोह माया रई य अरई य ।
निद्दसो य अलियवयण चोरीया मच्छर भया य ॥ १ ॥

पाणिवह पेम कीलापसंग हासाइ जस्स इय दोसा ।
अठारसवि पणठा नमामि देवाहिदेवं तं ॥ २ ॥

અર્થ—અજ્ઞાન કહેતાં નિઃસંશયપણે વિપરીતરૂપ છે લક્ષણ જેનું એવું મૂઢપણું. એટલે પાંચ પ્રકારનાં જ્ઞાન તેથી વિપરીતપણું. ॥૧॥ ક્રોધ કહેતાં અક્ષમા ॥૨॥ મદ કહેતાં કુળ, બળ, ઐશ્વર્ય, રૂપ અને વિદ્યા ઇત્યાદિકનો અહંકાર કરવો. ॥૩॥ માન કહેતાં દુરભિનિવેશ ન મુકવો એટલે કદાગ્રહ ન મુંકવો તે. અથવા કદાગ્રહનું યુક્તિયે ગ્રહણ કરવું, તે માન કહીએ. ॥૪॥

લોભ કહેતાં ગૃદ્ધિ, અસંતોષ. ॥૫॥ માયા કહેતાં દંભ, અથવા કપટ. ॥૬॥ રતિ કહેતાં અભીષ્ટ પદાર્થોની ઉપર મને કરીને પ્રીતિ કરવી. ॥૭॥ અરતિ કહેતાં અનિષ્ટ સંપ્રયોગના સંભવથી એટલે ખોટા પદાર્થોની પ્રાપ્તિ થવાથી મનને દુઃખ થાય તે. ॥૮॥ નિદ્રા કહેતાં સ્વાપાવસ્થા એટલે પાંચ પ્રકારની નિદ્રા. ॥૯॥ શોક કહેતાં વૈધુર્ય એટલે દુઃખ અથવા દુઃખાત્મક અંતઃકરણની વૃત્તિ, ઇષ્ટને વિયોગે આક્રંદાદિરૂપ એટલે આકરાશથી રોવું. છાતીઓ કુટવી. ॥ ૧૦ ॥અલીકવચન કહેતાં, મિથ્યા ભાષણ કરવું, જુઠું બોલવું. ॥૧૧॥ ચોરી કહેતાં પર દ્રવ્યનું હરણ કરવું તે. ॥૧૨॥ મત્સર કહેતાં બીજાની સંપત્તિને જોઈ ન શકવું તે. ॥૧૩॥ ભય કહેતાં ભય કરવો એટલે કોઈને ભય ઉપજાવવો, અથવા કોઈથી ભય ઉપજે તે. ॥૧૪॥ પ્રાણિવધ કહેતાં હિંસા કરવી ॥૧૫॥ પ્રેમ કહેતાં સ્નેહ વિશેષ પરસ્પર ચિત્તનો રાગ ॥૧૬॥ ક્રીડા કહેતાં વિવિધ પ્રકારની ક્રીડાના પ્રસંગને વિષે આસક્તિ. ॥૧૭॥ હાસ્ય કહેતાં હસવું. ॥૧૮॥

॥ આ અઢાર દોષ જેના નાશ પામ્યા છે એવા દેવાધિદેવને હું નમસ્કાર કરૂં છું ॥

---

